સૂરત જિલ્લા

# સ્થાનિક સ્વરાજ્ય

વર્ષ ૧ | ઑગસ્ટ–સપ્ટેમ્બર · ૧૯૩૯ | અંક ૧-૨

## સૂરત જિલ્લાબોર્ડને

"તમારું સાચું અને સંગીન કામ જ બધું સરકારી તુમાર બહારનું હશે. પછી તમે જિલ્લામાં તમારા હાથના બનેલા અવલ નંબરના રસ્તા માટે અભિમાન લઈ શકશો, તમે તમારી શાળાઓને સુંદર રીતે ચલાવશો, તેમને આકર્ષણના કેન્દ્ર બનાવશો. તમારા જિલ્લાને મબલક પાણી બારે માસ મળે, તમારી ખેતીવાડીને પૂરતાં ખાતર મળે અને તેમાં રાષ્ટ્રને પોષક પાક ઉગાડવામાં આવે એવી તમામ ગોઠવણો તમે કરશો. લોકોને તમે આરોગ્યના ઘર.. નિયમો અને રીતોની તાલીમ આપશો અને તેમને વ્યસનોથી છોડાવી મરજિયાત દારૂબંધીની હામી ભરશો. પ્રૌઢશિક્ષણને સારુ તમે રાત્રિશાળાઓ ચલાવશો. તમારી ફરજ અદા કરવાની તીવ્રતા સાચે જ તમારામાં હશે તો આ બધાં કામો એટલાં છે કે તમે બધા તેમાં ઓછા પડશો. બીજાં બોર્ડોને પણ તમે દાખલારૂપ બનશો અને તમને ચૂંટી મોકલનારાઓની પસંદગીને તમે સાર્થક કરશો. પરિણામ એ આવશે કે તમને ચૂંટી આપનારા પોતે તેમજ બીજા તમારા સેવાદળમાં સ્વેચ્છાએ જોડાશે અને તમારી દોરવણી હેઠળ કામ કરતી એવી સ્વયંસેવકની ટુકડીઓ તમારી આસપાસ વસતી પ્રજાના જીવનમાં ક્રાંતિ કરી મૂકશે. હું કહું છું તે જો તમારે હૈયે વસે તો તમે એ પણ તરત જોશો કે કપાસ લોઢવા, રૂ પીંજવા તથા કાંતણવણાટ વિના પણ તમારે નહિ ચાલે. આમ હળવું કામ કરવાને પણ લાયક ન હોય એવા અપંગ સિવાય દરેક બાળક કે પ્રૌઢ વ્યક્તિને તેમના નવરાશના વખતે ચાલુ નસે પૂરું કામ આપશો અને એમ કરતાં જિલ્લાની આવકમાં તમે થોડા લાખનો ઉમેરો કરી મેલશો.

આવો મારો જિલ્લાબોર્ડને મારો કાર્યક્રમ છે. તે તમે પૂરો કરશો તે દિવસે તમને મારા આશીર્વાદ મળશે. તે દિવસે હું તમારો છડીદાર બનીશ અને પોકારીને તમારી જાહેરાત કરીશ. જો આવું કશું ન કરી શકો તો તમારા તહેવારિયા સેવાભાવનું પ્રદર્શન માંડીને તમારા કાર્ય જોડે રમત કરવાનો વિચાર માંડી જ વાળજો."

· ગાંધીજી ·

# અનુક્રમ

જાવક નં. ૨૦૭૧ તા. ૯-૯-૩૯

# શિફ્ટ્ પદ્ધતિ અને રાત્રિશાળા બાબત

આજમ તાલુકા માસ્તરો, તથા ઈ. આ. લો. બો. શાળાના
મહેતાજીઓ, મુન્શીઓ અને મીસ્ટ્રેસો. જી. સુરત

દીગર :—

શિફ્ટ પદ્ધતિ દાખલ થતાં શિક્ષકોને વધુ પડતો બોજો ન પડે તે માટે એ પદ્ધતિનાં ધોરણ લેનાર શિક્ષકો માટે પ્રૌઢશાળાનું કામ મરજીયાત રાખવાની સૂચના કરવામાં આવી છે, પરંતુ શિફ્ટના ધોરણો એવી રીતે વહેંચાવાં જોઇએ કે જેથી રાત્રિશાળાના કામ માટે જોઇતા શિક્ષકો બચાવી શકાય. એક કરતાં વધુ શિક્ષકવાળી શાળામાં આવી વહેંચણી સહેલાઇથી થઈ શકશે. પરંતુ એક શિક્ષકવાળી શાળામાં જરા મુશ્કેલી આવશે. એવી શાળાના શિક્ષક પોતે સ્વેચ્છાથી રાત્રિશાળાનું કામ ચાલુ રાખે એ ઇચ્છવા યોગ્ય છે. પરંતુ જો કોઇ શિક્ષકથી તેમ બની શકે એમ ન હોય તો તેમણે તે માટે અમને લેખિત ખબર આપવી. કોઈ પણ સંજોગમા ચાલુ થયેલી રાત્રિશાળા એકાએક બંધ કરવાની નથી. જે શિક્ષકો કાર્યકર્તા તરીકે નોંધાયા છે અને જેઓ હજી નોંધાયા ન હોય તેઓ અમારી પરવાનગી મેળવ્યા વિના આ જવાબદારીમાથી મુક્ત થઇ ગયા છે એમ માની લેવુ નહિ જોઇએ. બની શકે ત્યા ઉપલા ધોરણના વિદ્યાર્થીઓ કે ગામના ગૃહસ્થોમાથી આ કામ ઉપાડી લેનાર સ્વયંસેવક મેળવવા શિક્ષકે પ્રયત્ન કરવા અને તેમની મદદથી એવી શાળાઓ ચલાવવી. પરંતુ જવાબદારી તો નોંધાયલા શિક્ષકની જ રહેશે. જ્યા આ શક્ય ન હોય ત્યાં અમને લેખી ખબર આપવી કે જેથી તેવા ગામે સ્વેચ્છાથી આ કામ ઉપાડી શકે તેવા શિક્ષકને મૂકવાનું કે બીજી વ્યવસ્થા કરવાનું બની શકે.

દર મહીને રાત્રિશાળાના અહેવાલો શાળાના અહેવાલ સાથે અમને મળતા રહે તે તરફ ખાસ ધ્યાન ખેંચવામા આવે છે.

| સ્કૂલ બોર્ડ કચેરી, સુરત<br>તા. ૪-૯-૩૯ | કૃષ્ણલાલ ગણપતરામ-ઠાકોર<br>એ. ઓ. અને મંત્રી,<br>નિ. નિ. સંઘ |
|---|---|

જાવક નં. ૨૦૭૨ તા ૯–૯–૩૯

આજમ તાલુકા માસ્તરો તથા ઈ. ઓ. લો. બો. શાળાના
મહેતાજીઓ, મુન્શીઓ અને મીસ્ટ્રેસો. જી. સુરત.

દીગર :—સુરત જીલ્લાના મે. ઇન્સ્પેકટર ઑફ્ સેનીટેશન અને વેકસીનેશન સાહેબ પોતાના જા. નં. ૫૦ તા. ૯–૬–૩૯ થી જણાવે છે કે અમારા જા. નં. ૧૩૮૮ તા. ૧૦–૧૧–૩૬ માં દરેક શાળામાં છોકરાંઓને શીતળા ટાંકયા બાબતનું રજીસ્ટર રાખવા જણાવેલું હોવા છતાં તેનો અમલ શિક્ષકો કરતા નથી. સબબ ઉપર જણાવેલા અમારા પત્રમાં જણાવ્યા મુજબનું રજીસ્ટર દરેક શાળામાં રાખશો. કોઈ પણ શિક્ષક આવું રજીસ્ટર નહીં રાખશે અને તે બદલ ફરિઆદ આવશે તો તેની સામે યોગ્ય પગલાં ભરવામાં આવશે.

સ્કૂલબોર્ડ કચેરી, સૂરત } કૃષ્ણલાલ ગણપતરામ ઠાકોર
તા. ૪–૯–૩૯ } એ. ઓ. જિ. સ્કૂલબોર્ડ સુરત

## ગામ પુસ્તકાલયોને મદદ

જે ગામ પોતાના ગામે પુસ્તકાલય કાઢવા માટે રૂા. ૫૦ રોકડાનો ફાળો આપે તે ગામને રૂા. ૧૦૦ નાં પુસ્તકો સરકાર તરફથી આપવાનું ઠર્યું છે. આ વર્ષે જિલ્લામાં ૫૦ ગામોને આ લાભ મળી શકશે, માટે જે ગામના લોકો આ યોજનાનો લાભ લેવા ઇચ્છતા હોય તેમણે રૂા. ૫૦ તા. ૨૦ મી સપ્ટેમ્બર સુધીમાં સ્કૂલ બોર્ડમાં જમા કરાવી દેવા જોઈએ.

તા. ૧૨–૯–૩૯ } [illegible] ઓ[illegible]
[illegible] સ્કૂલ બોર્ડ, સૂરત

મુદ્રક . ઈશ્વરલાલ ઇચ્છારામ દેસાઈ, 'લોકવાણી' મુદ્રણમંદિર, ચૌટાપુલ, સૂરત
પ્રકાશક : સ્કૂલ બોર્ડ કચેરી, સૂરત.

સૂરત જિલ્લા

# સ્થાનિક સ્વરાજ્ય

[ માસિક ]

વર્ષ ૧ ] ઑગસ્ટ-સપ્ટેમ્બર ૧૯૬૬ [ અંક ૧-૨

## આ માસિક શા માટે ?

આ પ્રગતિમાન જગતમાં કોઈપણ પ્રવૃત્તિને ગતિમાન અને ફત્તેહમંદ બનાવવા માટે લોકમત કેળવવાની જરૂર પડે છે. સૂરત જિલ્લા લોકલ બોર્ડ અને સૂરત જિલ્લા સ્કૂલ બોર્ડ પ્રજા ઘડતરની અનેક યોજનાઓ ગતિમાન કરી તેને ફત્તેહમંદ બનાવવા માગે છે. આ યોજનાઓ ત્યારેજ ફત્તેહમંદ થઈ શકે કે જ્યારે જનતાની પાસે એ યોજનાઓના હેતુઓ વગેરે સમજાવવામાં આવ્યા હોય. આમાનું એક સાધન ગ્રામસભાઓ છે. બન્ને સંસ્થાના પ્રમુખોના પ્રવાસો જે સામાન્ય રીતે દરેક મહિનામાં દર અઠવાડિયે ૩ દિવસના રહે છે તે દરમિયાન જિલ્લાનાં ગામડાંઓમાં ગોઠવાતી સભાઓમાં આ સાધનનો ઉપયોગ કરવામાં આવે છે. ને બીજું સાધન સામયિકપત્ર અને પ્રાસંગિક પત્રિકાઓનું છે. સૂરત જિલ્લા લોકલ બોર્ડ અને સ્કૂલ બોર્ડને પ્રજા ઉપયોગી આમ સંદેશો આપવાનો છે આ સંદેશો જિલ્લાનાં ૭૭૭ ગામોમાં આ માસિક મારફતે પહોંચાડવાનું ધાર્યું છે. જે ગામે અમે પહોંચી નહિ શકીએ તેવા ગામોમાં પણ આ માસિક દરમહિને પહોંચી શકે અને બોર્ડનો સંદેશો નિયમિત રીતે રજુ કરી શકે છે. કોઈ પણ પ્રજાની લોકતંત્ર ચલાવવાની શક્તિ અને યોગ્યતા તેની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની સ્થિતિ ઉપરથી જણાઈ આવે છે. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ સ્થાનિક કામોના સંચાલન ઉપરાંત એક મહત્ત્વનું શિક્ષણ પણ આપે છે. એ સંસ્થાઓમાંથી સારા વહીવટદારો પેદા થઈ શકે છે. એટલે આ સંસ્થાઓના વહીવટમાં લોકોને પુરો રસ લેતા કરવા જોઈએ જ્યાંસુધી આ સંસ્થાઓના માલિકો-જે તેના મતદારો છે તે-સંસ્થાની પ્રવૃત્તિઓમાં રસ લેતા ન થાય ત્યાંસુધી તેની પ્રવૃત્તિઓ ભાગ્યેજ સફળ થાય. આ માસિકનો મુખ્ય હેતુ લોકોને આ બે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની પ્રજા ઘડતરની યોજનાઓમાં રસ લેતા કરવાનો છે.

અમારી દૃઢ માન્યતા છે કે જીલ્લાનું દરેક દરેક ગામ પોતાની સામાન્ય જરૂરિયાતો માટે સ્વાશ્રયી અને સ્વાવલંબી બને ત્યારેજ સાચું સ્વરાજ્ય આવી શકે. લોકો પોતાના

આર્થિક સાધનો માટે સ્વાશ્રયી અને સ્વાવલંબી બને એટલું જ નહિ પણ પોતાનાં સુખ સગવડનાં સાધનો માટે સ્વાશ્રયી અને સ્વાવલંબી બને તે માટે લોકમત કેળવવો એ આ માસિકનો મુખ્ય ઉદ્દેશ છે.

આ જિલ્લાના લોકોને આદર્શ ગામ કેવું હોય તેની ખબર અત્યાર પહેલાંની હસ્ત પત્રિકાનો ઉપરથી પડી ગઇ હશે. જીલ્લાનું દરેકે દરેક ગામ આવું આદર્શ બનાવવા માટે જિલ્લા લો. બોર્ડ અને સ્કૂલબોર્ડ બનતા પ્રયાસો કરવા ઇચ્છે છે. આ માસિક આ પ્રયાસનું એક અંગ છે.

ટુંક વખતમાં આપણી લોકપ્રિય સરકારે ઘડેલા પંચાયતના નવા કાયદાનો અમલ થશે અને તેની રૂએ ૨૦૦૦ અને તે ઉપરની વસ્તીવાળાં ગામોએ ફરજિયાત અને તેથી ઓછી વસતિનાં ગામોમાં મરજીયાત પંચાયતો સ્થપાશે. આ પંચાયતોની સફળતા ઉપર આપણી પ્રગતિનો મોટો આધાર રહેલો છે. આ માસિક પંચાયતોને સફળ બનાવવા ઘરતું દિશા સૂચન કરશે. લોકતંત્રવાળા સ્વરાજ્યમાં પ્રજાને પોતાના હકો જાણવાની જેટલી જરૂર છે તેટલી જ બલ્કે તેનાથી પણ વધારે જરૂર આવી જાતના શાસન અંગે રહેલી જવાબદારીઓ સમજવાની અને તે અદા કરવાની છે. આ માસિક લોકોને આવી જવાબદારીઓનું ભાન કરાવવા તજવીજ કરશે. કોઈ પણ પ્રજાની ખરી શક્તિનો આધાર તેના નૈતિક વિકાસ ઉપર રહેલો છે. જેટલો આપણો નૈતિક વિકાસ તેટલી આપણી શક્તિ. આ વિકાસ સાધવામાં પ્રજાને બને એટલું સહાયભૂત થવા આ માસિક કોશિશ કરશે.

એકંદરે ગામજીવન ઉન્નત બનાવવાની દરેકે દરેક પ્રવૃત્તિને આ માસિક ટેકો આપશે.

રોજબરોજના વ્યવહાર માટે ઉપયોગી ગણાતા કાયદાઓનું સામાન્ય જ્ઞાન પણ ાપણા લોકોના મોટા ભાગને હોતું નથી, અને તેથી તેઓ વારંવાર ભારે મુંઝવણમાં આવી ડે છે. વળી આવા જ્ઞાનના અભાવને લીધે લોકોમાં ડર પણ ઘણો રહે છે. એ સ્થિતિ દૂર ાય તે માટે એવા કાયદાઓનું સામાન્ય જ્ઞાન પણ લોકોને સમજ પડે એવી ભાષામાં આ ાસિકદ્વારા આપવામાં આવશે

આ ઉપરાંત આપણી મહાસભાની સરકારે સત્તાનાં સૂત્રો હાથમાં લીધા પછી ગામડાંઓને ઉન્નત બનાવવા માટેનાં અનેક પગલાંઓ, કાયદાઓ ઘડીને કે જુદી જુદી પ્રવૃત્તિઓ ગતિમાન કરીને લેવા માંડયાં છે તેનો લાભ લોકો ઉઠાવી શકે તે માટેની યોગ્ય સમજુત પણ આ માસિકમાં પ્રસંગોપાત આપવામાં આવશે.

-ખાસ કરીને જિલ્લા બોર્ડ અને સ્કૂલ બોર્ડની પંચ વર્ષીય ગામ સુધારણા અને નિરક્ષરતા નિવારણની યોજનાઓ, વર્ધાયોજના તથા શિક્ષણના પ્રશ્નોની ચર્ચા આ માસિકદ્વારા થતી રહેશે.

સુરત જિલ્લા લોકલ બોર્ડ અને સ્કૂલબોર્ડના કામનું સમાચાર પત્ર પણ આ માસિક બનશે.

દ.

# અભિલાપ

હાં ! મારે એક જ એ અભિલાપ;
ઉરે હો. ! એક જ એ અભિલાપ !

અવનિતળમાં, જળ, સ્થળ, નભમાં,
વિચરૂ વળી વન, નગ, મહાલયમાં;
અણુ અણુમાંથી જડતા કાઢી
ચેતન પ્રકટાવું !

જગતમાં ચેતન પ્રકટાવું,
પ્રફુલ્લતા જીવનમા લાવું;
પ્રજાનું કષ્ટ, તિમિર ટાળું,
જગે બસ ! ચેતન પ્રકટાવું !
ઉરે હો ! એક જ એ અભિલાપ !

સૂતેલા સૌ વીર ઉઠાડું,
સુન્દરીઓમા સ્રીત્વ જગાવું;
કુસુમ સમા ખીલતા બાળકને
દેશભક્તિ શીખવું !

સરલતા સ્થળ સ્થળમાં સ્થાપું,
અધમતા મૂળમાંથી કાપું;
જગતના જૂઠા બંધ તોડું
અને બસ ! ચેતન પ્રકટાવું !
ઉરે હો ! એક જ એ અભિલાપ !

જગતને ચેતનમય બનવું,
જીવનમાં નવચેતન રેડું.
ઉરે હો ! એક જ એ અભિલાપ !
હાં ! મારે એક જ એ અભિલાપ !

જ્યોત્સ્ના શુક્લ

| | | |
|---|---|---|
| ૧૯૦૧ | ૧,૫૦,૦૦૦ | [illegible] |
| ૧૯૧૧ | ૬,૦૭,૦૦૦ | ૬.૦ |
| ૧૯૨૧ | ૯,૨૪,૦૦૦ | ૮.૦ |

હિંદ જેવા પરાપૂર્વના સુસંસ્કૃત દેશને જેટલી પ્રગતિ માટે ૫૦ વર્ષ લાગ્યાં તેટલી પ્રગતિ એકડે એકથી શરૂ કરનાર આ ટાપુએ ફક્ત ૨૦ વર્ષમાં સાધી!

ચીનમાં ૧૯૧૨ માં પ્રજાસત્તાકની જાહેરાત થઈ તે પછી ત્યાંની શાળાઓમાં વિદ્યાર્થીઓ કૂદકે અને ભુસ્કે વધવા લાગ્યા. ત્યાં ૧૯૧૨ માં વિદ્યાર્થી સંખ્યા ૨૮ લાખ હતી, ૧૯૨૨ માં તે ૬૬ લાખ થઈ અને ૧૯૩૧ માં ૧૧૭ લાખે પહોંચી. ઇજિપ્તની પ્રગતિ પણ નોંધવા જેવી છે. ૧૯૨૮ માં ત્યાંની પ્રાથમિક શાળાના વિદ્યાર્થી ૩ લાખ હતા, ૧૯૩૮માં તેના ૧૦ લાખ થયા!

જાપાને કેળવણીના પ્રચારનો પ્રશ્ન ૧૮૭૨માં હાથમાં લીધો હતો અને ૬ વર્ષમાં જ વિદ્યાર્થીઓની સંખ્યા ૧૧ લાખ ૪૬ હજારથી વધારીને ૨૩ લાખની કરી હતી. રશિયાની સિદ્ધિ એ સહુના કરતાં ટપી જાય એવી છે. સોવિયેટ સ્થપાયા પહેલાં યૂરોપનો પાછળમાં પાછળ ગણાતો દેશ આજે આગલી હરોળમા આવીને ઉભો છે. રશિયાએ ૨૦ વર્ષમાં જ ૧૬ કરોડની પ્રજામાંથી નિરક્ષરતાનું નામનિશાન ઉખેડી નાખ્યું ગણી શકાય.

જ્યારે બ્રિટીશ હિંદુસ્તાનમાં ભણેલાનું પ્રમાણ ૧૮૮૧માં ૩.૫ ટકા હતું તે ૧૯૩૧માં ૫૦ વર્ષે વધીને માત્ર ૮ ટકા જેટલું થયુ છે. એટલે કે એક દાયકામાં માત્ર એક ટકાનો જ વધારો આપણે ત્યાં થયો છે.

આપણો જીલ્લો કેળવણીમાં થોડો આગળ ગણાય છે. એની પ્રગતિ જોઈએ. લોકલબોર્ડ હસ્તકની શાળાઓની ૧૯૨૯-૩૦ થી ૧૯૩૭-૩૮ સુધીનાં ૯ વર્ષની વિદ્યાર્થી સંખ્યા આ નીચે આપવામાં આવે છે.

રહે. આ નવું ખર્ચ પણ સારી જેવી રકમનું થવા જાય છે. આ પરિસ્થિતિનો ગેરલાભ લેવા ઈચ્છનાર પણ કોઈક લોક પડેલા હોય છે. એક નાના ગામડામાં જ્યાં સામાન્ય રીતે મહિને એકાદ રૂપિયાનું ભાડું વાજબી ગણાય ત્યાં ૫૦ વિદ્યાર્થીની શાળા માટે મહિને ૮ રૂપિયાના ભાડાની માગણી પણ અમારી પાસે આવેલી છે! આવી અસાધારણ પરિસ્થિતિને પહોંચી વળવા અસાધારણ ઉપાયો યોજવા જોઈએ.

સરકારની તિજોરી ભરવા કંઈ આકાશમાંથી નાણાંનો વરસાદ વરસતો નથી. એ નાણાં તો પ્રજા પાસેથી જ કર રૂપે એકઠાં થાય છે. વળી આપણી સરકારને પ્રજા કલ્યાણ માટે દારૂબંધી કરવી છે, રસ્તા, કુવા તળાવ, દવાખાનાં વગેરે પ્રજા ઉપયોગી કામોમાં વધારે નાણાં ખરચવાં છે, ભૂલી જવાયલાં અને ભાગતાં ગામડાંઓને આબાદ બનાવવાં છે, કેળવણીનો વિસ્તાર વધારવો છે, તમામ શિક્ષકોને ટ્રેન્ડ કરવા છે. અને દુકાળ જેવી આફતમાં રૈયતને રાહતો આપવાની છે. આપણી બોર્ડને એક જીલ્લાના પ્રશ્નો છે, જ્યારે મુંબઈ સરકારને ૨૦ જીલ્લાઓ અને મોટાં શહેરોના પ્રશ્નો પણ ઉકેલવાના હોય છે. એટલે આવા નવા ઉભા થતા પ્રશ્નોનો વહેવારૂ અને કરકસરની દૃષ્ટિએ કોઈ ઉકેલ શોધવો જ જોઈએ.

દુકાળ પડયો હોય, કુટુંબમા આવક ઘટવાનો સંભવ હોય અને ઘરનાં માણસોમાં ૨-૩ બ્હેન ભાણુજાં ઉમેરાયાં હોય ત્યારે ઘરરખુ ગૃહિણી કેવાં પગલાં લે છે? સહુથી પ્રથમ તો ભોજન છાંડવાની કોઈની આદત હશે તેને તે રોકશે, ભોજનની વિવિધ વાનીઓની સંખ્યામાં એકદમ ઘટાડો કરી નાખશે, સ્થિતિ સંજોગ પ્રમાણે ઘી દૂધ ઉપર અંકુશ મૂકશે અને જરૂર પડે તો ખાવાની ૪ ટંકની ૩ અને ૩ ની ૨ કરશે. અને પૈસા આપીને કરાવાતાં ઘરકામ પણ થોડા વધારે વખત ઘસાઈને જાતે કરી લેવાનું રાખશે. આવે વખતે ખાસ ધ્યાન 'સગવડ' ઉપર નહિ, પણ 'જરૂરિયાત' તરફજ આપવામાં આવે છે અને ખોરાક તેમજ કપડાંની જાત કરતાં જથ્થા ને મહત્ત્વ આપવામાં આવે છે. દરેક વહેવારૂ માણસ પોતાના પાથરણા પ્રમાણે જ પગ લંબાવવામાં ડહાપણ સમજે છે.

આજ ધોરણ આપણા કેળવણીખાતાને પણ લાગુ પાડવું જોઈએ. આજે વલસાડ અને રાંદેર કસ્બાની શાળાઓ સાથે લો. બો. હસ્તકની શાળાઓની સ્થિતિ આ પ્રમાણે છેઃ-

| પ્રકાર | વિદ્યાર્થીની સંખ્યા | સરકારે મંજુર કરેલા શિક્ષકો | રોકાયલા શિક્ષકો |
|---|---|---|---|
| લો. બો. શાળા. | ૫૧૫૧૬ | ૧૧૩૦ | ૧૧૭૪ |
| વલસાડ " | ૨૧૪૮ | ૫૬ | ૫૮ |
| રાંદેર " | ૧૨૧૦ | ૨૫ | ૩૩ |
| | ૫૪૮૭૪ | ૧૨૧૧ | ૧૨૬૫ |

હવે ૧ શિક્ષક માટે સામાન્ય રીતે ૪૦ વિદ્યાર્થીનું ધોરણું ગણાય છે, તે જ્યાં એક શિક્ષકને એકજ વર્ગ આપી શકાતો હોય તેવી શાળા માટે બરાબર છે, પરંતુ ગામડાંઓની

* ગામપંચાયતનો કાયદો થવાથી આ ૪૦ હજારની ગણતરીમાં હવે થોડો ફેર પડશે, કારણ કે એક આનામાંથી ૪ પાઈના હિસાબે લો. બોર્ડે ગામપંચાયતવાળાં ગામને તેની આવકની રકમમાંથી આપવી પડે.

ઘણી ખરી શાળાઓમાં ૧ શિક્ષકને ૨–૩ કે ૪ ધોરણ પણ સંભાળવાનાં હોય છે. ત્યાં તેને માટે ૪૦ ની સંખ્યા વધારે પડતી ગણાય. વળી મોટી શાળાઓમાં અવાર નવાર કોઈ નહિ ને કોઈ શિક્ષક રજા ઉપર જતો હોય તેની જગ્યા પૂરવા અને મુખ્ય શિક્ષક, બીજા શિક્ષકોને શિક્ષણના કામમાં માર્ગદર્શન કરાવી શકે તે માટે તથા દફતરી કામ અંગે પણ અમુક સમય છૂટા રહી શકે તેટલા ખાતર એકાદ વધારે શિક્ષક સોંપવાની જરૂર હોય છે. આ ધ્યાનમાં લેતાં શિક્ષક દીઠ ૪૦ વિદ્યાર્થીનું પ્રમાણુ નહિ લઈ શકાય. ૩૦ થી ૩૨ ની સંખ્યા યોગ્ય લેખાવી જોઇએ. આ હિસાબે સુરત જીલ્લાના ૫૪૮૭૪ વિદ્યાર્થીઓ માટે ૫૪૮૭૪ ÷ ૩૨ = ૧૭૧૨ શિક્ષક ખરી રીતે હોવા જોઈએ. તેને ઠેકાણે મંજુર થયેલા શિક્ષકો ૧૨૧૧ છે. એટલે ૫૦૧ શિક્ષકો ખૂટે છે. ઉપર આપણે જોઈ ગયા છીએ કે ૩૧ શિક્ષકોની મંજૂરી આવતાં ૪ વર્ષ ગયાં છે, તો આ ૫૦૦ શિક્ષકોની મંજુરી માટે કેટલો સમય જશે? છતાં માની લઇએ કે તંત્ર બદલાયું છે એટલે આ મંજુરી ૪–૬ મહીનામાં મળી જાય, તો પણ તેનું ખર્ચ બોર્ડને હિસ્સે કેટલું આવે? આજે નવા શિક્ષકને ૧૫ રૂા. આપવામાં આવે છે, પરંતુ તેને કાયમ થતાં ૨૦ રૂા. અપાય અને હવે સરકારે બધા શિક્ષકોને ટ્રેન્ડ કરવાનું ધોરણ સ્વીકાર્યું છે. એટલે શિક્ષકોના લવાજમમાં પણ ઠીકઠીક વધારો થવાનો. આથી માસિક ૨૦ રૂા. સરેરાસ એક શિક્ષકના ગણતાં ખૂટતા, ૫૦૦ શિક્ષકો માટે ૫૦૦×૨૦×૧૨=૧ લાખ ૨૦ હજાર રૂપીઆ જોઇએ. એના ત્રીજા ભાગના બોર્ડના હિસ્સાની જ રકમ ૪૦ હજાર થઈ જાય છે, એટલે કે કેળવણી કરના એક પૈસાના વધારાનું તમામ ઉત્પન્ન એ ખાતે જ પૂરૂં થઈ જાય, બલ્કે ગામપંચાયતને આપવાનો ફાળો બાદ કરીએ તો તો ઉલટું ખૂટે. શાળા વિનાનાં ગામોએ શાળા આપવાની તેમ જ બીજી જરૂરી સુધારણાઓ અને નવી યોજનાઓ માટે તો એકે દમડી ફાજલ રહી શકે જ નહિ. એ સ્થિતિ ઇચ્છિનીય નથી, શાળા વિનાનાં ગામડાંઓની દૃષ્ટિએ ન્યાયયુક્ત પણ નથી. એટલે વધેલી વિદ્યાર્થીસંખ્યાને પહોંચી શકાય તે માટે આવી જ પરિસ્થિતમાં દુનિયાના અનેક દેશોમાં લેવામાં આવેલો રસ્તો લેવો જ જોઇએ; એ રસ્તો તે 'શિફ્ટ પદ્ધતિ' નો છે.

સામાન્ય રીતે જનસમાજ ચાલુ ચીલામાં જ ગાડું હાંકવાને ટેવાયલો હોય છે. ચીલો જેટલો વિશેષ ઉંડો તેટલી તેમાંથી ગાડું બહાર કાઢવાની મુસ્કેલી વધારે. આપણી શાળાઓનું ગાડું પણ ૫૦ વર્ષથી એકની એક પદ્ધતિના ઉંડા ચીલામાં ચાલતું આવ્યું છે એટલે તેમાંથી તેને નવા રસ્તા ઉપર ચઢાવતાં થોડાઘણા હીસ્સા લાગે એ સ્વાભાવિક છે. તેનાથી આપણે ડરવું નહિ જોઈએ. દુનિયાના અનેક દેશોએ અને આપણા કરતાં પ્રમાણમાં સઘન ગણાતા દેશોએ પણ આ પદ્ધતિનું અવલંબન કર્યું છે તો આપણા જેવા ગરીબ દેશે તેનો ઉપયોગ કરવામાં શા માટે પાછળ રહેવું જોઈએ?

## કયા કયા દેશોમાં આ પદ્ધતિનો ઉપયોગ થયો છે?

રશિયા, અમેરિકા, ચીન, ડચ ઇસ્ટ ઈંડિઝ, સિલોન, ઈજીપ્ત, ટર્કી, ડેન્માર્ક, સ્વીડન, નોર્વે, ઓસ્ટ્રેલીઆ, અને ન્યુઝિલાંડમાં આ પદ્ધતિનો આશ્રય લેવાયો છે હિંદુસ્તાનમાં પણ કોચીન, માઇસોર ને હૈદ્રાબાદમાં આ પદ્ધતિ વિશાળ પાયા ઉપર દાખલ થઈ છે. દરેક દેશની શિફ્ટ પદ્ધતિમાં સ્થાનિક પરિસ્થિતિને બંધબેસતી કંઇક કંઇક વિશિષ્ટતાઓ રહેલી છે, તે નીચે આપેલા તારણ ઉપરથી જોઈ શકાશે.

રશિયાને વિદ્યાર્થીઓના અસાધારણ ધસારાથી ઉભી થયેલી મુશ્કેલીઓને પહોંચી વળવા અનેક ઉપાયો લેવા પડયા હતા અને તેમાંનો એક રસ્તો શીફ્ટ પદ્ધતિથી શાળાઓ ચલાવવાનો હતો.

ચીન આપણા જેવો જ મોટી વસતિ વાળો દેશ છે. એને પણ આપણા જેટલા જ પ્રમાણમાં આમ કેળવણીનો પ્રશ્ન ઉકેલવાનો છે. છેલ્લી ખબરો પ્રમાણે ત્યાં આ માટે ટુંકા રસ્તાની વિવિધ યુક્તિઓનો આશ્રય લેવાવા માંડયો છે. 'શીફ્ટ' પદ્ધતિ આવી યુક્તિઓમાંની એક છે. ત્યાંની સરકારે કેળવણી પ્રચાર માટે ફરજીઆત કેળવણીનું ધોરણ સ્વીકાર્યું છે પરંતુ નિશાળે જવા લાયક ઉમ્મરનાં તમામ બાળકોને એ ધોરણ એકદમ લાગુ પાડવું ઘણું મુશ્કેલ હોવાથી ૧૦ થી ૧૬ વર્ષની વયનાં અભણ બાળકો માટે ૧ વર્ષની ટુંકા અભ્યાસક્રમની કેળવણી ફરજિયાત કરવામાં આવી છે. આને માટે ટૂંકા સમયની ખાસ શાળાઓ સ્થાપવામાં આવી છે, અને તેનો રોજનો સમય પણ નિયમિત સામાન્ય શાળાના સમય કરતાં ઓછો અને અભ્યાસક્રમ સરળ રાખવામાં આવ્યો છે. હવે તો ૪ ધોરણની સામાન્ય પ્રાથમિક શાળાઓને પણ એક દિવસની બે શીફ્ટ વાળી કરવાની યોજના થઈ છે.

ડચ ઇસ્ટ ઇંડિઝમાં ત્રણ ધોરણની શાળામાં પહેલું ધોરણ પહેલા અર્ધા સમયમાં, બીજું બીજા અર્ધા સમયમાં અને, ત્રીજું બન્ને વખત બોલાવવામાં આવે છે. પરિણામે આ દેશની શાળાઓમાં ૫૦ વિદ્યાર્થીએ એક શિક્ષક ચાલી શકે છે.

સિલોનમાં 'બેવડી શાળાઓ' પ્રયોગ દશામાંથી પસાર થઈ ચૂકી છે. અને ત્યાંની કેળવણી પદ્ધતિમાં તેણે કાયમનુ સ્થાન પ્રાપ્ત કર્યું છે. ત્યાં શિક્ષકો કે વાલીઓનો આ પદ્ધતિ સામે વિરોધ ઉઠયો નથી અને કેળવણીકારોની સમિતિઓએ તેને અંતઃકરણ પૂર્વક વધામણાં આપ્યાં છે. આ પદ્ધતિ અત્યંત બંધબેસ્તી થઈ શકે એવી અને મકાન, સાધનો અને શિક્ષકોની બાબતમાં કરકસરના અવકાશ વાળી છે. આને લીધે ખર્ચમાં કાપકુપ કરવાના આવી પડેલા પ્રસંગે ઉભી થતી મુશ્કેલીઓનો સામનો કેળવણી ખાતું સ્વસ્થતા પૂર્વક કરી શક્યું હતું.

ઇજીપ્તમાં આખા સમયની શાળાઓ માટે જોઇતાં મકાનોની છત હતી છતાં પ્રધાનમંડળે આખા સમયની શાળાઓને અર્ધ સમયનીમાં ફેરવી રાખવાની નીતિ સ્વીકારી ી કે જેથી ભવિષ્યમાં વિદ્યાર્થી સંખ્યામાં ચઢનારી મોટી ભરતીને, મકાનો તથા શિક્ષકોમાં કોએક બીજા જરૂરી વધારો કર્યા સિવાય પહોંચી વળી શકાય. ઇજીપ્તની અર્ધા દિવસની શાળાઓ સંબંધમાં "યિર બૂક ઓફ એજ્યુકેશન (લંડન) ૧૯૩૯ના પુસ્તકમાં લખ્યું છે કે "આ નિશાળોમાં એકજ દિવસમાં છોકરા અને છોકરીઓની બે અલગ અલગ ટુકડીઓને ભણાવવામાં આવે છે. અડધા દિવસની પદ્ધતિ સ્વીકારવાનાં બે મુખ્ય કારણો છે.

(૧) આર્થિક, (૨) સામાજિક. આર્થિક એટલા માટે કે બધાં બાળકોને કેળવણી આપવાનું વાર્ષિક ખર્ચ ૬૦ લાખ પૌંડને બદલે આ પદ્ધતિથી ૩૦ લાખ પૌંડ ઉપર લાવી શકાય. સામાજિક કારણ એ કે વિદ્યાર્થીઓને પોતાનાં માબાપ સાથે ખેતરોમાં કે દુકાનોમાં અડધો દિવસ કામ કરવાની તક મળે."

૧૯૨૮માં કુલ ૨ લાખ ૮૦ હજાર મિસરી પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓમાંથી અર્ધા દિવસની શાળામાં જનાર ૧ લાખ ૬૭ હજાર હતા. '૯૩૮માં વિદ્યાર્થી સંખ્યા

૯ લાખ ૮૪ હજારની થઈ અને તેમાંથી ૮ લાખ ૫૮ હજાર અર્થાત્ ૯૦ ટકા અર્ધા દિવસની શાળામાં જનાર હતાં." આટલી બધી સફળતા અને વ્યાપકતા ઇંગ્લાંડમાં એ પદ્ધતિએ સાધેલી છે.

ડેન્માર્ક, સ્વીડન અને નોર્વે મુખ્યત્વે ખેતીપ્રધાન દેશો છે. એ દેશોની કેળવણી પદ્ધતિમાંથી હિંદને ઘણું શીખવાનું મળી શકે એમ છે.

ડેન્માર્કમાં શાળાના વિદ્યાર્થીને માટે અઠવાડિયામાં ૧૮ કલાક ભણતરના મુકરર કરવામાં આવેલા હોય છે. આ ૧૮ કલાકનો મેળ જુદી જુદી શાળાઓમાં સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે જુદી જુદી રીતે મેળવેલો હોય છે. **જે મુખ્ય સિદ્ધાન્ત નજર સામે રાખવામાં આવ્યો છે તે એ કે ખેડુતો, પોતાનાં બાળકોની મદદથી જરૂર કરતાં વધારે વખત વંચિત ન રહે.** કેટલીક શાળાઓમાં બાળકો રોજના ૩ કલાક લેખે ૬ દિવસમાં ૧૮ કલાક ભરે છે, પણ સર્વસામાન્ય વ્યવસ્થા, એક આંતરે રોજના ૬ કલાક ભરી ૩ દિવસમાં ૧૮ કલાક પૂરા કરવાની છે. આ પદ્ધતિમાં અમુક વિદ્યાર્થીઓની ટુકડી એક દિવસ ભણે, અને બીજે દિવસે તે જ શિક્ષક પાસે બીજી ટુકડી આવે છે.

આમ જે પદ્ધતિ અનેક દેશોમાં દાખલ થઈ સફળ નીવડે છે તે હિંદુસ્તાનમાં શા માટે સાર્વત્રિક ન બને અને શા માટે તેને સફળતા ન મળી શકે? રેવરંડ મીલ્ટન જી. કોર્ટ ભલામણ કરે છે કે બહુ મોટી સંખ્યાને ભણાવવાના પ્રશ્નનો ઉકેલ હું એ સૂચવું છું કે હાલના શિક્ષકસ્ટાફ અને કાયમનાં સાધનોનો બેવડો ઉપયોગ કરવો જોઇએ. જો અમેરિકા જેવા સમૃદ્ધ દેશને બેવડી શિફ્ટ પદ્ધતિનું અવલંબન કરવું પડયું હોય તો હિંદુસ્તાનમાં એજ પદ્ધતિ ઉપર જવાનો સમય આવી પહોંચ્યો છે. મુંબઈ કોર્પોરેશનની સ્કૂલ કમિટિના વિદ્વાન સેક્રેટરી શ્રી. પરૂલેકર પોતાના " Literacy in India "* નામના પુસ્તકમા આ પદ્ધતિની સમર્થ હિમાયત કરતાં લખે છે કે "આ પદ્ધતિ હિંદમાં દાખલ કરવાનુ ઇચ્છવા જોગ છે એટલું જ નહિ પરંતુ અત્યંત જરૂરનું પણ છે. સવાલ એ રહેછે કે આ પદ્ધતિનો વિશાળ પાયા ઉપર ઉપયોગ કેવી રીતે કરવો? આજ સુધીના અખતરા મોટે ભાગે છુટાછવાયા હતા, અને તે જ્યાં સ્થાનિક કેળવણી સંસ્થાના આખા વિસ્તારમાં દાખલ કરવામાં આવ્યા હતા ત્યાંજ ફતેહમંદ નીવડયા હતા. આ જાતનો અનુભવ હિંદુસ્તાનમાં જ નહિ, પણ પરદેશોમાં પણ થયો છે. તેથી એ જરૂરનું છે કે આ પદ્ધતિ દાખલ કરવામાં આવે ત્યાં કશા અપવાદો રાખવા જોઇએ નહિ; કારણ કે તેમ થતાં સરખામણીનો વિતંડાવાદ ઉભો થાય છે, અને આ ફેરફાર દાખલ કરનારાઓના હેતુઓ વિષે પણ શંકા લાવવાને અવકાશ રહે છે. જ્યારે અમુક ઉપાયો મરજીયાતજ રાખવામાં આવે છે ત્યારે લોકો એના ફાયદા સમજી શકતા નથી, અને છીંડાં શોધવાના પ્રયત્નો કરે છે. કેળવણીના ક્ષેત્રમાં તો મુશ્કેલીઓ વધારે હોય છે......આ કારણને જ લઇને લોક સમુદાયની કેળવણી માટે આખી દુનિયામાં ફરજિયાત શિક્ષણ દાખલ કરવું પડે છે. તેથી જો સરકારની એવી ખાત્રી થઈ હોય કે અમુક ઉપાયોથી લોક સમુદાયની કેળવણીમાં શુભ પરિણામ લાવી શકાશે, તો તેના ઉપાયોને કેવળ લોકોની સ્વેચ્છા ઉપર છોડવા જોઇએ નહિ."

---

* આ લેખ તૈયાર કરવામાં આ પુસ્તકનો છૂટથી ઉપયોગ કર્યો છે, અને તે માટે અમે તેના લેખકના ઋણી છીએ.

### પદ્ધતિ સામેના વાંધાઓ

હવે આ પદ્ધતિ સામે ક્યા ક્યા વાંધાઓ ઉઠાવવામાં આવે છે તે જરા જોઈએ.

(૧) આપણા જીલ્લામાં મોટામાં મોટો વાંધો એ દર્શાવવામાં આવે છે કે જીલ્લામાં ઘણાં ગામો શાળા વિનાનાં છે. ત્યાંનાં બાળકો માઈલ બે માઈલથી દૂરના ગામની શાળામાં ભણવા જાય છે. હવે શીફ્ટ પદ્ધતિ દાખલ થાય એટલે ઉપલા વર્ગના અને નીચલા વર્ગના વિદ્યાર્થીઓના ભણવાના સમય જુદા થઈ જાય. આથી મોટા વિદ્યાર્થીઓની સાથે સાથે આવના નાના વિદ્યાર્થીઓને સોબતનો લાભ જતો રહે. એટલે તેમને એકલાને દૂરની શાળામાં મોકલતાં માબાપ અચકાય.

(૨) છોકરાંઓ અડધા સમયમાં અભ્યાસક્રમ પૂરો કરી શકશે નહિ, તેમનું ભણતર કાચું રહેશે, અને તેમની કાર્યસાધકતા ઓછી થશે.

(૩) છોકરાંઓ ૨ાા-૩ કલાકમાં શાળામાંથી છૂટાં થઈ જશે એટલે વહેલાં ઘેર આવી મસ્તીતોફાન કરશે અને માબાપને પજવશે.

(૪) શીફ્ટ દાખલ થાય તો શાળાના સમય સવાર સાંજના વધુ અનુકૂળ પડશે, એટલે હાલ ઘણી ખરી શાળા ૧૧ થી ૫ ની હોય છે તે સવાર સાંજની થઈ જશે અને શિક્ષકોને તથા પરગામથી આવનાર વિદ્યાર્થીઓને બે બદલે આવવા જવાના ચાર ફેરા થશે.

આ પદ્ધતિ સામે મુખ્યત્વે આ ચાર વાંધા રજૂ કરવામાં આવે છે. હવે એ વાંધાઓનું વજુદ તપાસીએ.

પહેલો વાંધો સબળ હતો. અને તેથી જ શાળાતંત્ર હાથમાં લીધા પછી લોકોની વ્યવહારુ મુશ્કેલી જોઈને, આ પદ્ધતિ દાખલ કરવાના ડિરેક્ટરના આગ્રહનો સુરત જિલ્લા સ્કૂલ બોર્ડે ... કરીને વિરોધ કર્યો હતો. પરંતુ એ પછી સરકારની ગ્રાંટ પદ્ધતિથી આ જિલ્લામાં ૧૩૦ ... વધારે ગામોમાં ખાનગી શાળાઓ સ્થાપન થઈ ચૂકી છે, અને હજી નવી સ્થાપન થતી ... છે. વળી બોર્ડે પણ કેટલીક નવી શાળાઓ ઉઘાડી છે; એટલે હવે જૂજ અપવાદ સિવાય ગામેગામ ભણવાની સગવડ થઈ ચૂકી છે. આથી નાનાં બાળકોને પરગામની શાળામાં એકલાં જવાની મુશ્કેલી દૂર થઈ છે. આ રીતે આ પદ્ધતિ સામેનો સબળમાં સબળ વાંધો ... થઈ જાય છે. અને હવે તો માત્ર દૂર દૂરનાં ફળિયાંવાળાં થોડાં જ ગામોની ફરિયાદ આ સંબંધમાં રહી હશે.

બીજો વાંધો વાસ્તવિક કરતાં કાલ્પનિક વધારે છે. પ્રાથમિક શાળાના પ્રારંભનાં ૨-૩ ધોરણ સુધીનાં નાનાં અને કુમળાં બાળકોને શાળામાં ૫-૬ કલાક ગોંધી રાખવાં એ તેમના ઉપર અત્યંત ઘાતકીપણું ગુજારવા જેવું છે. તેમને માટે તો શાળાઓ શાળા મટીને કેદખાનાં અથવા તો બાળકોને ગોંધવાનાં ડબ્બાં બની જાય છે. બાળકો સ્વભાવે જ એટલાં ચંચળ હોય છે કે પા અડધા કલાકથી-વધારે વખત એક સાથે તેઓ એકાગ્ર થઈને બેસી શકતાં નથી. ૨૦-૨૫ બાળકોના એક વર્ગ ઉપર એક સ્વતંત્ર લાયક શિક્ષક હોય અને તે તેમને અમુક અમુક સમય રસપૂર્વક ભણાવે અને અમુક અમુક સમય ઉદ્યોગ, રમત ગમત કે પર્યટન કરાવી આનંદમાં રાખી શકતો હોય તો જુદી વાત; પરંતુ, અહીંતો એક શિક્ષકને ૩-૪ વર્ગો લેવાના હોય છે એટલે એક વર્ગને ભાગ્યે જ એકાદ કલાકથી તે વધારે સમય આપી શકે છે.

બાકીનો બધો વખત તે છોકરાંઓને કંઈ કંટાળા ભરેલું લખવા વાંચવાનું કે ગોખવાનું સોંપી રાખે છે; બાળકોને તેમાં રસ પડતો નથી એટલે તેઓ ગરબડ ઘોંઘાટ શરૂ કરે છે. આથી શિક્ષક તેમને ધમકાવે છે, કંઈક સજા પણ કરે છે અને અદબ પલાંઠી વાળીને બેસાડી મૂકે છે. આથી નાનાં બાળકોનાં શરીર બંધાતાં નથી અને મગજ ખીલી શકતાં નથી. ૬ વર્ષ પૂરાં થવા પહેલાં માબાપો બાળકોને શાળામાં ધકેલી દેતાં હોવાથી અને ત્યાં તેમની આવી દશા થતી હોવાથી બાળકો કાયમનાં દુર્બળ શરીરવાળાં અને કુંઠિત બુદ્ધિનાં બની જાય છે. ઉલ્લાસથી મન દઈને કરેલું બે કલાકનું કામ, પરાણે કે વેઠે કરાવેલા ૪ કલાકના કામ કરતાં ગુણમાં ઉંચું અને જથ્થામાં વધારે થાય છે એવો સર્વ સામાન્ય અનુભવ હોય છે જ. એટલે એ વાત ઠસાવવા માટે શિક્ષણ શાસ્ત્રીઓનાં પ્રમાણ ટાંકવાની જરૂર ભાગ્યેજ ગણાય.

હિંદુસ્તાનમાં ભણેલાનું પ્રમાણ સૌથી વધારેમાં વધારે કોચીનનું આવે છે. ત્યાં વસ્તીના ૨૮·૧ ટકા ભણેલાં છે. મુંબઈ ઈલાકાનું એ પ્રમાણ ૯·૨ ટકાનું છે.

આખા હિંદમાં સાક્ષરતાનું વધારેમાં વધારે પ્રમાણ ધરાવનાર આ રાજ્યની “એજ્યુકેશન સર્વે કમિટિ” (૧૯૩૪)નો અભિપ્રાય છે કે:—

“પ્રથમના બે કે ત્રણ વર્ગમાં એટલે કે પહેલા બીજા અને ત્રીજા ધોરણમાં ભણતાં નાનાં બાળકને પૂરા પાંચ કલાક ભણાવવાની જરુર હોય એમ અમને લાગતું નથી; અને અમે તો એ ઇષ્ટ અને યોગ્ય માનીએ છીએ કે બધી પ્રાથમિક શાળાઓમાં આ ધોરણે જ કામ લેવાનું જોઇએ, એટલે કે માત્ર રોજના અઢી કલાકથી વધારે ભણાવવાનું હોવું ન જોઇએ.”

આ પદ્ધતિવાળી શાળાઓની કાર્યકુશળતા ઓછી થવાનો ભય કેવો કાલ્પનિક છે તે નોર્વેનો અનુભવ બતાવી આપે છે. નોર્વેમાં શહેરો કરતાં ગામડાંઓની શાળાઓનું વર્ષ ઘણું ટૂંકું રાખવામાં આવેલું છે. શહેરોની શાળા એક વર્ષમાં ૩૯ અઠવાડિયાંની હોય છે, જ્યારે ગામડાંની શાળાઓના પ્રારંભના વિભાગો માટે વર્ષનાં માત્ર ૧૨ અઠવાડિયાં અને ઉપલા વિભાગો માટે ૧૪થી માંડીને ૨૧ અઠવાડિયાંનું ભણતર ઠરાવેલું છે. જેઓ પરદેશી ભાષા સ્વેચ્છાથી શીખવા ઇચ્છતા હોય તેમને ૬ અઠવાડિયાં વિશેષ આપવાનાં હોય છે. આથી ટૂંકા સમયની શાળાઓ આખું વર્ષ ચાલે છે, અને તેમાં વિદ્યાર્થીઓ એક આંતરે આવે છે.

શહેરની શાળામાં ૩૯ અઠવાડિયાંની સરખામણીમાં ગામડાંની શાળાનાં ભણતરનાં અઠવાડિયાં ઘણાં ઓછાં લાગશે. પરંતુ હકીકત તો એ છે કે ગામડાંની શાળાઓની કાર્યસાધકતા શહેરની શાળાઓની હરોળમાં જ આવીને ઉભી રહે છે. આનાં કારણ એ હોઈ શકે કે, અઠવાડિયામાં ત્રણ જ દિવસ નિશાળમાં જવાનું હોવાથી, ગામડાની શાળાનાં બાળકો શાળાના કામમાં વધારે શક્તિથી તલ્લીન થઈ શકે છે, તેમને તૈયારીને માટે પણ વધારે અવકાશ મળે છે, અને તેમાંનાં ઘણાંખરાં નાનપણથી ખેડૂતના ઉદ્યોગી જીવનમાં ભાગ લેતાં હોવાથી તેમનો પૂરેપૂરો વિકાસ થયેલો હોય છે.”

આપણા જીલ્લામાં પણ આગલી બોર્ડે જે ૨૫ ગામડાંમાં આ પદ્ધતિ દાખલ કરી હતી ત્યાંનાં પરિણામ બીજી શાળાઓના કરતાં ઉતરતાં નહોતાં આવ્યાં. અત્યારે હિંદની અને પ્રાંતોની સરકારો મોટા કેળવણીકારો સાથેની મસલતને અંતે કેળવણીમાં ક્રાંતિ કરવાના મનોરથો

ઈતિહાસમાં આ હેતુ ઉપર ખાસ લક્ષ આપવામાં આવેલું છે. એટલે વિદ્યાર્થીઓના વાલીઓએ આ ફાયદાઓની કિંમત આંકવી જોઇએ. જેઓ આ કિંમત આંકવાને તૈયાર ન હોય તેમણે સમજવું જોઇએ કે શાળાઓનો હેતુ બાળકોને કેળવણી આપવાનો છે, નહિ કે તેમને સાચવી આપવાનો. માબાપ પોતાનાં કામ સુખે કરી શકે માટે ૪-૫ વર્ષનાં બાળકને પણ નિશાળમાં મૂકી આવ્યાં એટલે મોકળાં થયાં; એ ખ્યાલ યોગ્ય નથી અને તેથી તે બદલવો પડશે. જેમને પોતાનાં નાનાં બાળકોને સાચવવાની જફામાંથી છૂટવું હોય તેવાં માબાપોએ તેમને મોન્ટેસોરી શાળાઓ જેવી ખાનગી શાળાઓમાં પૂરેપૂરી ફી ભરીને મૂકવાં જોઇએ. એવી સંસ્થાનું ખર્ચ જાહેર તિજોરીમાંથી થાય એ ઇષ્ટ નથી, અને ઇષ્ટ હોય તો શક્ય નથી.

ચોથો વાંધો ઘણો ગૌણ છે. શિક્ષકો શાળાઓ માટે છે, શિક્ષકો માટે શાળાઓ નથી. આ મંત્ર બધા સમજદાર શિક્ષકો પણ જાણે છે જ. આ દેશમાં ભણવા માટેનો સર્વોત્તમ સમય સવાર સાંજનો છે એ વિષે બે મત છે જ નહિ. શિફ્ટ પદ્ધતિ દાખલ થઈ હોય કે ન થઈ હોય તો પણ આપણી શાળાઓ સવાર—સાંજની જ થવાની. તાપમાં, ભરેલે પેટે શાળામાં શિક્ષકો અને વિદ્યાર્થીઓને ઊંઘ જ આવે એનો અનુભવ કોને નથી થયો? આ જિલ્લાના કેટલાએ શિક્ષકો અને ઇન્સ્પેકટરોએ સવાર—સાંજની શાળા માટે આગ્રહપૂર્વક માગણીઓ કરેલી છે. એટલે એ વાંધો પણ ટકી શકતો નથી.

ઉપસંહાર:—

આ પ્રમાણે શિફ્ટ પદ્ધતિ સામેના બધા વાંધાઓ નિરસન થાય છે. કોઇપણ કામ કે પ્રયોગને સફળતા અપાવવી હોય તો કશા પૂર્વગ્રહો વિના, હૃદય રેડીને અને હિંમત તથા નવ દીક્ષિતની શ્રદ્ધા સાથે તેની પાછળ મંડી પડવું જોઇએ. જીવ વિનાના છુટા છવાયા પ્રયોગોને કદી સફળતા મળી શકતી નથી. આ પદ્ધતિ સફળ થવાની જ છે, પરંતુ તેને કશા અપવાદો સિવાય આખા જિલ્લાની બધી જ શાળાઓમાં દાખલ કરવામાં આવે તો જ એ બની શકે. મારી પાસે એક બહુ જ સમજદાર અને જાહેર જીવનમાં આગળ પડતો ભાગ લેનાર કોળીભાઈ થોડા દિવસ ઉપર આવ્યા હતા તેમના પ્રયત્નોથી તેમના ગામની શાળામાં રેંટિયા દાખલ થયા છે, અને વિદ્યાર્થીઓ ૧૦૦ના ૨૦૦ થઈ શકયા છે. આ વધેલા વિદ્યાર્થીઓ માટે તેઓ વધારાના શિક્ષકોની માગણી કરવા આવેલા. મેં તેમને શિફ્ટ પદ્ધતિ દાખલ કરવાનો ઉપાય બતાવ્યો. પ્રથમ તો તેમણે એનો વિરોધ કર્યો પરંતુ મેં તેમની સામે એ સંબંધમાં લાંબી ચર્ચા કરી. અંતે તેમણે પોતાનો વિરોધ પાછો ખેંચી લીધો, પરંતુ શરત કરી કે તમે આખા જીલ્લામાં જ આ પદ્ધતિ દાખલ કરો ત્યારે જ અમારી શાળામાં પણ દાખલ કરવી, નહિ તો તમે મને તો સમજણ પાડી પરંતુ હું અમારા ગામના લોકોને ગળે આ વાત ઉતારી શકીશ નહિ. તેઓ તો એમ જ કહેશે કે બીજે આખા સમયની શાળાઓ ચાલે છે એટલે તે છોકરાં વધારે ભણવાનાં અને આપણાં રખડી જવાનાં.

આ વાતમાં ઘણું વજુદ રહેલું છે. છુટા છવાયા પ્રયોગો વિષે લોકોમાં ભારે ગેરસમજ જ ફેલાવા પામે. અને તેથીજ આપણા ઇલાકામાં, દુનિયા ભરમાં સફળ નીવડેલી આ પદ્ધતિને જોઇતી સફળતા સાંપડી શકી ન હતી.

'૧૫-૨૦ દિવસથી જ આ પદ્ધતિ આપણે ત્યાં બધે દાખલ થઈ છે, પરંતુ તેટલા ટુંકા સમયમાં પણ એ સંબંધમાં જે વિચારપૂર્ણ અભિપ્રાયો આવી રહ્યા છે તે ઘણા આશાસ્પદ છે.

આ જિલ્લો એવા કેટલાક શિક્ષકો ધરાવવા માટે મગરુર છે કે જેઓ શિક્ષક થવાને જ સર્જાયેલા હોય, અને જેમનામાં પરિસ્થિતિને પિછાનવાની સમજ અને નવા પ્રયોગોને અજમાવવાની અને તેને સફળ બનાવવાની સાહસવૃત્તિ, ધગસ અને શ્રદ્ધાભક્તિ ભરેલાં હોય. આવા શિક્ષકોએ આ પદ્ધતિને ખુશીથી અપનાવી લીધી છે અને તેની સફળતા વિષે તેમનામાં શંકાનો છાંટો પણ નથી. મારી આ જિલ્લાનાં ગામોને અને જનતાને આ પદ્ધતિ સામેના પૂર્વગ્રહોને દૂર કરીને એને સફળ બનાવવાના કામમાં પોતાનો પૂરો સાથ આપવા વિનતિ છે.

કલ્યાણજી વિ. મહેતા

---

## ખાસ સૂચના

આ માસિક કાઢવાના હેતુઓ પહેલા લેખમાં દર્શાવવામાં આવ્યા છે. એટલે એની ઉપયોગિતા વાંચનાર ભાઇબ્હેન મારી પેઠે સમજી શકયાં હશે. જિલ્લાની એ જાહેર સંસ્થા તરફથી આ માસિક નીકળતું હોવાથી એમાંથી કશો આર્થિક લાભ મેળવવાની ગણતરી રખાઈ નથી. નામની કિંમતે લોકોને ઉપયોગી વાચન મળી શકે અને પોતાનાં ગામડાંને સ્વાશ્રયથી સુખી, સમૃદ્ધ અને સ્વચ્છ બનાવવામાં તેઓ સહાયભૂત થઇ શકે તે માટે જરૂરી લોકમત કેળવવાનો આ માસિકનો ખાસ હેતુ હોવાથી અમે ઇચ્છીએ છીએ કેઃ-

જિલ્લાનાં દરેક શિક્ષિત ભાઇબ્હેન એનાં ગ્રાહક થશે. નાનામાં નાના અને દૂરમાં દૂર આવેલા ગરીબ અને પછાત ગણાતા ગામડામાં પણ નિદાન આ માસિકની એક નકલ મંગાવવાની અને તે સહુને વાંચી સંભળાવવાની ગોઠવણ ગામના કે તાલુકાના કાર્યકર્તા તરફથી કરવામાં આવશે.

આ માસિકમાં કેવળ પ્રજા ઉપયોગી વિષયોજ ચર્ચાવાના હોવાથી એ મંગાવનારને એના બધા અંકો કાળજીપૂર્વક સાચવી રાખી તેની ફાઇલ બંધાવવાની ખાસ સૂચના કરીએ છીએ. આવી ફાઇલો ગ્રાહકને પોતાને તેમજ ભવિષ્યની પ્રજાને પણ ઉપયોગી થઈ પડશે એવી અમારી શ્રદ્ધા છે.'

તંત્રીઓ.

# "ગામ સુધારણા સપ્તાહ"ની ઉજવણીનો અહેવાલ

સુરત જિલ્લા લોકલ બોર્ડે ગામ સુધારણા સપ્તાહ માટે યોજના ઘડવા તેની તા. ૧૫-૯-૩૮ની સભામાં એક કમીટી નીમી હતી અને તે કમીટીએ ઘડેલી ગામ સુધારણાની યોજના અને તે અંગેનું નિવેદન પ્રજા આગળ પ્રસિદ્ધ કરવામાં આવ્યાં હતાં. આ યોજના અને નિવેદન પરિશિષ્ટ 'ક'ની પત્રિકા નં. ૧ માં આપવામાં આવ્યાં છે.

આ યોજના શા માટે કરવામાં આવી તે અહિં સમજાવવું જરૂરનું છે જિલ્લા લોકલ બોર્ડો સામાન્ય રીતે તાલુકાઓના મોટા રસ્તાઓ દુરસ્ત કરવાની, માણસ અને ઢોરનાં દવાખાનાં અને શીતળાખાતું ચલાવવાની વગેરે પ્રવૃત્તિઓ કરે છે પણ જિલ્લા લોકલ બોર્ડોની આ પ્રવૃત્તિઓ ગામડાંઓને ઘણા જ થોડા અંશે સ્પર્શે છે. લોકલ બોર્ડો કોઈ કોઈ વેળા ગામના કુવાઓ દુરસ્ત કરાવે અને કોઈ લાકડાનો પગદંડી પુલ દુરસ્ત કરાવે અને એટલા કાર્યથી લોકલ બોર્ડોની હાલની ગામડાં પ્રત્યેની કર્તવ્યતા પૂરી થાય છે. પરિણામે ગામડાંઓ સેંકડો બલ્કે હજારો વર્ષોથી જેવી સ્થિતિમાં ચાલતા આવ્યાં છે તેજ સ્થિતિમાં રહ્યાં છે. જો કોઈ પશ્ચિમ દેશનો પ્રવાસી હિંદુસ્તાનનાં ગામડાંઓની મુલાકાત લે તો તેને નાસીપાસી જ ઉત્પન્ન થાય કારણ કે ગામડાંઓને સુધારવાની કોઈ પણ વખતે વ્યવસ્થિત કોશિષ થઈ હોય એવું કોઈના જાણવામાં આવ્યું નથી. તેથી સ્વભાવિક રીતે ગામડાંઓ ભારોભાર કચરાથી ભરેલાં હોય છે. લોકોના ખાતરના ઉકરડાઓ કોઈ પણ યોજના વિના અવ્યવસ્થિત સ્થિતિમાં જ્યાં ત્યાં નજરે પડે છે. ગામતળમાંના રસ્તાઓ દબાણને લીધે સાંકડી નેળીઓ જેવા થઈ ગયેલા હોય છે. ગામના પીવાના પાણીના કુવાની આસપાસ કાદવ અને પાણી નજરે આવશે. વર્ષો સુધી કુવાઓ કદાચ ગાળવામાં જ આવ્યા ન હોય. ગામનું પાદર જે ઢોરોને છાયામાં બેસવાને અને બાળકોને રમવાને સુંદર ક્રીડાંગણ હોવું જોઇએ તેને બદલે તેમાં ખાડાટેકરા જોવામાં આવશે. ખેતરે જવાના રસ્તાઓની સ્થિતિ તો સૌથી વધુ અસંતોષકારક હોય છે. લોકોએ એ રસ્તાઓનું ઘણી જગ્યાએ દબાણ કરેલું હોય છે અને માણસો, ઢોર અને ગાડાંઓ સુખરૂપ એ રસ્તાઓ પરથી જઈ શકતાં નથી. ચોમાસામાં એ રસ્તાઓની સ્થિતિ કલ્પી ન શકાય એવી ખરાબ હોય છે. કોઈ કોઈ વખત ચોમાસમાં આવા રસ્તાઓ ઉપર ઢોરો ખૂંપી જાય છે અને તેમને ઘણી મુશ્કેલીથી બહાર કાઢવાં પડે છે અને કેટલીક વેળા તો આવાં ખૂંપી ગયેલાં ઢોરો મરી પણ જાય છે. ગામડાંનાં જીવનનો જેને અનુભવ છે તેમને ખબર છે કે ગામડાંનાં લોકોને ચોમાસામાં કટલો કાદવ ખુંદવો પડે છે. આ સ્થિતિ ખરેખર અસહ્ય છે અને તે સુધરી શકે એમ હોય તો વગર વિલમ્બે તે સુધારવા કોશીષ કરવી જોઇએ. આ સ્થિતિ પ્રાપ્ત થવાનાં મુખ્ય કારણો લોકોની કંગાળ સ્થિતિ અને એને લીધે ઉપજતી નિરાશા છે. લોકોને રોજના નિર્વાહને માટે ચિંતા કરવાની હોય તેવા લોકો પોતાની સુખ સગવડનો

ઘણો થોડો વિચાર કરે છે. તે ઉપરાંત જિલ્લા લોકલ બોર્ડ અને તાલુકા લોકલ બોર્ડની સંસ્થાઓ પણ થોડે અંશે આ સ્થિતિ માટે જવાબદાર છે. જિલ્લા લોકલ બોર્ડને જે ફરજો બજાવવાની છે તે અદા કરવાં જેટલાં સાધનો એ સંસ્થાને આપવામાં આવ્યાં નથી અને તેથી મોટા રસ્તાઓ, દવાખાના વગેરેની તેની પ્રાથમિક ફરજો પણ એ સંસ્થા બજાવી શકતી નથી તો ગામડાંની સામાન્ય હાજતો તરફ તે બીલકુલ લક્ષ આપી શકે નહિં એ સ્વાભાવિક છે. છતાં લોકો એ સંસ્થાની હયાતીને લીધે પરાવલંબી થઇ ગયા છે. લોકોની એવી માન્યતા છે કે હાલ જે મુશ્કેલીઓ તેઓ ભોગવે છે તે લોકલ બોર્ડ અગર સરકારે દૂર કરવી જોઇએ, પણ આ માન્યતા ભૂલભરેલી છે. લોકલ બોર્ડ અગર સરકાર કાંઇ બીજા દેશમાંથી પૈસા લાવી કામ કરતી નથી. લોકોએ કર મારફત આપેલા પૈસામાંથી જ તે કામ કરે છે એટલે લોકોએ સમજી લેવું જોઇએ કે જો આ સંસ્થાઓ મારફત ગામડાંઓના રસ્તાઓમાંથી કાદવ કઢાવવો હોય અગર સ્વચ્છતા જાળવવી હોય તો લોકોને ભારે કરો આપવા પડે, પણ એવા કરો ભરવાની લોકોની સ્થિતિ નથી. આવા સંજોગોમાં ગામડાંની સ્થિતિ સુધારવાનો ખરો ઉપાય સ્વાશ્રયી થવામાં રહેલો છે. જો ગામડાનાં લોકો સમૂહમાં સ્વાશ્રયથી લોકોપયોગી કામ કરતા થઈ જાય તો કોઈ પણ જાતના મોટા બોજા સિવાય ગામડાંને થોડા વર્ષોમાં રહેવા જેવાં બનાવી શકાય. આ હેતુ બર લાવવાને માટે જ સુરત જિલ્લા લોકલ બોર્ડે 'ગામ સુધારણા સપ્તાહ'ની યોજના સુરત જિલ્લાનાં ગામડાના લોકો આગળ મૂકી છે.

આ યોજનાનો મુખ્ય હેતુ એ છે કે લોકોએ સ્વાશ્રયી બની સમૂહમાં કામ કરી ગામડાંની સામાન્ય સ્થિતિ સુધારવી જોઈએ. જો ગામડાના દરેક સશક્ત પુરુષ અને સ્ત્રી દર વર્ષે સાત દિવસની જાતમજૂરી પોતાના ગામની સુધારણા માટે અર્પણ કરે અને પોતાનાં ગાડાં તથા બળદોનો દર વર્ષે એટલા દિવસ માટે ઉપયોગ કરે તો પાંચ વર્ષની અંદર દરેક ગામની સીકલ બદલાઈ જાય. ગામતળમાંનો અને વગડામાં જવાના બધા રસ્તાઓનો કાદવ દૂર કરી શકાય અને ખેડુતો ભરચોમાસામાં પાવડી પહેરી પોતપોતાના ખેતરે જઇ શકે, તેજ પ્રમાણે સમૂહમાં કોશીષ કરી ગામમા સ્વચ્છતા લાવી શકે છે. દરેક ઘેર ઘણી જ સસ્તી કિંમતે થઈ શકે એવું ખાડાજાજરૂ બનાવી શકાય અને હાલ રસ્તાઓ પર જાજરૂ જવાથી જે ગંદકી થાય છે તે દૂર કરી શકાય. તે ઉપરાંત દર વર્ષે પીવાના પાણીનો કુવો ગળાવવામાં આવે અને આજુબાજુ સ્વચ્છતા રાખવાની કાળજી રાખવામાં આવે તો સ્વચ્છ પાણીનો લાભ મળી શકે. ગરીબાઇને લીધે ગામડાંના લોકો વધુ કર ભરી શકે નહિં પણ સાત દિવસની જાતમહેનત તો જરૂર પોતાના ગામની સુધારણા માટે આપી શકે. જે પ્રજામાં પોતાના નિવાસના ગામના સુધારા માટે સાત દિવસની જાતમહેનત આપવાની ભાવના ન હોય તે પ્રજાનો નાશ ન થાય તો બીજુ શું થાય? જે કોઇને પોતાના ગામ પ્રત્યે પ્રેમ છે. તેને તે સુધારવાની હોંશ રહે છે, એ સિવાયના જીવવાલાયક નથી. જેને પોતાના ગામ પ્રત્યે પ્રેમ ન હોય તેનામાં દેશ પ્રત્યેના પ્રેમની તો આશા જ શી રીતે રાખી શકાય? એટલે પ્રથમ તો લોકોએ પોતપોતાના ગામને ચાહતાં શીખવું જોઇએ અને આ ભાવના જાગૃત થાય એટલે ગામને રહેવા જેવું સ્વાશ્રયથી બનાવવાની ભાવના પણ જાગૃત થયા વગર રહે નહિં. ગામ સુધારણા સપ્તા-

હની યોજનાને સફળ બનાવવાની ચાવી આ ભાવના જાગ્રત કરવામાં રહેલી છે એમ અમારું માનવું હતું અને તેથી વિશાળ પાયા પર પ્રચાર કરવાનો અને જિલ્લાના દરેક કાર્યકર્તાનો સહકાર મેળવવાનો પ્રબંધ કરવામાં આવ્યો. આ પ્રાથમિક ભૂમિકા તૈયાર કરવા માટે જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખે ગામડાંનો નિયમિત પ્રવાસ કરવાની ગોઠવણ કરી આ પ્રવાસની વિગતો પરિશિષ્ટ 'અ'માં આપવામાં આવી છે, તે ઉપરથી જણાશે કે છેલ્લા ૭ મહિનામાં હમે એકંદરે ૧૯૬ ગામોની મુલાકાત લીધી હતી અને તેમાં સભાઓ રાખીને ગામ સુધારણા સપ્તાહ માટે જરૂરી પ્રચાર કરવામાં આવ્યો હતો. આ યોજનાનો અમલ કરવા માટે દરેક તાલુકા કમીટીઓ મારફતે વિભાગીય કમીટીઓ સ્થાપવામાં આવી હતી. આ તાલુકા અને વિભાગીય કમીટીઓએ દરેક ગામે એક સ્થાનિક આગેવાનોની ગામ સુધારણા કમીટી બનાવી હતી. આ પ્રમાણે મહાસભાના દરેક કાર્યકર્તાનો સહકાર મેળવવામાં આવ્યો હતો અને તે ઉપરાંત ગામ સુધારાની યોજનામાં રસ લેના દરેક આગેવાનનો પણ સાથ મેળવવામાં આવ્યો હતો. જિલ્લાના દરેક આગેવાન કાર્યકર્તાએ પ્રચારકાર્ય માટે પ્રવાસમાં પણ સામેલ થઇ સાથ આપ્યો હતો.

પ્રવાસ દરમ્યાન સભાઓમાં નીચેના વિષયો પર વિવેચનો કરવામાં આવતાં હતાં:—

(૧) વિકાસ તથા સુધારા માટે લોકલ ફંડમાં એક પૈસાનો વધારો કરવાની જરૂર હોવાથી તે માટે લોકોની સંમતિ મેળવવાની હતી, તેથી હાલની પ્રાથમિક કેળવણીની સ્થિતિનો લોકોને પૂરો ખ્યાલ આપવામાં આવતો હતો. આ રીતે જિલ્લાના લગભગ ૨૦૦ ગામોની સભામાંથી આ કરની તરફેણમાં મત મેળવવામાં આવ્યો હતો. જણાવતાં આનંદ થાય છે કે ખરી સ્થિતિની જાણ થતા આ બધા ગામો તરફથી એક પણ માણસના વિરોધ સિવાય લોકલ ફંડ સેસમાં ત્રણ પાઇના વધારા માટે સંમતિ આપવામાં આવી હતી.

(૨) દરેક સભામાં જિલ્લા લોકલ બોર્ડની આવક તથા ખર્ચની વિગતો લોકોને સમજાવવામાં આવતી હતી અને તે ઉપરથી જિલ્લા લોકલ બોર્ડ ગામડાંઓને સુધારવાને કેટલી અશક્ત છે તેનો ખ્યાલ આપવામાં આવતો હતો. લોકોએ સ્વાશ્રયી શા માટે થવું જોઇએ તે આથી સમજવાનું સહેલું થતું હતું.

(૩) લોકશાસનની રાજ્યપદ્ધતિમાં મતદારોની કેટલી ભારે જવાબદારી હોય છે તે સમજાવવામાં આવતું હતું. મતનો ઉપયોગ પવિત્રતાથી અને બુદ્ધિપૂર્વક કરવામાં આવે તોજ લોકશાસન ફત્તેહમંદ બનાવી શકાય તેની સમજ આપવામાં આવતી.

(૪) [illegible] યોજના સમજાવવામાં આવતી હતી અને એ યોજનામાં લોકોના સાથની કેટલી જરૂર છે તે પણ સમજાવવામાં આવતું હતું.

(૫) લોકો સમૂહમાં સ્વાશ્રયી થઇ ગામને સુધારવા માટે કોશીષ કરે તો થોડાં વર્ષોમાં કેવું સુંદર પરિણામ લાવી શકાય તે સમજાવવામાં આવતું હતું.

(૬) ગામ સુધારણા સપ્તાહની યોજનાની વિગતો સમજાવવામાં આવતી હતી અને સપ્તાહ દરમિયાન સાતે દિવસના કાર્યક્રમની માહિતી આપવામાં આવી હતી.

(૭) ગામઉદ્યોગ સંબંધી પણ વિવેચન કરવામાં આવતું હતું અને ખાસ કરીને ખાદીના ઉત્પન્નમાં ગામડાના લોકો શું કરી શકે તેનો ખ્યાલ આપવામાં આવતો હતો. દરેક કુટુંબ પોતાની ખેતીમાંથી જરૂરી કપાસ રાખી, તેને લોઢી, રેંટિયો ચલાવી સૂતર ઉત્પન્ન કરે અને તેને વણી ખાદી બનાવે અગર બનાવરાવે, તો કપડાંનાં સંબંધમાં દરેક કુટુંબ કેવી રીતે સ્વાશ્રયી બને તે સમજાવવામાં આવતું હતું. આ પ્રમાણે કરવાથી દરેક કુટુંબ કપડાં માટે દર વર્ષે પચાસથી સો રૂપીઆ સુધીનો ખર્ચ બચાવી શકે તેની સમજણ આપવામાં આવતી હતી.

તાલુકા સમિતિઓ તથા વિભાગીય સમિતિઓ તથા ગામ સમિતિઓની યાદી પરિશિષ્ટ 'બ' માં આપવામાં આવી છે; તે ઉપરથી સ્હેજે સમજાશે કે બધા કામ કરનારાઓનો સાથ મેળવવા તજવીજ કરવામાં આવી હતી. એ પરથી ખ્યાલ આવશે કે જિલ્લાના બધા બિન-અધિકારી જાહેર કાર્યકર્તાઓનો સાથ મેળવવામાં આવ્યો હતો; પણ તે ઉપરાંત સરકારી તંત્રનો પણ સાથ મેળવવામાં આવ્યો હતો. મહાસભાએ પ્રાંતોમાં પોતાનાં પ્રધાનમંડળો બનાવ્યા પછી સરકારી તંત્રનો સાથ લેવામાં વાંધો હતો નહિ. તેથી પ્રથમ તો આ યોજના નામદાર સરકાર પાસે મોકલવામાં આવી હતી અને પ્રથમ આ યોજનાને સુરત જિલ્લાની પ્રજાના પ્રતિનિધિ અને મહેસુલી ખાતાના પ્રધાન માનનીય મોરારજીભાઇ તરફથી ટેકો મળ્યો અને ખાતાના દરેક અમલદાર તથા નોકરને યોજનાને મદદ કરવાના હુકમો આપવામાં આવ્યા. ત્યાર પછી બીજા ખાતાના માનનીય પ્રધાનોએ પણ યોજનાને અપનાવી અને પોતપોતાના ખાતાના અધિકારીઓને યોજનાને મદદ કરવાને હુકમો કાઢ્યા. જણાવતાં ખુશી થાય છે કે સુરત [illegible]ા તમામ નાના મોટા અમલદારોએ અને ગામ નોકરોએ બનતી મદદ આ યોજનાને [illegible]ંદ બનાવવાને આપી છે ગામના રસ્તા બનાવવામાં મુખ્ય અડચણ જૂનાં દબાણો કાઢવાની હતી. આ દબાણો તાકીદે કઢાવવામાં તાલુકાના મામલતદારોએ અને ઇન્સ્પેકટરોએ સારી મદદ કરી છે. એમની સહાનુભૂતિ અને મદદ સિવાય દબાણો કઢાવવાનું કામ મુશ્કેલ બન્યું હોત, પણ લોકોની સારી સમજ તથા ઉત્સાહને લીધે અને સરકારી નોકરોની સહાનુભૂતિથી જુગજૂનાં અનેક દબાણો નીકળી ગયાં છે અને સાંકડા રસ્તાઓ પ્હોળા થયા છે.

ગામડાંમાં ચેતન લાવવા માટે ગામ સુધારણા સપ્તાહની ઉજવણી પહેલાં ગુજરાતી નિશાળોના શિક્ષકો મારફત પ્રભાતફેરીઓ ચાલુ કરવામાં આવી હતી અને આ આખા કાર્યને ફત્તેહમંદ બનાવવાને જિલ્લાના શિક્ષકોએ ખૂબ રસપૂર્વક સાથ આપ્યો હતો. પ્રભાતફેરીઓમાં ગામ સુધારણાનાં સારાં ગામગીતો ગવાય તે માટે જલાલપોર તાલુકાના આંતરસીંબર શ્રી. પ્રાણભાઇએ પાંચ પાંચ રૂપીયાનાં સાત ઇનામો જે કોઇ સારાં ગીત બનાવી આપે તેને આપવા માટે જાહેર કર્યાં હતાં. ગીતોની પસંદગી કરવાનું કામ એક સમિતિને સોંપવામાં આવ્યું હતું અને છેવટે સાત ગીતો એ સમિતિએ સુધારો વધારો કરી પસંદ કર્યાં હતાં. પ્રભાતફેરીઓમાં ગવાતાં આ ગીતો મારફત લોકોમાં સારી જાગૃતિ આવી હતી.

આ ઉપરાંત રસ્તા કેમ બનાવવા તેનું વ્યવહાર જ્ઞાન પ્રજાને આપવા માટે, સ્વચ્છતા કેવી રીતે જળવાય તે વિષે અને ગામસુધારણાના બીજા વિષયો પર લોકલ બોર્ડ તરફથી

પત્રિકાઓ કાઢી આખા જિલ્લામાં વહેંચવામાં આવી હતી. ગામસુધારણા માટે કામો શી રીતે કરવાં તેનું વ્યવહાર જ્ઞાન ન હોય તો લોકો સુધારણાનાં કામો વ્યવસ્થિત રીતે કરી શકે નહિ એ દેખીતી વાત છે, તેથી આ પત્રિકાઓ કાઢી લોકોને યોગ્ય સૂચનાઓ આપવામાં આવી હતી. આ પત્રિકાઓ પરિશિષ્ટ "ક" માં આપવામાં આવી છે.

લોકોમાં ગામસુધારણાનાં કામો માટે વધુ ઉત્સાહ રહે એ હેતુથી જિલ્લા લોકલ બોર્ડે એક ઇનામી યોજના ઘડી હતી. જિલ્લાના આઠ તાલુકામાંથી જે તાલુકામાં ગામસુધારણા અંગે સર્વશ્રેષ્ઠ કામ થાય તે તાલુકાને ગાંધીજીનું ચાંદીનું પૂતળું અને દરેક તાલુકાના જે ગામમાં સર્વશ્રેષ્ઠ કામ થાય તે ગામને ચાંદીનું કોદાળી, પાવડો અને ઝાડુનું એકત્રિત પ્રતીક આપવા ઠરાવ્યું છે. આ ઇનામોના ખર્ચ માટે જિલ્લાના ઉદાર ગૃહસ્થો પાસે મદદની આશા રાખવામાં આવી છે અને કેટલાક સજ્જનોએ નાણાં આપ્યાં પણ છે. જુઓ પરિશિષ્ટ "ડ". એ ઉપરાંત સારા કાર્યકર્તાઓને યોગ્ય પ્રમાણપત્રો પણ આપવામાં આવનાર છે.

આ યોજનાને ફત્તેહમંદ બનાવવામાં શાળાના શિક્ષકોએ સુંદર ફાળો આપ્યો છે, તેમને જેટલો ધન્યવાદ આપવામાં આવે તેટલો ઓછો છે. પ્રભાતફેરીઓ ઉપરાંત ગામ-સફાઈના કાર્યમાં શિક્ષકો અને શિક્ષિકાઓ તેમજ મોટી ઉંમરના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીની-ઓએ સુંદર કામ કર્યું છે.

ગામસુધારણા સપ્તાહની વિધિસરની ઉજવણી તા. ૬–૪–૩૯ થી તા. ૧૩–૪–૩૯ સુધી કરવાની હતી, પણ લોકોએ તો ગામસુધારણાનાં કામો આ મુકરર કરેલા અઠવાડિયા પહેલાંથી ફુરસદ પ્રમાણે શરૂ કરી દીધાં હતાં, અને સપ્તાહના અઠવાડિયા પહેલાં લગભગ રૂા. ૭૮૦૦૦ નાં કામો તો થઈ ગયાં હતાં. સપ્તાહ દરમ્યાન અને પછી રૂા. ૫૪૪૫૨ ની કિંમતનાં કામો થયાં છે.

સપ્તાહ દરમ્યાન પ્રજાને આ સ્વાશ્રયી કામમાં ઉત્તેજન અને પ્રેરણા આપવા માટે નામદાર મુંબઈ સરકારના બધા માનનીય પ્રધાનો તથા બન્ને ધારાસભાના માનનીય પ્રમુખોને જિલ્લાની મુલાકાતે આવવા આમંત્રણો આપવામાં આવ્યાં હતાં, અને આ આમંત્રણ સ્વીકારીને ચાર પ્રધાન સાહેબો તથા ઉપલી ધારાસભાના પ્રમુખ સાહેબે સપ્તાહના કાર્યક્રમમાં ભાગ લીધો હતો. મુંબઈની એસેમ્બલીના પ્રમુખ સાહેબે પણ આમંત્રણ સ્વીકાર્યું હતું અને તેમનો કાર્યક્રમ પણ ગોઠવવામાં આવ્યો હતો પણ તેમના ઘરમાં એકાએક બીમારી આવી પડવાથી તેઓ સાહેબ છેલ્લી ઘડીએ આવી શક્યા ન હતા.

ગામસુધારણા સપ્તાહની ઉજવણી પહેલાં નામદાર વડા પ્રધાન સાહેબ તરફથી આવેલો સંદેશો સપ્તાહની બધી સભાઓમાં વાંચવામાં આવ્યો હતો અને તે પરિશિષ્ટ "ઈ" માં આપવામાં આવ્યો છે.

સુરત જિલ્લાની પ્રજાને માટે મુંબઈ સરકારના ચાર પ્રધાન સાહેબોનો અને ધારાસભાના પ્રમુખ સાહેબનો એક જ અઠવાડિયામાં જિલ્લામાં પ્રવાસ થાય એ એક અનન્ય પ્રસંગ હતો.

આને લીધે પ્રજામાં અતિશય ઉત્સાહ આવ્યો હતો અને પ્રવાસ દરમિયાન આ લોકપ્રિય નેતાઓનું પ્રજાએ બાદશાહી સ્વાગત કર્યું હતું. પ્રવાસ દરમિયાન પ્રમુખ અને પ્રધાન સાહેબોને લોકોમાં આવેલી જાગૃતિ અને તેમણે સ્વાશ્રયથી કરેલાં કામો નિહાળવાની સારી તક મળી હતી અને લોકોએ સુધારણાનાં કરેલાં કામો જોઈ તે સાહેબોએ પ્રસન્નતા દર્શાવી હતી અને ભાષણો મારફતે લોકોને અમૂલ્ય પ્રેરણા આપી હતી. આ પ્રવાસનું પૂરું વર્ણન કરવા માટે એક સ્વતંત્ર લાંબા લેખની જરૂરિયાત પડે એમ છે અને તેને માટે અત્રે સ્થાન નથી; તેથી ટૂંકમાં એટલું કહેવું બસ થશે કે આ પ્રવાસથી લોકોને ભારે ઉત્તેજન મળ્યું હતું અને સરકારના પ્રધાન સાહેબોને લોકોની જરૂરિયાતનો તથા થયેલાં કામોનો સારો પરિચય થયો હતો.

## કાર્યસિદ્ધિ:

આ યોજનાને ફળીભૂત બનાવવાને અનેક કાર્યકર્તાઓએ પ્રચાર કરવામાં જે જહેમત ઉઠાવી છે તેના પરિણામનો ટૂંક હેવાલ આપવો આવશ્યક છે.

(૧) આ યોજનાના પ્રચારથી લોકોમાં અજબ જાગૃતિ અને ચેતન આવ્યાં હતાં. સામાન્ય રીતે ગામસુધારણા માટે લોકોમાં નિરાશાની વૃત્તિ હતી, એ નિરાશાની વૃત્તિ નાશ પામીને લોકોમાં આશાનો ભારે સંચાર થયો છે. કોઈ પણ કાર્ય માટે સિદ્ધિ પ્રાપ્ત કરવા પ્રથમ તો તે માટે આશા ઉત્પન્ન થવી જોઈએ. એ આશા અને શ્રદ્ધા લોકોમાં જાગૃત થઈ અને તેઓ કોઈ પણ જાતની બહારની મદદ વગર કામો કરવા મંડી ગયા. લોકોની જાગૃતિ અને ચેતન એ આ યોજનાનું પહેલું પરિણામ.

(૨) જિલ્લા લોકલ બોર્ડની આવક અને ખર્ચ સંબંધી લોકોનો મોટો સમૂહ અજ્ઞાત હતો. યોજનાના પ્રચાર મારફતે લોકલ બોર્ડને દર વર્ષે કેટલી આવક આવે છે અને તેનો લોકલ બોર્ડ કેવો ઉપયોગ કરે છે તેની વિગતવાર માહિતી પત્રિકા દ્વારા તથા ભાષણો મારફતે આખા જિલ્લાની પ્રજાને આપવામાં આવી હતી. આજે તો હજારો લોકોને બોર્ડની આવકના તથા ખર્ચના આંકડાઓ મ્હોડે થઈ ગયા છે અને આ આંકડાઓ ઉપરથી લોકોને પ્રતીતિ થઈ ગઈ છે કે બોર્ડનાં સાધનો ઘણાં સંકુચિત છે અને લોકલ બોર્ડને હસ્તક હાલ જે રસ્તાઓ વિગેરે મિલ્કતો છે તેની મરામત કરાવવા જેટલાં સાધનો પણ તેની પાસે નથી. એટલે કે તેની આર્થિક સ્થિતિ દેવાળીઆ જેવી જ છે. જ્યાં સુધી આ બધી સ્થિતિનું ભાન લોકોને ન હતું ત્યાં સુધી પોતાના ગામની નાની મોટી જરૂરિયાતો લોકલ બોર્ડ પૂરી પાડશે એવી આશાથી તેઓ હાથ જોડીને બેસી રહેતા હતા તેમાં મોટું પરિવર્તન થયું. પહેલી જ વખત લોકોના જાણવામાં આવ્યું કે લોકલ બોર્ડો લોકો કર આપે છે તેના વડે જ કામ કરે છે અને બોર્ડ મારફત વધુ કામ કરાવવાં હોય તો લોકોએ વધુ કરો આપવા જોઈએ. પણ ખેડૂત વર્ગની આજે વધુ કરો આપવાની સ્થિતિ રહી નથી એટલે ગામસુધારણા કરવાનો ખરો માર્ગ સ્વાશ્રયી થઈ લોકોએ સમૂહમાં કામે મંડી જવાનો છે. મને લાગે છે કે **યોજનાનું મોટામાં મોટું પરિણામ લોકોમાંથી પરાવલંબી વૃત્તિનો નાશ કરી સ્વાશ્રયી થવાનું શિક્ષણ મેળવવાનું છે.** આ યોજનાનો પ્રચાર થતાં પહેલાં લોકો

તરફથી જિલ્લા લોકલ બોર્ડ ઓફિસમાં દરરોજ અનેક અરજીઓ આવતી હતી. આજે તેમાં મોટો ફેરફાર થયો છે અને હવે ખાસ જરૂરિયાતવાળી જ કોઈ અરજી આવે છે. લોકોમાં કેટલી શક્તિ ભરેલી છે તેનું ભાન તેઓને પહેલી જ વખત થયું. પહેલાં જે કામો લોકો અશક્ય માનતા હતા તે જ કામો આજે લોકોએ સ્વાશ્રયથી સમૂહમાં કામ કરવાથી પાર પાડ્યાં છે અને આવેલું ચેતન કાયમ રહે તો ચાર પાંચ વર્ષમાં જ ગામડાંઓ રહેવા લાયક બની જાય.

(૩) પ્રાથમિક કેળવણીનો કાયદો સને ૧૯૨૩ માં થયો ત્યારથી તે અત્યાર સુધીમાં પ્રાથમિક કેળવણીનો કોઈ પણ જાતનો વિકાસ થયો નથી એમ કહીએ તો ચાલે અને એ સમયને પ્રાથમિક કેળવણીના કલીયુગ તરીકે ઓળખાવીએ તો ખોટું ન કહેવાય. શાળાઓમાં આ પંદર વર્ષ દરમ્યાન પાંચથી સાત હજાર વિદ્યાર્થીઓ વધ્યા હતા પણ જિલ્લા સ્કૂલ બોર્ડ તરફથી વધારાના શિક્ષકો રોકવામાં આવ્યા ન હતા. શાળાઓમાં પુરતા આવા શિક્ષકોની સંખ્યા લગભગ સો સુધી કહેવાય. પુરતા શિક્ષકો નહિ નીમવાનું કારણ એ કે સ્કૂલ બોર્ડને ખર્ચના ૧/૩ પ્રમાણે આપવાના પોતાના ફાળાના પૈસા ન હતા. તેજ પ્રમાણે જિલ્લામાં લગભગ ૨૫૦ ગામે એ શાળાઓજ ન હતી, જ્યાં આ પંદર વર્ષના ગાળામાં એક પણ નવી શાળા ખોલી શકાઇ ન હતી. આ બધી ઉણપો દૂર કરવાને માટે નાણાંની ભારે જરૂર હતી અને તે માટે કોઇ પણ જાતનો કર પ્રજા પાસે લેવાની જરૂર ઉભી થઇ હતી. સુરત જિલ્લા લોકલ બોર્ડે આ માટે લોકલ ફંડમાં એક પૈસાનો વધારો કરવાનું ઠરાવ્યું હતું પણ સુરત જિલ્લા લોકલ બોર્ડ એક મહાસભાવાદી બોર્ડ તરીકે એક નવીન પ્રથા આ સંબંધમાં સ્થાપવા માગતી હતી અને તે એ કે પ્રજાની સંમતિ સિવાય આવો વધારાનો કર લઇ શકાય નહિં. આ સંમતિ મેળવવા માટે ગામ સુધારણા સપ્તાહની યોજના પ્રચારનો લાભ લેવામાં આવ્યો હતો. આ પ્રચાર વખતે પ્રાથમિક કેળવણીની હાલની સ્થિતિ પ્રજા આગળ ભાષણો દ્વારા મૂકવામાં આવી હતી અને સમજાવવામાં આવી હતી. જિલ્લાનાં લગભગ ૨૦૦ મોટાં ગામોએ જાહેર સભામાં આ બાબત મૂકવામાં આવતી હતી અને વધારાના લોકલ ફંડ સેસનો એક પૈસો આપવા માટે લોકો સંમત છે કે કેમ તે પૂછવામાં આવતું હતું. જણાવતાં આનંદ થાય છે કે આ બધાં ગામોની જાહેર સભાઓએ કોઈ પણ અપવાદ સિવાય આ કર લેવાની સંમતિ આપી હતી. કોઈ પણ કર આપી શકે એવી સ્થિતિ ખેડુતોની રહી નથી છતાં આ સંમતિ મળવાનું મુખ્ય કારણ એ છે કે આ કરના પૈસા ફક્ત પ્રાથમિક કેળવણીના વિકાસ માટે વાપરવાની લોકોને ખાત્રી આપવામાં આવી હતી અને પ્રાથમિક કેળવણીની હાલની અસંતોષકારક સ્થિતિનું લોકોને બરાબર ભાન થયું હતું.

(૪) ગામસુધારણા સપ્તાહનો કાર્યક્રમ નીચે પ્રમાણે નક્કી કરવામાં આવ્યો હતો :—

પહેલા ચાર દિવસ જાતમહેનતથી ગામના કાયમી ઉપયોગનું કોઈ પણ કામ કરવું.

પાંચમો દિવસ "સ્વચ્છતા દિન". તે દિવસે ગામનાં બધાં ભાઈઓ અને બ્હેનોએ મળી ગામમાંથી બધો કચરો તથા અસ્વચ્છતા દૂર કરવાનાં હતાં.

છઠ્ઠો દિવસ "ઉદ્યોગ દિન". તે દિવસે વૃક્ષારોપણ અગર રેંટિયાં ચલાવવાનાં કામો કરવાનાં હતાં.

સાતમો દિવસ "ઉત્સવ દિન". તે દિવસે સવારે છોકરાછોકરીઓની રમતગમતની હરિફાઈ કરવાની હતી અને બપોર પછી સભા ભરી ઠરાવ કરવાના હતા. સાંજના ગરબા અગર નાટ્યપ્રયોગો અગર ભજનો કરવાનો પ્રબંધ રાખ્યો હતો.

ઉપરના કાર્યક્રમ પરથી જણાશે કે મુખ્ય કામ પહેલા ચાર દિવસોમાં જાત મહેનતથી કરવાનું હતું. ગામ લોકોની ખાસ જરૂરીયાત રસ્તાઓની છે અને તેથી મુખ્યત્વે તો લોકોએ સપ્તાહ દરમિયાન અને તે પહેલાં રસ્તાઓ કરવાની તજવીજ કરી છે. સપ્તાહ પહેલાં થયેલી આવા કામોની અંદાજી કીંમત રૂા. ૭૮૦૦૦ થવા જાય છે અને સપ્તાહ દરમ્યાન અને પછી રૂા. ૫૪૪૫૨નું કામ થયું છે એટલે ગામ સુધારણા અંગે રૂા. ૧૩૨૪૫૨ની કિંમતનાં કામો લોકોએ જાત મહેનતથી કર્યા છે. ચાલુ વર્ષમાં તો મોટે ભાગે કાચા રસ્તાઓ જ કરવામાં આવ્યા છે, પણ કોઇ કોઇ ગામે આ રસ્તાઓ પર રેતી, ભાઠું અગર એવો કોઇ પદાર્થ રસ્તો પાકો કરવા વાપરવામાં આવ્યો છે. આ રસ્તાઓની ખરી ઉપયોગિતા તો તે પાકા કરવામાં આવે ત્યારેજ હોઇ શકે અને લોકો આગળ આદર્શ સુધરેલા ગામની વ્યાખ્યા કરવામાં ગામને કાદવ મુક્ત કરવા ઉપરજ ભાર મુકવામાં આવ્યો હતો. ચોમાસામાં ગામડાંઓ નર્કસ્થાન જેવાં બની જાય છે તે સ્થિતિ સુધારવાનો ગામ સુધારણા સપ્તાહનો એક મુખ્ય ઉદ્દેશ છે. સામાન્ય રીતે લોકોને સમજાવવામાં આવ્યું હતું કે સુધરેલું ગામ તો તેજ ગણી શકાય કે જ્યાંના ખેડુતો ભર ચોમાસામાં પાવડી પહેરી પોતાના ખેતરે જઇ શકે આવી આદર્શ સ્થિતિ લાવતાં તો વખત લાગશે પણ આ આદર્શને પહોંચવાને માટે ઠીક શરૂઆત થઇ કહે-વાય. જ્યાં લોકો આજ સુધી હાથ જોડીને ગામ સુધારણા માટે બેસી રહ્યા હતા ત્યાં લોકો જાત મહેનતથી રૂા. ૧૩૨૪૫૨ રૂપીયા સુધીના કામો કરે તે માટે આપણે સંતોષ માનવો જોઇએ. જે તમન્નાથી આ વર્ષે કામ કરવામાં આવ્યું હતું તે આવતે વર્ષે ચાલુ રહે તો મને ખાત્રી છે કે આવતે વર્ષે લોકો બે લાખ રૂપિયાનુ કામ કરશે જ. જિલ્લાના ગામોમાંથી લગભગ પીસ્તાલીસ ટકા ગામોમા ગામ સુધારણા સપ્તાહની યોજના પ્રમાણે કામો થયાં છે. આવતે વર્ષે વધીને પંચોતેર ટકા ઉપર ગામોમાં કામો થશે એવી આશા રાખીએ છીએ. તાલુકાવાર થયેલાં કામોની વિગત પરિશિષ્ટ '૬' માં આપવામાં આવી છે.

રસ્તાનું માટીકામ કરવા ઉપરાંત તેને અંગે જે અગત્યની સાધના થઈ છે તે તો સાંકડા રસ્તાઓને બદલે પહોળા બનાવવાની છે. જ્યાં એક ગાડી જતાં પણ અડચણ પડતી હતી ત્યાં આજે બે ગાડાં જેટલા રસ્તા પહોળા થયા છે. જુની હરકતકર્તા આડીઓનો નાશ કરવામાં આવ્યો છે. જેમને પહેલાંની સ્થિતિનો ખ્યાલ હોય તેમનેજ સુધારણા મારફતે રસ્તાઓમાં જે ફેરફાર થાય છે તેના મહત્વનો ખ્યાલ આવી શકે. એ સુંદર પરિણામ લાવવામાં ગામ લોકોનો ઉત્સાહ તથા સરકારી તંત્રનો સહકાર એક કારણરૂપ છે. રસ્તાઓ સુધારવાનો લોકોમાં એવો અપૂર્વ ઉત્સાહ આવ્યો હતો કે અનેક વ્યક્તિ પોતાની કીંમતી

ખાનગી જમીનમાંથી રસ્તાઓ પહોળા કરવા માટે ભારે ઉદારતાથી જોઇતી જમીનો કાઢી આપી છે. ગ્રામજીવનનો જેને અનુભવ છે તેને ખબર છે કે ઘણી નજીવી જમીન માટે ભારે કંકાસો થાય છે અને પૈસાની ભારે બરબાદી કરવામાં આવે છે. છતાં આ સાર્વજનિક હિતને માટે લોકોએ જે ભોગ આપ્યા છે તે આશ્ચર્યકારક ગણી શકાય. મામલતદારો, મહાલકારીઓ અને સરકલ ઇન્સ્પેક્ટરોએ પણ દબાણો છોડવવામાં પૂરતી મદદ આપી હતી. એકંદરે રસ્તાઓ બનાવવાની મહેનત કરતાં રસ્તાઓ પહોળા કરવા માટે સ્વેચ્છાથી લોકોએ ખાનગી જમીનો આપી તે વિશેષ ધ્યાન ખેંચે એવી બીના છે.

રસ્તાઓ ઉપરાંત કેટલાંક ગામોમાં લોકોએ તળાવો ખોદીને દુરસ્ત કર્યા છે અને કેટલાંક ગામોમાં ચોતરા વગેરે કરવામાં આવ્યા છે.

ગામની સ્વચ્છતા માટે સપ્તાહનો પાંચમો દિવસ રાખવામાં આવ્યો હતો. આ વિધિ માટે સપ્તાહમા એક દિવસ રાખવામાં આવ્યો હતો પણ તે પહેલાં ગામનો કચરો કાઢવાને લોકો દિવસો પહેલાંથી કામે લાગી ગયા હતા આ કામ કરવામા મુખ્ય ફાળો શાળાના શિક્ષકો તથા શિક્ષિકાઓ તથા મોટી ઉમ્મરના વિદ્યાર્થીઓએ આપ્યો હતો. અનેક જગ્યાએ શિક્ષિકાઓ તથા બાળાઓને હાથમાં ઝાડુઓ લઈ ગામ સફાઇનું કામ કરતા મેં જાતે જોયા છે અને એ દશ્ય કોઇને પણ પ્રફુલ્લ કરે તેવું હતું, સ્વચ્છતાનો વિષય હંમેશની ચાલુ કાળજી માંગે છે પણ શરૂઆતથી લોકો સ્વચ્છતાની કીંમત બરાબર આંકતા થયા છે અને ક્રમે ક્રમે આદર્શ સ્વચ્છતા માટે સતત્ કામ કરતા લોકોને આપણે જોઇશું. સ્વચ્છતા સબંધમાં ગામ જીવનની જાત માહિતી ધરાવનારને ખબર હશે કે ગામડાઓમા જાજરૂ જવા માટે હજુ કોઈ પણ વાસ્તવિક પ્રબંધ કરવામાં આવ્યો નથી. ગામ સુધારણા સપ્તાહના પ્રચાર દરમ્યાન આ વિષય ઉપર દરેક સભામાં લોકોનુ ધ્યાન ખેંચવામાં આવતુ હતું અને ખાડા જાજરૂઓ જે જુજ કિંમતે બનાવી શકાય એમ છે તેની સમજ આપવામાં આવતી હતી. આવા જાજરૂઓની ગેરહાજરીમાં લોકો જાહેર રસ્તાઓ ઉપર જાજરૂ જાય અને રસ્તાઓ દુર્ગંધવાળા બને એ ખરેખર શોચનીય છે. ચોમાસામાં અને ઉનાળામાં આ બાબતની લોકોને ભારે મુશ્કેલી હોય છે. લોકોએ જુજ પ્રમાણમાં આ બાબતનો સંદેશો સ્વીકાર્યો છે પણ આ વર્ષમાં જીલ્લામાં મોટા પ્રમાણમાં ખાડા જાજરૂઓ થઇ જવાની આશા રહે છે. સ્વચ્છતા દિન સંબંધી હકીકત પરિશિષ્ટ 'ગ'માં આપવામાં આવી છે, સપ્તાહનો છઠ્ઠો દિવસ "ઉદ્યોગ દિન" તરીકે મુકરર કરવામાં આવ્યો હતો. એ દિવસે લોકોને વૃક્ષારોપણ અગર રેંટીઆ ચલાવવા વિ. બીજી પ્રવૃત્તિ કરી લોકોની આવકમાં વધારો કરવાનું માર્ગદર્શન કરાવવાનો હેતુ હતો. વૃક્ષ રોપવાને માટે એપ્રિલ મહિનો પ્રતિકૂળ હોવાથી લોકોને ચોમાસામાં આ કામ કરી લેવાની સમજૂત આપવામાં આવી હતી * રેંટીયાના કાર્યને જોઇએ તેવો વેગ મળ્યો નથી પણ આ બાબત સારો પ્રચાર કરવામાં આવ્યો હતો. હવે તાલુકામાં આ કામ ઉપાડી લેનાર કાર્યકર્તાઓ

* ઑગસ્ટની પહેલી તારીખ લોકમાન્યની પુણ્ય તિથિ હોવાથી એ દિવસને 'વૃક્ષારોપણ દિન' તરીકે ઉજવવાનો પાછળથી નિર્ણય કરવામાં આવ્યો હતો.

નીકળી આવે તો આ કામ ઠીક આગળ ચાલે તેમ છે. આ બાબતની પૂર્વભૂમિકા તૈયાર થઇ છે અને હવે તેનો લાભ લેવાવો જોઇએ.

સપ્તાહનો સાતમો દિવસ " ઉત્સવ દિન " તરીકે પાળવાનો હતો. ગામડાંમાંથી ઉત્સાહ અને આનંદ લગભગ નાશ પામવા આવ્યાં છે તેને ફરીથી સજીવન કરવા માટેનો આ પ્રયત્ન છે. એ દિવસે લોકોએ વ્હેલા ઉઠી પોતપોતાનાં આંગણાં સાફ કરી સાથીઆ પુરી શરૂઆત કરવાની હતી, સવારે રમતગમતની હરીફાઈ યોજી બાળકોને આનંદ આપવાનો હેતુ રાખવામાં આવ્યો હતો. બપોરે સભા ભરી ગામ સુધારણાને લગતી જુદી જુદી બાબતો પર ઠરાવો કરવાના હતા અને સાંજે ગરબા, ભજન અગર નાટ્યપ્રયોગો કરી આનંદ મેળવવાનો હતો. આ દિવસની ઉજવણી માટે પરિશિષ્ટ " ૯ "માં હકીકત આપવામાં આવી છે.

ઉપરના હેવાલથી ગામ સુધારણા સપ્તાહની યોજના કેટલા પ્રમાણમાં ફળીભૂત થઈ તેનો ખ્યાલ દરેક વાંચક કરી શકે એમ છે. પરીણામ ગમે તે હોય પણ એક વાત સ્પષ્ટ છે અને તે એ કે ગામડાંઓને રહેવા જેવાં સ્વચ્છ, સુંદર અને કાદવમુક્ત બનાવવાં હોય તો લોકોએ સ્વાશ્રયી થઈ બધા વર્ગોએ ભેગા થઈ સમૂહમાં કામ કરવું જોઈએ.

ગામ સુધારણા સપ્તાહનું એક આડકતરું પરિણામ માહોમાહેના ઝગડાઓમાં ઘટાડો કરવાનું છે. જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખના જિલ્લાના ગામડાંઓના પ્રવાસ દરમ્યાન ભાષણોમાં એક બાબત ઉપર ખાસ ભાર મુકવામાં આવ્યો હતો અને તે સમૂહમાં કામ કરવાની જરૂરીયાત ઉપર. ગામડાંમાં જુદા જુદા વર્ગોના લોકો હોય છે, કેટલાએક ઉચ્ચ વર્ણના હોય છે. કેટલાક કારીગરો હોય છે અને દુબળા તથા હરિજનો હોય છે. આ બધા વર્ગોના લોકોમાં ઉંચનીચના ભેદો હોવા જોઈએ નહિ સમાનતાની ભાવના કેળવવામાં સમૂહમાં કામ કરવાની પદ્ધતિથી ઘણું સારૂ પરિણામ લાવી શકાય અને ઘણાં ગામોમાં પક્ષાપક્ષી નાશ પામ્યાં છે અને સમાનતા તરફ લોકોનું વલણ વધતુ જાય છે. જે ગામોમાં પક્ષો હોય ત્યાં ગામ સુધારણા સપ્તાહનું કાર્ય ચાલી શકે જ નહિં. જે ગામમાં સલાહસંપ હોય ત્યાંજ સારાં કામો થઇ શક્યાં છે. આ રીતે પક્ષોનું અનિષ્ટ તત્ત્વ દૂર કરવામાં ગામ સુધારણા સપ્તાહની યોજનાએ સારો ભાગ ભજવ્યો છે.

કોઇને પણ સ્વાભાવિક જીજ્ઞાસા થાય કે આખા જિલ્લાનું આવું ભગીરથ કામ કરવા માટે બોર્ડને શો ખર્ચ થયો હશે? પ્રથમ બોર્ડે પત્રિકાઓ વિગેરે છપાવવા માટે રૂ. ૩૦૦ મંજૂર કર્યા હતા. તેમાથી આજ સુધી રૂ. ૧૯૩ ખર્ચ થયો છે. તે ઉપરાંત બોર્ડના પ્રમુખના પ્રવાસ માટે દરેક તાલુકામાં બસ ભાડે રાખવામાં આવતી હતી, તેનો ખર્ચ રૂ. ૧૮૯ આજ સુધી થયો છે. એટલે છપામણી ખર્ચ તથા પ્રવાસ ખર્ચ મળી એકંદરે રૂપીયા ૩૮૨ નો ખર્ચ થયો છે પણ આ સંબંધમાં જણાવવાની જરૂર છે કે પ્રમુખના પ્રવાસ દરમિયાન સપ્તાહના પ્રચાર ઉપરાંત બોર્ડનાં કામોની તથા બોર્ડનાં દવાખાનાઓ અને બીજી મીલકતોની તપાસણી પણ કરવામાં આવતી હતી, એટલે ખરી રીતે તો છપામણી ખર્ચ રૂ. ૧૯૩ નો થયો છે તેટલા જ ખર્ચથી સપ્તાહનો કાર્યક્રમ કરવામાં આવ્યો છે એમ કહી શકાય. કોઇ પણ બીજા કાર્ય કરનારે મુસાફરી અગર બીજા ખર્ચની માગણી કરી નથી.

ગામ સુધારણા સપ્તાહની યોજનાને પૂજ્ય મહાત્મા ગાંધીજીએ એમના "હરીજન બંધુ"માં જિલ્લા લોકલ બોર્ડો ઉપર લેખ લખી કેટલીએક સૂચના સાથે આવકારી હતી અને તેજ પ્રમાણે આપણા લોકપ્રિય સરદાર વલ્લભભાઇએ બારડોલી તાલુકાના મોતા ગામે સભામાં આ યોજનાને આશિર્વાદ આપ્યા હતા. આ બન્ને નેતાઓના આશિર્વાદ મળવાથી કામ કરનારાઓમાં ખુબ ઉત્સાહ આવ્યો હતો. આ તકે હું નમ્રપણે એમનો આભાર માનું છું. આ ઉપરાંત આપણી નામદાર સરકારના પ્રધાન સાહેબોએ પ્રથમથી જ આ યોજનાને ટેકો આપ્યો હતો અને જિલ્લાના તમામ અમલદારો તથા નોકરોને આ યોજનાને સહકાર આપવાના હુકમ કર્યા હતા. એ બદલ હું હૃદયપૂર્વક એમનો જિલ્લા લોકલ બોર્ડ તરફથી આભાર માનું છું. જિલ્લા સમિતિના પ્રમુખ શ્રી. કાનજીભાઇએ તો તાલુકે તાલુકે રખડી સાથે પ્રવાસમાં આવી આ યોજનાને સંપૂર્ણ ટેકો આપ્યો હતો. તાલુકા સમિતિઓ અને બીજા મહાસભાના બધા કાર્યકર્તાઓએ ખૂબ ઉત્સાહપૂર્વક આ યોજનાને ફતેહમંદ બનાવવામાં ભાગ લીધો છે. એ સર્વ ભાઇઓનો હું ઉપકાર માનું છું. આ યોજનાને જીલ્લા લોકલ બોર્ડે પ્રજા આગળ મુકી ત્યારથી જ બોર્ડના બધા સભ્યો ઉપર કામનો પુષ્કળ બોજો મુકવામાં આવ્યો હતો અને ખાસ કરીને બોર્ડની તાલુકા કમિટીના ચેરમેનોએ વખતનો મોટો ભોગ આપીને ગામડે ગામડે રખડી આ યોજનાને ગતિમાન કરી હતી. ગામોની સુધારણા સપ્તાહ સમિતિઓએ પણ સુંદર કાર્ય કર્યું છે. એ બદલ છેવટે આ બધા ભાઇઓનો જિલ્લા લોકલ બોડ તરફથી આભાર માનવાની હું આ તક લઉં છું.

દુર્લભજી પરાગજી દેસાઈ
પ્રમુખ, જિલ્લા લોકલ બોર્ડ સુરત.

પરિશિષ્ટ 'અ'

**પ્રવાસની હકીકત**

| અનુક્રમ નંબર | કયા મહિનામાં પ્રવાસ કર્યો | કઈ કઈ તારીખે પ્રવાસ કર્યો | તાલુકાનું નામ | કેટલા દિવસ પ્રવાસ કર્યો | ગામોની મુલાકાત લીધી તેની સંખ્યા | મુસાફરી કર્યાની માઈલની સંખ્યા | શેરો |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઓકટોબર ૧૯૩૮ | ૬, ૭, ૮ | ચીખલી | ૩ | ૫ | ૭૭ | |
| ૨ | " | ૧૩, ૧૪, ૧૫ | વલસાડ (પહેલો પ્રવાસ) | ૩ | ૧૦ | ૬૩ | |
| ૩ | " | ૧૯, ૨૦, ૨૧ | પારડી (પહેલો પ્રવાસ) | ૩ | ૮ | ૬૯ | |
| ૪ | " | ૨૭, ૨૮, ૨૯ | જલાલપોર (પહેલો પ્રવાસ) | ૩ | ૧૦ | ૧૧૫ | |
| ૫ | નવેંબર ૧૯૩૮ | ૧૭, ૧૮, ૧૯ | ચોર્યાસી | ૩ | ૧૬ | ૧૩૮ | |
| ૬ | " | ૨૪, ૨૫, ૨૬, ૨૭ | બારડોલી | ૪ | ૨૧ | ૧૬૨ | |
| ૭ | ડીસેંબર ૧૯૩૮ | ૧, ૨, ૩ | માંડવી | ૩ | ૧૦ | ૬૫ | |
| ૮ | " | ૯, ૧૦, ૧૧ | ઓલપાડ | ૩ | ૧૬ | ૧૦૦ | |
| ૯ | " | ૧૫, ૧૬, ૧૭ | પારડી (બીજો પ્રવાસ) | ૩ | ૧૦ | ૫૯ | |
| ૧૦ | " | ૨૨, ૨૩, ૨૪ | વલસાડ તાલુકાનો કેટલોક ભાગ અને ચીખલી (બીજો પ્રવાસ) | ૩ | ૯ | ૮૫ | |
| ૧૧ | જાન્યુઆરી ૧૯૩૮ | ૫, ૬, ૭ | જલાલપોર (બીજો પ્રવાસ) | ૩ | ૧૨ | ૧૦૦ | |
| ૧૨ | ફેબ્રુઆરી ૧૯૩૯ | ૯, ૧૦, ૧૧ | જલાલપોર (ત્રીજો પ્રવાસ) | ૩ | ૧૧ | ૮૮ | |
| ૧૩ | " | ૧૬, ૧૭, ૧૮ | જલાલપોર (ચોથો પ્રવાસ) | ૩ | ૧૮ | ૭૭ | |
| ૧૪ | " | ૨૩, ૨૪, | વલસાડ (બીજો પ્રવાસ) | ૨ | ૬ | ૨૬ | |
| ૧૫ | માર્ચ ૧૯૩૯ | ૯, ૧૦, ૧૧ | જલાલપોર (પાંચમો પ્રવાસ) | ૩ | ૧૭ | ૧૧૮ | |
| ૧૬ | " | ૧૬, ૧૭, ૧૮ | પારડી (ત્રીજો પ્રવાસ) | ૩ | ૫ | ૪૩ | |
| ૧૭ | " | ૨૩, ૨૪, ૨૫ | વલસાડ (ત્રીજો પ્રવાસ) | ૩ | ૧૨ | ૭૯ | |
| | | | કુલ | ૫૧ | ૧૯૬ | ૧૫૧૪ | |

દુર્લભજી પરાગજી
પ્રમુખ, જિલ્લા લોકલ બોર્ડ, સુરત

## પરિશિષ્ટ "બ"

### ૧. તાલુકા સમિતિઓ
### ૨. વિભાગીય સમિતિઓ
### ૩. ગામ સમિતિઓ

| તાલુકાનું નામ | તાલુકા સમિતિઓની સંખ્યા, ચેરમેન તથા મંત્રીના નામ | વિભાગીય સમિતિઓની સંખ્યા | ગામ સમિતિઓની સંખ્યા | શેરો |
| --- | --- | --- | --- | --- |
| ૧. ઓલપાડ | ૧<br>ચેરમેન –શ્રી ભાનુભાઈ કાનીદાસ<br>મંત્રી –શ્રી કુબેરભાઈ ઠાકોરભાઈ | ૯ | ૧૩ | |
| ૨ ચોર્યાસી | ૧<br>ચેરમેન –શ્રી આબેનાન દયાળજી દેસાઈ<br>તા ૨૭-૭-૩૮ થી તા ૧૬-૧-૩૯ સુધી.<br>શ્રી લલ્લુભાઈ હરિભાઈ પટેલ તા ૧૬-૧-૩૯ થી<br>મંત્રી –શ્રી. લલ્લુભાઈ હરિભાઈ પટેલ તા ૧૬-૧-૩૯ સુધી<br>શ્રી છોટુભાઈ ભીમભાઈ<br>શ્રી. પ્રેમાભાઈ મીઠાભાઈ | ૪ | માહિતી મળી નથી | |
| ૩. બારડોલી | ૧<br>ચેરમેન –શ્રી કપીલરામ સન્મુખરામ વ્યાસ<br>મંત્રીઓ –શ્રી. ડાહ્યાભાઈ લલ્લુભાઈ મહેતા<br>શ્રી ડાહ્યાભાઈ પ્રભુભાઈ પટેલ | ૭ | ૨૮ | |
| ૪ જલાલપોર | ૧<br>ચેરમેન –શ્રી પરાગજી ખંડુભાઈ<br>મંત્રી –શ્રી. ડીકુભાઈ ગુનાબભાઈ નાયક | ૭ | ૨૩ | |

( ૫ . મ ' ચાલુ )

| તાલુકાનું નામ | તાલુકા સમિતિઓની સંખ્યા, ચેરમેન તથા મંત્રીનાં નામ | વિભાગીય સમિતિઓની સંખ્યા | ગામ સમિતિઓની સંખ્યા | શેરો |
|---|---|---|---|---|
| ૫. ચીખલી | ૧<br>ચેરમેન :–શ્રી છોટુભાઈ ગુલાબભાઈ દેસાઈ<br>મા. મંત્રીઃ–શ્રી. વસનજી ખંડુભાઈ<br>મદદમંત્રીઓ.– } શ્રી. ધીરજ કે. દેસાઈ<br>શ્રી. દુર્લભભાઈ નાગરજી પટેલ | ૫ | ૫૮ | |
| ૬. વલસાડ | ૧<br>ચેરમેન :–શ્રી ગોપાળજી ડાહ્યાભાઈ દેસાઈ<br>સા. મંત્રી·–શ્રી. મણીભાઈ હરિભાઈ દેસાઈ | ૫ | ૬૮ | |
| ૭. પારડી | ૧<br>ચેરમેન :–ડૉ ઉત્તમલાલ ડી મહેતા<br>સા. મંત્રી.–શ્રી. છગનલાલ નરોત્તમદાસ દીવાવાળા | ૬ | ૧૪ | |
| ૮. માંડવી | ૦ | ૦ | ૦ | |
| | કુલ | ૪૩ | ૨૦૪ | |

નોંધ :–માંડવી તાલુકામાં વિધિસરની કમિટીઓ નીમવામાં આવી ન હતી, પણ એ તાલુકાના સ્થાનિક કાર્યકર્તાઓએ સુધારણા અંગે બનતી તજવીજ કરી હતી. ગામ કમિટીઓની આપેલી સંખ્યા ઉપરાંત જે ગામોમાં કમિટી નીમાઈ ન હતી ત્યાં વ્યક્તિગત કાર્યકર્તાઓએ સુધારણા અંગે બનતી તજવીજ કરી હતી.

દુર્લભજી પરાગજી દેસાઈ
પ્રમુખ, જિલ્લા લોકલ બોર્ડ, સુરત

## પરિશિષ્ટ "ક". ( પત્રિકાઓ નંબર ૧ થી ૧૧ )

## સૂરત જિલ્લાની ગ્રામ જનતાને—

### વિભાગ પહેલો–જિલ્લા બોર્ડનું કાર્ય

ડી. લો. બોર્ડનું તંત્ર જિલ્લાના મતદારોએ મહાસભા પક્ષના સભ્યોને સોંપ્યું છે અને એ પક્ષની આ સંસ્થામાં ભારે વધુમતિ છે એટલે સ્વાભાવિક રીતે જ જિ. લો. બોર્ડની સંસ્થા તરફ ઘણાનું ધ્યાન ખેંચાયું છે. કેટલાએક ભાઈઓ એ પક્ષના સંચાલન મારફતે ખોટી ખોટી આશાઓ સેવતા હોય તો તે આશ્ચર્યકારક ગણાય નહીં. તેથી હાલના સંજોગોમાં જિલ્લા બોર્ડ પ્રજાની કયા પ્રકારે ઉત્તમ સેવા કરી શકે તે વિચારવાનું રહે છે. જિલ્લા લોકલ બોર્ડ ત્યારે જ સારું કામ કરી શકે કે તે પોતાની સ્થિતિથી પ્રજાને પૂરેપૂરી વાકેફ કરે અને પ્રજાને પોતાના વિશ્વાસમાં લે. તેથી એ ખાસ જરૂરનું છે કે આ સંસ્થાની હાલની આર્થિક સ્થિતિ કેવી છે અને એ સ્થિતિમાં જીલ્લા બોર્ડને માટે શું કરવું શક્ય છે અને શું કરવું અશક્ય છે તથા મહાસભા પક્ષનો કાર્યક્રમ શો છે તે બતાવવું જોઈએ. આ નિવેદન તે હેતુથી જ આપ્યું છે.

સુરત જિલ્લાનું ક્ષેત્રફળ ૧૬૫૧ ચો. મા. છે અને તેમાં ૭૭૭ ગામડાં છે. જિલ્લાની કુલ વસ્તી ૫૬૮૬૪૮ છે. આ વસ્તીમાં મ્યુનિસિપાલિટીવાળા શહેરોની વસ્તીનો સમાવેશ થતો નથી.

જિલ્લા લોકલ બોર્ડ મુખ્ય નીચેનાં કામો કરે છે:

૧. તાલુકાના મોટા રસ્તાઓ કરવા તથા તેને દુરસ્ત રાખવા, ૨. જિલ્લામાં માણસોનાં દવાખાનાંઓ ચલાવવાં, ૩. જિલ્લામાં ઢોરના દવાખાનાઓ ચલાવવાં, ૪. શીતળાખાનું ચલાવવું, ૫. કુવાઓ તથા અન્ય જળાશયો કરાવવા તથા તેને દુરસ્ત રાખવાં, ૬. ઢોરનાં ડબાઓની વ્યવસ્થા રાખવી, ૭. ચેપી રોગ ફાટી નીકળે ત્યાં જરૂરી ઉપાયો લેવા, અને ૮. પ્રાથમિક કેળવણી આપવી. છેલ્લું કામ સ્કૂલબોર્ડ નામની અલગ સંસ્થા મારફતે ચાલે છે પણ તેની નાણાંની જોગવાઇ જિલ્લા લોકલ બોર્ડને કરવાની હોય છે.

### આવકનાં સાધનો

જિ. લો. બોર્ડને આવકનાં મુખ્ય સાધનો નીચે મુજબ છે:

૧. એક આનો લોકલફંડ સેસ, ૨. ઢોરડબાની ઉપજ, ૩. રેતી કાંકરીની ઉપજ અને ૪. સરકારી ગ્રાંટો.

એક આનો લોકલફંડ સેસના રૂા. ૧,૬૦,૦૦૦ આવે છે, તેમાંથી ત્રીજા ભાગની રકમ કેળવણીમાં જાય છે. રેતી કાંકરીના રૂા. ૧૮,૦૦૦ આવે છે. ઢોરડબાની ઉપજ લગભગ રૂા. ૧૧,૦૦૦ની છે. સરકારી ગ્રાંટોમાં મુખ્ય રસ્તા રીપેર માટે રૂા. ૩૦,૦૦૦ આવે છે.

મુખ્ય ખર્ચ

| | | |
|---|---|---|
| ઢોર ડબાના | રૂ. | ૫૩૦૦ |
| દવાખાનાં ( માણસનાં ) | ,, | ૩૧૦૦૦ |
| શીતળાખાતાનો ખર્ચ | ,, | ૧૨૩૦૦ |
| શહેરના દવાખાના જેનો લોકલબોર્ડ વિસ્તારના લોકો લાભ લે છે તેની ગ્રાંટના | ,, | ૯૦૦૦ |
| ઢોરના દવાખાનાના | ,, | ૬૫૦૦ |
| પ્રોવીડન્ટ ફન્ડ | ,, | ૪૦૦૦ |
| મકાનો માટે | ,, | ૧૫૦૦ |
| રસ્તાઓ માટે | ,, | ૧૧૬૦૦૦ |
| પાણીનાં સાધનો | ,, | ૧૧૫૦૦ |
| લો. બોર્ડના નોકર પગાર વિ. | ,, | ૧૯૫૦૦ |
| એન્જીનિયરીંગ એસ્ટાબ્લીશમેંટ | ,, | ૨૦૦૦૦ |

## વિભાગ બીજો-બોર્ડ સંગીન કેમ બને?

ઉપરના આંકડા ઉપરથી જણાશે કે વહીવટી ખર્ચ બાદ કરતાં બોર્ડને પોતાના રસ્તાઓ દુરસ્ત કરવા માટે ૮૦,૦૦૦થી ૧,૦૦,૦૦૦ની રકમ રહે છે. બોર્ડ પાસે હાલ જુદા જુદા પ્રકારના ૪૬૬ માઈલના રસ્તાઓ છે. તેને સાધારણ સ્થિતિમાં રાખવા માટે પણ એક માઈલે રૂ ૫૦૦ ગણીએ તો રૂ. ૨,૩૦,૦૦૦ જોઇએ, એટલે હાલ એ રસ્તાઓ પાછળ જરૂર કરતા ત્રીજા ભાગનો-એક રૂપીઆને બદલે માત્ર પાંચ આનાનો ખર્ચ કરવામાં આવે છે. તેનું સીધું પરિણામ એ આવ્યુ છે કે બોર્ડના લગભગ દરેક રસ્તા ખરાબ સ્થિતિમાં આવી ગયા છે અને એ રસ્તાઓ પાછળ કરવામાં આવેલો ખર્ચ બરબાદ જાય છે. આ સ્થિતિ સુધારવાના બે ઉપાયો છે. એક તો કર નાંખી બોર્ડની નાણાં સંબધી સ્થિતિ સુધારવી અગર ખાસ જરૂરી રસ્તાઓ સિવાયના બીજા રસ્તા કમી કરવા. હાલ વધુ કર નાંખવાનું પગલું, લોકમત તેની તરફેણમાં કેળવી શકાય ત્યાં સુધી ભરી શકાય નહીં એટલે કેટલાએક રસ્તાઓ કમી કરવા પડશે એ બાબત બોર્ડ વિચાર કરી રહી છે હાલનો બોર્ડનો વહીવટી ખર્ચ પણ વધારે છે, તે બાબત પણ બોર્ડ તજવીજ કરી રહી છે અને એણે સમિતિ નીમી તેની સૂચનાઓ માંગી છે. પણ આ જાતની કરકસરથી પણ નાણાં સંબંધી સ્થિતિમાં સંગીન સુધારો થઇ શકશે નહીં.

## પહેલી ફરજ-કરકસરી વહીવટ

પ્રથમ તો એ વહીવટી ખર્ચમાં શકય એટલી કાપકુપ કરી. ઉપર જણાવ્યું તેમ આ કાપકુપથી કંઇ સુધારો થઇ શકશે નહીં પણ તેણે બોર્ડનો વહીવટ કરકસરથી ચલાવવો જોઇએ એ તેની પહેલી ફરજ છે.

બીજું અગત્યનું પગલું બોર્ડનાં કામો ઉપર ચાંપતી દેખરેખ રાખવાનું છે અને તે માટે બોર્ડે તાલુકા કમિટીઓ અને તેના ચેરમેનોની નીમણુંક કરી છે અને એ કમિટીના દરેક સભ્ય પર પોતપોતાના ગામમાં થતાં કામો ઉપર દેખરેખ રાખવાની ફરજ નીખવામાં આવી છે. ઉપરાંત કમિટીના ચેરમેનોને કામો બરાબર થાય તેની સામાન્ય દેખરેખ રાખવાની ખાસ ફરજ સોંપવામાં આવી છે.

## સ્વાશ્રયની કિંમત

આ તો જિલ્લા લોકલ બોર્ડના વહીવટની વાત થઈ, પણ એ બધો વહીવટ ગામડાંઓને નહીં જેવોજ સ્પર્શ કરે છે. પ્રાથમિક કેળવણીની શાળાઓ, શીતળા ખાતું અગર જ્યાં પાસે દવાખાનાની સવડ હોય ત્યાં, તે પુરતો જ લોકોને બોર્ડના કામનો ખ્યાલ આવે છે. એટલે વર્ષો થયાં બોર્ડ કામ કરતી હોવા છતાં ઘણાં ખરાં ગામડાંઓ તો તેનાથી અલિપ્તજ રહ્યાં છે. ગામડાંની રસ્તા સંબંધી સ્થિતિમાં કંઈજ ફેર પડયો નથી. આ સ્થિતિ ખરેખર ખેદજનક છે. લોકલ બોર્ડે ભલે કેટલીક બાબતમાં લોકોની સેવા કરી હોય પણ એક દિશામાં તો તેનાથી લોકોની કુમેવાજ થઇ રહી છે અને તે લોકોને પરાવલંબી બનાવવાની. લોકલ બોર્ડ જેવી સંસ્થા હોવાથી લોકો એવું સમજી બેઠા છે કે બધા રસ્તાઓ કરાવવાનું કામ બોર્ડનું છે અને તેથી એ બાબત લોકોએ પોતે કંઇજ કરવાનું નથી. આવી પરાવલંબી ભાવનાને લીધેજ ગામડાંઓએ કંઇ પણ પ્રગતિ કરી નથી જો ગામડાંઓને સ્વાશ્રયનો પાઠ શીખવ્યો હોત તો આ સ્થિતિ રહેત નહીં. ગામડાંને ખરેખર સુધારવાં હોય તો લોકોએ સ્વાશ્રયી થવું જ જોઇશે અને તે માટે દરેકે દરેક ગામે ગ્રામપંચાયત સ્થાપવાની જરૂર છે. આ હેતુને માટે આપણી મહાસભા સરકાર નવો ગ્રામપંચાયતનો કાયદો કરી રહી છે. જો ગામડાંઓ સ્વાશ્રયની કીંમત સમજે અને સંગઠિત થાય તો ગામડાંઓના રસ્તાઓ દુરસ્ત કરવાનું મુશ્કેલ નથી. ગામ લોક જાતે મહેનતથી ગામની હદમાં આવેલા રસ્તાઓનું કામ કરી શકે છે. તે પાકા બનાવવાનું કામ મુશ્કેલ છે ખરૂં પણ તે માટે હાલ સરકાર તરફથી ગામ રસ્તાઓ માટે જે ગ્રાંટ મળે છે તેને માટે માંગણી થઈ શકે અને ડિ લો. બોર્ડ પણ નાણાંની જોગવાઇ પ્રમાણે મદદ કરી શકે, પણ સરકાર તથા બોર્ડ તેવાંજ ગામોને મદદ આપી શકે કે જેમણે સ્વાશ્રયથી પોતાના ગામના રસ્તાઓનું માટીકામ કરી લીધું હોય. તે સિવાય આવી બહારની મદદ મળવાનો સંભવ નથી.

## વિભાગ ત્રીજો–સપ્તાહની યોજના

ઉપરની બધી બાબતો ધ્યાનમાં રાખી ડિ. લો. બોર્ડે ગ્રામ સુધારણા સપ્તાહ દર વર્ષે ઉજવવાનો કાર્યક્રમ યોજ્યો છે. આ સપ્તાહનો મુખ્ય હેતુ એ છે કે જ્યારે આખા વર્ષના બાવન અઠવાડિયાં જીવનના નિભાવ માટે આપણે ઉપયોગમાં લઇએ છીએ, તો તેમાંથી એક અઠવાડિયાની જાતમહેનત દર વર્ષે આપણે આપણા ગામના સુધારા માટે આપવી જોઇએ. આ ગામ-ધર્મ દરેકને સમજાવવો જોઇએ. આ મુકરર કરેલા અઠવાડિયાના સાત દિવસોમાંથી ચાર દિવસ ગામનાં દરેકે દરેક સ્ત્રી પુરૂષ પોતાના ગામના રસ્તાઓ પૈકી એક રસ્તાનું માટી-કામ કરે, એક દિવસ ગામને સ્વચ્છ કરવામાં ગાળે, એક દિવસ વૃક્ષારોપણ અને ઉદ્યોગના વિકાસ

માટે ઘરનું કરે અને છેલ્લે દિવસે ઉત્સવ પાળે. આ અઠવાડિયાના કાર્યક્રમની વિગત ડિ. લો. બોર્ડ નક્કી કરે છે અને તે લોકોની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવશે. તે ઉપરાંત આખી યોજનો અમલમાં લાવવા માટે બોર્ડે જે યોજના કરી છે તે પણ પ્રસિદ્ધ કરવામાં આવશે. ઉપરનો કાર્યક્રમ અમલમાં લાવવા માટે ડિ. લો. બોર્ડના પ્રમુખ, ઉપ-પ્રમુખ તથા અન્ય સભ્યો ગામેગામ ફરી સમજુત કરશે અને મહાસભાની દરેક તાલુકા સમિતિ તથા સરકારી અમલદારો પણ આ કાર્યમાં દરેકે દરેક મદદ આપશે એવી આશા રાખીએ છીએ. ડિ. લો. બોર્ડ માને છે કે જો આપણને આપણું ગામ વહાલું હોય અને તે રહેવા લાયક સ્વચ્છ અને આદર્શ અને એવી લાગણી આપણા મનમાં હોય તો આપણે દરેકે આ ગ્રામ સુધારણા સપ્તાહના કાર્યક્રમનો પૂરેપૂરો અમલ કરવો જોઈએ. ઘણાં વર્ષો સુધી આપણે આપણા ગામો સુધારવા તરફ બેદરકારી બતાવી છે તે હવે દૂર કરી આ કાર્યક્રમ અમલમાં મુકવાનો દરેકનો ધર્મ છે એમ સમજી આ યોજનાને બધા સાથ આપશે તો અમને ખાત્રી છે કે પાંચ વર્ષમાં આ જીલ્લાનાં ગામડાંઓની સ્થિતિ તદ્દન બદલાઈ ગઈ હશે તેમાં નવું જીવન આવશે અને-ગામડાંના લોકોને પણ સારી રીતે રહેવાનો હક છે અને તે પ્રમાણે તે રહી જાણે છે તે આપણે પુરવાર કરી આપીશું. મધ્યસ્થ સરકાર અગર પ્રાંતિક સરકાર અગર ડિ. લો. બોર્ડ ગામનો સુધારો કરશે એ આશા આકાશકુસુમવત્ છે અને તેથી જ આ સ્વાશ્રયની યોજના ડિ. લો. બોર્ડે સુરત જિલ્લાના ગામડાંઓના સુધારા અર્થે ઉપાડી છે-અને તેમાં દરેકે દરેક ભાઈ તથા બ્હેનને પૂરતો સાથ આપવાની પ્રભુ પ્રેરણા કરો એ જ પ્રાર્થના.

### ગ્રામ સુધારણા સપ્તાહ સમિતિ

પરા-પૂર્વથી લગભગ સ્વાયત્તશાસન ભોગવતાં આવેલાં આપણાં ગામડાઓમાં અંગ્રેજી જવાહીરના અમલ પછી નષ્ટપ્રાય થઈ ગયેલી સામુદાયિક જીવનની ભાવના ફરીથી જીવંત બને, તેનામાં પોતાના વહીવટ અને પ્રાથમિક જરૂરીયાતો સંબંધમાં આત્મભાન પ્રકટે અને દરેક બાબતમાં સરકાર કે લોકલ બોર્ડ તરફજ મીટ માંડીને બેસી રહેવાની પરાવલંબીવૃત્તિ નાબૂદ થઈ તેને સ્થાને સ્વાધીનતાનો જુસ્સો દાખલ થાય એ ગામડાંઓની સુધારણા અર્થે અત્યંત જરૂરનું હોવાથી સુરત જિલ્લા લોકલ બોર્ડે "ગ્રામ સુધારણા સપ્તાહ" ઉજવવાની યોજના કરી છે.

આ સપ્તાહનો કાર્યક્રમ આખા જિલ્લામાં અમલમાં લાવવા માટે જિલ્લા લોકલ બોર્ડે ૧૧ સભ્યોની "ગ્રામ સુધારણા સપ્તાહ સમિતિ" નીમી છે. એ સમિતિને આ યોજના અમલમાં મુકવાની બધી સત્તા આપવામાં આવશે. આ યોજના સંબંધી પત્રિકાઓ અને સભાઓ મારફત જરૂરી પ્રચાર કરવા માટે રૂા. ૩૦૦ની રકમ જિલ્લા લોકલ બોર્ડે મંજુર કરવી ને જરૂર જણાય તો પાછળથી એ રકમમાં વધારો પણ કરવો.

યોજનાને અમલમાં લાવવા માટે પ્રથમ તો આ સમિતિએ દરેક તાલુકાની મુલાકાત લેવી અને લોકમત કેળવવા જરૂરી સભાઓ ગોઠવવી તથા તાલુકાદીઠ એક એક પેટા-સમિતિ સ્થાપવી. આ પેટા-સમિતિ તે તાલુકાના જી. લો. બોર્ડના સભ્યો, તાલુકા મહાસભા સમિતિના

સભ્યો તથા તાલુકાના આગેવાનોની કે જાહેર સભામાંથી પસંદ કરેલા સભ્યોની બનશે. તાલુકાના દરેક ગામે આ યોજનાનો અમલ કરાવવાનું કામ આ સમિતિનું રહેશે. એ માટે તેણે દરેક ગામ માટે સમિતિ નીમાવવી અને સપ્તાહનો કાર્યક્રમ તેની મારફત અમલમાં મૂકાવવો. જે ગામે 'ગ્રામ પંચાયત' હોય ત્યાં જુદી સમિતિ નહીં સ્થાપતાં ગ્રામ પંચાયત-દ્વારા જ આ કામ કરાવવું.

કાર્યક્રમ

પહેલા ચાર દિવસ :-(કાયમી કામ દિન) આ દિવસોમાં ગામની ખરી જરૂરિયાતનું કોઈ એક કાયમી ઉપયોગનું કામ ઉપાડવું; જેવું કે ગામ રસ્તા ઉપરનું માટી કામ, તળાવનું ખોદાણકામ કે રસ્તા ઉપર રેતી કાંકરા નાંખવાનું કામ.

પાંચમો દિવસ :-(સ્વચ્છતા દિન) આ દિવસે ગામના તમામ જાહેર રસ્તાઓ વાળીઝૂડી સાફ કરવા, કુવાઓ ઉપરની ગંદકી દૂર કરવી અને ત્યાં રેતી કાંકરા કે છારું પાથરવું તથા ઢોળનું પાણી દૂર ચાલ્યું જાય તે માટે ગટર કરવી, લોકો ગમે ત્યાં હાજતે ન બેસે તે માટે સમજુત કરવી અને ખાડાના ફરતા જાજરૂ દાખલ કરાવવા.

છઠ્ઠો દિવસ :-(ઉદ્યોગ અને વૃક્ષારોપણ દિન) આ દિવસે ગામની સાર્વજનિક જગ્યાઓમાં આરોગ્યવર્ધક અને છાંયડો આપે એવા લીમડા વગેરેના અમુક ઝાડો રોપવાં અને તે ઉપરાંત ઘર દીઠ એક ઝાડ રોપાવવું. આવા જેવા આવક આપનાર ફળ ઝાડને ખાસ પસંદગી આપવી. વૃક્ષારોપણ ઉપરાંત આ દિવસે આપણી કાપડની મુખ્ય જરૂરિયાતને પૂરી પાડનારી અને લોકોની આર્થિક સ્થિતિમાં સુધારો કરનારી રેંટીયા પ્રવૃત્ત કે એવી બીજી અનુકૂળ પ્રવૃત્તિ ઉપાડવી અને તે ચાલુ રહે એવી તજવીજ કરવી.

સાતમો દિવસ :-(ઉત્સવ દિન) આ દિવસે બધા આનંદ કરે અને સવારમાં પોતપોતાનાં આંગણાં સાફ કરી સાથીયા પૂરે, મેલેરિયાનાશક તુલસીનો કયારો કરે ને પ્રભાતફેરી કાઢીને રાષ્ટ્રગીતો ગાય તે પછી બપોર સુધીમાં વિદ્યાર્થીઓની રમતગમતની હરિફાઈ થાય અને સારું કામ કરનારને ઇનામો અપાય.

સાંજે પાંચ વાગે ગામની સભા થાય તેમાં નીચેના જેવા ઠરાવો કરવામાં આવે.

(અ) તાલુકા...ના...ગામના લોકોની 'ગ્રામ સુધારણા સપ્તાહ'ના છેલ્લા ઉત્સવ દિને મળેલી આ સભા ઠરાવ કરે છે કે અમને 'ગ્રામ સુધારણા સપ્તાહ'ની પાછળ રહેલી ભાવના સમજાય છે અને તે એ છે કે ગામડાંઓના ઉદ્ધાર માટે સ્વાશ્રય જેવો બીજો એકે ઉપાય નથી અને તેથી આ વર્ષની પેઠે અમે દર વર્ષે આવું સપ્તાહ ઉજવીશું અને ગામને આદર્શ બનાવવાની બનતી તજવીજ કરીશું.

(બ) પ્રજાની અધોગતિમાં અને ભારેમાં ગરીબાઈમાં દારૂતાડી વગેરે માદક પદાર્થો મોટો ભાગ ભજવે છે, તેથી આ કેફી વસ્તુઓના પ્રતિબંધને અમે ટેકો આપીએ

છીએ અને અમારા ગામમાંથી એ બદી સદંતર નાબૂદ થાય તેને માટે અમે બનતી કોશીષ કરવાને સંકલ્પ કરીએ છીએ અને ઉમેદ રાખીએ છીએ કે નામદાર સરકાર અમારા તાલુકામાં દારૂબંધી તરતજ દાખલ કરવાની કૃપા કરશે.

( ૬ ) આ સભા ઠરાવ કરે છે કે ગામની જરૂરિયાતો સંબંધમાં લોકો સ્વાશ્રયી થઈ ગામનો કારભાર પોતેજ કરી શકે તે માટે ગ્રામ પંચાયતની સ્થાપના કરવી અને એની મારફત ગામના દિવાની ફોજદારી ટંટાઓનો નિકાલ ઘરમેળે કરવો.

( ૭ ) આ સભા ઠરાવ કરે છે કે ગામના દરેક સ્ત્રી પુરૂષે હાથે કાંતેલી અને વણેલી ખાદી વાપરવી. ગરીબાઇને લીધે જે લોકો ખાદી વાપરી શકે એમ ન હોય તેઓ દેશમાં બનેલું જ કાપડ વાપરે ને બીજી ઘર ઉપયોગી ચીજો પણ સ્વદેશીજ વાપરે.

( ૮ ) આ સભા ઠરાવ કરે છે કે અમારા ગામમાં નિરક્ષરતા દૂર કરવા માટે શાળા, રાત્રિશાળા, અગર પુખ્ત ઉમરનાં સ્ત્રી પુરૂષો માટે વર્ગ અને પુસ્તકાલય સ્થાપીશું અગર સ્થપાવીશું.

સભા બરખાસ્ત થયા પછી લોકો સામુદાયિક પ્રાર્થના કરે અને રાત્રે ગરબા તથા ભજનમંડળી વગેરેનો કાર્યક્રમ રાખે.

---

પત્રિકા નં. ૨.

## 'ગામ સુધારણા સપ્તાહ'ને સફળ બનાવો

### સપ્તાહ સમિતિના અગત્યના ઠરાવો

સુરત જિલ્લા બોર્ડે 'ગામ સુધારણા સપ્તાહ' ઉજવવાની યોજના ઘડયા પછી જીલ્લાના ગામડાઓમાં ઠીક ઠીક રસ પેદા થયો છે. એ સપ્તાહ ઉજવવા માટે નીમાયલી 'ગામ સુધારણા સપ્તાહ સમિતિ'ની એક સભા ગઇ તા. ૨૨-૧૧-૩૮ ને રોજ સુરત જિલ્લા બોર્ડની કચેરીમાં મળી હતી. એ સમિતિએ જિલ્લાની પ્રજાને પ્રોત્સાહન મળે તે માટે નીચેના અગત્યના ઠરાવો કર્યા છેઃ—

(૧) સુરત જિલ્લાના તાલુકા પૈકી જે તાલુકો ગામ સુધારણા સપ્તાહ દરમ્યાન ગામ સુધારણાનું સર્વશ્રેષ્ઠ કામ કરે તેને પૂ. ગાંધીજીનું એક ચાંદીનું પુતળું આપવામાં આવશે.

(૨) ગામ સુધારણા સપ્તાહ દરમ્યાન દરેક તાલુકા પૈકી જે એક ગામ ગામ સુધારણાનું સર્વશ્રેષ્ઠ કામ કરે તેને એક ચાંદીનું, કોદાળી, પાવડા ને ઝાડુનું એકત્રિત પ્રતિક આપવું.

(૩) ઇનામો માટે પસંદ કરનાર કમિટીને જે ગામનું સપ્તાહ દરમ્યાનનું સુધારણાનું કામ ઘણું સંતોષકારક લાગે ને ગામને જિ. લોકલ બોર્ડ તથા વીલેજ અપ્લીફ્ટ એસોસીએશન

*(Village Uplift Association)* તરફથી યોગ્ય મદદ કરવાને ભલામણ પણ આપવામાં આવશે.

(૪) સપ્તાહ દરમ્યાન સારું કામ કરનાર કાર્યકર્તાઓને 'ગામ સુધારણા સેવક'નું પ્રમાણપત્ર આપવું. આ કામ બોર્ડની સપ્તાહ કમીટીએ કરવું અને પ્રમાણપત્ર પર મથાળે એક ખુણા પર ગાંધીજીના પુતળાનું તથા બીજા ખુણા પર કોદાળી, પાવડા અને ઝાડુનું એકત્રિત પ્રતિક છપાવવું.

(૫) દરેક તાલુકામાં જે ગામની તૈયારી ઉત્તમ હશે અને જે ગામની આખી વસ્તી, બ્હેનો સાથે (નાનાં બાળકો અને અશક્ત સિવાય) સપ્તાહના કાર્યક્રમમાં વ્યવસ્થિત રીતે ભાગ લેવા તૈયાર હશે, તે ગામે ગાનવત પ્રધાનો તેમજ એ કાર્યમાં રસ લેતા લોકનાયકો અગર સ્ત્રી કાર્યકરો અથવા મુખ્ય અધિકારીઓને હસ્તે ગામ સપ્તાહની ઉદ્‌ઘાટન ક્રિયા કરાવવી.

(૬) સપ્તાહની પૂર્ણાહુતિ પછી જે તાલુકો સર્વશ્રેષ્ઠ કામનું ઇનામ મેળવવા ભાગ્યશાળી થયો હશે, તે તાલુકામાં આખા જિલ્લાનો એક ભવ્ય સમારંભ કરવામાં આવશે અને તેમાં સર્વશ્રેષ્ઠ કામ કરનાર તાલુકાને ગાંધીજીનું ચાંદીનુ પુતળુ તેમ જ ઇનામો અને પ્રમાણપત્રો પણ તે જ સમારંભમાં અર્પણ કરવામાં આવશે. આ સમારંભની ઉદ્‌ઘાટન ક્રિયા સરદાર વલ્લભભાઇના હસ્તે કરાવવી અને ઇનામો વિં. ના. વડા પ્રધાનને હસ્તે અપાવવાં.

(૭) સપ્તાહના છેલ્લા દિવસે મીટીંગમાં જે ઠરાવો પસાર કરવાને અગાઉ પ્રગટ થયેલા કાર્યક્રમમાં સુચન થયું છે તે ઉપરાંત વધારાનો નીચે મુજબનો એક ઠરાવ પસાર કરવો:—

"આ સભા ઠરાવ કરે છે કે હમારા ગામના લોકો જુદા જુદા ક્ષેત્રોમાં સહકારના ધોરણે કાર્ય લેશે અને એવી સહકારી સસ્થાઓ જેમ બને તેમ સ્થાપવા પ્રયત્ન કરશે"

ઉપરના ઠરાવોની પ્રજાને જાણ થતાં ગામ ગામને તાલુકા તાલુકા વચ્ચે મીઠી હરીફાઇ ચાલી રહ્યાના સમાચાર મળી રહ્યા છે, એ આનંદદાયક વસ્તુ છે.

સ્વાશ્રય વિના કોઇપણ દેશની પ્રજાની ઉન્નતિ નથી એ મહાન્ સુત્રને આપણો દેશ વિસરી ગયો છે એ ખેદની વાત છે. પણ 'જાગ્યા ત્યાંથી સવાર' ગણી આપણે સૌએ સ્વાશ્રયના પાઠો જેટલા જલ્દી પચાવીશું તેટલા જલ્દી આ દેશની સ્વરાજ્યને આગળ ધપાવી શકીશું; અને મને શ્રદ્ધા છે કે સુરત જીલ્લાની પ્રજા જિલ્લા લોકલ બોર્ડની સ્વાશ્રયની આ મહત્વની યોજનાને પુરેપુરી વિજયી બનાવશે.

આ મહત્વની યોજના કેવાં કેવાં સુંદર ને ચમત્કારિક પરિણામ લાવે છે તેના જીવતા જાગતા દાખલા આ દેશમાં જ બન્યા છે, એ ખરેખર અનુકરણીય છે. એક બંગાળમાં ને એક બિહારમાં થોડાં જ વર્ષ પર બનેલા આ બે બનાવો આ જિલ્લાની પ્રજાની જાણ માટે નીચે આપવામાં આવે છે.

## ચંદ્રનાથનો પ્રયોગ

બંગાળના ફરીદપુરા જિલ્લાની વાત છે. ત્યાં એક પુરાણા જમાનાની મોટી નહેર હતી. એ નહેર પુરાઇ ગઇ. ૪ થી ૫ હજાર એકર સરસ જમીન તદ્દન નકામી થઈ પડી. વ્યાપાર ઉદ્યોગ માટે એ નહેરનો પહેલાં મરમ ઉપયોગ થતો; પરંતુ હવે તે પુરાઇ જવાથી ત્યાં વેપાર હુન્નરને ભારે હાનિ પહોંચી છે પ્રજાએ એ નહેરને સમારી દેવા સરકારને બહુ અરજીઓ કરી અને ધણીએ યોજનાઓ વિચારી. ત્યાંના ચીફ એન્જીનીયરે તો એવો અંદાજ કાઢયો કે ૫૦૦૦૦ રૂપિયાનો ખર્ચ થશે; પરંતુ નાણાના અભાવે કશું થયું નહિ. આખરે ત્યાંના એક ગાંધીભક્ત ઉત્સાહી યુવાનગા રામ વસ્યા; અને એને પ્રેરણા થઇ આવી કે આ અરજીઓથી અને ખર્ચાળ યોજનાથી કશું વળવાનું નથી એણે પ્રજાને સ્વાશ્રયનો માર્ગ લેવા હાકલ કરી અને બહુ જ થોડા સમયમા ચંદ્રનાથની સરદારી હેઠળ ૧૪ થી ૧૫ હજાર માનવ સમુદાયે એ નહેર સુધારણાનો મહાન સ્વાશ્રયી કાર્યક્રમ રચી કાઢયો. ચંદ્રનાથે પ્રજા પાસે સામગ્રી અને જાતમહેનતની માંગણી કરી અને સ્થાનિક ગામ અધિકારીઓનો સહકાર માંગ્યો. કોદાળી પાવડા અને ટોપવાઓ ઉચકી ઉચકીને ૧૪ થી ૧૫ હજાર માણસો કામે લાગી. પડયા. રાષ્ટ્રીય ધ્વજ પતાકાઓના આશ્રમ હેઠળ અજબ ઉત્સાહથી એ કાર્ય શરૂ થયું અને ટુંક વખતમાં જ પુરું થયુ. ચંદ્રનાથના સ્વાશ્રયના સમારંભને પરિણામે:—

( ૧ ) ૩ માઇલની નહેરની સંપૂર્ણ મરામત થઈ ગઈ અને હજારો એકર જમીનનો ઉદ્ધાર થયો.

( ૨ ) ત્રણ માઇલનો સરસ રસ્તો ત્યાં બની ગયો.

( ૩ ) આમ ૫૦૦૦૦ રૂપિયાનું કામ થોડાજ વખતમાં સ્વાશ્રયને પ્રતાપે ૧૪-૧૫ હજારના માનવ સમુદાયે સાંગોપાંગ પાર ઉતાર્યું.

## ( ૨ ) પ્રાણવાન તેવારીની કથા

બિહારના આ નવજુવાને કરેલા સ્વાશ્રયના ચમત્કારની રસિક વિગતો આ પ્રમાણે છેઃ—

આ પ્રાંતના સરાન જિલ્લામા વારંવાર નદીઓમાં મોટાં પૂરો આવ્યા કરે છે અને તેમાયે ૧૯૩૪ના ધરતીકંપ બાદ આ પૂરો ત્રણ ત્રણ માસ સુધી ચાલે છે. આજુબાજુના પ્રદેશને તે ખેદાન મેદાન કરી મુકે છે. આ આફતમાંથી બચવા લોકોએ જિલ્લા બોર્ડને તથા બિહાર મધ્યસ્થ રિલીફ કમિટીને ૧૯૩૫ માં અરજીઓ કરી હતી. ૨૫૦૦૦ રૂપિયા મંજુર થયા હતા, પણ સરકારની કામ શરૂ કરવાની મંજુરી ન મળી શકી ૧૯૩૬ માં તો મોટાં ઘોડાપૂરો આવ્યાં અને આખા જિલ્લાનો કચ્ચરઘાણ વળી ગયો. છેવટે તેવારીમાં રામ વસ્યા. એ નવજુવાને સરાન જિલ્લાના નાળા, અને પુલો સમારવા અને જરૂર લાગે ત્યાં નવા પુલો, નાળાં અને પાણી બંધ કરીને છોડી શકાય એવા દરવાજા બનાવવાનું કામ લોકોની મદદથી ઉપાડી લીધું. ૧૧૩૮૦૦ ભાઇબ્હેનો આ ભગીરથ કાર્ય કરવા માટે ભાઇ તેવારી સાથે સેવાભાવે જોડાયા. બિહાર મધ્યસ્થ રિલિફ કમીટી તરફથી ત્યાં રેલ સંકટ

નિવારણ માટે માત્ર ૧૨૦૦ રૂપિયા જ આપવામાં આવ્યા અને જીલ્લાના દાતાઓએ બીજા ૮૦૦ રૂપિયા ભેગા કર્યા. આ બે હજાર રૂપિયાની મામુલી મદદથી જ્યાં માઇલના લાંબા બંધ, પુલો ને નાળાં સમરાવી શકાયાં ૩૦ હજાર રૂપિયા ખર્ચતાં જે કામ ન થાત, તે લોકોની મદદથી, સરકારી ઈજનેરો પણ કરી શક્યા ન હોત એવું ગજબનું કામ થઇ શક્યું. લોકો જાગ્યા અને કુદરતના પ્રકોપમાંથી જીલ્લાને બચાવી લીધો.

ઉપરના બે દાખલા ઉપરથી જોઈ શકાય છે કે પ્રજામાં છૂટી છવાઇ વિખરાયલી જે કિંમતી શક્તિ પડી છે તેને એકત્ર કરવામાં આવે તો કેવા કેવાં મહાન કાર્યો થઈ શકે છે.

આ જીલ્લાના પ્રવાસ દરમ્યાન કેટલાંક એવાં ગામો પણ જોવામાં આવ્યાં છે કે જે ચોમાસાની ઋતુમાં બેટ જેવાં થઈ જાય છે. ગામની ચારે બાજુ પાણી ભરાઇ રહે છે ને ચોમાસામાં તો જાણે દુનિયાથી ત્યાંના લોકો દૂર થઈ જાય છે. એવી તો ગામેગામ એક નહિ ને બીજી એમ અનેક જાતની મુશ્કેલીઓ આજે છે બંગાળ ને બિહારના લોકોએ જે કરી બતાવ્યું તે સૂરત જિલ્લાની પ્રજા કેમ ન કરી શકે?

મારી ઉમેદ છે કે મહાત્મા ગાંધીજી અને સરદાર વલ્લભભાઈના વધુમાં વધુ સંસર્ગમાં આવેલી આ જિલ્લાની જનતા જિલ્લા બોર્ડની આ 'ગામ સુધારણા સપ્તાહ'ની યોજનાને સંપૂર્ણ રીતે ફત્તેહમંદ બનાવશે.

---

પત્રિકા નં. ૩

## આદર્શ સ્વચ્છતા કેવી હોવી જોઈએ.

[ લે. જુગતરામ દવે, સ્વરાજ આશ્રમ-વેડછી (વાલોડ) ]

સ્વચ્છતાનું આપણું ધોરણ ઘણું જ ઉતરી ગયું છે તે તનતોડ પ્રયત્ન કરી ઉંચું ચડાવ્યે જ છુટકો છે. આપણી વ્યક્તિગત ટેવો ગંદી છે અને આપણી સામાજિક ટેવો તો મનુષ્યને ન શોભે એવી ગંદી અને એવી જડતાભરી છે.

મોમાં થૂંક આવ્યું કે આપણે થૂકી નાંખીએ છીએ. પછી ઘર હોય, કે જાહેર રસ્તો હોય, નવાણ હોય કે રેલગાડીનો ડબો હોય, સભાસ્થાન હોય, ધર્મશાળા હોય કે મંદિર હોય!

નાક છીંકવાનું પણ તેમજ અને વધારામાં પોતિયાનો છેડો લઇને કે હાથથી લૂછી કાઢીએ!

પેશાબ માટે ઘર બહાર, જઈ રસ્તામાં બેસી જઈએ. થોડા આઘે ચાલીએ તો પડોશીના ઘરના ખુણામાં બેસીએ!

ગળત્યાગ માટે ઘર પાસે બેસતા નથી એટલું સારું છે, પણ બાળકોને તો રસ્તામાં બેસાડીએ છીએ જ અને આપણે પોતે લોટા લઈ પદરે જઈએ છીએ અને આપણી જેમ ગામના બધા જ લોકો પાદરે આવે છે, તેથી પાદર ગંધાઈ ઉઠે છે.

ઘરનો કચરો અને એઠવાડ પણ હાલવા-ચાલવાના રસ્તામાં જ!

આપણે ધર્મ પાળવા ખાતર નહાઇએ છીએ, પણ પાણી એટલું થોડું કે તેનું નામ નહાવું નહિ પણ પાણી ચોપડવું. પછી શરીર લૂછ્યા વિના મેલું લુગડું વીંટાળી લઇએ છીએ, અથવા ગંધાતા મેલા ટુવાલથી લૂછી વધારે મેલા થઇએ છીએ. વળી નહાવાનું પાણી ક્યાં ગયું અને તેનાથી શેરી વચ્ચે કાદવ ને ગંદકી થઈ કે કેમ તે જોવાનું તો આપણને સૂઝેજ શાનું?

ઘરની ચોકડીમાં ઘણી વાર પેશાબ પણ કરીએ છીએ.

ઘરની ચોકડીનો વિચાર ન કરીએ ત્યાં ગામના કૂવાનો વિચાર તો શેનાજ કરીએ! ત્યાં પાણી ફાવે તેમ ઢોળાય છે. પાણીનાં ખાબડાં ભરાઇ ગંધાતો કાદવ પડે છે, તેમાં ગામનાં ઢોર પોદાને વધારે કરે છે.

ઢોર માટે હવાડો બાંધીએ છીએ, પણ ઘણી જગ્યાએ તેમાં લીલ અને કાદવ જામેલાં રહે છે. પીવાના પાણીના કૂવાને પણ સંભાળીએ નહિ ત્યાં ઢોરના હવાડાની દશા સારી ક્યાંથી હોય!

તળાવના ઓવારાઓ અને પાણીની પણ એવી જ દુર્દશા. તેમાં પાણી ગંધાય છે, ગંધાતા પાણી ઢોર પીએ છે અને તેમાં ઢોર સાથે આપણે નહાઇએ છીએ

આ બધું અવિચારનું પરિણામ છે, તે માણસની માણસાઇને એબરૂપ છે. આપણે નિશ્ચય કરી લેવો જોઇએ કે અમે મનુષ્યને શોભે તે રીતે જ રહીશું. ગંદું શરીર, ગંદું ઘર, ગંદો રસ્તો, ગંદા પાદર, ગંદા તળાવો એ બધું આપણને અસહ્ય લાગવું જોઇએ.

ઘરોમાં ઘરનાં માણસો મળી વિચાર કરો કે ક્યાં ક્યાં ગંદકી થાય છે અને તેનો કેમ નિકાલ કરવો, કેવાં સાધનો રાખવા, ગંદી ટેવો છોડવા કેવા નિયમો પાળવા.

ગામોના પંચના ડાહ્યા માણસો મળી વિચાર કરો કે લોકોએ પેશાબ માટે ક્યાં બેસવું, મળત્યાગ માટે ક્યાં જવું, ગામના રસ્તાઓ અને પોળો ક્યારે અને કોણે વાળવાં, લોકોએ ઘરનો કચરો ક્યાં નાંખવો, ગામના કુવા ફરતો કાદવ ન પડે, તળાવના ઓવારા ન બગડે તે માટે શું પગલાં લેવાં. એ માટે પાળવાના નિયમો ઘડો, તે લોકોને સભા કરી સમજાવો, બહેનોને ઘેર ઘેર ફરી સમજાવો, નિશાળોમા બાળકોને એ નિયમો ગળથૂથીમાં જ પાઓ

થોડી અસ્વચ્છ આદતો આપણા હાડમાં ઉતરી ગઇ છે તે કાઢયા વિના આપણું સફાઇનું ધોરણ કદિ ઉંચે ચઢવાનું નથી.

જ્યાં ત્યાં થૂંકવાની ટેવ જવી જ જોઇએ. તે માટે ઘરનાં ફળીઆમાં રાખનાં કૂંડાં કે ખાડા રાખવા જોઇએ; રસ્તાને પણ દેવ મંદિર જેવો પવિત્ર ગણી ત્યાંયે થૂંકવું નહિ. કપડાનો કકડો સાથે રાખી તેમાં થૂંકી ઘેર જઇ ધોઇ નાંખવો. પણ સૌથી જરૂરનું એ છે કે ખોરાકમાં અતિ મસાલા ન વાપરો, તંબાકુનું વ્યસન ન રાખો, કારણ તે થૂંકવાની ટેવ વધારે છે.

મળની આપણને કોઇ અજબ સૂગ બંધાઇ ગઇ છે. આપણે બીજું કાંઇ ન કરીએ અને પાવડો કે કોદાળી લઇ ખેતરમાં જઇએ અને ખાડો ખોદી મળત્યાગ તેમાં કરીએ અને પછી ઉપર માટી ઢાંકી દઇએ તો ગામ ગંધાય નહિ અને ખેતરનો કસ વધે પણ આપણને પાછા ફરીને મળ સામે જોતાં જ ચીતરી ચડે છે! ઘણાં ગામોના પાદરમાં લોકો આવવા જવાના રસ્તા પર બેસી જાય છે. પછી તે જ રસ્તેથી તેમને જ ચાલવું પડે છે ત્યારે તેઓ મળ જોઇ મો બગાડે છે, નાકે ડુચો મારે છે અને કૂદી કૂદીને ચાલે છે તે જ ભાઇ બ્હેનો પોતાના મળ ઉપર માટી ઢાંકવા તૈયાર થતાં નથી. ખેતરમાં ખાડો કરી મળ દાટવો એને ગુજરાતના હોંશિયાર ખેડુતો પણ ખેતર બગડયું ગણે છે! આવી વિચાર વિનાની સૂગ આપણે કાઢવી પડશે અને ગામના રસ્તા બગાડવા એ પાપ છે તેમ જ ગુન્હો છે એ સમજવું જ પડશે.

ઉપર જણાવેલી પાવડા કોદાળીની પદ્ધતિ નાનાં ગામો માટે ઉત્તમ છે પણ મોટા ગામોમાં ગામ પંચે વિચાર કરી ભાગોળો પર અનુકૂળ જગ્યાએ ખાડા જાજરૂઓની વ્યવસ્થા કરી આપવી જોઇએ. તેવાં સાધનો વિના લોકોને રસ્તા બગાડવાની ટેવ ન પડે તો બીજું શું થાય? સાધનો ન હોવાથી ઘણાં ગામોનાં લોકોને છડેચોક બેસી જવાની ટેવ પડી ગએલી આપણે જોઇએ છીએ બ્હેનો બિચારી ઘણી વાર અંધારું થતાં સુધી હાજત દબાવે છે. તેમના કેટલા રોગો એના પરિણામરૂપ હશે તે કોણ જૂએ છે!

ઉઘાડી આંખે દેખાતી ગંદકી આપણને અસહ્ય લાગતી ન હોય ત્યાં સૂક્ષ્મ ગંદકીનું તો આપણને ભાન પણ શાનુ હોય? નિશાળોમાં આપણને કારકુની ભણતર મળ્યું છે; વિજ્ઞાનનું શિક્ષણ મળ્યું હોય તો આ વસ્તુ સમજીએ. માખી, મચ્છર, ચાંચડ વિગેરે રોગ ફેલાવનાર જન્તુઓ આપણી ગંદકીમા જ પેદા થાય છે એ ઘણાએ સાંભળ્યું હશે. તેમના પેદા થવાનાં કારણો જાણી તેનાથી કોઇ પણ ભોગે ઘર અને ગામને મુક્ત રાખવાની ચીવટ આપણને થવી જોઇએ.

ત્યારે જો આપણે માણસને શોભે તેવા સ્વચ્છ રહેવું હોય તો પ્રથમ જરૂરનું એ છે કે ગામપંચો વિચારપૂર્વક સફાઇનાં સાધનો ઉભાં કરે અને તે નિયમિત સ્વચ્છ રાખવાની પાકી વ્યવસ્થા કરે.

મળ વિગેરેની સૂગ પ્રજામાંથી કાઢવા માટે બીજું જરૂરનું એ છે કે મોટાઓએ જાતે સફાઇનું અને મળના નિકાલનું કામ કરવામાં ભાગ લઇ લોકોને દાખલો આપવો. જમાનાની ટેવો કંઇ ઠપકો આપવાથી જાય નહિ. જે જે શ્રેષ્ઠજનો કરે છે તે તેમનું જોઇ ઇતરજનો કરતાં થાય છે.

ત્રીજી વાત જરૂરતી એ છે કે આપણે દરેક પોતાની જાતનો જ વિચાર ન કરતાં બીજાનો વિચાર ધર્મબુદ્ધિથી કરતાં થઈએ. મોમાં થૂંક આવ્યું ને રસ્તામાં થૂંકી પોતાનું મોઢું ચોકખું કર્યું, પણ તે થૂંક રસ્તાની માટીમાં ભળ્યું, ત્યાંથી ચાલનારાઓના પગમાં ચોંટ્યું, રમતાં અને ધૂળમાં આળોટતાં બાળકોનાં શરીરે ચોંટ્યું, રજ સાથે ઉડી લોકોના શ્વાસમાં ગયું, આપણા શરીરમાં ક્ષયનો કે બીજો કોઈ ચેપી રોગ હોય તો તેનાં જન્તુ લોકોનાં ફેફસામાં લેતું ગયું! આમ વિચારતાં આપણે શીખીએ તો આપણી પ્રજા બહુ ટૂંકા વખતમાં સ્વરાજ્ય ભોગવતી પ્રજાને શોભે તેવી સ્વચ્છ થઈ જાય.

ગામ ઉપયોગી જાહેર કૂવાઓની પાસેની ગંદકી વિષે પણ એમ જ કહી શકાય. ઘણા લોક આવે અને ગંદકી થાય અને કોઈ બીજાને કાંઈ પડી નથી તો મારે શું એવું અનિચ્છનીય માનસ બંધાઈ જાય છે. પરિણામ એ આવે છે કે દરેક એ ગંદકી માટે ફરિયાદ કરતું રહેશે પણ તેના ઉપાયનો વિચાર કરશે નહિં અને કરશે, તો પણ તે માટે પગલાં લેશે નહિ. આમ હવે ચાલવા દેવું જોઈએ નહિં અને સમજુ લોકોએ આગળ પડી બીજાને ધડો આપવો જોઈએ. કૂવાની પાસે પાણી ઢોળાય અને પાસે જ ગંદકી થાય તેને માટે એક નીક કરી ઢળેલાં પાણીને કૂવાથી અનુકૂળ રીતે દુર લઈ જાય તે જગ્યાએ કેળ જેવાં ઝાડો રોપાય તો ઢળેલાં પાણીનો આપોઆપ નીકાલ થઈ જાય અને કૂવા પાસે ગંદકી થાય નહીં. ઉપર કહ્યું તેમ શ્રેષ્ઠ જનોએ આગળ આવી ધડો બેસાડવો જોઈએ અને એની ઇતર જનો પર અસર વ્હેલી મોડી થવાની જ.

પરદેશીઓ આ દેશમાં પહેલ વહેલા આવે છે તેઓની નજરે પહેલી કઈ બાબત ચડતી હશે? આપણે અભણમાં અભણ લોકો રામાયણ મહાભારતની કથાઓ જાણીએ છીએ અને આત્મા અને માયા અને કર્મની વાતો ડહોળી શકીએ છીએ એ તેઓ ન જોઈ શકે. તેઓ તો એજ જુએ છે કે આપણે જ્યાં ત્યાં થૂકીએ છીએ, જ્યાં ત્યાં પેશાબ કરીએ છીએ, આપણા રસ્તા ઉકરડા જેવા અને ગામો નરક જેવાં છે. આપણે ગુલામીમાં છીએ તે યોગ્ય જ છીએ એમ એમનો અભિપ્રાય થઈ જતો હોય તો તેમનો દોષ ન ગણાય.

સ્વરાજ્યનો સૂર્ય પાસે આવતો જાય છે, અને તે નજીક આવે છે તેમ આપણા મેલ અને અશક્તિઓ અંધારાની જેમ નાસવા લાગ્યા છે. સોનેરી સૂર્ય ઉગશે ત્યાં સુધીમાં આપણી આદતો સુધરી ગઈ હશે. ઘરના આંગણામાં ઉકરડા નહીં રહ્યા હોય પણ ફુલ ખીલતાં હશે અને ગામની ભાગોળો નરકધામ નહિ રહી હોય પણ ત્યાં સ્વચ્છ સુંદર ક્રીડાંગણોમાં બાળકો રમતાં હશે.

સ્વરાજ્ય સારું છે, પણ તે માટે દશે દિશાએથી મથવું પડશે.

પત્રિકા નં. ૪

# સૂરત જિલ્લાના મહાસભાના કાર્યકર્તાઓને વિજ્ઞપ્તિ

## મહાસભાના સહકાર્યકર્તા ભાઇઓ

આ પરિપત્રદ્વારા એક ઘણો અગત્યનો સંદેશો આપવા માગું છું. આપ સર્વ ભાઇઓ જાણો છો કે સૂરત જિલ્લા લોકલ બોર્ડે ગ્રામ સુધારણા સપ્તાહની યોજના મહિનાઓ થયાં બહાર પાડી છે. આ યોજનાથી આપ સર્વે વાકેફકાર છો. આ યોજનાની પાછળ રહેલા મુદ્દાઓ તથા ભાવના સમજાવવા મે આઠે તાલુકામા મુખ્ય મુખ્ય સ્થળોએ સભા કરી સમજાવવા કોશિષ કરી છે. આ યોજના મારફતે ગ્રામ જનતાને સ્વાશ્રયી બનાવી દરેક ગામને મનુષ્યને રહેવા લાયક બનાવવાનો હેતુ રાખવામા આવ્યો છે. ગામતળમાં ચોગામામાં કાદવ પડે નહિં તથા ગામની સરહદ સુધી આજુબાજુના ગામોએ જતા બધા રસ્તાઓને પાકા બનાવવા તથા ગામમાંથી અસ્વચ્છતા દુર કરવા વિગેરે કાર્યો ગામલોકો મારફતે કરાવવાનો આ યોજનાનો આશય છે. તેથી તા. ૬ ઠ્ઠી એપ્રીલ ૧૯૩૯ થી તા. ૧૩ મી એપ્રીલ ૧૯૩૯ સુધીના અઠવાડીયામાં બધા ગામલોકોએ ખાનગી કામ બંધ રાખી આ એક અઠવાડીયાની પોતાની જાત મહેનત આ સુધારાઓના કામો કરવા આપવી એ આ યોજનાનુ મુખ્ય સાધન છે. સ્વાશ્રયી થઈ સમૂહમા ગામહિતના કાર્યો કર્યા સિવાય આપણાં ગામો બીજી કોઈ રીતે સુધરી શકશે નહિ એ નિર્વિવાદ છે તો પછી આ કામ માટે ગામ લોકોમાં પ્રાણ રેડી આત્મશ્રદ્ધા ઉત્પન્ન કરી ગામ સુધારણાની આ યોજનાને સફળ બનાવવાનો દરેક મહાસભાવાદી કાર્યકર્તાઓનો પવિત્ર ધર્મ છે.

લાંબો વખત થયા ગામડાઓ અને તેમાં વસનારા ભાઇઓની સેવા કરવાનો આપણો દાવો છે. એ દાવો સાચો કરી બતાવવા માટે આપણને આ અમુલ્ય તક મળી છે તે તકનો લાભ લેવાને કોઈ પણ સાચો કાર્યકર્તા ચુકશે નહિ એવો મને વિશ્વાસ છે. આજ સુધી કેટલાક ભાઇઓ તરફથી ફરીયદ સાંભળવામાં આવતી હતી કે મહાસભા પાસે કોઈ રચનાત્મક કાર્યક્રમ નથી. સૂરત જિલ્લાના દરેકે દરેક ગામમા લોકોને કાદવથી મુક્ત કરવાની તથા ગામોને રહેવા લાયક બનાવવાની આવી ભવ્ય અને વ્યાપક યોજના આપણને સાપડી નથી. એ યોજના મારફતે પાંચ વર્ષમાં જિલ્લાની સીકલ ફરી જવાનો દરેક સંભવ છે. તો એ યોજના સફળ કરવાની શું મહાસભાનું કામ કરનાર દરેક ભાઇની ફરજ નથી ? આનાથી વધુ આકર્ષક અને ગામડાંઓને વધુ ફાયદાકારક બીજો કયો રચનાત્મક કાર્યક્રમ હોઇ શકે ! આવી વિરાટ યોજનાની સફળતાનો આધાર બધા કાર્યકર્તાઓના સાથ પર રહે છે માટે એમાં સાથ આપવામા કોઈ ચુકશે નહિ એવી આશા રાખુ છુ.

આ તો લોકલ બોર્ડની યોજના છે. એટલે મહાસભા સાથે એને શું સંબંધ એવો મિથ્યા ભય મને વિશ્વાસ છે કે, કોઈ ઉત્પન્ન કરે નહિ. આજે તો બન્ને લોકલ બોર્ડ અને

તાલુકા સમિતિઓ મહાસભાનાં તંત્રો છે. એટલે એ સંસ્થા મારફતે પ્રજાસેવાનું કાર્ય થાય તેમાં બધા મહાસભાના કાર્યકર્તાઓએ જોડાઈ તેને સફળ બનાવવાનો તેઓનો ધર્મ છે. આ ધર્મ બજાવવામાં કોઈ ચુકશે નહિ એવી હું આશા રાખું છું.

પત્રિકા નં. ૫




પુરાણવાળો ૨૦ ફીટનો રસ્તાનો ભાગ છે, તેની બંને બાજુ દરેક તરફ ૩ા ફીટ જમીન રસ્તાની પુરાણની માટીના ઢોળાવ માટે તથા ઢોળાવ અને ગટર વચ્ચે સરખી ખુલ્લી જમીન તરીકે (જેને અંગ્રેજીમાં 'બર્મ' કહે છે) છે, જેથી માટી પુરાણ ધોવાઈને એકદમ ગટરમાં ખસી ન પડે અને બન્ને તરફ સરહદે મથાળે ત્રણ ત્રણ ફીટ પહોળાઈની ગટરો છે, જે મારફત વરસાદનું પાણી સહેલાઈથી વહી શકે અને રસ્તાના પુરાણને હરકત ન કરે. 'બર્મ' વાળી જગ્યા જેમ બને તેમ વધુ પહોળી હોય એ ઇચ્છવા યોગ્ય છે, જેથી રસ્તો પાકો કરવો હોય તો તે માટે જરૂરી માલ 'બર્મ' ઉપર રીતસર નાખવાની સગવડ પડે. રસ્તો પાકો થયા પછી તેની મરામત વાર્ષિક કરવી પડે છે, એટલે પાકા રસ્તા માટે થોડો ઘણો માલ જુદી જુદી જગ્યાએ વર્ષોવર્ષ લાવીને નાંખવો પડે છે. તેવો માલ ખુદ રસ્તાના ૨૦ ફીટ પહોળાઈવાળા ભાગમાં જો નાંખવામાં આવે તો રસ્તો સાંકડો બની જઈ વ્યવહારને હરકતરૂપ થઈ પડે છે; એટલે જ્યાં જ્યાં રસ્તા માટે ૩૩ ફીટ કરતા વધુ જમીન મળી શકે તેમ હોય ત્યાં ત્યાં 'બર્મ' વાળી જમીન વધારવી ખાસ ઇચ્છવા યોગ્ય છે. રસ્તાની ગટરો રસ્તાની જમીનની બન્ને સરહદ પર જોઈએ; ગટરની સામી બાજુ જો જગા પડી રહે તો તે તદ્દન નિરૂપયોગી થઈ પડે છે તે ધ્યાનમાં રાખવું જોઈએ. ઉપરાંત ગટરની સામી બાજુ નકામી પડેલી જમીન વખતના જવા સાથે દબાણ તરીકે ખાનગી કબજામાં જતી રહેવા સંભવ છે, એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ. જો કોઈ જગ્યાએ રસ્તા માટે ૩૩ ફીટ પહોળાઈની જમીન હાલ ખુલ્લી ન હોય તો ગામના લોકોએ બાજુના ખાતેદારોને સમજુતી કરી, પ્રજાના ફાયદાના હિતને ખાતર બન્ને શેઢા પરથી થોડી થોડી જમીન સ્વેચ્છાપૂર્વક રસ્તા માટે મેળવી લઈ પહોળાઈ ૩૩ ફીટની બનાવવા માટે પ્રયત્ન કરવો જોઈએ. કોઈ અપવાદરૂપ દાખલામાં તેત્રીસ ફીટ પહોળાઈ નજ મળી શકે તેમ હોય તો તેવા સંજોગોમાં રસ્તાની માટી પુરાણની પહોળાઈ વીસ ફીટ કરતાં જરૂરજોગ ઓછી કરવી પડશે જ્યાં રસ્તો નાળાના સ્વરૂપમાં હોય અને તેની બન્ને બાજુ ઉંચા કરાડા હોય ત્યાં રસ્તાનો આકાર નીચે મુજબ રાખવો અનુકૂળ થઈ પડશે.



આવા રસ્તા પર રસ્તાનો વહેવાર જવા આવવાનો ભાગ અને તેને અંગે 'બર્મ'ના પ્રકારની ખુલ્લી જમીન એક લેવલે રાખવાનાં હોઈ વચલા રસ્તાની પહોળાઈ ૨૫ ફીટની આજુબાજુ રાખવી-ઇચ્છવા યોગ્ય છે, અને તેની બંને તરફ આશરે ચાર ચાર ફીટ પહોળાઈની ગટરો હોય તે ઇચ્છવા યોગ્ય છે. આવા નાળના રૂપના રસ્તામાં વરસાદમાં પાણીની જમાવત વિશેષ થાય તે સ્વભાવિક છે. જેથી ગટરો પહોળી હોવી જોઈએ, અને વચલા રસ્તાની પહોળાઈ પણ વિશેષ જોઈએ. જેથી રસ્તાના બન્ને છેડેના થોડા ભાગ પર પાણી ફરી વળે અને કાદવ થાય તો પણ રસ્તાનો પૂરતો ભાગ વહેવાર માટે ખુલ્લો અને લાયક રહે. બન્ને પ્રકારના રસ્તામાં રસ્તાનો વચલો ભાગ બન્ને તરફ સારી રીતે ઢળતો હોવો જોઈએ. જેથી તે પરથી પાણી સહેલાઈથી બંને બાજુ વહી જાય અને રસ્તા વચ્ચે પાણીના ખાબોચીયાં ભરાઈ રસ્તો ખિસ્માર થવા પામે નહિ. ગટરોની ઉંડાઇ સામાન્ય રીતે બે ફીટ જેટલી હોય એ ઇચ્છવા યોગ્ય છે, પરંતુ પુરાણવાળા રસ્તામાં જરૂરી માટી મેળવવા માટે કોઇ કોઇ જગ્યાએ વધુ ઉંડી ગટર લેવી પડે તેવાં સંજોગો ઉપસ્થિત થશે. ત્રણ ફીટ કરતાં વધુ ઉંડી ગટર બીલકુલ ઇચ્છવા યોગ્ય નથી. પુરાણવાળા રસ્તામાં પુરાણની બન્ને બાજુ માટીનો ઢોળાવ ( સાઇડ સ્લોપ ) જેમ બને તેમ વધુ, અને કુદરતી રીતે હોઇ શકે તેટલો પહેલેથી જ રાખવો યોગ્ય છે. સામાન્ય રીતે ઉંચાઇ કરતાં દોઢો બાજુનો ઢોળાવ હોવો જોઈએ. દાખલા તરીકે ૨૦ ફીટ પહોળાઈનો અને ૨ ફીટ ઉંચાઇનો રસ્તો બનાવવો હોય તો તે રસ્તાનું પુરાણ નીચેની ૨૦ વત્તા ૨×૩ એટલે ૨૬ ફીટ પહોળું હોવું જોઈએ, અને મથાળે ૨૦ ફીટ જોઈએ. જેથી પુરાણની ધાર પહેલેથી જ વ્યાજબી ઢળે અને ચોમાસામાં પુરાણને વધુ પડતું ધોવાણ થઈ નુકશાન ન થાય. જ્યાં રસ્તો કરાડામાં જતો હોય ત્યાં ગટરની બાજુના બંને કરાડાઓને યોગ્ય રીતે ઢોળાવ આપી પ્રથમથી જ છોલી નાંખવા જોઇએ. દાખલા તરીકે જો રસ્તાનું લેવલ કરાડાના મથાળા કરતાં પાંચ ફીટ નીચું હોય તો, કરાડો પાંચ ફીટ અંદરની બાજુ ઢળતો કરવો જોઇએ આ મુજબ વ્યવસ્થા કરવાથી રસ્તો સરળ અને ટકાઉ બનશે, અને વરસાદમાં તેને વધારે પડતું ધોવાણ કે પુરાણ લાગશે નહિ. કોઈ પણ રસ્તા પર કામ કરતાં અગાઉ તે પરથી તેમ જ તેની બાજુની વાડો પરથી જંગલી ઝાડવાં વિ. મૂળ સહિત કાપી સાફ કરી, ત્યાર બાદ ખોદાણ અથવા પુરાણ કરવું, નહિ તો ચાલુ કામમાં વચ્ચે નાહક વિલંબ થવા તથા હરકત પાડવા સંભવ રહે છે. રસ્તા પરતું માટી પુરાણ પ્રથમથી જ ઢેફાં ઝીણાં ફોડીને, બની શકે તો માટી ટીપીને, ૭ ૭ ઇંચના થરથી ભોળાઈમાં કરવું જોઈએ. જે પુરાણ પર ભારથી ભરેલાં ગાડાંઓ, મોટરો, વિ. તથા ગામના ઢોર જવાના છે, તે પુરાણ જો સખત ન હોય તો તેમાં ખાડા, ચીલા સ્હેલાઈથી પડે અને રસ્તો બગડી જાય એ સ્હેજ સમજી શકાય તેમ છે. રસ્તાના પુરાણના મથાળે કાળી માટીને બદલે ૭ થી નવ ઇંચ જેટલી ઉંચાઈમાં યોગ્ય ઢોળાવ આપી, પીળી માટી, સોફ્ટ મુરમ કે બાહુ જો પૂરવામાં આવે તો રસ્તો વધુ ટકાઉ અને ઉપયોગી બને એ પણ સહેલાઇથી સમજી શકાય તેવી વાત છે. એકલું કાળી માટીનું પુરાણ વરસાદમાં કીચડરૂપ થઈ જાય છે એવો કાળી માટીનો સ્વભાવ છે. માટે રસ્તા પર કાંકરા કે મેટલ નાંખવાનું ન બને તો પછી ઉપરે ૭ થી નવ ઇંચ પીળી માટી, સોફ્ટ મુરમ, રેતી કે બાહુ અવશ્ય નાંખવા તજવીજ કરવી.

(૨). રસ્તાના પુરાણને મથાળે ઉપર જણાવ્યા મુજબ ઓછામાં ઓછું પીળી માટી, સોફ્ટ મુરમ, રેતી કે ભાઠું ૭ થી નવ ઇંચ જાડાઇમાં 'નાખવામાં આવે એ આવશ્યક છે. તેમ કામ કરવામાં આવે તો રસ્તાની વીસ ફીટની પહોળાઇ પૈકી વચલા બારથી ચૌદ ફીટમાં પીળી માટી, સોફ્ટ મુરમ અગર ભાઠું યોગ્ય ગોળાઇ કરી નાખવું અને બાકીનો રસ્તાના પુરાણનો ભાગ બન્ને તરફ આશરે ચાર ચાર ફીટ જેટલી પહોળાઇમાં માટી પુરી ટીપી વચલા ભાગ સાથે મેળવી લેવો જોઇએ; પીળી માટી, ભાઠું વિ. પાથર્યા પછી તેના પર રોલ ફેરવી તેને ઘણી રસ્તો સખત પ્રથમથી જ બનાવવો જોઇએ. આ કામ કુદરત ઉપર ન છોડવું જોઇએ, નહિ તો કીંમતી ભાઠું વિ. થોડા ઘણા પ્રમાણમાં ધમડાઇ જઇ કે ફેલાઇ જઈ બગડવા સંભવ રહે છે અને રસ્તાનો હેતુ બર આવતો નથી. જો અમુક એક જ જગ્યાએથી (ખાડી અથવા નદીમાંથી) ભાઠું અથવા ગ્રાવલ અગર અમુક એક જ ખાણમાંથી સોફ્ટ મુરમ તથા હાર્ડ મુરમ મળી શકતાં હોય તો માલ વહેવડામણની મહેનત ભાઠા તથા ગ્રાવલ અગર સોફ્ટ મુરમ તથા હાર્ડ મુરમ માટે સરખી થાય છે; તો પછી થોડી વધુ મહેનત કરી ગ્રાવલ કે હાર્ડ મુરમજ કેમ ન લાવવા જેથી રસ્તાની સપાટી વધારે પાકી અને-ટકાઉ થાય? રસ્તાને માથે ગ્રાવલ અથવા હાર્ડ મુરમનો ૭ ઇંચનો થર જો પ્રથમથી જ મુકવામાં આવે તો પીળી માટી કે ભાઠાં કરતાં ઘણો વધુ ઉપયોગી અને ટકાઉ રસ્તો થાય, એ હકીકત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે. આ મુજબ ગ્રાવલ અથવા હાર્ડ મુરમથી જો રસ્તો બનાવવો હોય તો ગ્રાવલ અથવા હાર્ડ મુરમ પર પાણી છાંટી મજબુત રીતે રોલ કરી સપાટી સખત બનાવવી જોઇએ; ગ્રાવલ, હાર્ડ મુરમ અથવા મેટલના ટુકડાઓ વચ્ચેના પોલાણને ભરવા માટે રોલીંગ વખતે કંકર, રેતી, પીળી માટી, અથવા સોફ્ટ મુરમ દર ફર્લાંગે દસ બ્રાસની આજુબાજુ પ્રથમથી જ ભેગા કરી જરૂર મુજબ વાપરવા જોઇએ. કંકર, રેતી, પીળી માટી, અથવા સોફ્ટ મુરમથી જ ટુકડાઓનું અનુસંધાન યોગ્ય રીતે થઇ શકે છે; કામમાં રોલીંગ વખતે કાળી માટી માલ ઢાકવામાં કદીપણ વાપરવી નહિ બાર ફીટની પહોળાઇમાં ૭ ઇંચ ઉંચાઇમાં કોઇ પણ માલ (ભાઠું, હાર્ડ મુરમ ગ્રાવલ વિ.) નાંખવો હોય તો દરેક ફર્લાંગે ૪૯૦૦ ઘનફુટ અથવા ચાલીસ બ્રાસ માલ જોઇએ. પુરેપુરૂં ગાડુ ભરી માલ જો લાવવામાં આવે તો આઠ ગાડીથી એક બ્રાસ માલ આવી શકે, પરંતુ સામાન્ય અનુભવમાં એક બ્રાસ માલ દસ ગાડામાં આવે છે. જો ગાડાં વધુ પ્રમાણમાં ઓછાં ભરવામાં આવે તો એક બ્રાસ માટે બાર ગાડાં પણ જોઇએ માટે પુરતા પ્રમાણમાં ગાડાં ભરી માલ આવે તે બાબત ગામ કમિટીએ સાવધાની રાખવી જોઇએ જેથી કામનો સારો અને જલ્દી નીકાલ આવે.

(૩) જ્યાં ગામ રસ્તો નજીકના મુખ્ય રસ્તાઓને મળે ત્યાં આગળ તેની પહોળાઇ ઓછામાં ઓછી પચાસ ફીટ રાખવી અને જોડાણ નીચે મુજબ કરવું :—




નકશામાં જણાશે કે મુખ્ય રસ્તાને મળતા અગાઉ વીસ ફીટ આગળથી ગામ રસ્તો બન્ને બાજુ ગોળાકારમાં વળવા લાગે છે અને જ્યાં તે મુખ્ય રસ્તાને મળે છે ત્યાં તેની પહોળાઇ ૨૦ ફીટથી વધીને ૫૦ ફીટ જેટલી થાય છે આમ કરવાથી વાહનો સરળતાથી વળી શકે છે તેમ જ મુખ્ય રસ્તાના ઝડપી વહેવાર સાથે ગામ રસ્તાનો વહેવાર અકસ્માત અથડાઇ પડવાનો સંભવ નાબુદ થાય છે. વધુમાં જ્યાં આવું જોડાણ થાય ત્યાં બની શકે તો બે થી ત્રણ ફીટ વ્યાસની એક પાઇપ ગામ રસ્તા પર વાંક થતા અગાઉ મુકવામાં આવે એ જરૂરી છે, જેથી મુખ્ય રસ્તાની ગટરનુ પાણી ગામ રસ્તાને વરસાદમાં તોડી નાંખે નહિ આવું કામ જો કરવું હોય તો તે બોર્ડના આ. ઓવરસીયરની સુચના મુજબ પાઇપ મંગાવી ચોક્કસ રીતે આ. ઓવરસીયરની દેખરેખ નીચે જ કરવું. નહિ તો કામ બગડવા સંભવ રહે છે. પાઇપ ગામ રસ્તા તરફ અંદરથી લેવી. જેથી રસ્તો ગોળાકારે મુખ્ય રસ્તા સાથે જોડવામાં સરળતા થાય.

(૪) રસ્તા ઉપર નાખવાનો મેટલ, દોઢ ઇંચથી બે ઇંચ સુધીના માપનો, હાર્ડ મુરમ દોઢ ઇંચથી અઢી ઇંચ સુધીના માપનો અને ગ્રાવલ પોણા ઇંચથી દોઢ ઇંચ સુધીના માપનો હોય એ ઇચ્છવા યોગ્ય છે. તેમ જ સઘળો માલ પાકો તથા લંબાઇ, પહોળાઇ તથા ઉંચાઇમાં લગભગ એક સરખો હોવો જોઇએ. નબળો માલ તથા નાની મોટી સાઇઝનો માલ રસ્તાની સપાટીને કમતાકાત તથા ખડબચડી બનાવે છે, એ ખાસ લક્ષમાં રાખવું જોઇએ. સામાન્ય રીતે પહેલ વહેલાં માટી પુરાણ પર ત્રણ ત્રણ ઇંચના બે થરમાં બધું મળી ૬ ઇંચ જાડાઇમાં અને ૧૨ ફીટ પહોળાઇમાં ગ્રાવલ અથવા હાર્ડ મુરમ નાખવામાં આવે તે ઇચ્છવા યોગ્ય છે. જો મેટલ નાખવો હોય તો પહેલા ત્રણથી ચાર ઇંચ હાર્ડ મુરમ નાંખી તે રોલ કરી ત્યાર બાદ તે પર ત્રણ ઇંચ મેટલ નાખવો ઇચ્છવાયોગ્ય છે.

(૫) માટીકામ પર મથાળે ૬ થી ૯ ઇંચ પીળી માટી, ભાઠું અથવા સોફ્ટ મુરમ બની શકે ત્યાં સુધી પ્રથમ પાથરી ત્યાર પછીજ તે પર હાર્ડ મુરમ અથવા આવલ નાંખવો ઇચ્છવાજોગ છે. પીળી માટી, ભાઠું અથવા સોફ્ટ મુરમ ઉપરના કીંમતી માલને મજબુત આધાર આપે છે. સીધા કાળી માટીના કામ પર આવલ અથવા હાર્ડ મુરમ જો નાંખવામાં આવે તો નાહક ઘણો માલ નીચેની કાળી માટી જે વરસાદમાં કાદવ જેવી થઈ જાય છે, તેમાં પેસી જઇ નિરર્થક નીવડે છે અને રસ્તો બનાવવા છતાં નહિ બનાવ્યા જેવોજ જસદી બની જાય છે. માટે રસ્તાને આધાર આપવા માટે ( બ્રેડીંગ તરીકે ) પહેલાં પીળી માટી, ભાઠું અથવા સોફ્ટ મુરમનો યોગ્ય થર નાંખી તે પછી સારો માલ રસ્તા પર પાથરવો જોઇએ.

પાકો રસ્તો બનાવવામાં મથાળે નાંખવા સરૂ ગામડાના વહેવાર માટે સૌથી વધુ અનુકૂળ નદીનો ગોળ પાકો આવલ છે, બીજે નંબરે હાર્ડ મુરમ છે અને ત્રીજે નંબરે ભાઈ જાડું ભાઠું અથવા મરડીઓ કાંકરો છે. આવલનો રસ્તો એકવાર બનાવ્યા પછી તે પર ખાડા ખીલામાં દર વરસે ચોમાસામાં જો થોડો થોડો આવલ નાંખવામાં આવે તો રસ્તો ઘણો સુંદર રહે છે. ગાડાં તથા બળદ માટે પણ આવલ રસ્તો બીજા કોઇ પણ રસ્તા કરતાં વધુ અનુકૂળ રહે છે. સામાન્ય રીતે ફક્ત ગામ વહેવારના રસ્તા માટે પાકો મેટલ ઘણી રીતે અનુકૂળ પડતો નથી. મેટલનો ખરચ વિશેષ થાય છે, તેથી બાંધકામ તથા નિભાવ બન્નેમાં મુશ્કેલી આવે છે. તેમજ મેટલ ફોડાવવા માટે ખાસ જાણકાર મજુરોની તથા દારૂ બત્તી પરાઇ વિ. ખાસ સાધનોની જરૂર પડે છે, જે ગામડા માટે મેળવવાં સહેલાં નથી. જ્યારે આવલ, ભાઠું વિ. તો ગામ લોકો સહેલાઇથી જાતમજુરી તથા પોતાના ગાડાં બળદનો ઉપયોગ કરી રસ્તો સુધારવા માટે વખતોવખત લાવી શકે છે. ઉપરાંત બેદરકારીથી મેટલ રસ્તા ઉપર ખાડા પાડવા દેવામાં આવે છે, તો રસ્તાની સપાટીનો અમુક ભાગ અતિ સખત અને અમુક ભાગ અતિ નરમ બની જવાથી વહેવારને માટે તેવો મેટલ રસ્તો અત્યંત મુશ્કેલ બને છે, જ્યારે આવલ કે ભાઠાના રસ્તા પર તેવી અતિ વિષમ પરિસ્થિતિ સામાન્ય રીતે ઉપસ્થિત થતી નથી.

ગામ સુધારણા સપ્તાહ દરમ્યાન યોગ્ય રીતનું માટીકામ કરી તે પર ભાઠું, પીળી માટી કે સોફ્ટ મુરમ પુરવામાં આવે અને રસ્તો પાકો કરવા માટે સારો આવલ અથવા હાર્ડ મુરમ જોઇતા પ્રમાણમાં રસ્તાની બાજુ પર એકઠો કરી લેવામાં આવે તે ઇચ્છવાયોગ્ય છે. તાજા માટીપુરાણ પર પુરતો વરસાદ પડી જાય અને પુરાણ ઠરી જાય ત્યાર પછીજ એટલે ભાદરવા માસમાં અથવા તો બીજે વર્ષે પાકો માલ નાંખી તે બરાબર દબાવી દેવામાં આવે તો રસ્તો સારો થાય છે, તે ધ્યાનમાં રાખવું.

(૬) રસ્તા પર કોઇ જગ્યાએ પથ્થરોવાળી ખાડી આવતી હોય તો તે પરના ખરબચડા પથ્થરો તો અવશ્ય જરૂર મુજબ પરાઇથી ખોદી સરખા કરવાજ જોઇએ. થોડી મહેનતના અભાવે આવી ખાડીઓ પર ચડતા ઉતરતા ગરીબ બળદો પારાવાર દુઃખ સહન કરે છે, અને અંદર બેસનારને પણ ઘણા ધક્કા લાગે છે; એનો ઉપાય કરવાની દરેક ગામની ફરજ છે. ખાડીના અથવા નાળાના કે સપટીના ચઢાવ ઉતાર જેમ બને તેમ સરળ હોય તો હમે-

(ખ) રસ્તાને બદલે કોઈ ગામ જો તળાવ સુધારણાનું કામ કરવા ઇચ્છતું હોય તો નીચેની સૂચનાઓ ધ્યાનમાં લઈ તેમણે કામ કરવું :—

(૧) તળાવની પાળનો ઢોળાવ જ્યાં તળાવના તળીયાને અડે તે જગ્યાએથી ઓછામાં ઓછી સો ફીટ જમીન છોડી ત્યાર પછી જ ખોદાણ શરૂ કરવું. પાળની નજીકમાં ખોદાણ કરવાથી પાળનું ગહેરું જલદીથી ધોવઈ તથા ઢોરના અવરજવરથી ઘસાઈ તળાવમાં ધસી પડવા સંભવ રહે છે, તેમજ પાળ નજીકમાં વધુ ઊંડાણ હોય તો અણધાર્યો અકસ્માત થવા સંભવ રહે છે. બનતા સુધી તળાવના મધ્ય ભાગેથી ખોદાણ શરૂ કરી ધીમે ધીમે વિસ્તાર વધારી પાળ તરફ આગળ વધવું જોઈએ. તળાવના અમુક ખૂણાને ખોદવાથી તળાવ બેડોળ અને સાંકડું બને છે અને ઉપયોગ માટે જોઈએ એટલું અનુકૂળ બનતું નથી. ખોદાણ કરેલું તળીયું બને તેટલા સરખા લેવલે રાખવું ઇચ્છવાયોગ્ય છે. નકામા ખાડા ટેકરા તળીઆમાં ન રહેવા જોઈએ.

(૨) તળાવમાં ખોદેલી માટી મજબૂત ટીપીને પાળ પર રીતસર પાથરવી જોઈએ. તળાવની પાળ સરખી લાઇનમાં ગોળાકારે તળાવની આજુબાજુ જવી જોઈએ. તેના મથાળાની પહોળાઈ તથા ઊંચાઈ બધી તરફ સામાન્ય રીતે સરખી હોવી જોઇએ તેમજ પાળના બન્ને તરફના ઢોળાવ યોગ્ય પ્રકારના સરખા દેખાવના હોવા જોઇએ. તળાવમાંથી ખોદેલાં મોટાં ઢેફાં અવ્યવસ્થિત રીતે ઝીણાં ફોડ્યા સિવાય પાળ ઉપર ગમે ત્યાં પાથરવાથી ખોદેલી માટી ધસી જઈ તળાવમાં પડે છે અથવા બીજી તરફ નાશ પામે છે અને પાળને જોઈતી મજબૂતી મળતી નથી. પાળને માથે પાળની વચલી લાઇન (મધ્ય રેખા) નક્કી કરી તે પર થોડે થોડે અંતરે ખીંટીઓ મારી તેની બન્ને તરફ સરખી પહોળાઈમાં ઢેફાં ફોડીને તથા માટી ટીપીને અને સરખી ઊંચાઈ આવે તે હિસાબે માટી પુરાણ કરી પાળ સુધારવી જોઈએ. રીતસર બનાવેલી પાળને જરૂર પડે થોડે ખર્ચે સારી રીતે સુધારી શકાય છે; જ્યારે અવ્યવસ્થિત પાળને સુધારતાં મુશ્કેલી તથા ખર્ચ વધુ પડે છે. વધુમાં વધુ વરસાદમાં તળાવમાં જે ઊંચાઈએ પાણી ચઢતું હોય તેનાથી આશરે બેથી ત્રણ ફીટ વધુ ઊંચાઈની પાળ હોવી જોઈએ, તેથી વિશેષ ઊંચાઈ કરવી નિરર્થક છે, તેમજ પાળના અમુક જ ભાગને ખાસ વધુ ઊંચો કરવો એ પણ નિરર્થક છે, કારણ કે પાળનો નીચામાં નીચો અને નબળામાં નબળો ભાગ એજ પાળની સાચી મજબુતીનું પ્રમાણ છે. વધુ માટી મળતી હોય તો ઘટતી ઊંચાઈ કર્યા પછી પાળની પહોળાઈ વધારવામાં જ તે યોગ્ય રીતે વાપરવી જોઇએ.

(૩) તળાવમાં પાણી આવવાનો માર્ગ અથવા વધારાનું પાણી તળાવમાંથી વહી જવાનો માર્ગ જો પૂરાઈ ગયો હોય તો તે પણ યોગ્ય ખોદાણ કરી સમારી લેવો જોઇએ.

(૪) જે ખાતાનું તળાવ હોય (રેવન્યુ અથવા લોકલ બોર્ડ) તે ખાતાને જણાવી ગામસપ્તાહ દરમ્યાન તે ખોદવા માટે યોગ્ય પરવાનગી વેળાસર ગામલોકોએ મેળવવી સલાહકારક છે.

જોઇએ. દરેક ઘર દીઠ ઓછામાં ઓછું આવક આપે એવું એક ઝાડ પણ રોપવું જોઇએ. એથી માલીકને આવક થાય અને ગામની એકંદર શોભામાં પણ વૃદ્ધિ થાય છે. વૃક્ષરોપણ ઉપરાંત કોઈ એ પણ ઉદ્યોગ પ્રવૃત્તિ પણ હાથપર લેવી. રેંટિયા પ્રવૃત્તિ એ માટે ઉત્તમ છે. એ પ્રવૃત્તિ સ્હેલાઇથી દરેક માણસ હાથપર લઈ શકે છે અને કાપડ જેવી મુખ્ય જરૂરિયાતની વસ્તુની ઉત્પત્તિને મદદ કરે છે અને એકંદરે આર્થિક ફાયદો પણ થાય છે. ઝાડ રોપવા માટે એપ્રિલ મહિનો અનુકુળ નથી તેથી આ બાકી કામ ચોમાસામાં કરી લેવું જોઇએ.

અઠવાડીઆનો સાતમો દિવસ એ છેલ્લો દિવસ છે અને તે ઉત્સવ દિન તરીકે પાળવાનો છે. એ દિવસે દરેક ઘરનાં આગણાં સાફ કરી સાથિયા પૂરવા. સવારે પ્રભાતફેરી કાઢવી અને રાષ્ટ્રીય ગીતો ગાવાં. પછી શાળાનાં બાળકોની રમતગમતની હરિફાઈ રાખવી અને ઉત્તેજન ખાતર સારૂ કામ બનવનાર છોકરાને ઇનામ આપવા. સાંજના ગામની જાહેર સભા રાખવી અને એ સભામાં બોર્ડ તરફથી કાઢવામાં આવેલી પહેલી પત્રિકામાં સૂચવેલા ઠરાવો પસાર કરવા.

ઉપરના સઘળા દિવસોના કાર્યક્રમ બરોબર વ્યવસ્થિત રીતે પાર પડે એ જોવું જોઇએ. ગામ માટે એક વગદાર કમિટિ હોય તો સહેલાઇથી સઘળા દિવસના બધા કાર્યક્રમનો અમલ થઈ શકે. એ માટે ગામનું ભલું ચાહનારા દરેક ઉત્સાહી પુરુષે આગળ આવી કામ હાથ પર લેવું જોઇએ અને બીજાઓનો સહકાર મેળવી તે પાર પાડવુ જોઇએ. જે જે ગામોમાં શાળાઓ છે ત્યાં શાળાના માસ્તર આ સપ્તાહના કાર્યક્રમના અમલમાં સંગીન ફાળો આપી શકે છે, માટે દરેક શાળાના માસ્તરોએ એ બાબતમાં ખાસ ઉત્સાહ રાખી ગામલોકોને જ્યાં જ્યાં જરૂર જણાય ત્યાં દોરવણી આપવી જોઇએ. આ સપ્તાહ પાછળની ભાવના એ સ્વાશ્રય અને જાત મહેનતની કિંમત અને આવશ્યકતાનું ભાન કરાવવાની છે અને એ એક જાતનું શિક્ષણ પણ કહી શકાય. દરેક માસ્તરનો ધર્મ છે કે આ કામ પોતાનુ જાતનું સમજવું જોઇએ અને બનતો બધો પ્રયાસ તેણે એ પાછળ કરવો જોઇએ

[ પત્રિકા નંબર ૭ 'લોકગીતો' ની છે. બીજા લોકગીતો તૈયાર થતાં હોવાથી આ પત્રિકા અત્રે આપવામાં આવી નથી ]

**પત્રિકા નં. ૮**

## ગામ સુધારણા સપ્તાહ

ચાલુ સાલે ગામ સુધારણા સપ્તાહમાં સુરત જિલ્લાનાં ઘણાં ગામોએ ઠીક ઠીક કામ કર્યું છે, એ સંતોષની વાત છે; પરંતુ એમ જોવામાં આવ્યું છે કે પત્રિકા નંબર ૫ માં ગામના રસ્તાઓ, તળાવો, કાંઠાઓ વિગેરે કેવી રીતે સુધારવા એ બાબત જે સાદી અને વિગતવાર સૂચનાઓ આપવામાં આવી છે તેનો ગામડાંની પ્રજાએ પુરો અભ્યાસ અને અમલ કર્યો નથી, જેથી થએલા કામમાં કેટલીક ખામીઓ રહી જવા પામી છે. ગ્રામ્ય પ્રજાને અને ખાસ કરીને ગામ આગેવાનોને આગ્રહપૂર્વક વિનતી કરવામાં આવે છે કે તેમણે પત્રિકા નં. ૫ ખાસ ધ્યાનથી વાંચી સમજી લેવી અને તેનો અમલ કરવા બનતો તમામ પ્રયત્ન કરવો

કે જેથી ગામ અંગેનાં કામો સારાં, મજબુત અને ઉપયોગી થશે. પત્રિકા નં. ૫ ની જો કોઈ સૂચના બરાબર સમજમાં ન આવે તો તાલુકાના લોકલ બોર્ડ ઓવરસીયર અગર મીસ્ત્રીને પુછી સમજી લેવી જ જોઇએ. કોઈ ગામે આ પત્રિકા નં. ૫ ન હોય તો જિલ્લા લોકલબોર્ડમાં લખાણ કરવાથી મળી શકશે. આ પત્રિકાનો જેટલો અધુરો અમલ થયો હશે તેટલી થએલા કામોમાં નબળાઈ રહેશે અને તેથી તે કામો સગવડવાળા થશે નહિ તેમજ કરેલી સઘળી મહેનત નકામી અગર અર્થ વગરની ગણાશે. આ મુજબની હકીકત હોઈ પત્રિકા નં. ૫ માં આપેલી સઘળી સુચનાઓ સમજી લઈ તેનો કાળજીભર્યો અમલ કરવા ગામ લોકોને ખાસ વિનતિ છે.

૨. ગામ સુધારણામાં ચાલુ વર્ષે મોટે ભાગે માટીપુરાણના રસ્તાઓ કરવામાં આવ્યા છે. આ જિલ્લાનો મોટો વિસ્તાર કાળી માટીનો હોઈ માટી પુરાણ મોટે અંશે કાળી માટીનું છે. કાળી માટીના પુરાણથી વરસાદમાં ઘણો કાદવ થાય છે અને વળી તે ઉપર ઢોરોના અવર જવરથી રસ્તાની સ્થિતી એટલી બધી ખરાબ થાય છે કે ચોમાસાના લગભગ બધા દિવસોમાં માણસો તેમજ ઢોરને તે પર ચાલવાને ઘણી હાડમારી તથા ત્રાસ વેઠવો પડે છે. આ મુશ્કેલી-માંથી બચવા માટે માત્ર એક ઉપાય છે કે થએલા માટી પુરાણ ઉપર ચીલા વીગેરે પુરી તમામ ઢેફાંને ઝીણા ફોડી રસ્તાની સપાટી ગોળાઇમાં લાવી સઘળું કામ ઘણીજ મજબુત રીતે પ્રથમ ટીપી નાંખવું જોઇએ અને તેના પર ૬ ૭ ઈંચની જાડાઇમાં પીળી માટીને પાથરી તેને ગોળાઇમાં લાવી તે ઉપર કાંકરા, ગ્રેવલ, ભાઠું અથવા મુરમનો ૬ ૭ ઇંચ જાડો થર અવશ્ય નાંખવો, અને તેને ટીપી મજબુત બેસાડવો અગર બને તો રોલ ફેરવવો. આ કામ માટે જરૂરી કાંકરા, ભાઠું કે પીળી માટી ભેગી કરી રસ્તાપર વહી લાવી જ્યાં ચોક્કસ રીતે સચવાઈ રહે તેવી જગ્યાએ તે નાંખવાનું કામ જે તે ગામના લોકોએ બિલકુલ વિલંબ કર્યા સિવાય તાબડતોબ હાથપર લેવું જોઇએ. બાર ફુટની પહોળાઇમાં ૬ ઇંચ જાડો થર નાંખવાનો હોય તો દર ફરલાંગના કામ માટે ૪૦ ખાસ માલ જોઇએ, તો આ મુજબ ગણત્રી કરી રસ્તાની લંબાઈના પ્રમાણનો જરૂરી માલ તાકીદે ભેગો કરવાનું કામ તુરતજ પુરૂં થઈ જવું જોઇએ. રસ્તાની બાજુમાં ઉપર પ્રમાણે સાચવી રાખેલો માલ, થએલા માટી પુરાણ પર વરસાદ પડી તે પુરાણ મજબુત રીતે ચોંટી જાય અને ચોકસ બેસી જાય ત્યારબાદ પાથરવો જોઇએ અને તેના ઉપર રોલ ફેરવવો જોઇએ. રસ્તા પર માલ લાવવાનું કામ ચોમાસામાં બની શકે નહિ. તેથી માલ રસ્તાપર એકઠા કરવાનું કામ ચોમાસાની શરૂઆત થાય તે પહેલાંજ અવશ્ય પુરૂં કરી નાંખવું જ જોઇએ. રસ્તાપર માલ પાથરવાનું કામ વરસાદ પડી ગયા પછી સુકું નીકળે ત્યારે કે વરસાદનું જોર ઓછું થાય ત્યારે ભાદરવા માસમાં માટી પુરાણ પ્રથમ રીતસર સુધારી તે પર કરવું જોઇએ. ગ્રામ્ય સુધારણા અંગે બનાવેલા રસ્તાની સપાટી મજબુત અને પાકી તો કરવીજ જોઇએ કારણ કે તેમ ન થય તો કામ અધુરૂં જ ગણાય અને ફક્ત માટી કામનો રસ્તો સગવડ આપવાને બદલે અગવડરૂપ તથા ત્રાસદાયક થઇ પડે રસ્તાની સપાટી મજબુત બનાવવામાં પહેલે નંબરે ગ્રેવલ, બીજે નંબરે છોયો કાંકરો અને ત્રીજે નંબરે ભાઠું આવે છે ભાઠું તો લગભગ દરેક ગામની નજીક ખાડી ખરાબમાંથી સાધારણ રીતે મળી આવે છે તો આ સૂચનાને ગામ લોકો પુરતા ઉત્સાહથી વધાવી લઇ આ સૂચનાનો

અમલ કરવા લક્ષમાં લેશે એવી ખાસ આશા રાખવામાં આવે છે. આ બાબતમાં એક વધુ સૂચના કરવાની એ છે કે જ્યાં જ્યાં બની શકે ત્યાં તાજા માટી પુરાણ પર ઢોરને ચોમાસામાં જવા ન દેતાં બીજે કોઇ અનુકૂળ માર્ગે ઢોર વિ. ને માટે ચોમાસા પુરનો ગોઠવવામાં આવે તે ખાસ જરૂરી છે.

૩. જિ, લો. બોર્ડની આર્થિક સ્થિતિ પહેલી પત્રિકામાં આપવામાં આવી છે, જે પરથી ગ્રામ્ય લોકો સમજી શકશે કે સપ્તાહ અંગે થએલા સેંકડો માઇલના રસ્તાઓ માટે ગામેગામ ઉપર મુજબ જોઇતા કાંકરા, બાહું, કે પીળી માટી માટે કંઈ પણ મદદ આપવી બોર્ડ માટે હાલ બીલકુલ શક્ય નથી. વધુમાં લગભગ બધે ગામે ગ્રેવલ, બાહું, કે પીળી માટી થોડી કે વધુ મહેનતથી જો ગામ લોકો ધારે તો રસ્તા માટે પોતાના ગાડી બળદથી લાવી શકે તેમ છે. આ સન્જોગોમાં આશા રાખવામાં આવે છે કે રસ્તાની સપાટી ઉપર, ઉપર મુજબનો માલ નાંખવાનું કામ ગામ લોકો પોતેજ તુરત ઉપાડી લેશે.

૪. થએલા માટીપુરાણનો કોઈ ભાગ નાળામાં હોવાને કારણે ધોવાઈ જવાનો જ્યાં જ્યાં સંભવ હોય ત્યાં ત્યાં બાજુપર પુરતા માપની ગટરો ખોદી પાણીનો યોગ્ય રીતે નિકાલ કરવો જોઇએ, જેથી રસ્તાના માટીકામને ધોવાણ ન લાગે.

૫. જો કોઈ જગ્યાએ રસ્તાની આરપાર પાણીનું વહેણ આવતું હોય તો આવી જગ્યાએ રસ્તાનુ ધોવાણ અટકાવવા તથા રસ્તાના ટ્રાફીકની સગવડતાને માટે કોઈ પ્રકારનું કાચું નાળું બાંધી થએલા કામને નુકસાન ન થાય તેમ કરવું જોઇએ. થોડી બેદરકારીને કારણે વરસાદનું પાણી ઘણું મોટું નુકસાન કરી નાખે છે માટે આ સૂચના ખાસ ધ્યાનમાં રાખવા ભલામણ છે. લાકડાના મજબુત ખુટા જમીનમાં ઉંડા દાટી તેની બાજુમાં ખજુરાના તુંબા અથવા અકોલાં ગોઠવી તેમજ મથાળે પણ અકોલાં અથવા ખજુરીના તુંબા જડી દઈ તે ઉપર જરૂરી માટીપુરાણ કરવાથી ઘણી જ ઓછી રકમે તેમજ ઓછી મહેનતને કાચાં નાળાં બનાવી શકાય છે આવા કાચાં નાળાં ઉત્સાહી ગામ લોકો જરૂર બનાવી શકે તેમ છે. માટે આવા કાચાં નાળાનો ઉપયોગ જે તે જગ્યાએ અજમાવી જોવા પણ ભલામણ કરવામાં આવે છે.

૬. જે જે ગામે ગામ સપ્તાહનું કામ થયું છે તે દરેક કામમાં વરસાદને લીધે થએલી નુકસાની ચોમાસા બાદ ખાસ કાળજીથી સુધારી લેવા ગામ પ્રજાને આગ્રહપૂર્વક વિનંતી છે. એક ચોમાસા પછી જરૂર મુજબ સુધારેલું કામ લાંબો વખત જવાબ આપે છે. ચોમાસા બાદ થએલું થોડું નુકસાન જો વેળાસર સુધારી લેવામાં ન આવે તો થોડા વખતમાં થએલા કામને વધુ નુકશાન પહોંચી જાય છે. અને કામની ઉપયોગીતા નાશ પામે છે. માટે આ બાબત ગ્રામ્ય પ્રજા ખાસ લક્ષ આપશે એવી આશા છે.

૭. સારો રસ્તો બનાવવા માટે પૂરતી પહોળાઇની જમીન એ ઘણીજ આવશ્યક અને પ્રથમની જરૂરીઆત છે. જીલ્લામાં સ્થળે સ્થળે સરકારી જમીનોમાં દબાણો થયાં છે આવા દબાણો દરેક ગામલોકોએ પોતેજ સંગઠનથી અને સલાહ સંપથી તુરત જ ખુલ્લાં કરાવી દેવાં જોઇએ, અને દરેક સમજુ નાગરિકે આવાં જાહેર હિતનાં કામમાં સાથ આપવો જોઇએ.

પરંતુ જો કાંઈ ખાસ દાખલામાં ધરમેળે આવા દબાણ ખુલ્લાં કરવાનું નજ બની શકે તેમ હોય તો પૂરતી વિગત સાથે જિ. લો. બોર્ડમાં અરજી હકીકત જણાવવાથી રેવન્યુ ખાતા મારફત દબાણો ખુલ્લાં કરાવવા બનતો પ્રયાસ કરવામાં આવશે.

---

પત્રિકા નં. ૯

## ગામ તળ અને પાદર

### ગામ તળ

સામાન્ય રીતે ગામડાંની બધી વસ્તી ગામ તળમાંજ રહે છે. ગામાંડઓ ઘણા જુના વખતથી બંધાયેલાં છે અને તેથી ગામ તળની પસંદગી કયા ધોરણે કરવી એ પ્રશ્ન આજે ચર્ચવો નિરર્થક છે. જે ગામોમાં ગામ તળની જમીન વગડાની જમીન કરતાં ઉંચી હોય ત્યાં ચોમાસામાં બહારનું પાણી આવતુ નથી અને ખાડીઓ પડી જતી નથી અને એવા ગામ-તળનું પાણી બહાર સારી રીતે વહી જાય છે. પણ સુરત જિલ્લાનાં કેટલાએક ગામોમાં ગામ-તળ વગડાની જમીન કરતાં નીચાં આવેલાં હોય છે અને તેથી ચોમાસામાં વગડાનું ઘણું પાણી ગામ તળમાંથી વહી જાય છે એવા જાણીતા દાખલા બારડોલી તાલુકાનું ગામ મેતા અને જલાલપોર તાલુકાનું ગામ ખરસાડ છે. એવા બીજા ગામો પણ છે, જ્યાં ચોમાસામાં સ્થિતિ મુશ્કેલ બને છે. એ ગામોમાં ગામતળમાં ખાડી પડી ગયેલી હોય છે અને તેથી તેઓ બદસુરત થવા ઉપરાંત ત્યાં વરસતા વરસાદે ખાડી ઓળગવાનું મુશ્કેલ બને છે. આવા ગામોને સુધારવાનો પ્રશ્ન જરા મુશ્કેલ હોય છે કારણ કે વગડાના પાણીનો માર્ગ બદલી ગામ તળની બહારથી લઇ જવાય તો જ મુશ્કેલી ટળે અને એવાં કામ લોકોથી જાતે બની શકે એમ નથી. એવા ગામો સુધારવા સરકારે એક ખાસ ઇજનેર નીમી યોજના કરાવવાની એ યોજનાનો ખર્ચનો મોટો ભાગ સરકારે આપવો જોઇએ, આવું કામ લોકલ બોર્ડ પણ કરાવી નજ શકે.

જે ગામતળો વગડા કરતાં કંઇક ઉંચી સપાટી પર આવેલાં હોય છે તે ઉપરની મુશ્કેલીમાંથી મુક્ત છે પણ એવા ગામોમાં પણ ભુતકાળની બેદરકારીને લીધે અને ચોમાસાના પાણીના વર્ષોના વ્હેણને લીધે જવા આવવાના રસ્તા ગામ સપાટી કરતા નીચા થઇ ગયેલા હોય છે અને એ રસ્તાઓનો દેખાવ પણ ખાડીઓ જેવો જ હોય છે. જિલ્લામાં આવા અનેક ગામો છે. અહિંઆ એક જ જાણીતો દાખલો બસ થશે બારડોલી તાલુકાનું વરાડ એક સુંદર અને મોટું ગામ છે પણ ત્યાં ગામની વચ્ચેનો રસ્તો ઘણો ઉંડો થઇ ગયો છે. આવા બધાં ગામોએ ગામ સુધારણા માટે ગાડાથી બહારની માટી લાવી રસ્તાઓ ગામની સપાટી સુધી પુરી લાવવા જોઇએ આટલું થાય નહિં ત્યાં સુધી એવા ગામો આદર્શ કહી શકાય નહિ. તેથી એવા બધા ગામોના ભાઇઓને મ્હારી નમ્ર પણ ભારપૂર્વક વિનતિ છે કે તેમણે ગામ સુધારણા સપ્તાહ અંગે સ્વશ્રમથી ઉંડા થઇ ગયેલા રસ્તાઓ પુરી નાંખી ગામતળની સપાટી બરાબર બનાવવી જોઇએ. ભવિષ્યમાં બેદરકારીથી પાછી એવી સ્થિતિ ન થાય તે માટે રસ્તાની બન્ને બાજુએ ગટર બનાવવી જોઇએ અને તે ગટરો ઉંડી ન થઇ જાય તે માટે ગટર પુરી થતી હોય ત્યાં નાનો સરખો ધોરો કરી લેવો જોઇએ.

ગામ રસ્તાઓની સફાઈ બરાબર કરી લીધા પછી બીજું કામ ગામ લોકોએ કરવાનું એ છે કે ગામતળમાં ચોમાસામાં જે કાદવ પડે છે તેમાંથી મુક્ત થવું જોઇએ. પ્રથમ તો ગામતળમાં ઉંચી નીચી જગ્યાઓ હોય તેને પુરી અગર ખોદી સરખી બનાવવી જોઇએ. અને ગામના મહોલ્લાઓ તથા ગામતળના રસ્તાઓ પાકા બનાવવા જોઇએ. એ માટે પાસે નદી અગર ખાડી આવી હોય તેમાંથી રેતી, મારલ અગર ભાઠું લાવી જોઇતા પ્રમાણમાં પુરવું જોઇએ. ઘણા ગામોમાં લોકોએ આ પ્રમાણે કરી પોતપોતાનાં આંગણામાંથી કાદવ દૂર કર્યો છે પણ રસ્તાઓની સ્થિતિ તો લગભગ બધી જ જગ્યાએ કાદવવાળી જ છે. એ રસ્તાઓ જ્યાં નીચા પડી ગયા હોય તો તેને પહેલા પુરવા જોઇએ અને પછી તેના પર રેતી, કાંકરી, મરલ અગર ભાઠું પાથરી પાકા બનાવવા જોઇએ. રસ્તાનું કામ સામાન્ય હોઇ આપણે એના પ્રત્યે બેદરકારી બતાવી છે અને આપણા ગામડાની સ્થિતિ શોચનીય થઇ પડી છે. તેને આદર્શ બનાવવા માટે આટલી પ્રવૃત્તિ તો દરેક ગામે પહેલી થવી જ જોઇએ.

ઘણાં ગામો તો પોતાનાં ગામની સ્થિતિ તરફ એટલા બેદરકાર છે કે ગામના પાદરમાંથી ઘર ઉપયોગ માટે માટી ખોદી લાવી ખાડાઓ કરે છે. આ ખાડાઓમાં ચોમાસામાં પાણી ભરાઇ રહે છે અને ઢોરો તેને ગારણની જગ્યા તરીકે વાપરે છે આવા ખાડાઓમાં ચોમાસા પછી પણ લાંબા વખત સુધી કાદવ રહે છે. આવા ગામો બેડોળ લાગે છે અને ગામની તંદુરસ્તીને પણ હાનિ થાય છે ગામના બાળકોને રમવાની અને લોકોને ભેગા થવાની જે જગ્યા છે તેને આ રીતે આપણે નકામી કરી મૂકી છે. આવી તમામ જગ્યા પુરી સરખી બનાવવી જોઇએ. આ કર્યા સિવાય આપણે ગામ સુધારણા કરી કહેવાય નહિં.

### પાદર

દરેક ગામના એકાદ છેડા પર ખુલ્લી જમીન આવેલી હોય છે. એ જગ્યાએ ઘણુંખરું ગામનો કુવો પણ હોય છે. આવી જગ્યા ગૂજરાતના દરેક ગામે હોય છે. અને તે ગામના પાદર તરીકે ઓળખાય છે. આ પાદરનો ઉપયોગ ઢોરને બેસવા માટે, લોકોને ભેગા થવા માટે અને છોકરાઓના ક્રિડાંગણ તરીકે કરવામાં આવે છે. પાદર એ ગામનો પ્રવેશદ્વાર છે અને તે ઘણો સુંદર રાખવો જોઇએ. પાદરમાં કોઇ જગ્યાએ ખાડા ટેકરા હોવા જોઇએ નહિ. હોય તો તે જરૂરીયાત પ્રમાણે પુરાણ અગર ખોદકામ કરી આખી જગ્યા સપાટ કરવી જોઇએ. આટલું કર્યા પછી એ જગ્યા કાદવ મુક્ત બને તે માટે પ્રયત્ન કરવો જોઇએ. પાદરની જગ્યામાં રેતી, કાંકરી, ભાઠું, મારલ વિગેરે સારા પ્રમાણમાં નાંખવામાં આવે તો પાદરમાંથી કાદવ નાશ પામશે અને ગામના છોકરાંઓને રમવા માટે સારામાં સારી જગ્યા બને.

શહેરોમાં જાહેર સભા ભરવા માટે મકાનો બાંધવામાં આવે છે પણ ગામડાને માટે એ કરવું શક્ય નથી. ગામને પાદરે અગર બીજી કોઇ યોગ્ય જગ્યાએ લોકો સારાં છાંયડો આપનાં ઝાડો રોપે તો છાયાવાળું સભાસ્થાન બનાવી શકાય. હાલના વખતમાં આવા સભાસ્થાનની ખાસ જરૂર રહે છે. તો દરેક ગામના ભાઇઓ પાદર સુધારી યોગ્ય સ્થળે ઘટાદાર ઝાડો રોપશે તો સુંદર અને સગવડતાવાળું સભાસ્થાન બનાવી શકાશે.

આશા રાખવામાં આવે છે કે ઉપરની સૂચનાઓ પ્રમાણે ગામતળ તથા પાદરની સુધારણા કરવા જિલ્લાના બધા ગામોમાં બનતી કોશિશ કરવામાં આવશે.

**પત્રિકા નંબર ૧૦**

## વૃક્ષારોપણ

ગામ સુધારણા સપ્તાહના સાત દિવસો પૈકી એક દિવસ ઉદ્યોગ દિન તરીકે મુકરર કરવામાં આવ્યો હતો. એ દિવસે લોકોએ ફળ આપનાર ઝાડો રોપવાનું કામ કરવાનું હતું, અગર આવકમાં વધારો થાય એવું રેંટીઓ ચલાવવાનું અગર બીજું કામ કરવાનું હતું. સપ્તાહના દિવસો એપ્રિલ મહિનામાં રાખવામાં આવ્યા હતા અને આ મહિનામાં ઝાડો રોપવાનું બની શકે નહિ માટે આ સંબંધમાં સૂચના આપવામાં આવી હતી કે આ કામ ચોમાસામાં કરવું. આ પત્રિકા લખવાનો મુખ્ય ઉદ્દેશ ગામ જીવનમાં ઝાડોની ઉપયોગીતા સમજાવવાનો તથા એ કામને ઉત્તેજન આપવાનો છે. એ તો જાણીતી વાત છે કે જે પ્રદેશમાં ઝાડો સારાં પ્રમાણમાં હોય છે ત્યાં વરસાદ પણ સારા પ્રમાણમાં આવે છે. ઝાડો વિહિન પ્રદેશમાં સામાન્યતઃ અનાવૃષ્ટિ જ હોય છે. તેથી દરેક જણે સપ્તાહ દરમ્યાન વૃક્ષારોપણ વિષે અગર જ્યારે ઋતુ અનુકૂળ હોય ત્યારે ઝાડો રોપવાં જોઇએ. આ ઝાડો પસંદ કરવામાં બનતાં સુધી ફળાઉ ઝાડોની પસંદગી કરવી, કારણ કે તેમાંથી લાભ મળે છે ફળાઉ ઝાડ ઉગાડનાર ફળોનો ઉપયોગ કરી શકે છે અગર તેમાંથી આર્થિક લાભ ઉઠાવી શકે છે. સૂરત જિલ્લાના ઘણા મોટા ભાગમાં ફળાઉ ઝાડો થઇ શકે છે. આવાં ઉપયોગી ઝાડોમાં મુખ્ય આંબા, ચીકુ, તથા ખાટાં લીંબુ છે દરેક ખેડૂતનો વધતો ઓછો ઘરની પછવાડે વાડો હોય છે. એ વાડામાં દરેક ખેડૂતે બે ખાટાં લીંબુના ઝાડો ઉછેરવાં જોઇએ કારણ કે ખાટાં લીંબુના અનેક ઉપયોગ થઇ શકે છે. રોજના ખોરાકમાં ઉપયોગ થઇ શકે છે તે ઉપરાંત ખાટાં લીંબુના રસનું સરબત પણ બનાવી શકાય છે. લીંબુનું અથાણું લગભગ દરેક ઘરે કરવામાં આવે છે. આવી જરૂરી ચીજો માટે ખેડુતોએ પરાવલંબી રહેવાની જરૂર નથી. આ ઉપરાંત વાડામાં થોડાં ફૂલના છોડ પણ ઉગાડી શકાય. ગુલાબ, મોગરો, તથા જાઇ-જાયના છોડવાઓ સહેલાઇથી ઉગાડી શકાય. થોડીક કાળજી અને મહેનતથી આ બધું બની શકે છે, પણ આપણી બીનકાળજી તથા ઉદાસીનતાને લીધે આપણે આ દિશામાં કંઇ કર્યું નથી એ ખરેખર દિલગીર થવા જેવું છે. જો જગ્યા હોય તો વાડામાં આંબાના ઝાડ પણ ઉછેરી શકાય. ખેડુતભાઇઓને ઘણાખરા વાડામાં મીઠા પાણીનો કુવો હોય છે. જેમની પાસે આ સાધન હોય તે તો પોતાનું શાકભાજી પણ પેદા કરી શકે અને તે માટે બજારમાં જવાની જરૂર પડે નહિ. ઘરના મુખ્ય માણસોને આ કામમાં રોકવાની જરૂર નથી ઘરની બ્હેનો તથા છોકરાં પણ આમાં રસ લઇને વાડામાં ફુલ, ફળાઉ ઝાડો તથા શાકભાજી ઉભાં કરી શકે છે. આપણે બેદરકારી છોડી દઇને દરેક જો પોતપોતાના કામમાં મંડી પડીએ તો ખેડૂતભાઇનું દરેક ઘર, એક બગીચો બની જાય. આ પ્રમાણે બનાવવાની દરેક ભાઈ તથા બ્હેનોને પ્રભુ શકિત આપો એવી પ્રાર્થના છે.

# પરિશિષ્ટ "ઈ"

## 'ગામ સુધારણા સપ્તાહ' અંગે વડા પ્રધાનનો સંદેશો

(તા. ૬ ઠ્ઠી એપ્રિલથી શરૂ થતા "ગામ સુધારણા સપ્તાહ" માટે આપણા વડા પ્રધાન માનનીય શ્રી. બાળા સાહેબ ખેરે નીચેનો સંદેશો મોકલી આપ્યો છે.)

"મુંબઈ સરકારની ગામડાંઓનો પુનરુદ્ધાર કરવાની અને તેમાં નવચેતન પ્રગટાવવાની નીતિને અનુસરીને સુરત જિલ્લા લોકલ બોર્ડ તા. ૬ ઠ્ઠીથી તા. ૧૩ મી એપ્રિલ સુધી "ગામ સુધારણા સપ્તાહ" ની ઉજવણી કરે છે એ જાણીને મને ઘણો આનંદ થાય છે.

આપણા સમાજ બંધારણની નવરચના માટે આપણી શક્તિનું સમર્પણ કરીએ એ કરતાં આ ઉજવણીનો બીજો કોઈ ઉત્તમ માર્ગ નથી.

દેશની આબાદી અને કલ્યાણનું માપ ગામડાંઓનાં સુખસંપત્તિ અને કલ્યાણ ઉપરથી જ નીકળી શકે. કારણ કે આપણો દેશ મુખ્યત્વે ગામડાંઓનો બનેલો છે, અને આપણાં શહેર અને કસ્બાઓની વસ્તી પણ મોટે ભાગે ત્યાંથી જ ખેંચાઈ આવેલી છે. એટલા માટે સરકારે નવું ગામવિકાસ ખાતું ખોલીને અને ગામ પંચાયતોની સ્થાપના કરીને તે મારફત ગામડાંઓની ઉન્નતિ કરવાની યોજના ગતિમાન કરી છે.

પરંતુ આ યોજનાની સફળતાનો આધાર કેવળ પ્રજાના અને પ્રજાના આગેવાનોના સહકાર ઉપર જ અવલંબે છે. 'સુરત જીલ્લા લોકલ બોર્ડે' ખરી તમન્નાથી આ કાર્ય ઉપાડી લઈને અત્યંત સુંદર દૃષ્ટાંત રજૂ કર્યું છે. હું આશા રાખું છું કે બીજા જીલ્લાઓ આ દૃષ્ટાંતનું અનુકરણ કરશે. આપના 'ગામ સુધારણા સપ્તાહ'ને સુંદર અને સંપૂર્ણ સફળતા મળો એવી શુભેચ્છા પ્રદર્શિત કરતાં મને ઘણો આનંદ થાય છે.

આપનો

બા. ગં. ખેર

# પરિશિષ્ઠ "ક્રૂ"

## તાલુકાવાર થએલા કામોનું પત્રક

| અનુક્રમ નંબર | તાલુકાનુ નામ | તાલુકાના ગામોની સંખ્યા (ઉજ્જડ ગામો સાથે) | તા. ૨૦-૫-૩૯ સુધામાં જેજે ગામોએ જાત મહેનતથી કામો થયા તેવાં ગામોની સંખ્યા | આશરે કેટલી કીંમતના કામો થયા | | | કુલ |
|---|---|---|---|---|---|---|---|
| | | | | માટીકામ | રસ્તા બનાવવાના માલ સામાન વિ | નાળા | |
| ૧ | ચોર્યાસી | ૫૯ | ૫૦ | ૧૩૫૧૪ | ૩૨૫૪ | ૫૭૪૯ | ૨૨૫૧૭ |
| ૨ | ઓલપાડ | ૧૧૭ | ૧૭ | ૮૨૦૦ | ૫૭૦ | ૭૦ | ૮૮૪૦ |
| ૩ | બારડોલી | ૧૩૭ | ૪૦ | ૧૩૦૩૩ | ૧૫૦૦ | ૫૯૦ | ૧૫૧૨૫ |
| ૪ | માંડવી | ૧૩૬ | ૬ | ૯૯૨ | — | — | ૯૯૨ |
| ૫ | જલાલપોર | ૫૯ | ૭૨ | ૪૫૦૧૩ | ૭૧૬૨ | ૩૩૯૦ | ૫૫૫૬૫ |
| ૬ | ચીખલી | ૯૧ | ૩૮ | ૭૦૦૯ | ૩૧૭૬ | — | ૧૦૧૮૫ |
| ૭ | વલસાડ | ૬૫ | ૫૪ | ૮૧૧૨ | ૨૫૨૦ | — | ૧૦૬૩૨ |
| ૮ | પારડી | ૮૨ | ૩૫ | ૫૭૦૧ | ૨૭૬૩ | ૧૩૨ | ૮૫૯૬ |
| | | ૮૨૬ | ૩૬૨ | ૧૦૧૫૭૬ | ૨૦૯૪૫ | ૯૯૩૧ | ૧૩૨૪૫૨ |

દુર્લભજી પરાગજી દેસાઈ પ્રમુખ,
જિલ્લા લોકલ બોર્ડ, સુરત

## પરિશિષ્ઠ "ગ"

### "સ્વચ્છતા દિન" જે જે ગામોએ ઉજવવામાં આવેલો તેવાં ગામોની તાલુકાવાર સંખ્યા

| તાલુકો | તાલુકાનાં ગામોની સંખ્યા | સ્વચ્છતા દિન ઉજવાયેલો એવા ગામોની સંખ્યા | શેરો |
|---|---|---|---|
| ૧ ઓલપાડ | ૧૧૭ | ૬૮ | ગામ સફાઇના કામો નીચે પ્રમાણે કરવામાં આવ્યા હતા. |
| ૨ ચોર્યાસી | ૯૯ | ૫૯ | |
| ૩ બારડોલી | ૧૩૭ | ૨૯ | |
| ૪ માંડવી | ૧૩૬ | — | ૧ કુવાઓ આગળની ગંદકી દૂર કરવી |
| ૫ જલાલપોર | ૯૯ | ૪૨ | |
| ૬ ચીખલી | ૯૧ | ૪૦ | ૨ શેરીઓ વાળી સાફ કરવી |
| ૭ વલસાડ | ૬૫ | ૩૮ | ૩ ગામ રસ્તાઓની ગંદકી તથા કચરો સાફ કરવો |
| ૮ પારડી | ૮૨ | ૨૯ | ૪ પાદર વિ. સ્થળો સાફ કરવા |
| | ૮૨૬ | ૩૦૫ | |

દુર્લભજી પરાગજી દેસાઈ
પ્રમુખ, જિલ્લા લોકલ બોર્ડ, સુરત

## પરિશિષ્ઠ "ઘ"

### "ઉત્સવ દિન" જે જે ગામોએ ઉજવવામાં આવેલો તેવા ગામોની તાલુકાવાર સંખ્યા

| તાલુકો | તાલુકાના ગામોની સંખ્યા | ઉત્સવ દિન જે ગામોમા ઉજવવામાં આવ્યો તેવા ગામોની સંખ્યા | શેરો |
|---|---|---|---|
| ૧ ઓલપાડ | ૧૧૭ | ૫૯ | આ દિન નીચે પ્રમાણે ઉજવવામાં આવ્યો હતો |
| ૨ ચોર્યાસી | ૯૯ | ૪૯ | |
| ૩ બારડોલી | ૧૩૭ | ૨૯ | (૧) સાથીઆ અગર રંગોળી |
| ૪ માંડવી | ૧૩૬ | — | (૨) પ્રભાત ફેરી |
| ૫ જલાલપોર | ૯૯ | ૪૨ | (૩) ભજનો |
| ૬ ચીખલી | ૯૧ | ૪૯ | (૪) સભાઓ |
| ૭ વલસાડ | ૬૫ | ૩૭ | |
| ૮ પારડી | ૮૨ | ૧૧ | |
| | ૮૨૬ | ૨૭૬ | |

દુર્લભજી પરાગજી દેસાઈ
પ્રમુખ, જિલ્લા લોકલ બોર્ડ, સુરત

# લોકતંત્ર

## [૧]

આ મથાળા નીચે આ માસિકમાં લેખમાળા પ્રગટ કરવામાં આવશે. અત્યારની સ્થાનિક સ્વરાજ્યની તથા પ્રાન્તિક સ્વરાજ્યની સંસ્થાઓ લોકશાસન પદ્ધતિએ ચાલે છે અને હિંદુસ્તાનની ભવિષ્યની સરકાર પણ આ તંત્ર અનુસાર હશે માટે લોકતંત્ર અને તેની પદ્ધતિ, બીજી જાતનાં શાસનતંત્રો સાથે સરખાવતાં કઈ કઈ બાબતોમાં જુદી પડે છે અને તેની શી શી વિશેષતાઓ છે તે આ લેખમાળા મારફતે બતાવવામાં આવશે. જો લોકોને આ વિષયોની માહિતી નહિ હોય તો આવા તંત્રમાં તેઓ રસ અને બુદ્ધિપૂર્વક ભાગ લઈ શકે નહિ.

દુનિયાના બધા દેશોમાં જુદા જુદા પ્રકારની શાસન પદ્ધતિઓ ચાલે છે. દરેક દેશ પોતાની પરિસ્થિતિને અનુસરીને પોતાની સરકારનું બંધારણ ઘડી લે છે. હિંદુસ્તાનમાં વિદેશી રાજ્ય હોવાથી એની સરકારનું તંત્ર ઇંગ્લાંડની પાર્લામેંટ ઘડે છે. પણ હિંદુસ્તાનની મધ્યસ્થ તથા પ્રાન્તિક સરકારો અને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં વત્તા ઓછા અંશે લોકશાસનની પદ્ધતિ અખત્યાર કરવામાં આવે છે અને જ્યારે આપણા દેશે સંપૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્ત કર્યું હશે ત્યારે તેની શાસન પદ્ધતિ આપખુદ નહિ પણ લોક શાસન તંત્ર પ્રમાણેની હશે અને તેથીજ આવી જાતના તંત્રોમાં શી વિશિષ્ટતાઓ હોય છે તે આપણે જાણી લેવી જોઈએ.

પ્રથમ તો આપણે દુનિયાના મુખ્ય મુખ્ય દેશોમાં કેવી જુદા જુદા પ્રકારની રાજ્ય પદ્ધતિ ચાલે છે તેનો વિચાર કરીએ. સામાન્ય રીતે આ પદ્ધતિઓના ચાર પ્રકાર પાડી શકાય. (૧) આપખુદ સરમુખત્યારીવાળી પદ્ધતિ – Totalitarian States – જેવાં કે જર્મની ઈટલી, રશિયા (૨) લોકસત્તાક પદ્ધતિ-અમેરિકા, ફ્રાન્સ, તુર્કસ્તાન (૩) રાજાના વડપણ નીચે ચાલતું લોકશાસન તંત્ર-ઈંગ્લાંડ, જાપાન (૪) રાજશાહી તંત્ર-જેવા કે અફઘાનીસ્તાન, ઈરાન વગેરે. આ વિભાગો ઉપરથી જણાશે કે દુનિયાના બળવાન અને સુધરેલા દેશોમાં પહેલા ત્રણ પ્રકારની રાજ્યપદ્ધતિ ચાલે છે.

### (૧) આપખુદ સરમુખત્યારી તંત્ર

આ તંત્રમાં પ્રજાએ પોતાનો એક નેતા પસંદ કરી લીધેલો હોય છે અગર એવા નેતાએ જ સત્તા પ્રાપ્ત કરી લીધી હોય છે. આખા રાજ્યની મુખ્ય સત્તા એક જ નેતાના હાથમાં હોય છે, અને ખરી રીતે તે કોઈ એક પક્ષનો વડો હોય છે. જો કે ખરી સત્તા એક વ્યક્તિ પાસે હોય છે છતાં પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થાઓ પણ હોય છે અને એ સંસ્થા પણ એકજ પક્ષની હોય છે. દાખલા તરીકે આજે જર્મનીમાં ફક્ત "નેઝીસ્ટ" પક્ષ છે. તેજ પ્રમાણે ઇટલીમાં નાઝી પક્ષ સત્તા પર છે અને રશિયામાં સામ્યવાદી પક્ષજ સત્તા ઉપર છે. આ જાતના તંત્રમાં વિરુધ્ધ પક્ષને સ્થાન નથી અને કોઈ પણ વિરુદ્ધ પક્ષને બળજબરીથી દબાવી દેવામાં આવે છે. આ તંત્રમાં લોક પ્રતિનિધિત્વવાળી સંસ્થાનો અભાવ હોવાથી કોઈ પણ રાજનીતિનો

અમલ ઘણો જલદી થાય છે. આ રાજ્યોમાં આવા તંત્ર સામે પ્રજાનો બળવો જાગતો નથી કારણ કે તે તે દેશના સરમુખત્યાર રાજતંત્ર પ્રમાણિકપણે અને દેશના હિત માટેજ ચલાવે છે. એ દેશોને પણ મોટા આદર્શો સિદ્ધ કરવાના હોય છે અને તેની પછવાડે આખો દેશ પદ્ધતિસર કામ કરે છે. આવા તંત્રમાં વ્યક્તિગત-સ્વાતંત્ર્ય ઘણું ઓછું હોય છે,

### (૨) લોક શાસન તંત્ર

આ તંત્રમાં પ્રજા પોતાના ચૂંટેલા પ્રતિનિધિઓ મારફતે રાજ ચલાવે છે. રાજ્યનો મુખ્ય વહિવટી અમલદાર પણ પ્રજાએજ ચૂંટેલો હોય છે અને તેને પ્રજાએ ઘડેલા બંધારણ પ્રમાણે વહિવટ ચલાવવાનો હોય છે. અમેરિકા, ફ્રાંન્સ અને ટર્કીમાં રાજાને બદલે પ્રજાએ ચૂંટેલો પ્રમુખ મુખ્ય વહિવટી અમલદાર છે.

### (૩) રાજાના વડપણ નીચે લોકશાસન તંત્ર

બીજા અને ત્રીજા વિભાગના તંત્રમાં ઝાઝો તફાવત નથી. પ્રજાના ચૂંટેલા પ્રમુખને બદલે આ પ્રકારના રાજ્યોનો મુખ્ય વહિવટી અમલદાર વંશપરંપરાના ગાદીના હકવાળો રાજા હોય છે. આ રાજા પાસે નામની જ સત્તા હોય છે. કારણ કે તે પ્રજાએ પસંદ કરેલાં પ્રધાન મંડળની નીતિ વિરૂદ્ધ કંઈ પણ કામ કરી શકતો નથી. આવા તંત્રમાં ખરી રીતે પ્રધાનમંડળનો વડો પ્રધાન મુખ્ય સત્તાધારી હોય છે, પણ મહત્વની બાબતમાં તેને પોતાના પ્રધાન મંડળની સલાહ લેવી પડે છે.

### (૪) આપખુદ રાજાશાહી તંત્ર

એકલા રાજાના હાથમાં રાજ્યની બધી સત્તા હોય તેવાં તંત્રો. આવાં તંત્રો દુનિયામાં નહીં જેવાં રહ્યાં છે, અને જે બાકી હશે તે મોડાં વ્હેલાં લોકશાસન તંત્રમાં બદલાઈ જશે.

હવે પછીના લેખમા આ જુદી જુદી જાતની રાજ્યપદ્ધતિનો ઉલ્લેખ કરવામાં આવશે.

દુર્લભજી પરાગજી દેસાઈ



# સૂરત જિ. બોર્ડનું કામકાજ

સુરત જિ. બોર્ડની ત્રિમાસિક સામાન્ય સભા તા. ૮–૭–૩૯ ને શનિવારે સાંજે શ્રી. દુર્લભજી દેસાઇને પ્રમુખપદે મળી હતી તે વખતે નીચેનું કામકાજ થયું હતું.

( ૧ ) પારડી સ્ટેશનથી ઉમરસાડી માછીવાડ રસ્તા માટે ત્યાંની રસ્તા કમિટી તરફથી રૂા. ૫૦૦૦ આવ્યા છે તે અનામત રાખવા ને થયેલા કામનો ખર્ચ લોકોએ આપવો ( ૨ ) ટેગામ (ચીખલી)ની લો. બોર્ડ ધર્મશાળાનું મકાન જીર્ણ થઈ ગયેલું હોવાથી તેના કાટ માલની હરરાજી કરવી. (૩) એરથાણ (ઓરપાડ) ગામે પૂલ બાંધવા માટે સરકાર તરફથી રૂા ૧૯૨૦ની રકમ તેની શરતે સ્વીકારવી ને રૂા. ૭૦૦ ગામ મદદ ને બાકીની રકમ રૂા. ૧૦૦૦) બોર્ડ તરફથી આપવી. ( ૪ ) હિહેણુ–ભરઓધન રસ્તાના અનામત રૂપિયા પાછા લોકોને આપવા ને રસ્તાનું કામ પડતું મૂકવું. ( ૫ ) મુંબઈ યુનિવરસિટી સેનેટની ચૂંટણીમાં 'ગૂજરાત ગ્રુપ' તરફથી જિ. લો. બોર્ડો તરફથી એક બેઠક માટે શ્રી. જીવણલાલ હ. દિવાનને પોતાનો પ્રથમ મત આપવાનું આ બોર્ડ ઠરાવે છે ને પ્રમુખશ્રીને મતપત્રક ભરીને મોકલી આપવાની સત્તા આપે છે. ( ૬ ) અસહકારક અંગે રાજીનામું આપી છૂટા થએલા શિક્ષક ખુશાલભાઈ કસનજી નાયકનું પેન્સન કોન્ટ્રીબ્યુશન ભરવાની સ્કૂલબોર્ડની ભલામણ મંજુર. ( ૭ ) વાઢા ગામના લોકોને બોર્ડની જમીનમાં જાહેર ચોતરો બાંધવાની શરત પ્રમાણે પરવાનગી આપવી. ( ૮ ) રાંદેર મ્યુ. એ સ્કૂલબોર્ડની ગ્રાંટ વિષે હાઇકોર્ટમાં અપીલ કરી છે તે કેસ ચલાવવાની તરફેણમાં જિ. સ્કૂલબોર્ડ નથી એવા તેમના મત સાથે આ બોર્ડ સંમત થાય છે. ( ૯ ) ધટોલી (માંડવી) ગામે સર પી. ટી. યોજના મુજબ બંધાયલી શાળા અંગે માપ કરતાં ૩૧ ગુંઠા વધારે જમીન રોકાયલી હોવાથી તેની મહેસુલ માફી કરવા કલેક્ટરને ભલામણ કરવી. ( ૧૦ ) નિરક્ષરતા નિવારણ અંગે રૂા. ૩૦૦ ના ખર્ચનું જિ. સ્કૂલ બોર્ડનું બજેટ મંજુર કરી સરકારની બહાલી મેળવવી. ( ૧૧ ) ગામ સુધારણા કાર્ય અંગે વ્યક્તિગત 'ગામસેવક'નાં પ્રમાણપત્રો નહિ આપવા પણ ગામવાર આપવાં. ( ૧૨ ) હરિજન ( શીડયુલ ) વર્ગમાંથી વેકસીનેટરની જગ્યા માટે કામ શીખવા ઉમેદવાર નીમવાની સરકારની આવેલી સૂચના અંગે ઠરાવાયું કે હાલ તરત એવી કોઈ જગ્યા ખાલી નથી. ( ૧૩ ) નવસારી–પૂર્ણેશ્વર રસ્તા ઉપર તથા નવસારી–આંટ રસ્તા ઉપર તા. લો. બોર્ડની પરવાનગી લઈ નહાવા કબુલતથી ખાનગી લોકોએ પાકી ગટર બાંધી તેના ઉપર ફુટપાથ કરી પગથીઆં મૂકયા છે તે વિષે કલેકટરે નહાવા કબુલત રદ કરવા લખી મોકલ્યું છે તે પ્રમાણે તે કબુલત રદ કરી લોકોએ મેલું પાણી વહેવડાવવું નહિ એવી તાકીદ આપવી અને આ હુકમનો અમલ ચોમાસું વીત્યેથી તરત જ કરવો, નહિ તો ચોમાસા બાદ કાયદેસર પગલાં લેવાગાં આવશે એમ જણાવવું, રસ્તાની જમીનનો કોઈ પણ ભાગ બોર્ડ પટે આપવા માંગતી નથી. રેલ્વે કંપનીને પણ મેલું પાણી ડ્રેઈન મારફત વહેવડાવે નહિ તેવી વિનતિ કરવી. ( ૧૪ ) બોર્ડનું ઓફિસીયલ વરસ રેવન્યુ વરસ પ્રમાણે કરવા સંબંધી બોર્ડે તા. ૧૯–૧–૩૯ ને રોજ ઠરાવ કરી લખી મોકલ્યું હતું તે બાબતમાં હાલની પ્રથા ચાલુ રાખવા સંબંધી કલેકટર સાહેબનો પત્ર આવ્યો છે તેની નોંધ લઈ કાગળો દફતરે

કરવા. (૧૫) તાલુકાના નાના રસ્તાઓ કે જ્યાં કોઈ ગામને લેવા દેવા ન હોય તેવા રસ્તાઓનું કાર્ય બોર્ડની ગ્રાંટમાંથી જ કરવાની પ્રમુખશ્રીએ આપેલી મંજુરી બહાલ રાખવી ને હવે પછી તેવા કામ માટે પ્રમુખશ્રીને સત્તા આપવી. (૧૬) પારડી તાલુકામાં વૈદકીય સેન્ટર માટે 'રોહીણા' ગામ પસંદ થયું છે તેને બને ત્યાં સુધી કાયમ રાખવું ને માંડવી તાલુકામાં કસાલ સેન્ટર કાયમ રાખવું. (૧૭) રેતી કાંકરીની હરરાજી રેવન્યુ ડિપાર્ટમેન્ટ હસ્તક થાય છે તે પ્રથા બોર્ડના હિતમાં ઈચ્છવાજોગ છે એમ જણાય છે તેથી ચાલુ વહીવટમાં ફેરફાર કરવાની જરૂર નથી. (૧૮) ખરોલી (ગીખલી) ગામના લોકોને પોતાને ખર્ચે કાચું રસ્તું કરવાની ને તેને અંગે ૪૦૦ ચો. ફુટ જમીન નિયત કરવા કલેકટરને ભલામણ કરવી. (૧૯) માલ સામાનના વેપારી શ્રી હીરાલાલ બાબુભાઈના રૂા. ૨૫ ડિપોઝીટ પાછા આપવા. (૨૦) નવા વરસ માટે નીચેની કમિટીઓ નીમવીઃ—

અ સ્ટેન્ડીંગ કમિટિ

શ્રી દુર્લભજી દેસાઈ (પ્રમુખ) ડૉ. ઉત્તમરામ મહેતા શ્રી. ગોપાળજી ડાહ્યાભાઈ, શ્રી. છોટુભાઈ ગુલાબભાઈ, શ્રી. પરાગજી ખંડુભાઈ, શ્રી. લલ્લુભાઈ હરિભાઈ, શ્રી. બાબુભાઈ કાલીદાસ, શ્રી. પ્રેમશંકર ભટ્ટ.

બ. પંચાયત કમિટી

(સ્ટે. કમિટી તેજ પંચાયત કમિટી રહેશે)

ક પ્રોવીડન્ટ ફંડ કમિટી

શ્રી. દુર્લભજી દેસાઈ (પ્રમુખ), શ્રી કલ્યાણજી વિ. મહેતા, શ્રી. મકનજી પટેલ, શ્રી. લલ્લુભાઈ પટેલ.

ड ગામ સુધારણા સપ્તાહ કમિટી

શ્રી. દુર્લભજી દેસાઈ (પ્રમુખ), શ્રી. પ્રેમશંકર ભટ્ટ, શ્રી લલ્લુભાઈ પટેલ, શ્રી. બાબુભાઈ પટેલ, શ્રી. બાબરભાઈ વિઠ્ઠલભાઈ, શ્રી. પરાગજી ખંડુભાઈ, શ્રી છોટુભાઈ ગુલાબભાઈ, શ્રી. ડૉ. ઉત્તમરામ મહેતા, શ્રી. ગોપાળજી ડાહ્યાભાઈ, શ્રી. કલ્યાણજી મહેતા, શ્રી. મકનજી પટેલ, શ્રી. ભગવાનજી સુરજરામ, શ્રી. કપિલરામ વ્યાસ, શ્રી. અહમદ દાવજી પટેલ.

ई તાલુકાના ચેરમેનો

તાલુકા કમિટીઓના ચેરમેનો તરીકે નીચેના સભ્યોની નીમણુંક કરવીઃ—

**ચોર્યાસી** શ્રી લલ્લુભાઈ હરિભાઈ, **ઓરપાડ** શ્રી. બાબુભાઈ કાલીદાસ, **બારડોલી** શ્રી. કપિલરામ વ્યાસ, **માંડવી** શ્રી. પ્રેમશંકર ભટ્ટ, **જલાલપોર** શ્રી. પરાગજી ખંડુભાઈ, **ચીખલી** શ્રી છોટુભાઈ ગુલાબભાઈ, **વલસાડ** શ્રી. ગોપાળજી ડાહ્યાભાઈ, **પારડી** ડૉ ઉત્તમરામ મહેતા. (૨૧) ગામ સુધારણા, સ્થાનિક સ્વરાજ્ય વિ. ઉપર પત્રિકા, માસિક માટે રૂા. ૧૦૦ મંજુર કરવા. (૨૨) વલસાડ મ્યુ. નો તોલ માપના અમલના જોડાણમાં કાયમને માટે ઠરાવ આવ્યો છે. પણ હાલ તરત બે વર્ષ માટે જોડાણ રાખવાનું આ બોર્ડ ઠરાવે છે. (૨૩) તરસાડા હોડીઘાટ પર મોટી હોડીની જરૂર નથી ને નાની ચાલુ છે કે કેમ તે વિષે તપાસ કરાવવી. (૨૪) મોરાઈ (પારડી) ગામની શાળાનું મકાન ચાર્જમાં લેવાનો સ્કૂલબોર્ડનો ઠરાવ બહાલ. (૨૫) કોસાડ ગામે અંગ્રેજી વર્ગ કાઢવાનો સ્કૂલબોર્ડનો આવેલો ઠરાવ મંજુર. (૨૬) સાંકળી (બારડોલી)ના લોકો શાળાનું મકાન બાંધવાની જવાબદારી લેવા ખુશી છે

તે બોર્ડની શરતો પ્રમાણે તે કામ તેમને સોંપવું. (૨૭) પલસાણા (પારડી) ગામના ભગવાનજી અમ્બુભાઈ જોશી પોતાના ખર્ચે કુવો બંધાવી હાથરેંટ મૂકાવી આપવા માગે છે તેમ કરવા સ્કૂલબોર્ડે આપેલી પરવાનગી બહાલ રાખવી (૨૮) ચાલુ વરસમાં રૂા. ૨૫૦ ઉપરનાં નીચેનાં ખાસ મરામતનાં કામોની સ્કૂલબોર્ડની આવેલી ભલામણ મંજુર કરવીઃ—

અગામા નિશાળ—(પારડી) રૂા. ૩૮૦

સલવાવ નિશાળ—(પારડી) રૂા. ૫૯૦

(૨૯) રાંદેર અંગ્રેજી ક્લાસનો વહીવટ સ્કૂલબોર્ડના ઠરાવ જોતાં બોર્ડની શરત પ્રમાણે લેવો. (૩૦) જિ. બોર્ડ ને સ્કૂલબોર્ડ તરફથી એક એકત્રિત માસિક કઢવાની પ્રમુખશ્રીએ રજુ કરેલી યોજના મંજુર કરી તેની ખોટના સ્કૂલબોર્ડના અર્ધા ફાળાના રૂા. ૪૦૦ સુધી પ્રાઇમરી એજ્યુકેશન ફંડમાંથી આપવા તેમજ બાકીની ખોટના અડસટ્ટે રૂા. ૪૦૦ ડી. લો. બોર્ડ રિઝર્વમાંથી રિએપ્રોપ્રીએશન કરવા. (૩૧) બોકસ કલવટ અને હ્યુમપાઇપ બનાવવામાં શું ખર્ચ આવે તે માટે બોર્ડના એન્જીનીઅરનો રિપોર્ટ મંગાવવો તે પછી બોર્ડમાં રજુ કરવો. (૩૨) ગામ સુધારણા કમિટીએ આદર્શ ગામની વ્યાખ્યાઓ મોકલી છે તે સ્વીકારવામાં આવે છે. (૩૩) અસહકારને અંગે રાજીનામું આપનાર શિક્ષક લાલદાસ મંછારામ વિષે ડિ. પી. આઇ. ના આવેલા જવાબ અંગે એ અંગે વધુ કંઇ કરવા જેવું નથી એવી સ્કૂલબોર્ડની આવેલી ભલામણ બહાલ રાખવી (૩૪) મુંબઇ ઇલાકાની નાના બંદરોની તપાસ કમિટીએ જ્યાં જેટીઓ બંધાય તે ડિ. બોર્ડોએ નીભાવવી જોઇએ એવી શરત જણાવી છે તે સ્વીકારવા આ બોર્ડ સંમત નથી. (૩૫) લો. માન્ય બાળગંગાધર તિલકનો તા. ૧-૮-૩૫નો સંવત્સરીનો દિવસ વૃક્ષારોપણ દિન તરીકે ઉજવવાનો નક્કી કરવો ને એ વિષે યોગ્ય કરવા પ્રમુખશ્રીને સત્તા આપવામાં આવે છે. (૩૬) ચાલુ વરસમાં ગામ સુધારણા અંગે રૂા. ૩૦૦ની ગ્રાંટ મંજુર. (૩૭) સુરત ગવીયર રસ્તા ઉપર મગનબ્હેન ગજ્જરને યોગ્ય નોટીસ આપવા છતાં ગંદા પાણીનો નિકાલ થાય છે તે માટે તેમની સામે કાયદેસર પગલાં લેવાની પ્રમુખશ્રીને સત્તા આપવી. (૩૮) વેડછી શિક્ષક તાલીમ વર્ગનો બધો વહિવટ વેડછી ઉદ્યોગ વિદ્યાલયને સોંપી દેવાનો સ્કૂલબોર્ડનો ઠરાવ બહાલ રાખવો ને તે અંગે આવેલું સપ્લીમેન્ટરી બજેટ મંજુર કરવું. (૩૯) નિરક્ષરતા નિવારણની સ્કૂલબોર્ડની યોજનાને સરકારની મંજુરી મળે ત્યાં સુધી રૂા ૧૦૦૦૦ અનામત તરીકે એડલ્ટ એજ્યુકેશન ફંડમાંથી સરકાર પાસે માંગવાનો જી. સ્કૂલબોર્ડનો ઠરાવ બહાલ. (૪૦) પારડી તાલુકાના વાપી ગામની લો. બોર્ડ ધર્મશાળાનું હવેથી ભાડું લેવું (૪૧) બાળવર્ગમાં, પરીક્ષા થયા પછી બે મહિનાની અંદર દાખલ કરવા અંગે ડી. પી આઇ. ના આવેલા પત્રના જવાબમાં જિ સ્કૂલબોર્ડે ૭ મહિના સુધીની મુદ્દત માટે માગણી કરવા કરેલા ઠરાવને બહાલી આપવી. (૪૨) બારડોલી તાલુકામાં મઢી (એલોપથીક) અને ગોડધા, (આયુર્વેદિક) મથકે દવાખાનાં ખોલવાં. (૪૩) વાડા ગામની શાળાનું મકાન ચાર્જમાં લેવું.

# જિલ્લા સ્કૂલબોર્ડની કાર્યવાહી

સુરત જિલ્લા સ્કૂલબોર્ડની સભા ગઇ તા. ૨૯ મી જુલાઈએ શ્રી. કલ્યાણજી વિ. મહેતાને પ્રમુખપદે મળી હતી તે વખતે નીચેનું કામકાજ થયું હતું.

ઠરાવો:—(૧)કેળવણીના પ્રચાર માટે નીચેની ત્રણ ભલામણો સરકાર પાસે મંજૂર કરાવવા લો. ઓ. ને ભલામણો કરવામાં આવે છે. [अ] શિક્ષકોની તંગીવાળી શાળાઓ માટે વધારાના શિક્ષકો આપવાની [ब] ૪૦૦ થી ૭૦૦ સુધીની વસ્તીવાળા શાળા વિનાનાં ગામોમાં શાળા ખોલવાની [क] લો બો. શાળાઓમાં પૂરાં ધોરણવાળી ૨૦૦ શાળાઓમાં રૂા. ૨૦ સુધીનાં અને બાકીની શાળાઓમાં રૂા. ૧૦ સુધીની કિંમતનાં શિક્ષકોને ઉપયોગી થઈ પડે એવાં પુસ્તકો અને સામયિકો આપવાની. [૨] જલાલપુર તાલુકામાં ફરજીયાત કેળવણી દાખલ કરવાની એ. ઓ તરફથી રજુ થયેલી યોજના હાલ તરત મુલતવી રાખી તે વિષે વિચાર કરવા નીચેના સભ્યોની સાત કમિટી નીમવામાં આવે છેઃ—[૧] શ્રી. કલ્યાણજી વિ. મહેતા (ચેરમેન), [૨] શ્રી. જ્યોત્સનાબ્હેન શુકલ (વાઇસ-ચેરમેન), [૩] શ્રી. ઇશ્વરલાલ નાગરજી નાયક, [૪] શ્રી. બાલુભાઇ કાલિદાસ પટેલ, [૫] શ્રી લલ્લુભાઈ હરિભાઈ પટેલ, [૬] શ્રી. પ્રિતમલાલ મઝમુદાર. (૩) લો. ઓ. ની મંજુરીની અપેક્ષાએ એ. ઓ. તરફથી જિલ્લાની શાળાઓમાં ત્રીજા ધોરણ સુધી શીફ્ટ પદ્ધતિ દાખલ કરવાની રજુ થયેલી ભલામણ મંજૂર કરવામાં આવે છે. એનો અમલ તા. ૧-૮-૩૯ થી થશે. હાલમાં શાળામાં વધી ગયેલી સંખ્યાને પહોંચી વળવા હાલ તુરત ૧૦૦ માનદ શિક્ષકો લો. ઓ. ની મંજૂરીની અપેક્ષાએ .. .ાની મંજૂરી આપવામાં આવે છે.(૪) એક શિક્ષકવાળી ૫૦ કરતાં વધુ સંખ્યાવાળી ૪૮ શાળાઓમાં અને જુલાઈ ૧૯૩૯ ના આંકડા મળ્યા પછી તેમાં જેટલી શાળાઓ ૫૦ કે તેથી વધુ સંખ્યાવાળી હોય તેમને માટે પણ વધારાના શિક્ષક તાકીદે રાખવાની મંજૂરી આપવા લો. ઓ. ને ભલામણ કરવામાં આવે છે ને તેની સરકારી મંજૂરી તાકીદે મેળવવા પણ ભલામણ કરવામાં આવે છે. (૫)–अ જે ગામલોકોએ પોતાના ગામમાં વર્ગ કઢાવવા વિના ભાડાનું મકાન આપવાની કબૂલત આપી હોય તેવા ગામોના વર્ગોના ભાડા માટે માગણી કરવામાં આવે તો તે મજૂર ન કરવાનું આ બોર્ડ ઠરાવે છે. તે પ્રમાણે પીપજોદ (ચોર્યાસી) તથા નવા ફળીઆ [જલાલપોર] ના ગામલોકોને જવાબો આપવા. [ब] ગોલવડ (ચીખલી) ના ગામલોકોને શાળાના મકાન અંગે દેવું છે, તેમણે ભાડાની માગણી કરી છે પણ ઉપરના ઠરાવ પ્રમાણે ભાડું આપી શકાય નહિ પણ ગામલોકો એ મકાન બોર્ડને સોંપવાને રાજી હોય તો તેને ચાર્જમાં લેવા અને આર્થિક સ્થિતિ અનુસાર મરામત કરવાની જવાબદારી લેવા બોર્ડ યોગ્ય કરશે. [क] દાંડી (જલાલપુર)ની શાળામાં શીફ્ટ પદ્ધતિ દાખલ કરવાની હોવાથી વધારાના મકાનની જરૂર નથી તેથી જુના મકાનનું માસિક ભાડું રૂા. ૨ તા. ૧-૮-૩૯ થી માટે ઠરાવં આપ્યો છે. પણ ગામલોકોએ જરૂરી મરામત કરવી પડશે ને ભાડાની રક-
(૨૩) તરસાડા હોડીઘાટ પર મોટાં જ કરવો. (૬) જામણીઆ (વાલોડ)ની શાળા માટે તપાસ કરાવવી. (૨૪) મોરાઈ (પારડી) રૂા. ૨ ના ભાડાથી તા. ૧-૭-૩૯ થી રાખવાની ઠરાવ બહાલ. (૨૫) કોસાડ ગામે અ ન સાહેબે આપેલી પરવાનગીને બહાલ રાખવામાં
(૨૬) સાંકળી (બારડોલી)ના લોકો શ

આવે છે. (૭) લો. બો. શાળાઓમાં ભણુના ગરીબ વિદ્યાર્થીઓની વાર્ષિક આવક જોઈ ફી માફ કરવાની સત્તા ચેરમેન સાહેબને આપવામાં આવે છે. (૮) ગેડસંબા કન્યા છાત્રાલયનું મકાન બાંધવા માટે રૂા. ૧૬૫૦નું સપ્લીમેન્ટરી બજેટથી પ્રોવીઝન કરવામાં આવેલું છે, માટે એ પૈસાનો ખર્ચ સ્કુલબોર્ડ ફંડમાંથી કરવા લો. બો. ને ભલામણ કરવી. (૯) જીલ્લાની લો. બો. શાળાઓમાં હિંદી દાખલ કરવા વિષે ડી. પી. આઈ. ના આવેલા પત્ર પરથી ઠરાવ કરવામા આવ્યો કે જે જે શાળાઓમાં હિંદુસ્તાની જાણનારા શિક્ષકો હોય અથવા જ્યાં જ્યાં લાયકાતવાળા સેવાભાવી ગૃહસ્થો આ વિષય શીખવવા તત્પર હોય તેવી શાળાઓમાં હિંદુસ્તાનીનું શિક્ષણ દાખલ કરવાનું ધોરણ આ બોર્ડ સ્વીકારે છે એમ ડિ પી. આઈ. ને જણાવવું. (૧૦) નાના તાઈવાડ (વલસાડ)ની મોહંમદી મહેરીયે ઇસ્લામના સેક્રેટરીએ રાત્રિશાળા ચાલુ કરી તેમાં અરબી, ઉર્દુ અને અંગ્રેજીનું શિક્ષણ આપવાની પરવાનગી માગી છે, તે વિષે ઠરાવવામાં આવે છે કે પ્રૌઢશિક્ષણનું કાર્ય આ જિલ્લામાં સ્કૂલબોર્ડે પોતાની સીધી દેખરેખ નીચે ઉપાડેલું હોવાથી અને સદરહુ મકાનોમાં ત્યાંના મુનશીઓએ રાત્રિશાળા ચાલુ કરી દીધી હોવાથી ને સરકારની પ્રૌઢશિક્ષણ સમિતિએ નક્કી કરેલા અભ્યાસક્રમ પ્રમાણે જ શિક્ષણ આપવાનું હોવાથી તેમાં ધાર્મિક ને અંગ્રેજી શિક્ષણનો સમાવેશ થતો ન હોવાથી માંગવા મુજબની પરવાનગી આપી શકાય નહિ (૧૧) તા ૧૦ મી ઓક્ટોબર ૧૯૨૪ થી તા. ૨૭ મી ઓક્ટોબર ૧૯૩૩ સુધીમાં વડોદરા ને રાજકોટ ટ્રે. કોલેજના સર્ટીફિકેટવાળા શિક્ષકોને રાખ્યા હોય તેમના વરસવાર પગારના વધારા વિષે ઠરાવવામાં આવ્યું કે આવા શિક્ષકોને નોકરીમાં દાખલ થતી વખતે ક્વોલીફાઈડ શિક્ષક તરીકે પગાર આપવાનું નક્કી કરેલું હોવાથી આ બોર્ડ તેમનો પાછલો વધારાનો ફાળો આપવાની જવાબદારી લેવા તૈયાર નથી એમ ડી. પી. આઇ. ને જણાવવું. (૧૨) તડકેશ્વર ઉર્દુ કન્યાશાળાના મકાનનું માસિક ભાડું તા. ૧-૮-૩૯ થી રૂા. ૪)ને બદલે રૂા. ૫) ગણવું. (૧૩) વેડછી (વાલોડ)ની લો બો શાળા માટે હાલના મકાનમાં વધારાની જગા રૂા. ૧)ના માસિક ભાડાથી લેવાની ચેરમેન સાહેબે આપેલી પરવાનગીને બહાલી આપવી. (૧૪) ખડસુપા (જલાલપુર)ગામના લોકોને બોર્ડની આર્થિક સ્થિતિ અને વિદ્યાર્થીઓની વધતી જતી સંખ્યાને લીધે ભાડું નહિ લેવાનું ચાલુ રહેલું ધોરણ ચાલુ રાખવાની વિનતિ કરવી. (૧૫) સસ્રોણના મુસ્લીમોએ ઉર્દુ વર્ગ ખોલવાની અરજી કરી હતી તે વિષે નીચેની શરતે ઉર્દુ વર્ગ ખોલવાની મંજુરી આપવામાં આવે છે. [૧] ઉર્દુ વર્ગ માટે અરજદારોએ વગર ભાડાનું મકાન તથા ફરનીચર આપવું. [૨] એ વર્ગમાં ૪૦ કે તેની આસપાસની સંખ્યા કરી આપવી પડશે ને તે નિભાવવી પડશે. (૧૬) તીતવા વર્ગને સ્વાદલા તાબે ને બુરવાડા વર્ગને વાલોડ સ્કૂલને તાબે તા. ૧-૮-૩૯થી જોડવા. (૧૭) પ્રોવીડન્ટ ફંડને અંગે કામ ઘણું વધી જવાથી એ ખાતે ૨૫-૨/૫-૫૫ ના ગ્રેડની એક કલાર્કની જગ્યા મંજુર કરવા ને તેના ખર્ચ માટે સરકારી મંજુરી મેળવવા લો. બો. ને ભલામણ કરવામાં આવે છે. (૧૮) બીગરાડ ક્લાસના બાળકોની રમતગમત માટે સરકારી સર્વે નં. ૧૦૧ ભાગમાંથી ૧૪ ગુંઠા ૪૨ ચો વાર જમીન રેવન્યુ ફ્રી મેળવવા લો. બો. ને ભલામણ કરવી. (૧૯) સ્કૂલબોર્ડ ઓફિસના ક્લાર્ક મી. ગુલાબભાઈ દલપતભાઈ દેસાઈનું રાજીનામું સ્કુલબોર્ડની મંજુરીની અપેક્ષાએ મંજુર કર્યું હતું તેને બહાલી

# સફાઈ ગીત

ચાલો ઉઠોને આજ કરીએ સફાઈ,
નાનાં ને મોટાં બહેનો ને ભાઈ.

કચરાનો પાર નહીં,
પૂંજો અપાર અહીં,

ભૂંડું તે ભૂખ જેવું ના રે સહેવાય.
ચાલો ઉઠોને આજ કરીએ સફાઈ.

આંગણીઆં વાળીએ,
શેરીઓ ઉજાળીએ,

રંગોળી રંગ ઘેર ઘેરે સોહાય,
ચાલો ઉઠોને આજ કરીએ સફાઈ.

અ મે અ મા રા,
ભં ગી થ ના રા,

ખંખેરી નાંખી ખોટી મોટાઈ,
ચાલો ઉઠોને આજ કરીએ સફાઈ.

મા તા બ ધાં ની,
ભં ગી સ દા ની,

તોયે એની રજ માથે લેવાય,
ચાલો ઉઠોને આજ કરીએ સફાઈ.

વા યુ યે ભં ગી,
વ ર સા દે ભં ગી,

મોટા ભંગી દાદા સૂરજ સોહાય,
ચાલો ઉઠોને આજ કરીએ સફાઈ.

અં ધા રાં કા પ વાં,
અ જ વા ળાં વે ર વાં,

સાચો ધરમ એ સાચી સફાઈ,
ચાલો ઉઠોને આજ કરીએ સફાઈ.

**ચીમનલાલ ભટ્ટ**

# કાયદાનું સામાન્ય જ્ઞાન

Ignorance of law is no excuse "કાયદાની અજ્ઞાનતા એ બચાવ નથી" એ કાયદાનો સામાન્ય સિદ્ધાંત છે. કાયદાઓની લોકોને ખબર છે એમ માની લઈને જ કોર્ટો કામ કરે છે. સરકાર તો કાયદો પોતાના ગેઝેટમાં પ્રસિદ્ધ કરે છે અને તે લોકો વાંચે છે એ માન્યતા ઉપર આ સિદ્ધાંત રચાયો છે. તેથી જ ગામડાના લોકોને વ્યવહારમાં ઉપયોગી થય એવા કાયદાઓ વિષે સામાન્ય માહિતી આપવાની જરૂર લાગે છે. આપણા ગામ સમાજનો મોટો ભાગ અશિક્ષિત હોવાથી દેશમાં અનેક કાયદાઓ ચાલે છે, તેનું તેમને જ્ઞાન ન હોય એ સ્વાભાવિક છે. ગામડામાં જે લોકો ગુજરાતી પાંચ સાત ચોપડી ભણી ખેડુતનો ધંધો કરે છે તેમને પણ આવા કાયદાઓના મૂળતત્ત્વનું જ્ઞાન હોતું નથી. અને તેથી તેમને સરકારી કચેરીનું કંઈ કામ પડે એટલે બીજા પાસે સલાહ માટે જવું પડે છે. આ પરિસ્થિતિને લીધે લોકોને અનેક મુશ્કેલીઓ વેઠવી પડે છે અને તેમના આ અજ્ઞાનનો બીજાઓ અઘટિત લાભ પણ લે છે આને લીધે વધારે અનિષ્ટ તો એ થાય છે કે લોકોમાં એક જાતની ન સમજી શકાય એવી ભયની લાગણી રહે છે. દાખલા તરીકે આજે ઘણા ગરીબ વર્ગો તરફથી એવી ફરિયાદ સાંભળવામાં આવે છે કે ગામડાના કેટલાએક પટેલો તેમને ત્રાસ આપે છે. આ ત્રાસ અને ભયની લાગણીનું કારણ લોકોની અજ્ઞાનતાનો છે. થોડે'ઘણે અંશે આવો ભય આખી પ્રજામા રહેલો છે. જો તેમનું કાયદાવિષયક જ્ઞાન વધે તો તેઓ ભયમુક્ત થશે ભયની પછવાડે ગરીબાઈ અને અજ્ઞાનતા રહેલાં છે. આવા ભયવાળા જીવનને સાચું જીવન કહી શકાય નહિ. સાચા સ્વરાજ્યમાં પ્રજાના કોઈ પણ માણસને ભય ન હોવો જોઈએ. આ ભયની લાગણીને અને સરકારી તંત્રને નિકટનો સંબંધ છે. કોઈપણ વિદેશી સરકાર બીજી પ્રજા ઉપર ભયથી જ રાજ કરી શકે છે. અને તથી ઉપરથી તે નીચે સુધીના બધા અમલદારો સત્તા અને રૂઆબથી જ પ્રજા સાથે કામ લે છે. આને બદલે સાચું સ્વરાજ હોય તો સરકારનો દરેક નાનો મોટો નોકર પોતાને પ્રજાનો સેવક માને છે અને તે રીતે પ્રજા સાથે વર્તે છે. આજે હિંદુસ્તાનના ૧૧ પ્રાંતોમાંથી ૮ પ્રાંતોનો વહિવટ મહાસભાની સરકારો ચલાવે છે. તેમનો હેતુ સાચું સ્વરાજ્ય સ્થાપવાનો છે. આ સાચું સ્વરાજ્ય એક બાજુએ લોકો નિર્ભય બને, અને બીજી બાજુએ સરકારી નોકરો પોતાનો ધર્મ પ્રજાના સેવક તરીકે કામ કરવાનો છે એમ સમજે તો જ આવે. સરકારી તંત્ર સાથેના કામકાજમાં લોકો નિર્ભય અને બહારની સલાહ ઉપર આધાર રાખ્યા સિવાય સ્વાવલંબી થઈને જીવે એ સ્થિતિ લાવવી હોય તો રોજના ઉપયોગી કાયદાઓનાં મૂળતત્ત્વોનું જ્ઞાન તેમને આપવું જ જોઈએ. ગામડાના લોકો માટે આવા જરૂરી કાયદાઓ પૈકી મુખ્ય મુખ્ય નીચે પ્રમાણે છે. **(૧) ફોજદારી કાયદામાંથી ફલિત થતા નાગરિક તરીકેના હક્કો (૨) જમીન મહેસુલનો કાયદો (૩-૪) લો. બોર્ડ અને ગામ પંચાયતના કાયદાઓ (૫) ઋણ રાહતનો કાયદો (૬) ગણોત નિયમનનો કાયદો** વગેરે, તેથી "કાયદાનું સામાન્ય જ્ઞાન"ના મથાળા નીચે હવે પછીના આ માસિકના અંકોમાં જુદા જુદા કાયદાઓનાં મૂળતત્ત્વો સમજાવવાની કોશિષ કરવામાં આવશે.

દુર્લભજી દેસાઈ

# મારી નિશાળમાં

[ આવો રમારણ હો, મારે નેમવડે.....રાહ ]

આવો સાહેલડી હો, મારી નિશાળમાં
ભણતરનાં પાઉં અમીડાં રે
સાહેલડી હો – મારી નિશાળમાં.

મારી નિશાળનું નિશાન ગામને છેડે સાહેલડી
જાણે છે કોક જાણનાર
સાહેલડી હો – મારી નિશાળમાં.

મારી નિશાળમાં હો કે રોજ ઘંટ વાગે સાહેલડી
સૂણે છે કોક સૂણનાર
સાહેલડી હો – મારી નિશાળમાં.

મારી નિશાળમાં હો કે રંક રાય આવે સાહેલડી
આવે છે કોક આવનાર
સાહેલડી હો – મારી નિશાળમાં.

રેલાવે રેંટિયો હો કે મારાં ભણતર સાહેલડી
કાંતે છે કોક કાંતનાર
સાહેલડી હો – મારી નિશાળમાં.

ઉંડાં અંધારિયાં હો ઉલેચવા ઘૂમો સાહેલડી
ઘૂમે છે કોક ઘૂમનાર
સાહેલડી હો – મારી નિશાળમાં.

સ્વાદ અણમૂલો હો ભણતરના રસનો સાહેલડી
ચાખે છે કોક ચાખનાર
સાહેલડી હો – મારી નિશાળમાં.

જાગો,જગાવો જ્ઞાન-જ્યોત, ઘેર ઘેર હોંસે સાહેલડી
જાગે છે કોક જાગનાર
સાહેલડી હો – મારી નિશાળમાં.

મકનજી પટેલ



# સૂરત જિલ્લાની રાત્રિશાળાઓ

સુરત જિ. સ્કૂલ બોર્ડની નિરક્ષરતા નિવારણ યોજના અંગે તાલુકાવાર નીચે પ્રમાણે રાત્રિશાળાઓ ચાલુ થઈ ચૂકી છે :—

| | તાલુકો | શાળાની સંખ્યા | ભણનાર પુરુષ | સ્ત્રી | કુલ |
|---|---|---|---|---|---|
| (૧) | ઓલપાડ | ૪૧ | ૧૨૫૦ | ૨૫૦ | ૧૫૦૦ |
| (૨) | ચોર્યાસી | ૬૩ | ૧૬૫૦ | ૨૪૪ | ૧૮૯૪ |
| (૩) | માંડવી | ૪૧ | ૧૨૨૫ | ૭૪ | ૧૨૯૯ |
| (૪) | બારડોલી (વાલોડ) | ૭૧ | ૨૦૩૦ | ૨૩૧ | ૨૨૬૧ |
| (૫) | જલાલપોર | ૪૮ | ૧૨૨૩ | ૨૭૪ | ૧૪૯૭ |
| (૬) | ચીખલી | ૩૧ | ૮૯૬ | ૧૫૮ | ૧૦૫૪ |
| (૭) | વલસાડ | ૩૬ | ૬૨૧ | ૭૬ | ૬૯૭ |
| (૮) | પારડી | ૩૪ | ૧૧૯૭ | ૮૨ | ૧૨૭૯ |
| | | ૩૬૫ | ૧૦૩૯૨ | ૧૪૨૯ | ૧૧૮૨૧ |

# સૂરત જિલ્લા નિ. નિ. ફંડ

સુરત જિ. નિ. નિ. ફંડમાં રૂા. ૫૦૯-૬-૦ મળ્યા છે. તે આભાર સાથે સ્વીકારવામાં આવે છે.

| નંબર | નામ | ઠેકાણું | કિંમત રૂા. આ. પા. |
|---|---|---|---|
| ૧ | શ્રી. ચૈતન્યલાલ એસ. ઠક્કર, | સૂરત, | ૧૦૦-૦-૦ |
| ૨ | ,, શેઠ ઇસાભાઇ ફૈઝુલ્લાભાઇ | સૂરત, | ૨૫-૦-૦ |
| ૩ | ,, ધનરાજ જે. પરમાર | સૂરત, | ૨૫-૦-૦ |
| ૪ | ,, ઓન. મગળદાસ પકવાસા. | મુંબઇ, | ૨૫-૦-૦ |
| ૫ | ,, કેશરીચંદ ભાણાભાઇ | બીલીમોરા | ૨૫-૦-૦ |
| ૬ | ,, મોરારભાઈ ભીખાભાઇ રાંદેરીયા, | રાંદેર. | ૨૫-૦-૦ |
| ૭ | ,, વલ્લભભાઇ ગોપાળજી પટેલ | ભાગ તા. ચોર્યાસી | ૨૫-૦-૦ |
| ૮ | ,, પરભુદાસ ગગાદાસની પેઢી, | રામપુરા, સુરત | ૧૫-૦-૦ |
| ૯ | ,, ચુનીલાલ રામચંદ્ર શેલત, પહેલો હપ્તો. | પુના | ૧૧-૦-૦ |
| ૧૦ | ,, ચુનીલાલ રામચંદ્ર શેલત, બીજો હપ્તો. | વીલેપાર્લે | ૧૧-૦-૦ |
| ૧૧ | ,, હસનઅલી અબદેઅલી મસબારી, | સૂરત, | ૧૦-૦-૦ |
| ૧૨ | ,, મણિભાઈ જમનાદાસ કાપડીઆ, | ગણદેવી, | ૫-૦-૦ |
| ૧૩ | ,, ચંદુલાલ જમનાદાસ કાપડીઆ, | ગણદેવી. | ૫-૦-૦ |
| ૧૪ | ,, ડૉ. એન. એ. ચુથી. | મુંબઈ, | ૫-૦-૦ |
| ૧૫ | ,, મણીભાઈ ડી. દેસાઈ, | આમલીરાન સરત | ૫-૦-૦ |
| | | | ૩૧૭-૦-૦ |

(આ

# સમાચાર સંગ્રહ

## જુલાઈ-ઑગસ્ટની રોજનીશી

તા. ૧-જુલાઈ—મુંબઈ સરકારે પાઠ્યપુસ્તકો તૈયાર કરવા ને પસંદ કરવા એક સમિતિ નીમી છે. એ કમિટીએ પહેલી તકે પોતાનો હેવાલ સરકાર સમક્ષ રજુ કરવાનો છે. એ સમિતિમાં શ્રી. પાવટે (ચેરમેન), શ્રી. સૈયદ નરુલ્લા, મીસ એમી. રૂસ્તમજી, મીસ સુવભા પવંદીકર, શ્રી. એમ. આર. તાવડે, અમદાવાદની પી. આર. ટ્રેનીંગ કૉલેજના પ્રિન્સીપાલ, અને ધારવાર ટ્રેનીંગ સ્કૂલના પ્રિન્સીપાલ એટલા સરકારી માણસો છે. બીન સરકારી સભ્યોમાં શ્રી લીલાવતી મુનશી, શ્રી. કરડીકર, શ્રી એમ. કે વોગ, શ્રી. ભ્રેલવી, શ્રી. નરહરિ પરીખ, શ્રી. નૃસિંહપ્રસાદ ભટ્ટ, શ્રી શંકર દત્તાત્રય જાવડેકર, શ્રી. કારખાનીસ, શ્રી. લીમયે અને શ્રી. જગતાપ છે સમિતિના મંત્રી શ્રી લાલભાઈ દેસાઈ છે.

—વ્યાયામ માટેનાં સાધનો માટે સુરત જિલ્લામાં સરકાર તરફથી આશરે ૩૦૦૦ની ગ્રાંટ મળનાર છે જે ગામના લોકોને વ્યાયામનાં સાધનોની જરૂર હોય તેમણે ૩/૪ ભાગના પૈસા ભાગ મદદ તરીકે આપવાની કબુલાત સાથે સુરત જિ. સ્કૂલબોર્ડના ચેરમેનને અરજી કરવાનું જાહેર થયું.

તા. ૬—બારડોલી તાલુકા નિરક્ષરતા નિવારણ સંઘની સભા શ્રી. કલ્યાણજી વિ. મહેતાના પ્રમુખપદે મળી હતી તે વખતે તાલુકામાં પ્રૌઢ શિક્ષણની પ્રવૃત્તિને વધુ વેગ મળે તેવો કાર્યક્રમ ઘડાયો હતો.

—બારડોલી તા લો બોર્ડ કમિટીની સભા મળી હતી. તે પ્રસગે તાલુકાનું વિગતવાર કામ સભ્યોને સોંપાયું હતુ.

તા. ૭—તલાટીઓ અને સર્કલ ઈન્સ્પેકટરોએ અક્ષરજ્ઞાન માટે અભણ પછાત લોકોને સમજુત આપવી અને જ્યાં જ્યા પ્રૌઢ શિક્ષણના વર્ગો ચાલતા હોય ત્યા તે લોકો જઈ શકે ને અક્ષરજ્ઞાન મેળવી શકે તે માટે પ્રબંધ કરવો એવો હુકમ મુંબઈ સરકારે બહાર પાડયો છે.

—સરદાર વલ્લભભાઈ મુંબઈથી સુરત આવી બારડોલી ગયા હતા. તેમણે બારડોલીમાં એક ઇસ્પિતાલ બાંધવા માટે જમીન વિ.ની તપાસણી કરી હતી.

તા. ૮—સુરત જિ. બોર્ડ ને સ્કુલ બોર્ડના પ્રમુખોએ એક નિવેદનદ્વારા લોકોને પોતાની ફરિયાદની અરજી નનામી નહિ પણ નામ સાથે કરવાની અપીલ કરી.

તા. ૯—સુરત શહેર પ્રૌઢ શિક્ષણ સમિતિએ આજથી એક અઠવાડિયા સુધી સરઘસો કાઢી પ્રૌઢ શિક્ષણની પ્રવૃત્તિને વેગ આપવાનો કાર્યક્રમ ઘડયો હતો

—મુંબઈ ઈલાકા પ્રૌઢ શિક્ષણ સમિતિની સભા સુરત જિ. લો બોર્ડની કચેરીમાં મળી હતી. તે પ્રસગે સમિતિના પ્રમુખ શ્રી. ભાગવત ઉપરાંત બીજા સભ્યો પણ હાજર હતા જિ. બોર્ડના પ્રમુખ શ્રી. દુર્લભજી દેસાઈ ને સ્કુલબોર્ડના ચેરમેન શ્રી. કલ્યાણજીભાઈ પણ હાજર હતા. સમિતિએ સુરત જિ. સ્કુલ બોર્ડની નિરક્ષરતા નિવારણની યોજના વિષે ચર્ચા કરી હતી.

લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટીટ્યુટ (મુંબઈ) તરફથી પ્રગટ થતા ત્રૈમાસિક "સ્થાનિક સ્વરાજ્ય"ના સહતંત્રી શ્રી પ્રાણલાલ કીરપરામ દેસાઈની જગ્યાએ શ્રી. દુર્લભજી પરાગજી દેસાઈએ કામ કરવાનું સ્વીકાર્યું

તા. ૧૫—મુંબઇ સરકારે ઇલાકાના બધા જિલ્લાઓ માટે રૂરલ ડેવલપમેન્ટ બોર્ડ સ્થાપવાનું નક્કી કર્યું.

તા. ૧૬—સુરત જિ. લો. બોર્ડના પ્રમુખ શ્રી દુર્લભજી દેસાઇએ નિવેદનદ્વારા જિલ્લાની પ્રજાને તા. ૧ લી ઓગસ્ટે તિલક મહારાજની સંવત્સરી દિને 'વૃક્ષારોપણ દિન' ઉજવવાની અપીલ કરી.

તા. ૧૯—સુરત જિ બોર્ડ ને સ્કૂલબોર્ડના પ્રમુખોએ સુરત શહેરના પત્રકારો સાથે જિલ્લામાં ગામ સુધારણા ને નિરક્ષરતા નિવારણના ચાલી રહેલા કાર્યને વધુ વેગ કેમ અપાય તે વિષે જિ. બોર્ડની કચેરીમાં મંત્રણા કરી હતી અમદાવાદના હિન્દુસ્થાન સ્કાઉટ એસોસીએશનના ઓર્ગનાઇઝર શ્રી. બાજપાઇએ પણ બંને પ્રમુખોની મુલાકાત લીધી હતી ને સ્કાઉટીંગ વિષે મસલત કરી હતી.

તા. ૨૨— ગુજરાતની લોકલબોર્ડો ને સ્કુલબોર્ડોના પ્રમુખોની સભા ભરૂચ મુકામે મળી હતી.

તા. ૨૫—સુરત જિલ્લા ગામ વિકાસ મંડળમાં સરકારે નીચેના સરકારી-બીનસરકારી સભ્યો બે વરસ માટે નીમ્યા છે:—

**સરકારી સભ્યો:** (૧) કલેક્ટર (હોદ્દાની રૂએ પ્રમુખ), (૨) પ્રાંત અધિકારીઓ, (૩) ઉત્તર વિભાગના ખેતીવાડી ડે. ડિરેક્ટર, (૪) સુરત વિભાગના આસી. રજીસ્ટ્રાર અને ગામ વિકાસ અધિકારી. (૫) માર્કેટીંગ ઓફિસર (નીમાશે ત્યારે,) **બીનસરકારી સભ્યો:** (૧) શ્રી. કનૈયાલાલ દેસાઈ (વાઇસ ચેરમેન), (૨) સુરત જિ. બોર્ડના પ્રમુખ, (૩) સુરત જિ. સ્કૂ. બોર્ડના ચેરમેન, (૪) સુરત જિ. સેન્ટ્રલ સહકારી બેંકના ચેરમેન, (૫) શ્રી. છોટુભાઈ મારફતીઆ, (૬) શ્રી. ગોરધનદાસ ચોખાવાળા, (૭) શ્રી પ્રમોદ કનૈયાલાલ દેસાઈ, (૮) શ્રી. પ્રેમશંકર ભટ્ટ, (૯) શ્રી જુગતરામ દવે, (૧૦) શ્રી કીકુભાઈ ગુલાબભાઈ નાયક, (૧૧) શ્રી ભૂલાભાઈ નારણજી, (૧૨) શ્રી. ગોપાળજી ડાહ્યાભાઈ, (૧૩) શ્રી. અંબાલાલ એમ. પટેલ, (૧૪) શ્રી. ઇબ્રાહીમ પટેલ, (૧૫) શ્રી. પી. જે. તાલીયારખાન, (૧૬) શ્રી રામચંદ્ર છોટુભાઈ દેસાઈ, (૧૭) શ્રી. લલ્લુભાઈ હરિભાઈ પટેલ.

તા. ૩૦—રત્નાગીરીમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધી પડી ને શિક્ષકો ખૂટી જવાથી ત્યાંની જિ. લો. બોર્ડે સરકાર પાસે વધારે ગ્રાંટ માંગી.

ઓગસ્ટ તા. ૧—મુંબઈ શહેરમાં દારૂબંધીનો અમલ શરૂ થયો. બધા પ્રધાનો હાજર હતા. પ્રચંડ સરઘસ નીકળ્યું ને સરદાર વલ્લભભાઇની પ્રમુખપદે જાહેર સભા મળી.

અમદાવાદ જીલ્લાના દસક્રોઈ તાલુકામાં સંપૂર્ણ દારૂબંધી શરૂ થઈ.

સૂરત જિલ્લાનાં ગામડાઓમાં લોકમાન્ય સંવત્સરી ને વૃક્ષારોપણ દિન ધામધૂમ ઉજવાયો.

તા. ૨—મુંબઈ સરકારે પ્રાંત માટે એક મહેસુલી ટ્રીબ્યુનલ નીમી, તેના પ્રમુખ તરીકે સર ગોવિંદ મડગાંવકર અને સભ્ય તરીકે સૂરતના દિ. બા. ચૂનીલાલ ગાંધીને નીમ્યા છે.

તા. ૩—ગૂજરાત લો. બો. મધ્યસ્થ સમિતિની અને ગૂજરાતની લો. બોર્ડ ને સ્કુલબોર્ડોના પ્રમુખોની સભા અમદાવાદમાં મળી. પૂરતા શિક્ષકો ને નવી શાળાઓના ખર્ચ વગેરે માટે સરકાર સાથે મંત્રણા કરવા એક ડેપ્યુટેશન મોકલવાનું ઠર્યું.

તા. ૮—સૂરત જિ. લો. બોર્ડની હદમાં રહેતા પ્રજાજનો જેઓ રૂ. ૫૦ થી ઓછું જમીન મહેસુલ ભરતા હોય અથવા રૂ. ૩૦ થી ઓછી આવક હોય તેમને હડકાયું કુતરું કરડ્યું હોય કે બીજું જાનવર કરડ્યુ હોય તેની સારવાર સૂરત સિવીલ હોસ્પીટલમા મફત કરવામાં આવશે એમ જિ. બોર્ડના પ્રમુખ શ્રી. દુર્લભજી દેસાઈએ જાહેર કર્યું.

તા. ૯—મુંબઈ સરકારે વીરમગામ તાલુકામાં દુકાળ માટે રૂ. ૧ લાખની ગ્રાંટ મંજુર કરી. મહેસુલી પ્રધાને બધા કલેકટરોને ઉપરના હુકમની રાહ જોયા વિના તાત્કાલિક પગલાં ભરવા જણાવ્યુ છે.

તા. ૧૨—દુકાળને અંગે ગૂજરાતના ઉત્તર વિભાગમાંથી ઘાસ ચારાની બંધી થઈ.

તા. ૧૫—ગ્રામઉદ્યોગની શકયતા સંબંધી શોધખોળ કરવાના પ્રશ્ન અંગે તપાસ કરવા મુંબઈ સરકારે એક કમિટી નીમી છે

તા. ૧૬—સૂરત જિ. બોર્ડ ને સ્કૂલબોર્ડના પ્રમુખો શ્રી દુર્લભજી દેસાઈ ને શ્રી. કલ્યાણજી મહેતાએ વેડછી સ્વરાજ આશ્રમમાં શિક્ષકોના તાલીમ વર્ગની મુલાકાત લીધી હતી. તેમણે ત્યાં રાત ગાળી શિક્ષકોના વર્ગની રોજનીશીનું નિરીક્ષણ કર્યું હતું. વેડછીથી પાછા વળતાં તેમણે વર્ધા યોજનાની વાલોડ, બુહારી, બાજીપુરા, સ્યાદલા, તીતવા ને મઢી વિ. સ્થળોની શાળાઓનું પણ નિરીક્ષણ કર્યું હતુ.

તા. ૧૭—દુકાળને અંગે ઘાસચારા ને અનાજ અંગેનો ઓર્ડીનન્સ સૂરત જીલ્લાને લાગુ થયો. અમદાવાદ, ગોધરા ને પૂર્વ ખાનદેશને 'અછત પ્રદેશો' તરીકે સરકારે જાહેર કર્યા.

તા. ૨૩—વર્ધાના હિંદી તાલીમી સંઘના મંત્રી શ્રી. આર્યનાયકમ્ અને વર્ધા કેળવણીના મુંબઈ ઈલાકાના ખાસ અમલદાર શ્રી. લાલભાઈ દેસાઈએ શ્રી કલ્યાણજીભાઈ અને ના. એ. ઓ. શ્રી ઠાકોર સાથે વાલોડ મહાલની મઢી, સ્યાદલા, તીતવા, બાજીપુરા, બુહારી ને વાલોડની શાળાઓનુ નિરીક્ષણ કર્યું.



૧૯.

...ર ઠીક પ્રગતિ કરી રહી છે. જિલ્લાની

# પ્રાસંગિક નોંધ

**સ્વાશ્રયનો સાદ:**

સુરત જિલ્લા લોકલ બોર્ડનો કબજો મહાસભાવાદીઓએ લીધો ત્યારે ઘણાને લાગ્યું હશે કે આવકમાં અલ્પ સાધનોવાળી અને દેવાળિયાની દશામાં આવી પડેલી સંસ્થાનો કબજો લઈને એ લોકો શું કરી શકશે? પરંતુ સદ્‌ભાગ્યે બોર્ડને અનુભવી, કાર્યકુશળ, અને સેવાની ધગસવાળા પ્રમુખ મળી ગયા. તેમણે આ વિષમ પરિસ્થિતિમાં સ્વાશ્રય અને જાત મહેનતથી ગામ સંસ્થાઓની સુધારણાનો સાદ સભળાવ્યો. તે માટે પંચવર્ષીય યોજના ઘડવામાં આવી અને રાષ્ટ્રીય સપ્તાહને 'ગામ સુધારણા સપ્તાહ' તરીકે ઉજવવાનું ઠરાવ્યું. પરંતુ જિલ્લામાં તે પહેલા અને પછી પણ આવા કામો કરવાનું વાતાવરણ તૈયાર કરવામાં આવ્યું હતું. આવાં કામોની ફરજ તો સરકાર, લો. બો. કે ગામ પચાયતની જ હોય, લોકોને એમાં કંઈ લેવા દેવા નથી, આ જાતની મનોદશા વર્ષોથી ચાલી આવી હતી તેથી આ સાદની સફળતા વિષે ઘણાને શ્રદ્ધા ન હતી. પરતુ એના યોજકમાં શ્રદ્ધાનો અખૂટ ઝરો અને તેને સફળ બનાવવા ગામે ગામ રખડવાની તત્પરતા હતાં. એના સુપરિણામોનો સવિસ્તર અહેવાલ આ અંકમાં આપવામાં આવ્યો છે તે ધ્યાન પૂર્વક વાંચવા અમે સહુને ભલામણ કરીએ છીએ,

રાષ્ટ્રીય સપ્તાહ સક્રિય રીતે ઉજવવાની સુરત જિલ્લાની આ અનોખી રીત તરફ દેશના જાહેર પુરૂષોનું અને અનેક સંસ્થાનુ ઠીકઠીક ધ્યાન ખેંચાયુ છે

આખા જિલ્લામાં વધારેમા વધારે કામ જલાલપોર તાલુકામા ૫૫૫૬૫ રૂ. નું થયું છે. અને હંમેશા આવાં કામોમા મોખો ગણાતો ચોર્યાસી તાલુકો બીજે નંબરે આવ્યો છે. આ યોજના પ્રમાણે ગામ સુધારણાનુ મંગલાચરણ કરવાની પહેલ બારડોલી તાલુકાના સેજવાડ ગામે કરી હતી અને વર્ષના ૧૦ મહીના પાણી ઝરતી, કીચડવાળી અને દુર્ગંધ મારતી ગામ વચ્ચેની ઉંડી સાંકડી નાળને પૂરીને તેને સ્થાને સપાટ અને વિશાળ સડક બનાવી દીધી છે. આ કામમાં ભારે ઉત્સાહ કુશળ વ્યવસ્થા, અને કામનું પરિણામ જોતાં નીચેનાં ગામો અનુકરણીય નીવડયાં છે; અને તે માટે તેમને અભિનંદન ઘટે છે.

બારડોલી :—સેજવાડ, મલેકપુર, પુણી, સીયોદ, લાખણપુર, મોતા અને શાહપુર નવસાડ. ચોર્યાસી :—કોસાડ, વાંઝ. મોટાવરાછા, સણીયાહેમદ, કુંભારિયા, ઓલપાડ :—પરિયા, મહમદપોર, મૂળદ, મીરજાપોર, જલાલપુર :—વેગામ, છાપર-કલમહ, કનેરા, સીસોદરા. ચીખલી :—વાંઝણા, રાનવેરીકલ્લા, ખરોલી, રાનકુવા, નોગામા, ગોડવાંક. વલસાડ :—અટગામ, ખાપરવાડા, ચીખલા, મેહ, છરવાડા. પારડી—તીઘરા. ડુંગવાડા, વટાર, ડુંગરી, પચસાણા.

આ યોજના અંગે મોટામાં મોટું કામ તો લોકમાનસમાં ભારે પલટો લાવવાનું બન્યું છે. સામાન્ય રીતે રસ્તાઓનું કે પડતર જમીનનું એકાદ વેંત પણ દબાણ કરવાની વૃત્તિ [illegible] પરાપૂર્વથી ચાલતી આવેલી હોય છે. અને એક વેંત જમીન માટે સેંકડો

અમદાવાદ જીલ્લાની ભાઈઓ ભાઈઓ પણ લડયાના અનેક દાખલાઓ મોજુદ

' લોકોએ પડયા બોલે જુગજુનાં દબાણો રાજીખુશીથી

કાઢી નાખ્યાં એટલું જ નહિ પણ અનેક ઠેકાણે લોકોએ પોતાની માલકીની કિંમતી જમીનો પણ કાઢી આપી છે. આ રીતે મોકળી થયેલી જમીનોની કિંમત જો ગણવામાં આવે તો તે હજારો રૂપીઆની થવા જાય. લોકોના આ ત્યાગ અને ગામ સેવાની વૃત્તિ બદલ તેમને જેટલાં અભિનંદન આપીએ તેટલાં ઓછાં છે. ક. વિ.

**શ્રી. ભટ્ટની વિદાય**

સુરત જિલ્લા સ્કૂલબોર્ડના એ. ઓ. શ્રી. ગૌરીશંકર જટાશંકર ભટ્ટની બદલી પંચમહાલના સિનિયર આ. ડે. એજ્યુ ઇન્સ્પેક્ટર તરીકે થઈ છે. આ બોર્ડની ૭ મહિનાની ટુંકી કારકીર્દીમાં એમણે બોર્ડ સાથે સુમેળ સાધીને અને શિક્ષકો પ્રતિ સૌજન્ય દાખવીને જે કાર્યદક્ષતાથી પોતાની ફરજ અદા કરી છે, અને આ બોર્ડની નિરક્ષરતાનિવારણ પ્રવૃત્તિને ગતિમાન કરવામાં જે કીમતી ફાળો આપ્યો છે તેથી એમની વિદાય અમને વસમી થઈ પડી છે.

કેળવણીનો નવો કાયદો એ. ઓ. ને ગમે એટલી સત્તા આપતો હોય પરંતુ એ સત્તા તંત્રની શુદ્ધિ અને સુધારણા કરવાના હેતુથી જ અપાયેલી છે. એ હેતુની સિદ્ધિ બોર્ડના સહકાર અને સુમેળ વિના કદી પણ શક્ય નથી એમ શ્રી. ભટ્ટ પ્રામાણિકપણે માનતા હતા. એ માન્યતાને અનુસરીને તેમણે પોતાની કાર્યનીતિ ઘડી હતી, અને એમાં જ તેમની સફળતાની ચાવી હતી. જિલ્લા સ્કૂલ બોર્ડે શ્રી ભટ્ટની સેવાઓને ખાસ ઠરાવથી અંજલિ આપી છે. અમે ઇચ્છીએ છીએ કે તેમની ભાવિ કારકીર્દી પણ યશસ્વી નીવડો અને એમને સ્થાને આવેલા શ્રી ઠાકોર પણ આ બોર્ડની જિલ્લામાંથી નિરક્ષરતા નાબૂદ કરવાની અને તંત્રને સુવ્યવસ્થિત કરવાની નેમને પોતાનું ધ્યેય બનાવી નિવૃત્તિ પહેલાંની અહીંની પોતાની કારકીર્દી ઉપર યશસ્વિતાનો કળશ ચઢાવો ક. વિ.

**મહા મંગલ કાર્ય**

પહેલી ઓગસ્ટનો દિવસ હિંદુસ્તાનના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત થયો છે, કારણ કે એ દિવસે હિંદુસ્તાનની પ્રજાએ મહાત્મા ગાંધીજીની સરદારી નીચે એક મહાન સામ્રાજ્યની સામે ન્યાય અને સ્વાતંત્ર્ય મેળવવા અસહકારનો ધનુષ્ટંકાર કર્યો હતો. ૨૦ વર્ષ પછી મહાસભાવાદી પ્રધાન મંડળે મુંબઈમાં દારૂબંધી અમલમાં મૂકવાનું મહા મંગલકારી અને અસાધારણ હિમ્મતનું પગલું ભરીને એ પુણ્ય દિનના મહત્ત્વમાં ચિરસ્થાયી ઉમેરો કર્યો છે.

સરકારો તો આવશે અને જશે, પરંતુ આખી પ્રજાનો કાયાપલટ અને તેની નૈતિક, આર્થિક અને સાંસ્કારિક સમુન્નતિ સાધે એવું આ દારૂબંધીનું મહાન અને પવિત્ર કાર્ય તો યુગ યુગના ઇતિહાસકારોની પ્રશંસા જ પામશે

વિવિધ હેતુઓથી થતા અનેક વિરોધ છતાં મુંબઈ સરકારે દૃઢતાથી દારૂબંધીની નીતિ અમલમાં મૂકી છે. તે માટે સુરત જિલ્લાના લોકો તરફથી અમે સરકારને અને ખાસ કરીને ડૉ. ગીલ્ડરને અભિનંદન આપીએ છીએ.

ગયા ચોમાસા પહેલાં આ જિલ્લાનાં ૨૦૦ ગામડાંઓમાં મળેલી સભાઓમાં સરકારની દારૂબંધીની નીતિને લોકોએ-ખાસ કરીને કોળી, રાનીપરજ, હળપતિ વગેરે કોમો જે આ વ્યસનથી પાયમાલ થઈ ગઈ છે તેમણે હૃદયપૂર્વક વધાવી લીધી છે તેના અમે સાક્ષી છીએ.
ક. વિ.

**નિરક્ષરતા નિવારણ પ્રવૃત્તિ**

સુરત જિલ્લાની નિરક્ષરતા નિવારણ પ્રવૃત્તિ એકંદરે ઠીક પ્રગતિ કરી રહી છે. જિલ્લાની

૩૬૫ રાત્રિશાળાઓમાં ૧૦૩૯૨ પુરુષ અને ૧૪૨૯ સ્ત્રીઓ મળી ૧૧૮૨૧ પ્રૌઢો શિક્ષણ લઈ રહ્યાના આંકડા આ અંકમાં પ્રકટ થયા છે. આ પ્રવૃત્તિમાં શિક્ષક અને શિક્ષિકાઓએ પ્રશંસાપાત્ર ફાળો આપ્યો છે, અને તેમની એ સેવાની નોંધ તા. ૨૨-૮-૩૯ ને રોજ મળેલી નિ. નિ. સંઘની કાર્યવાહક સમિતિએ ખાસ ઠરાવથી લીધી છે. અમે પણ શિક્ષક ભાઈબ્હેનોને અભિનંદન આપીએ છીએ; પરંતુ ૯૭૭ શાળાવાળાં કેટલાંક ગામોમાં રાત્રિશાળા શરૂ થઈ જણાતી નથી, શરૂ થઈ હોય તો તેના અહેવાલ મળ્યા નથી, તે તથા કેટલેક સ્થળે શાળાઓ ખુલવા છતાં ત્યાંના કામમાં ઉત્સાહની ખામી છે એવી ફરિયાદો આવે છે તે ત્રુટી દૂર કરવા અમે શિક્ષક ભાઈબ્હેનોનું ધ્યાન ખેંચીએ છીએ.

જે આંકડા પ્રકટ થયા છે તેમાં બ્હેનોની સંખ્યા પ્રમાણમાં ઘણી ઓછી છે. મોટી વયની બ્હેનો રાત્રિએ શાળામાં આવતાં અચકાય એ એનું કારણ છે. એટલે બ્હેનોની સગવડ ખાતર શાળાને બદલે કેટલાંક ગામોમાં ચાલે છે તેમ ફળિયાવાર વર્ગો વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓની મદદ મેળવી કાઢવા જોઈએ.

## 'ઘરઘરની શાળા'

બ્હેનોને પહોંચવાનો અને ઓછા ખર્ચે નિરક્ષરતા નિવારણનું કામ આગળ ધપાવવાનો સહુથી સારો ઉપાય શ્રી ભાગવતની વિદ્યાર્થીઓ મારફત 'ઘરઘરની શાળા' શરૂ કરવાનો છે. ગુજરાતમાં આ પ્રયોગ સુરત જિલ્લામાં કરવાનું પ્રાંતિક પ્રૌઢશિક્ષણ બોર્ડ મંજુર કર્યું છે, અને તે માટે રૂ. ૩૩૦૦નું અંદાજપત્ર મંજુર કરવા સરકારને ભલામણ કરી છે. આ રકમમાંથી ૨૨૦૦ સરકાર તરફથી મળે અને ૧૧૦૦ જિલ્લાએ આપવાના છે. હાલ તરત ૨૦૦૦ની ઉપરની વસતિનાં ગામોમાં તે તે ગામની શાળાના શિક્ષકની દેખરેખ નીચે આ અખતરો શરૂ કરવાની ધારણા છે, અને તે માટેની યોજના ઘડાઈ રહી છે. જનતા અને વિદ્યાર્થીઓ તેને સફળ કરવામાં પૂરતો સાથ આપશે એવી અમે આશા રાખીએ છીએ. ક. વિ.

## શિક્ષકોની ભરતીનું ધોરણ

સરકારે હવે પછી નવા શિક્ષકોની ભરતીના સંબંધમાં નીચેનું ધોરણ ઠરાવ્યું છેઃ—

| | આગળ પડતી કોમ | મધ્યમ કોમ | પછાત કોમ |
|---|---|---|---|
| સુરત | ૨૦ | ૪૦ | ૪૦ |
| ભરૂચ | ૧૫ | ૬૦ | ૨૫ |
| પંચમહાલ | ૧૫ | ૬૫ | ૨૦ |
| ખેડા | ૧૫ | ૭૦ | ૧૫ |
| અમદાવાદ | ૨૦ | ૬૦ | ૨૦ |
| વ. ફા. નાં માર્ક | ૫૫ ટકા | ૫૦ ટકા | ૪૫ ટકા |

## શાળાઓનાં નવાં મકાનો

સરકાર તરફની ૨૫ હજારની મદદમાંથી શાળાઓનાં નવાં મકાનો બંધાવવા સંબંધમાં જીલ્લા સ્કૂલ બોર્ડ અને જી. લોકલ બોર્ડ નવું ધોરણ ઠરાવ્યું છે.

હાલના એક જ જાતના પ્લાનને બદલે ગામડાની સ્થિતિ પ્રમાણે ૩ જાતના પ્લાન રાખવા. એ દરેક પ્લાનમાં વિદ્યાર્થી દીઠ ખર્ચ અને સરકાર મદદ તથા ગામ મદદનું પ્રમાણે નીચે પ્રમાણે રહેશે.

| ખર્ચ | વિદ્યાર્થી દીઠ ખર્ચ રૂા. | વિદ્યાર્થી દીઠ સરકારી મદદ રૂા. | વિદ્યાર્થી દીઠ ગામ મદદ રૂા. |
|---|---|---|---|
| ૧ લો. | ૩૪-૦-૦ | ૧૭-૦-૦ | ૧૭-૦-૦ |
| ૨ જો. | ૨૫-૦-૦ | ૧૫-૦-૦ | ૧૦-૦-૦ |
| ૩ જો. | ૧૮-૦-૦ | ૧૨-૦-૦ | ૬-૦-૦ |

ઉપલા ધોરણ પ્રમાણે આ વર્ષની ગ્રાંટમાંથી નીચેનાં ગામોની શાળાઓ બંધાવવા માટેની ભલામણ સ્કૂલ બિલ્ડીંગ કમિટિને કરવાનું સ્કૂલબોર્ડે અને જીલ્લા બોર્ડે મંજુર કર્યું છે.

| નં. ગામનું નામ | કેટલાં છોકરાં બેસી શકે તેવું મકાન બાંધવાની જરૂર છે. | કુલ ખર્ચ | સરકારી મદદ | રૈયત મદદ | શેરો |
|---|---|---|---|---|---|
| અ વર્ગ | | | | | |
| ૧ સાયણ તા. ઓલપાડ | ૨૪૦ | ૮૩૮૦ | ૪૦૮૦ | ૪૩૦૦ | રૂા. ૨૦૦ ગામે [illegible] કરકસરથી બચાવી લેવા. |
| ૨ સરોણ તા. વલસાડ | ૧૦૦ | ૩૪૦૦ | ૧૬૦૦ | ૧૬૦૦* | |
| ૩ મોતા તા. બારડોલી | ૧૦૦ | ૩૪૦૦ | ૧૭૦૦ | ૧૭૦૦ | |
| ૪ ભદેલી કન્યા. તા. વલસાડ | ૧૦૦ | ૩૪૦૦ | ૧૭૦૦ | ૧૭૦૦ | |
| ૫ પારનેરા તા. વલસાડ | ૧૧૦ | ૪૮૦૦ | ૨૨૦૦ | ૨૬૦૦ | * |
| કુલ | ૬૫૦ | ૨૩૩૮૦ | ૧૧૨૮૦ | ૧૧૯૦૦ | ૨૦૦ |
| બ વર્ગ | | | | | |
| ૧ બોરી ફળીયા તા. જલાલપોર | ૨૪૦ | ૫૦૦૦ | ૩૦૦૦ | ૨૦૦૦ | |
| ૨ દેલવાડા તા. વાલોડ | ૮૦ | ૨૦૦૦ | ૧૨૦૦ | ૮૦૦ | |
| ૩ સોંસક તા. ઓલપાડ | ૬૦ | ૧૫૦૦ | ૯૦૦ | ૬૦૦ | |
| ૪ સુખલાવ તા. પારડી | ૮૦ | ૨૦૦૦ | ૧૨૦૦ | ૮૦૦ | |
| ૫ દાંતેજ તા. જલાલપોર | ૬૦ | ૧૫૦૦ | ૯૦૦ | ૬૦૦ | |
| ૬ કુંભાર ફળીયા તા. જલાલપોર | ૬૦ | ૧૫૦૦ | ૯૦૦ | ૬૦૦ | |
| ૭ સાદલા તા. ઓલપાડ | ૬૦ | ૧૫૦૦ | ૯૦૦ | ૬૦૦ | રૂા. ૯૨ ગામે [illegible] કરકસરથી બચાવી લેવા. |
| ૮ ભટલાઇ તા. ચોર્યાસી | ૮૦ | ૨૦૦૦ | ૧૨૦૦ | ૮૦૦ | |
| ૯ ચંદ્રવાસણ સુપા તા. જલાલપોર | ૮૦ | ૨૦૦૦ | ૧૨૦૦ | ૮૦૦ | |
| ૧૦ ડુંગરી ખેરવાડ તા. પારડી | ૭૫ | ૨૧૯૦ | ૧૩૬૦ | ૭૩૮† | |
| કુલ | ૮૭૫ | ૨૧૧૯૦ | ૧૨૭૬૦ | ૮૩૩૮ | ૯૨ |
| ક વર્ગ | | | | | |
| ૧ વેડછી તા. વાલોડ | ૮૦ | ૧૪૪૦ | ૯૬૦ | ૪૮૦ | |
| એકંદર કુલ | ૧૬૦૫ | ૪૬૦૧૦ | ૨૫૦૦૦ | ૨૦૭૧૮ | ૨૯૨ |

ઉપરના ગામ લોકોએ પોતાને આપવાની રકમ સપ્ટેમ્બર આખર સુધીમાં સ્કૂલબોર્ડમાં જમા કરાવી દેવી જોઇશે. જેમની રકમ જમા આવી હશે તેવાં ગામોને પહેલી પસંદગી મળશે. ઉપરનાં ગામો ઉપરાંત ઉંટડી કન્યાશાળા માટે શા. લાલચંદ મોતીચંદની વિધવા બાઈ કંકુ બ્હેને પોતાના નામનું મકાન બંધાવવાની શરતે રૂા. ૨૦૦૦ જી. લો. બોર્ડ ઓફિસમાં તા. ૨૮-૮-૩૯ ને રોજ જમા કરાવ્યા છે.

ક. વિ. મહેતા

પ્રમુખ, જી. સ્કૂલબોર્ડ, ઠે. સૂરત

## શુભેચ્છાના સંદેશાઓ

**માન. શ્રી. બાલાસાહેબ ખેર**

"સુરત જિલ્લા લોકલબોર્ડે અને જિલ્લા સ્કૂલબોર્ડે 'સુરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય' નામનું માસિક પ્રસિદ્ધ કરવાનો નિર્ણય કર્યો છે, અને એ મારફત ગામ સુધારણા અને નિરક્ષરતા નિવારણ જેવાં રચનાત્મક કામો વિષે ગામલોકોમાં પ્રચાર કરીને એ કામોમાં તેમને રસ લેતા કરવામાં આવશે એ જાણીને મને ખુશી ઉપજે છે. એ બન્ને કાર્યક્રમનો વ્યવસ્થિત અને તીવ્ર અમલ ગામલોકોને તેમની હાલની લાચારી અને ગરિબાઈની સ્થિતિમાથી બચાવી તેમને નિરોગી અને સુખી કુટુંબીજનો બનાવશે ગામલોકો સાથે જો સહાનુભૂતિ અને વિવેકથી કામ લેવામાં આવે તો તેઓ જરૂર સહકાર આપશે, અને આવું વાતાવરણ પેદા કરવા માટે બોધદાયક માસિક ઉત્તમ સાધન છે. હુ તમારા માસિકને જ્વલંત ફત્તેહ ઇચ્છુ છું."

પૂના. તા. ૧૯–૭–૩૯

**માન. શ્રી. લઠ્ઠે**

"તમે એક ગૂજરાતી માસિક કાઢવાના છો એ જાણીને હું ખુશ થયો છુ. એ માસિક મારફતે જિલ્લાના ખૂણે ખૂણામાં તમારા વિચારોની રોશની ફેલાશે એવી હું આશા રાખુ છું અને તમારા માસિકને પૂર્ણ સફળતા ઇચ્છું છું."

પૂના, તા. ૧૭–૭–૩૯

**માન. શ્રી. મોરારજી દેસાઈ**

"તમે બોર્ડ તરફથી એક માસિક પત્રિકા કાઢવાનું નક્કી કર્યું તે બહુ સારૂં કર્યું. એ પ્રયોગ સફળ થાય એવી મારી શુભેચ્છા સ્વીકારશો.

આપણી બોર્ડોની આજની સ્થિતિમાં લોકોએ સ્વાશ્રયથી કરેલું કાર્ય એજ લોકકેળવણીનું એક માત્ર સાધન છે. લોકોની કેળવણી અને શક્તિ વધે નહીં ત્યાં સુધી તેમની સ્થિતિ અને ખાસ કરીને સ્થાનિક જરૂરિયાતો વિષેની સ્થિતિ સુધરવાની નથી. પોતાથી બને એટલું બધું કરી છૂટવાનો અને થોડો પણ વખત આળસમા ન કાઢવાનો સકલ્પ લોકોએ કરવો જોઇશે, એ નહિ થાય ત્યાં સુધી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના વહીવટનું કશુ પરિણામ દેખાવાનું નથી. તમારું માસિક આ સંકલ્પને મજબૂત કરવામાં સફળ થાય એવી આશા રાખુ છું."

પૂના, તા. ૨૦–૭–૩૯

**માન. શ્રી. કનૈયાલાલ મુન્શી**

"સ્થાનિક સ્વરાજ્ય જ્યાં સુધી પ્રામાણિકપણે ને કાર્યદક્ષતાથી ન ચલાવાય ત્યાં સુધી ગ્રામોદ્ધાર શકય નથી. એ બાબતમાં સુરત જિલ્લો જે સ્તુત્ય પ્રયાસ કરી રહ્યો છે તેને ધન્યવાદ ઘટે છે."

મુંબઈ તા. ૨૧–૭–૩૯

માન. શ્રી. પાટીલ

"જિલ્લા સમક્ષ આપે રજુ કરેલાં મહાન કાર્ય માટે આત્મશ્રદ્ધા અને સહકારનો સંદેશો જિલ્લાના છેક ખૂણામાં આવેલા ગામ સુધી પ્હોંચાડવા માટે આપ ગુજરાતમાં એક માસિક પ્રસિદ્ધ કરનાર છો તે જાણીને મને આનંદ થયો છે. ખરાબ રસ્તાઓને લીધે ગામડાઓમાં જવું સામાન્ય રીતે મુશ્કેલ છે. ગંદવાડને લીધે રોગોથી ભારે મરણ પ્રમાણ આવે છે. વળી લોકોનો મોટો ભાગ અજ્ઞાનતામાં ડુબી રહેલો છે. સુવ્યવસ્થિત યોજના ઘડી તેને જોશબંધ અમલમાં મૂકાય નહીં ત્યાં સુધી આપણા ગામલોકો સમાજમાં પૂર્ણ જવાબદાર નાગરિકો બની શકે નહીં. આપના મહાન પ્રયત્નને હું અંતઃકરણપૂર્વક સફળતા ઇચ્છું છું."

પૂના, તા. ૧૯-૭-૩૯

માન. શ્રી. નૂરી

"ગ્રામ્ય પ્રજાને તેમની સમક્ષ ઉપસ્થિત થયેલા પ્રશ્નોથી માહિતગાર બનાવવા તમો ગુજરાતીમાં એક માસિક પ્રસિદ્ધ કરનાર છો તેથી મને આનંદ થયો છે. ગામ સુધારણાના તમારા મહત્ત્વના સંદેશને લગભગ અડધી સંખ્યાના ગામોએ વધાવી લીધો છે એ મગરૂબીભર્યા સંતોષની વાત છે. તેઓએ રસ્તા બનાવ્યા છે, તળાવનું ખોદાણ કામ કર્યું છે અને ગામતળની તંદુરસ્તીમાં સુધારો કર્યો છે. આપણાં ગામડાંનો મોટો ભાગ અજ્ઞાન અને અભણ છે અને તમોને જે જવાબ મળ્યો છે તે ધ્યાનમાં લેતાં પાંચ વર્ષમાં નિરક્ષરતા નાબૂદ કરવા તમોએ જે નિર્ધાર કર્યો છે તે પાર પાડવામાં મુશ્કેલી નડશે નહીં. આ દિશામાં સુરત જિલ્લાનાં ગામો બીજા જિલ્લાને અનુકરણ કરવા લાયક ધડો બેસાડશે એમાં મને શંકા નથી."

મુંબઈ, તા. ૨૨-૭-૩૯

માન. શ્રી. ડો. ગીલ્ડર

"સૂરત જીલ્લા સ્થાનિક સ્વરાજ્ય' માસિકને હું સફળતા ઇચ્છું છું. જે નિરક્ષરતા-નિવારણ અને ગામસુધારણાના હેતુ માટે તમો માસિક કાઢો છો એ હેતુઓ દરેક સ્વદેશપ્રેમી હૃદયથી ચાહે છે.

તમારું માસિક સમૃદ્ધ બને અને તમારા હેતુઓ પાર પડે એમ ઇચ્છું છું."

મુંબઈ, તા. ૨૯-૭-૩૯

શ્રી. ચુનીલાલ ડી. બરફીવાલા,

(મુંબઈ લોકલ સેલ્ફ ગવર્મેન્ટ ઇન્સ્ટીટ્યુટના ડાયરેક્ટર)

"તમારા નવિન માસિકને હાર્દિક સફળતા ઇચ્છું છું."

મુંબઈ, તા. ૧૮-૭-૩૯

---

આ માસિકનો પહેલો-બીજો અંક સાથે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. હવેથી આ માસિક અંગ્રેજી મહિનાની દર ૧૫ મી તારીખે નિયમિત પ્રગટ થશે. આ માસિકના ગ્રાહક બની તેમજ એ અંગેની કોઈ સૂચના-સામગ્રી મોકલી જિલ્લાની જનતાને અમારા કાર્યમાં સક્રિય ફાળો આપવાની વિનંતિ છે.

# અનુક્રમ

| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|
|  |



વ્યવસ્થાપક
શ્રી હીરાભાઈ મણિભાઈ દેસાઈ
ચિફ ઓફિસર
સુરત જિલ્લા લો. બોર્ડ

મુદ્રક
ઈશ્વરલાલ ઈચ્છારામ દેસાઈ
'લોકવાણી' મુદ્રણમંદિર
ચૌટાપુલ સુરત

**આ માસિક દર મહિનાની ૧૫ મી તારીખે પ્રગટ થશે.**

**વાર્ષિક લવાજમ રૂા. ૧-૦-૦**

સૂરત જિલ્લા

# સ્થાનિક સ્વરાજ્ય

[માસિક]

વર્ષ ૧] ઓક્ટોબર ૧૯૩૯ [અંક ૩

## માર્ગ દર્શન

આપણા લોકો સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ અને એના વહીવટમાં જોઈએ તેવો રસ નથી લેતા એવો આપણો અનુભવ છે જ્યારે ચૂંટણીઓ આવે છે ત્યારે થોડો વખત તરફથી મામલેની વાતો અને જુના સંબંધો વગેરેનો ધ્યાન કરીને પોતાના મતો આપીને પછી પાછા ત્રણ વરસ સુધી સુઈ જાય છે આ પરિસ્થિતિમાં ફેરફાર નહીં થાય અને લોકો માત્ર પોતપોતાને ગામે લોકલ ફંડમાંથી કેટલું ખેંચી શકાય છે એનો જ વિચાર ન કરતા એ સંસ્થાઓના વહીવટમાં યોગ્ય રસ લેતા નહીં થાય ત્યાં સુધી તેમાં લોકતંત્રની પદ્ધતિની બરાબર કેળવણી મળવાની નથી અને આપણો સ્વરાજની સ્થાપનાનો અંતિમ હેતુ સિદ્ધ થવાનો નથી હું આશા રાખું છું કે મેં નિર્દેશ કર્યો છે તેની લોકમતની કેળવણીમાં તમારી પત્રિકા બરાબર ફાળો આપશે

આવી પત્રિકાઓ નીકળે છે ત્યારે તેમનો હેતુ બહુ શુભ હોય છે પણ પત્રિકા કાઢનાર સંસ્થા જ્યારે સંગીન કાર્યમાંથી પાછળ પડે છે ત્યારે એનો માત્ર ધંધાના પ્રચારને માટે અને પોતાની જાતની જાહેરાતને માટે ઉપયોગ કરે છે એવી તમારી પત્રિકાની સ્થિતિ ન થાય તે માટે તમને સાવધાન કરી રાખું છું

એને માટે ઉપાય એ છે કે આ પત્રિકા પ્રચારનું (Propaganda) નહીં પણ કેળવણીનું સાધન બનવું જોઈએ એ કેળવણી કેમ કરવી તે તમને વિગતે સમજાવવાની જરૂર હું જોતો નથી, કારણ એ વિષેનો તમારો આગ્રહ હું જાણું છું તમારી પત્રિકા એ હકીકતો આપતી રહેશે અને લોકોએ બહારની મદદ પર ઓશિયાળા થઈને બેસી ન રહેતા જાત મહેનતથી જેટલું બને તેટલું સ્થાનિક જરૂરીઆતોને માટે કરી લેવાની જરૂર ઉપર ભાર મૂકશે તો એ હેતુ જરૂર પાર પડશે

આ ઉપરાંત આજ વસ્તુની એક બીજી બાજુ પર હું તમારું લક્ષ ખેંચવાની તક લઉં છું આપણા લોકોની કેળવણીની સ્થિતિ એવી છે કે છાપેલા અક્ષરો કરતાં મોઢેથી બોલેલા શબ્દોની તેના પર વધારે અસર થાય છે તમારા ગામ સુધારણા સપ્તાહના પ્રચારને અંગે એ તમે અનુભવ્યું હશે આમ પણ છાપેલા શબ્દ કરતા વ્યક્તિએ ઉચ્ચારેલા શબ્દનું

મહત્ત્વ વધારે જ છે કારણ કે તે જીવંત હોય છે. તેથી એ બાજુ, આ પત્રિકાને લીધે પડતી ન મૂકાય એ વિષે તમને સાવધ કરી રાખું છું.

આખરે તો કાર્ય એ પ્રચારનું અને કેળવણીનું સર્વ શ્રેષ્ઠ સાધન છે અને તેમાં પણ આપણી બોર્ડની આજની સ્થિતિમાં લોકોએ સ્વાશ્રયથી કરેલું કાર્ય એજ લોકકેળવણીનું એક માત્ર સાધન છે. લોકોની કેળવણી અને શક્તિ વધે નહીં ત્યાં સુધી તેમની સ્થિતિ અને ખાસ કરીને સ્થાનિક જરૂરિયાતોને વિષેની સ્થિતિ સુધરવાની નથી. લોકોએ પોતાથી બધું બને તેટલું કરી છૂટવાનો અને થોડો પણ વખત આળસમાં ન કાઢવાનો સંકલ્પ કરવો જોઇશે. એ નહીં થાય ત્યાં સુધી સ્થાનિક સ્વરાજની સંસ્થાઓના વહીવટનું કશું પરિણામ દેખાવાનું નથી. તમારી પત્રિકા આ સંકલ્પને મજબુત કરવામાં સફળ થાય એવી આશા રાખું છું.

વળી સૌથી મહત્ત્વની વાત તો એ છે કે લોકતંત્રમાં એટલે કે વ્યક્તિગત મતની ગણતરીથી જ્યારે રાજ્યનો કારભાર ચાલે છે તેવી વ્યવસ્થામાં દરેક વિષય પર દરેક મતદાર પોતાનો સ્વતંત્ર મત બાંધવાની શક્તિ નહીં ધરાવે ત્યા સુધી જનસમૂહને લાભ કરે એવા કારભારની આશા ફોકટ છે. તેથી સ્વતંત્ર મત બાંધીને નિર્ણય અને મત આપવાની લોકોની શક્તિ કેળવાય એ વિષે તમારી પત્રિકા ખસૂસ ધ્યાન આપે એવી આશા રાખું છું. આખરે તો સ્થાનિક સ્વરાજની સંસ્થાઓને અંગે જે કેળવણી લોકો મેળવે છે તેનો જ ઉપયોગ રાજકારભારને અંગેના નિર્ણયો કરવામાં થાય છે !



મોરારજી દેસાઈ

# દૈનિક એક કલાકનો યજ્ઞ

## શાળાઓ માટે સૂચના *

વેડછી આશ્રમમાં અમે ઘણા વર્ષોથી એક નિયમ પાળતા આવ્યા છીએ અને તે એ કે રોજ સવારે એક કલાક પ્રત્યેક આશ્રમવાસીએ આશ્રમનાં સફાઈ વગેરે કામોમાં આપવો.

વેડછી આશ્રમમાં આજકાલ અમારી ઉદ્યોગશાળાના ૩૦ વિદ્યાર્થીઓ, અધ્યાપન વર્ગના ૫૦ શિક્ષકો અને શિક્ષણ તથા ખાદીકામના કાર્યકર્તાઓ મળી ૧૨ જણ, એમ એકંદરે ૯૨ જણની વસ્તી છે. તેઓનો દૈનિક એક કલાક સામાન્ય રીતે અમે નીચે પ્રમાણે ઉપયોગમાં લઇએ છીએ:-

૧૨ બાગ અને શાકભાજીની વાડી, ૧૫ પાણીનો કુંડ ભરવો, ૬ ગૌશાળાની સફાઈ, ૬ ગાયો માટે ચાર કાપવી, ૧૪ જાજરુ સફાઈ, ૬ નીકો વગેરેની સફાઈ, ૫ ઝાડુ લગાવવું, ૧૮ સ્વયપાક, ૧૦ અનામત ટુકડી.

આ રીતે થતા દૈનિક એક કલાકના યજ્ઞના પરિણામે આશ્રમભૂમિમાં સ્વચ્છતા, સગવડ તેમજ શોભા ઠીક પ્રમાણમાં ઉત્પન્ન થઈ શકે છે.

આશ્રમનો એક એ આગ્રહ છે કે આશ્રમભૂમિને સ્વચ્છ અને શોભામય રાખવી, પણ તે પૈસા ખર્ચીને નહિ, પરંતુ આશ્રમવાસીઓના દૈનિક એક કલાકના યજ્ઞથી

સંસ્થાની સ્વચ્છતા અને શોભા ખાતર દૈનિક એક કલાકનો યજ્ઞ કરવાનો નિયમ નાની મોટી બધી જ શાળાઓમાં પણ પાળવા જેવો છે એમ હું આ અનુભવ પરથી સૂચવું છું.

આપણી શાળાઓની સ્થિતિ, સ્વચ્છતા, શોભા અને સગવડોની બાબતમાં સંતોષકારક નથી એ આપણે કબૂલ કરવું જોઇએ. શાળના ઓરડાઓ રોજ વળાય છે ખરા, પણ સ્વચ્છતાની સૂક્ષ્મ નજરવાળાને સંતોષ આપે તેવા તે ન કહેવાય. ઓરડા કરતાં શાળાનાં ચોગાન વધારે મેલાં હોય છે, અને શાળાની હદની બહારના રસ્તાઓની તો વાત જ ન પૂછવી.

ઘણી શાળાઓને અંગે શૌચ અને લઘુશંકાની કશી સગવડ હોતી નથી. શાળા નજીકના રસ્તાઓ અને ખૂણાઓ બાળકોના પેશાબથી ગંધાતા રહે છે. કોઈ શાળાઓની સાથે મુતરડી કે જાજરૂની વ્યવસ્થા હોય છે તો તે એટલા ગંદા રહે છે કે તેનાથી શાળાનું વાતાવરણ બગડે છે એટલું જ નહિ, પણ ઘણી વાર તે પડોશમાં રહેતા લોકોને ભારે તકલીફ્રૂપ થઈ પડે છે.

શાળાને અંગે ઘણીવાર નાનું સરખું ચોગાન હોય છે, પણ તેમા ઘણું ખરું ઘાસ ઉગે છે. કોઇ ઠેકાણે બગીચો કરવામાં આવે છે. પણ તે વ્યવસ્થિત જોવામાં આવતો નથી અને તેમાંના રોપ પાણી, ખાતર વિ. માવજત વિના સૂકા હોય છે.

શાળાઓની પાસે શિક્ષકમંડળ અને બાળક બાલિકાઓની સેના હોવા છતાં તેમણે આવી સ્થિતિ શા માટે સહન કરવી જોઇએ? તેઓ બધા શાળાનો શરૂઆતનો એક કલાક પોતાની વહાલીસંસ્થા ખાતર યત્ન કરવામાં ગાળે તો શાળા સ્વચ્છ અને સુંદર બની જાય અને પોતાની આસપાસ સુગંધ અને આનંદ ફેલાવે. શિક્ષકમંડળ આ સૂચના ઉત્સાહથી વધાવી લેશે એમ હું આશા સેવું છુ.

આવાં કામો કરવાનો જે જે સંસ્થાઓમાં નિયમ રાખવામાં આવ્યો છે ત્યાં વિદ્યાર્થીઓ તો તે કરવામાં ભારે આનંદ અને ઉત્સાહ લેતા જોવામાં આવ્યા છે માત્ર તેમને શિક્ષકો તરફથી પ્રેરણા મળવી જોઇએ. અને આ પ્રેરણા મ્હોડેથી બોલીને ચડાવી શકાતી નથી, પરંતુ જાતે આગળ પડી કામ કરવાથી જ ચડાવી શકાય છે.

આપણી શાળાઓના શિક્ષકો શું તે રીતે આગળ પડીને કામો કરશે અને પોતાના વિદ્યાર્થીઓને પ્રેરણા આપશે? આજ સુધી શિક્ષકે પોતાને ઉજળો ધંધો કરનારો માન્યો છે, હાથ ઘસાય અને કપડા ખરડાય એવો ધંધો પોતાની પ્રતિષ્ઠાને ડાઘ લગાડનારો માનતાં તે શીખ્યો છે. મહેનતનાં કામોને તે હલકાં અને અભણ મજૂરને લાયકનાં ગણતાં શીખેલો છે. છતાં હું ધારું છું કે મહાત્માજીના વિચારો ઠીક ઠીક પ્રમાણમાં ફેલાઈ ચૂક્યા છે. એ વિચારોને ઝીલવાનો પ્રયત્ન કરતા શિક્ષકો છુટા છવાયા જોવા મળે છે. આ આશ્રમમાં આજકાલ તાલીમ લઇ રહેલા શિક્ષકો એ વિચારોને રમતી ઝીલે છે. તે જોયા પછી મારી આશા દૃઢ થઇ છે અને આ સૂચના સર્વ શિક્ષકો પાસે મૂકવાની મને હિંમત આવી છે.

શાળાને સ્વચ્છ અને સુંદર બનાવવાને યત્નના એક કલાકમાં કયાં કયાં કામો રોજ કરવાં જોઇએ તે સૂચના રૂપે અહીં નોંધુ છુ.

(૧) પેશાબખાનાં અને જાજરૂની વ્યવસ્થા એ સૌથી અગત્યનું કામ છે. શિક્ષકો આ કામ માટે ઓછામાં ઓછા તૈયાર હોવા સંભવ છે, પણ મહત્ત્વની દૃષ્ટિએ એ કામ પહેલું મૂકવું ઘટે છે, અને એની વ્યવસ્થા સારી ન થાય ત્યાં સુધી શાળાના નામને ગંદકીનું કલંક લાગ્યાં જ કરવાનું.

હું એમ માનું છું કે દરેક વિદ્યાર્થી પાસે અમુક ચોપડીઓ હોવાનું આવશ્યક મનાયું છે તેના કરતાં પણ તેની પાસે કેટલાંક ઓજારો હોવાં એ વધારે આવશ્યક મનાવું જોઇએ. તેવાં ઓજારો વિદ્યાર્થીઓને પોતાનાં ઘેરથી સહેજે મળી શકે. ખરીદવાં પડે તો પણ માબાપ સહેજે તેટલું ખર્ચ કરી શકે.

આવાં ઓજારોમાં હું નીચેનાં ગણાવું છું:-

૧. નાળિયેરીની સળીનો અથવા કરાંઠીનો સાવરણો. ૨. નીંદણી, ૩. કોદાળી, ૪. પાવડો, ૫. ડોલ કે ઝારી, ૬. તકલી, અટેરણ.

આવાં વ્યક્તિગત ઓજારો ઉપરાંત શાળાએ સામુદાયિક પણ કેટલાંક સાધનો રાખવાં પડશે. શિક્ષકોએ શાળાફંડની યોજના ચાલતી રાખવી અને ટાણે પ્રસંગે તેમાં ઉમેરો કરતા રહી આવી જરૂરિયાતોને પહોંચી વળવુ રહ્યું.

મને વિશ્વાસ છે કે સાધનો વિના અટકશે નહિ પણ શિક્ષક ભાઈ બ્હેનોનાં હૃદયો આ સૂચના ઝીલવા તૈયાર થશે? તેઓ બાળકો સાથે મળી પેશાબની ડોલો ઉપાડશે અને ધોશે? શાળાઓને ઢોરનાં કોઢિયારાં મટાડી વિદ્યાના મંદિરો બનાવવા હોય તો તેઓએ આ પવિત્ર ફરજ બજાવવી ઘટે છે.

આ બધું માત્ર શાળાના શણગાર તરીકે સૂચવવામાં આવતું નથી, પણ કેળવણીના એક પરમ આવશ્યક ભાગ તરીકે જ સૂચવવામાં આવે છે. વિદ્યાર્થીઓ એ એક કલાકના યજ્ઞ-દ્વારા એટલું શીખશે કે જે તેમના બાકીના કલાકોના શિક્ષણને વટી જશે.

આપણે જિલ્લાની દસ પંદર શાળાઓમાં વર્ધાયોજનાનુ શિક્ષણ દાખલ કર્યું છે. આપણે ઇચ્છીએ છીએ કે જિલ્લાની સર્વ શાળાઓમાં તે જેમ બને તેમ જલદી દાખલ થાય. હું ખાત્રી આપું છું કે જે શાળા આ એક કલાકનો યજ્ઞ દાખલ કરશે તેણે ખરી રીતે વર્ધા યોજનાનો એક ચતુર્થાંશ તો પોતાને ત્યાં દાખલ કરી દીધો હશે.

સ્વરાજ આશ્રમ, વેડછી. જુગતરામ દવે

---

## અભિપ્રાય

### [૧]

'સ્થાનિક સ્વરાજ્ય'નો પ્રથમ અંક મળ્યો. ઉપર ઉપરથી જોતાં તે કદાચ નાટકો, નાની નવલિકાઓ અને પ્રેમલા પ્રેમલીની કવિતાઓ વાંચવાને ટેવાયલાને નિરસ કે અનાકર્ષક લાગે પણ તેમાં ઉંડા ઉતરતાં તેનો પાને પાને વિચાર સામગ્રી અને કાર્ય તેમજ કર્ત્તવ્ય-સામગ્રી ભરેલી લાગે છે અને આ સર્વાંગ સુન્દર માસિકને પ્રકટ કરવા બદલ આપના સમગ્ર તંત્રીમંડળને ધન્યવાદ ઘટે છે. મને તેમાંના બધા જ લેખો—"કાયદા વિષે સામાન્ય જ્ઞાન", "ગામ સુધારણાની પત્રિકાઓ", "લોકતંત્ર" વગેરે બધા લેખો મનનનીય લાગ્યા છે; અને એ માસિક ભારે લોકસેવા કરવા ટુંક મુદતમાં શક્તિમાન થશે એવી આગાહી કલ્પું છું.

વીલેપાર્લે ચુનીલાલ રામચંદ્ર શેલત
૧૯-૯-૩૯

# બારણાં બંધ કેમ છે!

વર્ધા-કેળવણીને પરિણામે ઉપસ્થિત થયેલા આંદોલનોને લીધે આપણી પ્રાથમિક કેળવણીનો આખોયે પ્રશ્ન ખૂબ ચર્ચાનો વિષય થઈ પડયો છે. આજની કેળવણીમાં બધે જ કૃત્રિમતા વ્યાપી રહી છે અને પરિણામે એ પાછળ ખર્ચાતાં નાણાં, શક્તિ અને સમયનો ભયંકર દુર્વ્યય થઈ રહ્યો છે. કેળવણીના પ્રત્યેક ક્ષેત્રમાં ખર્ચ પુષ્કળ થાય છે અને પરિણામ લગભગ શૂન્ય આવે છે. પ્રજાના સંસ્કારો અને તેમની જરૂરિયાતો તરફ આજની કેળવણી દિવસે દિવસે વધુ પ્રતિકૂળ થતી જાય છે. આજની કેળવણીમાં આ બારેમાં બારે દોષ હોવાને લીધે કેળવણીમાં આપણે બહુ જ ઓછી પ્રગતિ કરી શકીએ છીએ. બ્રિટીશ સરકારના ૭૫-૧૦૦ વર્ષોના કેળવણીના પ્રયાસોમાં એ ગતિ આગળ ગોકળ ગાયની ગતિ પણ ઝડપી ગણાય. પ્રજાને આજની કેળવણી અનુકૂળ જ આવતી નથી. અને બાળકો ભણે છે છતાં એમનું કલ્યાણ થતું નથી.

પ્રાથમિક કેળવણીના આંકડાની વિગતો તપાસીએ તો એક ભયાનક વસ્તુ એ નજરે પડે છે કે બાળવર્ગમાં દાખલ થતા બાળકોની સંખ્યા પ્રાથમિક શાળાના ચોથા અથવા સાતમા ધોરણ સુધી પહોંચતાં ખૂબ જ ઘટી જાય છે. આ આંકડા તપાસવા જેવા છે.

| વર્ગ | બાળકો | બાળાઓ | વર્ગ | બાળકો | બાળાઓ |
|---|---|---|---|---|---|
| બાળવર્ગ | ૩૦.૭ | ૪૨.૪ | ૫ મું ધોરણ | ૫.૨ | ૨.૯ |
| ૧ લું ધોરણ | ૧૭.૩ | ૧૮.૯ | | | |
| ૨ જું ,, | ૧૫.૮ | ૧૫.૦ | ૬ ઠ્ઠું ,, | ૩.૩ | ૨.૩ |
| ૩ જું ,, | ૧૩.૧ | ૧૦.૮ | ૭ મું ,, | ૩.૧ | ૦.૧ |
| ૪ થું ,, | ૧૧.૫ | ૭.૬ | | | |
| કુલ નીચલાં ધોરણ | ૮૮.૪ | ૯૪.૭ | કુલ ઉપલાં ધોરણ | ૧૧.૬ | ૫.૩ |
| | | | એકંદર | ૧૦૦ | ૧૦૦ |

આ આંકડા ૧૯૩૫-૩૬ના મુંબઈ ઇલાકાના અહેવાલમાંથી લીધા છે. વડા પ્રધાન ખેર સાહેબે વર્ધા કેળવણી પ્રારંભ પરિષદમાં આ આંકડા દર્શાવેલા. આ પરથી સ્પષ્ટ દેખાય છે કે પ્રાથમિક શાળાના દર ૧૦૦ બાળકોમાંથી લગભગ ૩૧ બાળવર્ગમાં હોય અને ચોથા ધોરણ સુધી પહોંચતાં તેની સંખ્યા ૧૧ થઈ જાય છે. સાતમા ધોરણ સુધી તો ત્રણ જ પહોંચે છે. બાળાઓમાં તો એ સ્થિતિ વધુ ભયાનક છે; કારણ કે ૧૦૦ બાળામાંથી લગભગ ૪૨ બાળાઓ બાળવર્ગમાં હોય છે. તે ચોથા ધોરણ સુધી પહોંચતાં એમની સંખ્યા સાતની થઈ જાય છે અને સાતમા ધોરણમાં તો બાળા ભાગ્યે જ રહે છે.

આનો અર્થ સ્હેજ વધારે વિગતથી વિચારીએ. પ્રાથમિક શિક્ષણ એ તો મનુષ્યની કેળવણીનું ફક્ત પહેલું પગથિયું છે. એમાં ઉત્તીર્ણ થનાર બાળકે તો હજી કેળવણીમાં પ્રવેશ

કરેલો ગણાય અને છતાં એ પ્રદેશમાં પણ એની કેળવણી કેટલી બધી અપૂર્ણ રહી જાય છે! પરિણામ એ આવે છે કે ઘણાં બાળકોને નહિ જેવી કેળવણી મળે છે અને આમ દર વર્ષે પ્રાથમિક શિક્ષણ પાછળ ખર્ચાતા કરોડો રૂપિયાનું પરિણામ શૂન્ય જેવું આવે છે.

અહીં કરાડી-મટવાડના કાંઠાનાં ગામોમાં આ ભયંકર બગાડ હાલતાં ચાલતાં નજરે પડે છે. ૧૩-૧૪ વર્ષ ઉપરના અસંખ્ય વિદ્યાર્થીઓ બિચારા ઘેર બેઠા હોય છે એમને માટે કેળવણીનાં બારણાં બંધ થઈ ગયાં હોય છે. છેલ્લા ૧૦-૧૨ માસથી આ વિભાગમાં રેંટિયાની પ્રવૃત્તિને ખૂબ વેગ મળ્યો છે અને અમારા કાર્યાલયમાં આવા કિશોર વયના અસંખ્ય બાળકો વેચાતું સૂતર કાંતી આપી જાય છે અને એમાંથી થોડી ઘણી કમાણી કરે છે. કેટલીકવાર એવા વિદ્યાર્થીઓની હું વધુ તપાસ કરૂં છું તો જણાય છે કે એમાંના ૭૦ ટકાએ શાળા છોડી દીધી હોય છે અને ઘણા કિસ્સામાં તો દુઃખદ કથા એ હોય છે કે હોંસ છતાં એમને એમની કેળવણી અધવચમાં સંકેલી લેવી પડે છે.

આ વિદ્યાર્થીઓનું કેળવણીનું ગાડું પ્રવેશદ્વારમાંજ કેમ ખૂંચી જાય છે? પ્રાથમિક શિક્ષણમાં થઈ રહેલા આ ભયંકર બગાડનું કારણ શું? એ વિદ્યાર્થીઓના વધુ પરિચયમાં આવીએ છીએ અને એમની કૌટુંબિક સ્થિતિની વિગતો મેળવીએ છીએ તો ખબર પડે છે કે એમની ગરીબાઈ એમને માટે વધુ કેળવણીનાં દ્વાર સદા માટે બંધ કરી દે છે. હિંદ અતિશય ગરીબ દેશ છે, પરંતુ એ ગરીબાઈની કથા વધુ દુઃખદ એટલા માટે બને છે કે એ દેશની ભુખે મરતી પ્રજા પર જે થોડી ઘણી નહિ જેવી કેળવણીની વ્યવસ્થા ઠોકી બેસાડી છે તે એટલી બધી ખર્ચાળ છે કે એનો મેળ જ ગરીબ પ્રજાના સંજોગો સાથે બેસતો નથી. મેં આવા કેટલાક વિદ્યાર્થીઓની વધુ ઝીણવટથી તપાસ કરી તો એમ સ્પષ્ટ દેખાયું કે વધુ અભ્યાસની હોંશ તો છે; પરંતુ ફી અને પુસ્તકોના પૈસા જ નથી. એ બિચારાને રોટલાના સાંસા હોય તો મહિને ૦-૪-૦, ૦-૮-૦ ની ફી તો ક્યાંથી જ ભરી શકે? અને આજે તો કેળવણી પુસ્તકોનાં પાનામાં ગોંધાઈ ગઈ છે એટલે પ્રત્યેક વર્ષ માટે ખરીદવાનાં પુસ્તકોની સંખ્યા તેમ જ કીંમત વધતી જ જાય છે.

પ્રાથમિક શિક્ષણ શરૂઆતમાં જ અધુરૂં રહી જાય છે તેનું એક કારણ આ છે. બીજું મહત્ત્વનું કારણ એ છે કે કેળવણી ખર્ચાળ છે. તે ઉપરાંત તેની આખી પદ્ધતિ કૃત્રિમ, કઢંગી અને ગામપ્રજાની પરિસ્થિતિને પ્રતિકૂળ છે. ગામપ્રજાનો મુખ્ય વ્યવસાય ખેતી છે અને એ સાથેજ કેટલાક ગામઉદ્યોગોમાં એ પ્રજા ગુંથાયેલી રહી શકે છે. હવે આજની શાળાના આખાયે અભ્યાસક્રમમાં ખેતી કે ગામઉદ્યોગોને કશું સ્થાન નથી. શાળાનો સમય એવો છે કે એને લીધે ગરીબ માબાપનાં બાળકોને પોતાનાં ઉપયોગી ગૃહકામ છોડી શાળાની પુસ્તકીયા કેળવણીની ગોખણપટ્ટીમાં અને તેમાંથી ઉપજતી નિષ્ક્રિયતામાં અટવાઈ જવું પડે છે. શાળામાં ઉત્પાદનનું તો નામનિશાન હોતું નથી અને જે બાળકો ખેડૂતોને ઘરકામમાં મદદરૂપ થઈ પડે એ બાળકોને કેવળ નિષ્ક્રિય કેળવણીમાં પોતાનો કીમતી સમય વેડફી દેવો પડે છે. એ જાણે બહુ કીમતી કેળવણી હોય તેમ એ માટે ફી-પુસ્તક-વ્યાયામ વગેરેના ભારે ખર્ચોનો દંડ શાળાને ભરવો પડે છે. એ શાળાઓમાં જો બાળકોની ઉત્પાદન શક્તિનો વિકાસ થઈ શકતો હોત-એમના ગૃહકાર્ય અને ખેતી ધંધામાં એ શાળાની

કેળવણી કંઈક ઉપયોગી થઈ પડતી હોત, તો માબાપ ગરીબાઈની વિશેષ તંગી ભોગવીને પણ એમાં પોતાનાં બાળકોને મોકલી શકત. પરંતુ શાળાની કેળવણીમાં અથથી ઇતિ સુધી ગામ પ્રજાના સંસ્કારો અને વ્યવસાયોનો ભયાનક દ્રોહ પ્રવર્તી રહ્યો છે એટલે એ પ્રાથમિક શિક્ષણનાં-બારણાં ગામ બાળકોની મોટી સંખ્યા માટે બંધ જ રહે એમાં શી નવાઈ? એવી ખર્ચાળ કેળવણી બાળકો લેતાં હોય તે દરમ્યાન એનાં ગરીબ માબાપોને એમના ધંધામાં ઉપયોગી થઈ પડે એવા બાળસાથીઓ ગુમાવી દેવા પડે છે. અને કેળવણી પુરી થતાં બાળકોને બેકારીનો જ સામનો કરવો પડે છે. શાળાની કેળવણી એટલી બધી નિષ્ઠુર છે કે તે પુરેપુરી અનુત્પાદક હોવા ઉપરાંત ગામ બાળકોમાં જે કંઈ થોડા ઘણા ઉદ્યોગ અને પરિશ્રમના સસ્કારો રહ્યા હોય છે તેને પણ તે છિન્નભિન્ન કરી નાંખે છે. બેકારીમાં અટવાતો વિદ્યાર્થી હાથપગમાં પડેલી ઉત્પાદક શક્તિનો પણ ઉપયોગ કરવા નાલાયક બની રહે છે. પરિણામ આખરે એ આવે છે કે ગામપ્રજાની ગરીબાઈ વધારે ઘેરી બનતી જાય છે. આજની કેળવણીની આ કારમી કથા છે. એમાં થતા સમય, શક્તિ અને સંપત્તિના દુર્વ્યયની એ કરૂણ ભયંકરતા છે.

<u>ત્યારે કરવું શું? આવી પ્રજાદ્રોહી અને નિષ્ક્રિય કેળવણીના ત્રાસમાંથી પ્રજાને કેમ ઉગારી લેવી? ગાંધીજીએ એ કોયડાનો ઉકેલ વર્ધાકેળવણીની પદ્ધતિમાં આપી દીધો છે.</u> હાલ તરત તો એની કલ્પના ૭ થી ૧૪ વર્ષનાં બાળકો પુરતી જ કરી છે. પરંતુ જાગૃત, સમજુ ને શ્રદ્ધાવાન શિક્ષકો તો એમાં ૧૨-૧૩ વર્ષથી ૧૭-૧૮ વર્ષના વિદ્યાર્થીઓના સાચા-ઉત્પાદક અને બીનખર્ચાળ શિક્ષણનો માર્ગ કાઢી શકે છે. આજે લાખો રૂપિયાનો ખર્ચ કરી પ્રાથમિક શિક્ષણની જવાબદારી ઉપાડી લેનારા સંચાલકો આ શિક્ષકોએ એમાં થઈ રહેલા ભયંકર બગાડનો ઉકેલ વહેલી તકે આણવો જોઈએ. હજારો બાળકો માટે પ્રાથમિક શિક્ષણનાં બારણાં અકાળે બંધ થઈ જાય છે તેની ચાવી ગાંધીજીએ આપી છે તો તેનો ઉપયોગ કરવાની વ્યવસ્થા ઝટ થવી જોઈએ.

દિલખુશ દિવાનજી



---

## અભિપ્રાય

[૨]

'સુરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય'નો પ્રથમ ઉત્તમ અંક પ્રકટ કરવા બદલ હું આપને અભિનંદન આપું છું. સ્થાનિક સ્વરાજ્યની બાબતના જ્ઞાનમાં એની મારફત તમે કેટલો સુંદર ફાળો આપી શકશો! બીજી જિલ્લાબોર્ડો પણ આનું અનુકરણ કરે એમ ઇચ્છું છું. આવાં માસિકો પ્રસિદ્ધ કરવાની જરૂરિયાત જ્યારે સર્વત્ર સ્વીકારાશે ત્યારે સ્થાનિક સ્વરાજ્યના ધ્યેયની વધુ નજીક આપણે આવીશું.

ચૂનીલાલ ડી. બરફીવાલા
તંત્રી: સ્થાનિક સ્વરાજ્ય
[ લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટીટ્યુટ-મુંબઈ]

મુંબઈ
તા. ૨૨-૯-૩૯

ગા.– એ ગંદકીને ટાળું જો,
કચરો પૂંજો વાળું જો,
કૂવા, કૂંડી ગાળું જો.
આઝાદી! આઝાદી! એકવાર આવો જો,
એકવાર આવો જો.
આ.– હા, હવે હું આવું જો.
૨ જી પરી– મોરી પર કર વાડી બ્હેન!
શાકજી શાક ઉગાડી બ્હેન!
આ.– જાઓ, જલદી આવું બ્હેન!
આવી કાયમ રહેવું બ્હેન!
[ એ ગામદેવી જાય છે, અન્ય આવે છે ]
ગા.–આઝાદી! આઝાદી! એકવાર આવો જો!
મારા ઘર પર આવો જો!
આ.– ના, નહિ આવું જો.
૧ લી પરી.– તારે પાધર કાદવ જો,
કાદવમાં છે કીચ્ચડ જો,
એ કીચ્ચડમાં કાંટા જો.
આ.– કેમ કરીને આવું જો?
આવું તો નહિ રહેવું જો.
ગા.– ખોદાવું ગટરિયા જો,
પુરાવું પાથરિયાં જો,
પથરાવું કાંકરિયાં જો,
આઝાદી! આઝાદી! એકવાર આવો જો,
એકવાર આવો જો.
આ.– હા, હવે હું આવું જો,
૨ જી પરી– પાકા પથ બંધાવો બ્હેન!
તે પર જલ છંટાવો બ્હેન!
આ.– જાઓ જલદી આવું બ્હેન!
આવી કાયમ રહેવું બ્હેન!
[ એ ગામદેવી જાય છે, અન્ય આવે છે. ]
ગા.–આઝાદી! આઝાદી! એકવાર આવો જો,
મારા ઘર પર આવો જો.
આ.– ના, નહિ આવું જો.
૧ લી પરી– તુજ સીમાડે કોતર જો,
એમાં પૂર ભયંકર જો,
પાર થવું ના સુતર જો.
આ.– કેમ કરીને આવું જો?
આવું તો નહિ રહેવું જો.
ગા.– એ કોતરના પૂરે જો,
તાગ પાર ઉતારે જો,
દોરી તૂંબડે તારે જો.
આઝાદી!, આઝાદી! એકવાર આવો જો.
એકવાર આવો જો.
આ.– હા, હવે હું આવું જો.
૨ જી પરી – ઓવારા બધાવો બ્હેન!
પાકા પૂલ ચણાવો બ્હેન!
આ.– જાઓ, જલદી આવું બ્હેન!
આવી કાયમ રહેવું બ્હેન!
[ એ ગામદેવી જાય છે, અન્ય આવે છે. ].
ગા – આઝાદી! આઝાદી! એકવાર આવો જો,
મારા ઘર પર આવો જો.
આ.– ના, નહિ આવું જો.
૧ લી પરી. તારા વગડા બળતા જો,
પથી તડકે તરફડતા જો,
ઝાંઝવ જલ એતરતાં જો.
આ.– કેમ કરીને આવું જો?
આવું તો નહિ રહેવું જો.
ગા.– બાધું પથવિસામા જો,
વગડે વગડે સામા જો.
પરબ, પરબડી એમાં જો.
આઝાદી! આઝાદી! એકવાર આવો જો,
એકવાર આવો જો.
આ.– હા, હવે હું આવું જો.
૨ જી પરી.– વાડી વન વિસ્તારો બ્હેન!,
ફળ ફૂલ, ઝાડ ઉછેરો બ્હેન!
આ.– જાઓ, જલદી આવું બ્હેન!
આવી કાયમ રહેવું બ્હેન!
[ એ ગામદેવી જાય છે. અન્ય પ્રવેશે છે ]
ગા.– આઝાદી! આઝાદી એકવાર આવો જો,
મારા ઘર પર આવો જો,
આ.– ના, નહિ આવું જો.

૧ લી પરી– તુજ ઘર જગરો પેઠ્યો જો.
મરકી ને કોગળિયો જો,
તાવ, ટુંટિયો, તરિયો જો.
આ.– કેમ કરીને આવું જો!
આવું તો નહિ રહેવું જો.
ગા.– કડુ, કરિયાતું પીશું જો,
સ્વાદ ચટાકા તજશું જો,
વ્યાધિને વશ કરશું જો.
આઝાદી! આઝાદી! એકવાર આવો જો,
એકવાર આવો જો.
આ.– હા, હવે હું આવું જો.
૨ જી પરી– ઓસડ ઘરનાં કરજો બ્હેન!
જડીબુટ્ટીઓ સંઘરજો બ્હેન!
આ.– જાઓ, જલદી આવું બ્હેન!
આવી કાયમ રહેવું બ્હેન!
[ એ ગામદેવી જાય છે, અન્ય પ્રવેશે છે. ]
ગા.– આઝાદી! આઝાદી! એકવાર આવો જો,
મારા ઘર પર આવો જો.
આ.– ના, નહિ આવું જો.
૧ લી પરી– તુજ ઘર વસ્તી ગાંડી જો,
પીય દારૂ ને તાડી જો,
લુંટાવે ઘર વાડી જો.
આ.– કેમ કરીને આવું જો?
આવું તો નહિ રહેવું જો.
ગા.– દારૂમાં દવ દેશું જો,
પીશું તો પય પીશું જો,
ઘર વખરી નહિ ખોશું જો.
આઝાદી! આઝાદી! એકવાર આવો જો,
એકવાર આવો જો.
આ.– હા, હવે હું આવું જો.
૨ જી પરી– પકવો તાડે સાકર બ્હેન!
ખજુરીઓથી ખર્જુર બ્હેન!
આ.– જાઓ, જલદી આવું બ્હેન!
આવી કાયમ રહેવું બ્હેન!
[ એ ગામદેવી જાય છે, અન્ય આવે છે. ]
ગા.– આઝાદી! આઝાદી! એકવાર આવો જો,
મારા ઘર પર આવો જો.
આ.– ના, નહિ આવું જો.

૧ લી પરી– વસ્તી આરધી આંધી જો,
એને જ્ઞાનની બંધી જો,
જીવન એમનાં બંદી જો.
આ.– કેમ કરીને આવું જો?
આવું તો નહિ રહેવું જો.
ગા.– એ અંધાપો ટાળીશ જો,
બાંધી, બંધન બાળીશ જો,
વિદ્યા ભૂખ જગાડીશ જો.
આઝાદી! આઝાદી! એક વાર આવો જો,
એકવાર આવો જો.
આ.– હા, હવે હું આવું જો.
૨ જી પરી– ઘરઘર માંડ નિશાળો બ્હેન!
કર પાટી પરસાળો બ્હેન!
આ.– જાઓ, જલદી આવું બ્હેન!
આવી કાયમ રહેવું બ્હેન!
[ એ દેવી જાય છે, અન્ય આવે છે. ]
ગા.– આઝાદી! આઝાદી! એકવાર આવો જો,
મારા ઘર પર આવો જો.
આ.– ના નહિ આવું જો.
૧લી પરી.– ઘર ઘર જુદા ચોકા જો,
ધરમ ધરમના નોખા જો,
ભાઈ ભાઈથી વાંકા જો.
આ.– કેમ કરીને આવું જો?
આવું તો નહિ રહેવું જો.
ગા.– તડાં ગામનાં તોડું જો,
કોને નહિ તરછોડું જો,
ભાઈ કહીને તેડું જો.
આઝાદી! આઝાદી! એક વાર આવો જો
એકવાર આવો જો.
આ.– હા હવે હું આવું જો.
૨જી પરી.– ઊજવો ઇદ ને ઓરસ બ્હેન!
ગોરા, ગરબા ઓચ્છવ બ્હેન!
આ.– જાઓ જલદી આવું બ્હેન!
આવી કાયમ રહેવું બ્હેન!
[ દેવી આસનેથી ઊઠે છે. બધાં જાય છે. ]
પડદો પડે છે.
(સમાપ્ત)

ધડવાથી જ ફતેહમંદ થઈ શકતું નથી. આ જાતના તંત્રની સફળતાને માટે શું શું જરૂરનું છે તેનો આપણે વિચાર કરીશું.

જ્યાં પ્રજા અશિક્ષિત હોય ત્યાં લોકશાસન તંત્ર બનાવવાનું મુશ્કેલ બને છે કારણ કે આવા તંત્રમાં મતદારોના ઘણી મહત્ત્વની બાબતોમાં નિર્ણયો લેવા પડે છે અને પ્રજા અશિક્ષિત હોવાને લીધે પ્રશ્નોના ગુણદોષની તેમને સમજ ન હોય તો આવા તંત્ર મારફતે ભારે નુકસાન પણ થઈ શકે. અને તેથી જ લોકશાસનનો પાયો મજબુત બનાવવા માટે સામાન્ય સમજશક્તિ વિકાસ પામેલી હોવી જોઇએ. જે દેશના મતદારો બુદ્ધિપૂર્વક અને દેશના હિત માટે જ મત આપવાની વિવેકબુદ્ધિ ધરાવતા હોય ત્યાંજ આવાં લોકશાસન ફતેહમંદ થઈ શકે જે દેશના મતદારો પોતાના મતની જવાબદારી સમજતા ન હોય તે દેશનું લોકશાસન લોકોના હિતનું હોવાનો સંભવ નથી એવા લોકશાસનમાંથી ફાયદા કરતાં ગેરફાયદો વિશેષ થવાનો. **લોકોની એવી સમજ હોવી જોઇએ કે જેમાં દેશનું હિત છે તેમાંજ પોતાનું પણ હિત રહેલું છે. વ્યક્તિના હિત કરતાં દેશનું હિત મોટું છે અને તેથી લોકોએ નિસ્વાર્થ રીતે પોતાના અધિકારનો ઉપયોગ કરવો જોઇએ.**

કોઈ પણ લોકશાસનનો પાયો મતાધિકાર છે અને મતના અધિકાર પાછળ શી શી અને કેવી જવાબદારી રહેલી છે તેનો ઉલ્લેખ હવે પછીના લેખમાં કરીશું. **દુર્લભજી પરાગજી દેસાઈ**

---

# ગામડાંમાં વૈદકીય રાહત

ગામડાંઓમાં વધુ પ્રમાણમાં વૈદકીય રાહત મળે એ હેતુથી સરકારે સને ૧૯૩૬ના ઑક્ટોબર મહિનામાં ખાનગી રીતે વૈદકનો ધંધો કરનારને આર્થિક મદદ આપી દવાખાનાં ખોલાવવાની એક યોજના મંજુર કરી હતી. પરંતુ આ યોજના પ્રમાણે એલોપથી–પશ્ચિમની વૈદક પદ્ધતિ પ્રમાણે ધંધો કરનાર ડોકટરોની નીમણુંક કરવાની હતી અને શરૂઆતમાં પ્રાંતના છ જીલ્લાઓમાં જ્યાં જ્યાં વૈદકીય રાહતની વધારે જરૂર હતી ત્યાં દાખલ કરવામાં આવી હતી. આ છ જીલ્લાઓમાં સુરત જીલ્લાનો સમાવેશ થયો ન હતો.

સરકારે ત્યારબાદ સને ૧૯૩૮માં આ યોજનાને વધુ વિસ્તૃત બનાવી અને એમ ઠરાવ્યું કે વિસ્તારની અનુકૂળતા પ્રમાણે જી. બોર્ડો તરફથી ભલામણ મંગાવી એલોપથીક, આયુર્વેદિક કે યુનાની કોઇપણ પદ્ધતિનાં દવાખાનાં ખોલવાં અને એ અંગે આવતો ખર્ચ સરકારે અને જી. બોર્ડોએ અનુક્રમે ⅔ અને ⅓ના પ્રમાણમાં ભોગવવો. દવાખાનાંનાં સ્થળોની પસંદગી તેમજ ડાકટર, વૈદ અગર હકીમની નીમણુંક વિ. અંગે સરકારે નિયમો પણ બનાવ્યા જેમાંના મુખ્ય નીચે પ્રમાણે છે.

(૧) સરજન જનરલ દવાખાનાઓનાં કેન્દ્ર અને કામ કરનાર ડાકટર, વૈદ કે હકીમે વીઝીટ કરવાનાં આસપાસનાં સ્થળો જી. કલેકટર, સીવીલ સરજન અને જીલ્લા બોર્ડના પ્રમુખની સલાહ લઈ નક્કી કરશે.

(૨) જી. બોર્ડના પ્રમુખ અને સીવીલ સરજન સાથે મળી ડાકટર, વૈદ અગર હકીમની પસંદગી કરશે અને તે સરજન જનરલની બહાલીને પાત્ર રહેશે.

(૩) પસંદ થયેલા ડાકટર, વૈદ અગર હકીમે દવાખાનાના કેન્દ્રે પોતાના ખર્ચે જવું પડશે. એલોપથીક ડાકટરને આર્થિક મદદના મહિનાના રૂા. ૫૦), એકથી વધું ગામે કામ કરવાનું હોય ત્યારે પ્રવાસ ખર્ચના માસિક રૂા. ૨૫) અને દવાઓ અંગે વાર્ષિક રૂા. ૩૫૦) આપવામાં આવશે. વૈદ અગર હકીમને આર્થિક મદદના મહિનાના રૂપીઆ ૩૦), એકથી વધુ ગામે કામ કરવાનું હોય ત્યારે પ્રવાસ ખર્ચના માસિક રૂા. ૧૫ અને દવા માટે વાર્ષિક રૂા ૧૫૦) આપવામાં આવશે દવાના ઇન્ડેન્ટ સીવીલ સરજન મારફત મોકલવાં.

(૪) દવાખાના માટે યોગ્ય મકાનની સવડ જી. બોર્ડ જે ગામે દવાખાનું હોય તે ગામ લોકના ખર્ચે કરવી.

(૫) ડાકટર, વૈદ અગર હકીમે ગરીબ દરદીની સારવાર મફત કરવાની છે અને એ માટે જે માણસની માસિક આવક રૂા. ૩૦ અગર તેથી ઓછી હોય તે તથા તેના પર આધાર રાખતાં તેના કુટુમ્બનાં બીજા માણસોને ગરીબ ગણવામા આવશે.

(૬) ડાકટર, વૈદ અગર હકીમ ખાનગી ધંધો કરી શકશે અને ગરીબ ન હોય તેવા દરદીઓને ઘેર જઈ તપાસ કરવા વિ. માટે નીચેના ધોરણે ફી લઈ શકશે.

| | |
|---|---|
| (અ) જે ગામમાં દવાખાનું હોય તેજ ગામમાં દિવસ દરમ્યાન વિઝીટ માટે | રૂા. ૧ વિઝિટ દીઠ |
| (બ) જે ગામમાં દવાખાનુ હોય તેજ ગામમાં સૂર્યાસ્તથી સૂર્યોદય દરમ્યાનની વિઝિટ માટે | રૂા. ૨ વિઝિટ દીઠ |
| (ક) જે ગામમાં દવાખાનું હોય તે ગામની હદની બહાર વિઝિટ માટે | દિવસ અગર રાત્રિનો સમય હોય તે પ્રમાણે ઉપર (અ) અને (બ)માં જણાવેલી ફીથી બેવડી ફી અને એ ઉપરાંત જો મફત વાહનની જોગવાઈ ન હોય તો મજલના દરેક માઈલ દીઠ બે આના. |
| (ડ) ઈંજેકશન | ઈંજેકશનની દવાની કીંમત અને વિઝિટ ફી ઉપરાત ઈંજેકશન દીઠ એક રૂપીઓ. |

ઉપલું ધોરણ વધુમાં વધુ કેટલી ફી લઈ શકાય તે માટેનું છે અને જે કેસોમાં ફી ઓછી લેવાને જરૂરી અગર ઇચ્છવાયોગ્ય લાગે એવા કેસોમા ડાકટર, વૈદ અગર હકીમ તેમ કરી શકે છે.

જે વિસ્તાર ડાકટર, વૈદ અગર હકીમને સોંપાયો હોય તેની બહાર તેને સાધારણ રીતે જવાનું નથી.

(૭) રોગચાળા દરમ્યાન સીવીલ સરજ્યન અગર જી. બોર્ડના પ્રમુખ જે ફરજો બજાવવાનું જણાવે તે ફરજો ડાકટર, વૈદ અગર હકીમે બજાવવી પડશે. આ ફરજો બજાવવાના બદલામાં આર્થિક રીતે તેમને કશું મળશે નહિં પરંતુ આવા રોગચાળાના સમય દરમ્યાન તેને આખા વખત માટે ફરજ બજાવવી પડે તેમ હશે તો રોગચાળા દરમ્યાન ખાસ ડાકટર નીમવામાં આવે તેને અપાતું વેતન આપવામા આવશે.

(૮) દવાખાનાનો વહીવટ જી. બોર્ડના પ્રમુખ કરશે અને એ અંગે સીવીલ સરજનની વખતો વખત જોઈતી સલાહ લેશે.

ઉપરની યોજના પ્રમાણે સરકારે સુરત જિલ્લામાં નીચે પ્રમાણે દવાખાનાં ખોલવા નવેમ્બર ૧૯૩૮ માં મંજુરી આપી હતી.

| તાલુકો | ગામ | દવાખાનાની જાત | તાલુકો | ગામ | દવાખાનાની જાત |
|---|---|---|---|---|---|
| ઓલપાડ | પીંજરત | આયુર્વેદીક | પારડી | રોહીણા | આયુર્વેદિક |
| જલાલપોર | નાગધરા | ,, | બારડોલી | સરભોણ | ,, |
| ચીખલી | હરણગામ | યુનાની | ચોર્યાશી | બમરોલી | ,, |
| વલસાડ | ઉંટડી | ,, | માંડવી | કસાલ | ,, |

ઉપલી મંજુરી મળ્યા બાદ યોગ્ય વૈદો અને હકીમની પસંદગીનું કામ હાથ પર લેવામાં આવ્યું હતુ અને કસાલ અને ઉંટડી સિવાય બીજી જગ્યાએ દવાખાનાં શરૂ થઈ ગયાં છે. કસાલ અને ઉંટડી સંબંધમાં વધુ વિચારણા ચાલે છે.

વૈદો અને હકીમને પોતાનાં દવાખાનાં ઉપરાંત નીચેનાં ગામોએ નિયમિત વિઝીટ કરવા જણાવવામાં આવ્યું છે:—

| દવાખાનું | દવાખાનાના વૈદ અગર હકીમે વીઝીટ કરવાના ગામો. |
|---|---|
| પીંજરત | બાકુન, તેના, બરબોધન, દીહેણ |
| નાગધરા | પુણી, ડભલાઈ, મહુડી, સરપોર |
| હરણગામ | સુરખાઈ, માણેકપોર, દેગામ સાદડવેલ |
| રોહીણા | પરીયા, ગોઇમા, સોનવાડા, અંબાચ |
| સરભોણ | નોગામા, વડોલી, અગલસાડી |
| બમરોલી | ખુડીયા, પાંડેસરા, વડોદ |

આ યોજના અંગે સરકારે સને ૧૯૩૯-૪૦ માં એટલે ચાલુ વર્ષે પણ ૧૩ દવાખાના વા બેડંની ભલામણો માગી છે અને તે ઉપરથી બોર્ડે તા ૨૮-૮-૩૯ ને રોજ ઠરાવ કરી નીચે પ્રમાણે દવાખાના ખોલવા મન્જૂરી માંગી છે જે મંજૂરી મળ્યા બાદ જેમ બને તેમ જલદી દવાખાનાં ખોલવા પગલાં લેવામાં આવશે. ચાલુ વર્ષની ભલામણોમાં સરકારની સૂચના અનુસાર એલોપેથીક દવાખાના માટેની ભલામણો પણ કરવામાં આવી છે.

| તાલુકો | ગામનું નામ | દવાખાનાની જાત | તાલુકો | ગામનું નામ | દવાખાનાની જાત- |
|---|---|---|---|---|---|
| વલસાડ | માલવણ | આયુર્વેદિક | બારડોલી | મઢી | ,, |
| ચોર્યાશી | કપલેથા | યુનાની | પારડી | વાઘછીપા | ,, |
| માંડવી | શાહવાવ-દેવગઢ | એલોપેથીક (ડાક્ટરે બન્ને જગ્યાએ એક એક દિવસ દવાખાનું ચલાવવાનું છે.) | જલાલપોર | ઓરીકુંભીયા | આયુર્વેદિક |
| | | | ઓલપાડ | સ્યાદલા | ,, |
| | | | જલાલપોર | અંબાડા | એલોપેથીક |
| | | | પારડી | દેગામ કરાયા | આયુર્વેદિક |
| | | | બારડોલી | ગોડધા | ,, |
| ચીખલી | ખોડવાંક | એલોપેથીક | ચીખલી | ખુડવેલ | ,, |
| | | | ચોર્યાશી | સણીયા કણદે | એલોપેથીક |

# ગામ સુધારણા સપ્તાહ

## બીજા વર્ષનો (૧૯૩૯–૪૦) કાર્યક્રમ.

### નિવેદન

ગામ સુધારણા સપ્તાહની ગયા વર્ષની યોજનાનો હેવાલ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. એ પરથી માલૂમ પડશે કે યોજના ઠીક રીતે ફતેહમંદ નીવડી છે. યોજનાનો અમલ કરતાં આપણને મીઠા તેમજ કડવા બન્ને અનુભવો મળ્યા છે. ગયા વર્ષમાં જે કામ થઈ શક્યું છે તેની વિગતો હેવાલમાં જણાવવામા આવી છે.

ગામ સુધારણા સપ્તાહનો કાર્યક્રમ પાંચ વર્ષનો છે. અને તેથી બીજા વર્ષના કાર્યની શરૂઆત કરીએ તે પહેલાં આ યોજનાની શરૂઆત, તેના હેતુ અને એ માટેની કાર્યપદ્ધતિ અહિં ટુંકાણમાં જણાવવી ઉપયોગી થઈ પડશે.

**યોજનાનો જન્મ**

કોંગ્રેસ પક્ષ બોર્ડમાં આવ્યો ત્યારથી જાણતો હતો કે બોર્ડના સાધનો એટલાં બધાં મર્યાદિત છે કે પોતાના વહીવટના રસ્તાઓ સારી સ્થિતિમાં રાખવા પાછળ જે ખરેખર ખર્ચ કરવો જોઇએ તેનો ફક્ત ૨૫ ટકા જેટલો જ ખર્ચ બોર્ડ કરી શકે એમ છે. ગયા વર્ષના નિવેદનમાં બોર્ડની જે આર્થિક સ્થિતિ જણાવવામાં આવી છે એ સ્થિતિમાં બોર્ડ જનતાની સેવા માટે બે બાબત સિવાય બીજુ ખાસ કરી શકે એમ નહોતુ. એક તો વહીવટ કરકસરી બનાવવો અને બીજું તેને વધારે સંગીન બનાવવો. બોર્ડે વહીવટમાં કાપકુપ માટે દરખાસ્તો કરી દીધી છે અને મધ્યસ્થ સમિતિના આખરી નિર્ણયની રાહ જોવાય છે. વહીવટ વધુ સંગીન બનાવવા માટે પણ જરૂરી પગલા લેવાયા છે. આ પગલાંના પરિણામ માટે અભિપ્રાય તો લોકો પોતે જ સારી રીતે આપી શકે. પણ બોર્ડને આટલાથી સંતોષ નહોતો. બોર્ડમાં દાખલ થવાનો કોંગ્રેસ પક્ષનો ખાસ ઉદેશ તો જિલ્લાના લોકની શક્ય હોય તેવી સંગીન સેવા કરવાનો હતો. તેથી બોર્ડ એ બાબત પર જુદા જુદા દૃષ્ટિબિંદુથી વિચાર કરી નીચે પ્રમાણે નિર્ણયો પર આવી હતીઃ—

(૧) બોર્ડનાં સાધનો એટલાં બધાં મર્યાદિત છે કે પોતાની ચાલુ ફરજો થોડે અંશે પણ પાર પાડવાને એ શક્તિમાન નથી. હાલ સાધનોમાં સુધારો થઈ શકે એમ નથી, કારણ કે ગામડાંના લોકો પર કરનો બોજો એટલો બધો ભારે છે અને પોતાનો ખેતીનો મુખ્ય ધંધો એવી ખરાબ હાલતમાં આવી ગયો છે કે એમના પર વધુ કર નાખવો એ બીલકુલ ગેરવ્યાજબી કહેવાય. ને છતાં પ્રાથમિક કેળવણી જેમાં વર્ષો થયાં કાંઈ પણ પ્રગતિ થઈ શકી નથી અને પ્રાથમિક કેળવણીનો કાયદો થયા પછીનાં પંદર વર્ષનો સમય જેને 'અંધકાર યુગ' તરીકે ઓળખાવી શકાય તેનો વિકાસ કરવાના હેતુથી લોકલફંડ સેસમાં એક પૈસાના વધારા માટે લોકોને સમજાવી સંમતિ લેવાનુ મુશ્કેલ કામ હાથ પર લીધું. લોકોએ આ બાબત સમજવાનું શાણપણ બતાવ્યું અને જિલ્લાના મુખ્ય ગામોમાં મળેલી લગભગ ૨૦૦ જાહેર સભાઓમાં આ

વધારાના એક પૈમાના કર માટે સંમતિ આપી. આ વધારા માટે સરકારની મંજુરી મળી ગઈ છે. અને પ્રાથમિક કેળવણી માટે જે જુદા જુદા સુધારા આવશ્યક હતા તે હવે હાથ પર લેવાશે. બોર્ડની આવક સુધારવાનું બીજું સાધન સરકારી ગ્રાન્ટ છે. આ દિશામાં અમે બહુ આશા રાખી શકતા નથી. કારણ કે સરકારે એટલા બધા અગત્યના સામાજિક સુધારા હાથ પર લીધા છે કે બોર્ડને તે મદદ કરી શકે એવી આશા રાખી શકાય નહિ.

વસ્તુસ્થિતિ આવી હોવાથી બોર્ડે બધી પરિસ્થિતિની સંભાળપૂર્વક તપાસણી કરી છેલ્લા દોઢસો વર્ષ દરમ્યાન ગામ સુધારણાના મુશ્કેલ બનેલા સવાલનો ઉકેલ કરવાનો પ્રયત્ન કર્યો અને બોર્ડ એવી માન્યતા પર આવી કે ગરીબાઈને લીધે ગામડાંના લોકો તમામ આત્મવિશ્વાસ ગુમાવી બેઠા છે, અને છેક નિરાશાજનક અને દબાયલી મનોદશામાં રહે છે. લોકો સામાજિક જીવન પ્રત્યેની પોતાની ફરજ ભૂલી ગયા હતા અને બીજાની મદદ પર આશા રાખવાને ટેવાઈ ગયા હોવાથી પોતાના સઘળાં સુખસગવડ માટે કાતો સરકાર કે લોકલ બોર્ડ જેવી સંસ્થા પર આધાર રાખી બેસી રહેતા હતા. જિલ્લા લોકલ બોર્ડે કાંઈ સેવા કરી હશે પણ એક બાબતમાં તો ચોખ્ખી લોકોની કુસેવા જ થઈ છે. અને તે લોકોને બીજાના આધાર પર બેસાડી રાખતા કરવાની. ગામડાના લોકોમાંથી સ્વાશ્રય નાશ પામ્યા જેવો જ હતો અને વ્યવસ્થિત પ્રયત્નો એ એક ભૂતકાળની જ વાત બની ગઈ હતી. બોર્ડ તેથી એવા નિર્ણય પર આવી કે જનતાની જો ખરેખર સેવા કરવી હોય તો જે મૂળ કારણોને લઈ ગામડાંમાં સુધારો થઈ શક્યો નથી તે નાબુદ થવાં જોઈએ. પહેલાં તો નિરાશા ને નિરુત્સાહની લાગણી દૂર કરવી જોઈએ અને તેઓમાં રહેલી શારીરિક શક્તિનું ભાન કરાવવું જોઈએ. જો આ શક્તિનો બરોબર ઉપયોગ કરવામાં આવે તો થોડા વર્ષોમાં ગામડાઓની સ્થિતિમાં અજાયબી ભર્યો ફેરફાર થઈ શકે.

### યોજનાનો હેતુ

ઉપર જણાવેલા સામાન્ય નિર્ણયો પર આવ્યા પછી ગામ સુધારણાની યોજના ઘડવા માટે લક્ષમાં રાખવાના ઉદ્દેશ નક્કી કરવાનું બોર્ડ માટે સહેલું હતું. ગામ સુધારણા સબંધની સ્વાશ્રયની યોજના ઘડતી વેળા નીચેના ઉદ્દેશ લક્ષમાં રાખવામાં આવ્યા હતા.

(અ) પહેલાં તો લોકોમાં ઘર કરેલી નિરાશા અને નિરુત્સાહની લાગણી દૂર કરવી જોઈએ. પહેલા વર્ષના કાર્યક્રમમાં આમાં થોડે અંશે અમે ફત્તેહમંદ થયા છીએ. આ બીજા વર્ષમાં એને માટે હજી વધુ સારા અને મોટા પ્રમાણમાં પ્રયત્નો લાગતા વળગતા દરેકે કરવા પડશે જિલ્લાનાં ઘણાં નાના ગામોમાં હજી આપણે આશાનો સંદેશો પહોંચાડવાનો છે. એક વેળા લોકોને જો આશામય જીવન ઝરતા કરી શકાય તો કાર્યક્રમના બીજાં પગથીઆં ચઢવાં બહુ સહેલાં થઈ પડે. હાલની નિષ્ક્રિયતા અને નિરુત્સાહી માનસની જગ્યાએ, આશા અને શ્રદ્ધા પેદા કરવાં જોઈએ અને એમ થાય તો ગામ લોકોમાં ભારે જાગૃતિ લાવી શકાય.

(બ) બીજો ઉદ્દેશ લોકોને સ્વાવલંબી બનાવવાનો છે. જ્યા સુધી લોકો સરકારની તેમ જ લોકલ બોર્ડની ખરી આર્થિક સ્થિતિથી અજ્ઞાત હોય ત્યાં સુધી તેઓ પોતાનાં દરેક સુખ સગવડ અને સુધારા માટે તેના પર આધાર રાખ્યા કરશે. ગામ લોકોને પ્રાંતિક-સરકારનાં

તેમ જ જિલ્લા લોકલ બોર્ડનાં મર્યાદિત સાધનોની પૂરી જાણ કરવી જોઈએ અને આ સાધનોનો હાલ કેવી રીતે ઉપયોગ થાય છે તેનાથી પણ વાકેફગાર કરવા જોઈએ. આ બાબતમાં ખરી વસ્તુસ્થિતિ જાણવાથી પોતાના ગામના સુધારા માટે સરકારી મદદ પર આધાર રાખવાની હાલની વલણ નાબુદ થશે અને જાત મદદ અને સ્વ શ્રયની કિંમત તેમ જ જરૂરીઆત લોકો સમજી શકશે.

(ક) વર્ષો થયાં ગામડાંના સંઘજીવનમાં જે છિન્નભિન્નતાનું તત્વ દાખલ થયું છે તે અટકાવવું જોઈએ. સંઘજીવનની કિંમત લોકોને સમજાવવી જોઈએ અને ગામ સુધારણાના કામ સમૂહમાં કરવાની જરૂરિયાત પર ભાર મૂકવો જોઈએ. સઘળાં સશક્ત સ્ત્રીપુરુષોને ગામ સુધારણાનાં કામ થોડા દિવસ પણ સમૂહમાં વ્યવસ્થિત થઈ પાર પાડવા જણાવવું જોઈએ.

(ડ) ગામડાના મધ્યમ વર્ગમાંના જે જમીનના માલીક છે તે અને ખાસ કરીને તેમાંનો ભણેલો વર્ગ શારીરિક મહેનતની જરૂર પડે તેવી સઘળી પ્રવૃત્તિઓ તરફ ધીમે ધીમે ઉદાસીન બનતો જાય છે. એક વખત એવો હતો જ્યારે આજ વર્ગના વડવાઓ ખેતીવાડીના અને ઢોર ઉછેરના કામમાં જાતી શારીરિક મહેનત કરવામાં ગર્વ લેતા હતા. પરંતુ હવે આ કામ આ વર્ગ પોતાના નોકરો મારફત લે છે. ખેડુતોના ખરા લાભ માટે આવી વલણ ઘણી જ નુકશાનકારક છે અને તેથી આપણે શારીરિક મહેનતમાં રહેલું ગૌરવ પાછું સ્થાપીત કરવું જોઈએ. એમ થશે ત્યારે જ આપણા ગામડાંમાં ચેતન અને નવજીવન આવશે.

(ઈ) એ કબુલ કરવું જોઈએ કે ગામડાંઓમાં હજુ ગામ તરફની નાગરિક ફરજની ભાવના જાગૃત થઈ નથી અને તે કેળવવાની જરૂર છે. આ ભાવના સિવાય કોઈપણ પંચાયત ફત્તેહમંદ થઇ શકે નહિ. અને સારી રીતે કામ કરી શકે નહિ. ગામ સુધારણા સમાજની યોજના મારફત ગામ લોકોમાં આ ભાવના સજીવન કરવાનું ધાર્યું છે. ગામ સુધારણા સમાજની યોજના ટુંક વખતમાં સ્થપાનાર ગામ પંચાયતોને કામ કરવા માટે યોગ્ય ક્ષેત્ર પૂરું પાડશે.

(ફ) ગામમાં આસપાસની જગ્યા ચોખ્ખી અને સાફ ન હોય ત્યાં સુધી લોકો તંદુરસ્ત અને રોગમુક્ત બની શકે નહિ. ગામતળો ઘણી બાબતમાં સુધારવાં પડશે. પહેલાં તો ચોમાસામાં પાણી ભરાઈ રહે અને તેથી મચ્છર પાકી મેલેરીઆ પ્રસરે એવા ખાડાઓને માટીથી પુરી ગામતળની સપાટી સરખી કરવી જોઈએ. પછી સઘળી જાહેર જગ્યા પર મોરમ, રેતી, કંકર કે બાજુ પાથરી ગામતળને કાદવમુક્ત બનાવવા લોકોને સમજાવવું જોઈએ. ગામ પાદરો તરફ આજકાલ ધ્યાન અપાતું નથી અને એને લઇને તે નકામા અને પાણીથી ભરાઇ રહેલાં ખાડાઓવાળાં થઇ ગયાં હોય છે. જેમાં સામાન્ય રીતે ભેંસો પડી રહે છે. આ પાદરો જુવાન તેમજ ઘરડાંઓ માટે રમત ગમત અને આનંદ લેવાની ઉત્તમ જગ્યા તરીકે વપરાઇ શકે. આ પાદરોમાં જો વ્યવસ્થિતરીતે ઝાડો રોપવામાં આવે તો જાહેર સભાઓ માટે પણ ઉત્તમ સ્થાન થઇ શકે અને ઉન્હાળાના દિવસોમાં લોકોને છાંયડો પણ આપી શકે.

(ગ) જાહેર રસ્તાઓ પર પાસેની જમીનના ખાનગી માલીકોએ કરેલાં દબાણો ગામ સુધારણાના કામમાં મોટામાં મોટી હરકત આપે છે. લોકોની આ ફરીઆદ તરફ સરકાર બેદરકાર રહી છે. સરકારી અમલદારો આ દબાણો દૂર કરવાને ભાગ્યે જ આગળ પડી પગલાં

લે છે. એ સિવાય એ કામ માટે પુરતા સરકારી માણસો પણ હોતા નથી. જ્યાં સુધી સરકાર આ પ્રશ્નોનો સંતોષકારક રીતે નીકાલ કરે નહિ ત્યાં સુધી મોટા પાયા પર સ્વાશ્રયથી ગામ રસ્તા સુધારવાનું કામ મુસ્કેલી ભરેલું રહે છે. જિલ્લા લોકલ બોર્ડે આ બાબતમાં યોગ્ય કરવા સરકારને લખ્યું છે. એ દરમ્યાન લાગતા વળગતા લોકોની વિવેક બુદ્ધિ અને રેવન્યુ અમલદારોના હાર્દિક સહકારથી થોડે અંશે એનો ઉપાય થઇ શકશે. અનેક દાખાઓની હયાતિ ગામ લોકોની ગામની સામાન્ય જરૂરીઆત તરફ ઉદાસિનતા સૂચવે છે અને તેટલે અંશે નાગરિક ફરજનો અભાવ બતાવે છે.

(ह) જ્યા સુધી મતદારો પોતાની જવાબદારી સમજે નહિ ત્યાં સુધી કોઈ પણ પ્રજાશાસનતંત્ર ફત્તેહમંદ બનાવી શકાય નહિ. આ જવાબદારીનું ભાન કરાવવાનો આ યોજનાનો હેતુ છે.

(આઇ) કોઈપણ જાહેર વહીવટ બારે પ્રમાણિકપણું અને શુદ્ધિ માગે છે. આજના વહીવટમાં અનેક અશુદ્ધિઓએ ઘર કર્યું છે. એને માટે લોકો પણ જવાબદાર છે. એ જવાબદારીનુ પણ ભાન કરાવવું એ આ યોજનાનો એક હેતુ છે.

"ગામ સુધારણા સપ્તાહ" યોજના

આ ઉદ્દેશો પાર પાડવા માટે બોર્ડે નીચેની યોજના ઘડી છે. યોજનાનું તાત્પર્ય એ છે કે જિલ્લાના દરેક ગામના સશકત સ્ત્રી પુરૂષોએ ગામ સુધારાનાં કામ માટે સાત દિવસ માટે પોતાની જાત મહેનત મફત આપવી જોઇએ. આ સપ્તાહની વિધિસર ઉજવણી માટે તા. ૬ ઠ્ઠી એપ્રીલથી શરૂ થતું ૧૨ મી સુધીનું અઠવાડિયું નક્કી કરવામાં આવ્યું છે. પરંતુ ખરી રીતે લોકો ચોમાસા સિવાય વર્ષના બધા દિવસોમા પોતાની અનુકૂળતા પ્રમાણે ગામ સુધારણાનું કામ કરે છે. એ પ્રમાણે ગામ સુધારણાના સામાન્ય ઉદ્દેષ માટે દરેક સશકત સ્ત્રી પુરૂષે પોતાની સાત દિવસની જાત મહેનત આપવાની છે. એ ઉપરાંત રસ્તાઓ પાકા કરવા માટે જોઇતો માલ લાવવાને પોતાના ગાડી બળદ પણ સાત દિવસ માટે મફત આપે એવી આશા રાખવામાં આવે છે. જાત મહેનત ગામ રસ્તાને સુધારવા માટે જરૂરી માટી કામ કરવા પાછળ કામ લાગે છે. આ પ્રમાણે કરેલાં માટી કામની સપાટી ગ્રાવલ, રેતી, કંકર, બાટુ કે મુરમ નાંખી પાકી બનાવવામાં આવે નહિ ત્યાં સુધી નકામી થઈ પડે છે. અને તેથી ગાડી બળદનો ઉપયોગ આ બીજા કામ માટે લેવાય છે. આ બધું થયા છતાં જ્યાં જરૂર હોય ત્યાં પાણીના માર્ગનું સાધન જેવું કે ગરનાળું, કોઝવે, હ્યુમ પાઇપ વિ. ન હોય ત્યાં સુધી રસ્તાનું કામ અધુરું રહેલું કહેવાય. પણ એ માટે ઘણો ખર્ચ કરવો પડે અને લોકો તેમ કરી શકે નહિ આ માટે સરકાર જરૂરી નાણાં આપશે એવી બોર્ડ આશા રાખે છે.

ગામ સુધારણા સપ્તાહની ઉજવણી માટે નીચે પ્રમાણે કાર્યક્રમ છેઃ—

સપ્તાહના અઠવાડીઆના પહેલા ચાર દિવસ કોઈ ગામ રસ્તો યા ગામતળ સુધારવાનું અગર બીજું કાયમી ઉપયોગનું કામ કરવું. એ દિવસો દરમ્યાન ગામ લોકે જરૂરી સુધારા માટે પોતાની જાત-મહેનત આપવી જોઇએ. અને એ કામ સમૂહમાં રહીને કરવું જોઈએ તમામ જરૂરી સલાહ અને સૂચના જિલ્લા લોકલ બોર્ડના એન્જીનીયર તથા ઓવરસીયરો તરફથી આપવામાં આવશે.

અઠવાડિયનો પાંચમો દિવસ "સ્વચ્છતા દિન" તરીકે નક્કી કરવામાં આવ્યો છે. આ દિવસે પણ ગામના દરેક સશક્ત સ્ત્રી પુરુષે આખા ગામને સાફ કરવાના કામ માટે જાતમહેનત પુરતી આપવી જોઈએ. પહેલાં તો દરેક ઘરવાસીએ પોતાના ઘરનું આંગણું તથા પાછળનો ભાગ સાફ કરી દેવાં જોઈએ. ત્યારપછી સામાન્ય જાહેર જગ્યાઓનું સફાઈકામ હાથ પર લેવું. ગયે વર્ષે અનેક ગામોમાં આ સામાન્ય સફાઈનું કામ હાથ પર લેવામાં આવ્યું હતું. અને એને પરિણામે જમાના થયાં જમા થયેલો ગંદવાડ અને કચરો એકઠો કરી બાળી નાંખવામાં આવ્યો હતો. આ દિશામાં આ વરસે વધુ મજબુત પ્રયત્ન કરવો પડશે કે જેથી બાકી રહેલાં ગામો આ કામ પણ ઉત્સાહથી હાથ પર લે.

છઠ્ઠો દિવસ "વૃક્ષારોપણ અને ઉદ્યોગ દિન" તરીકે નક્કી કરવામાં આવ્યો છે. આ દિવસે દરેક ઘર માલીક પોતાના વાડામાં અગર ખેતરમાં ઓછામાં ઓછું એક ફળ આપતું નવું ઝાડ રોપે એવી આશા રાખવામાં આવી હતી. પરંતુ એપ્રીલ માસ ઝાડ રોપવા માટે અનુકૂળ ન હોવાથી હવે વૃક્ષારોપણ માટે દર વર્ષનો ૧ લી ઑગષ્ટનો દિવસ નક્કી કરવામાં આવ્યો છે. તેથી હવે આ છઠ્ઠો દિવસ "સહકાર દિન" તરીકે ઉજવાશે. અને એ દિવસે બને તેટલા ગામોમાં સભાઓ રાખી સહકારના સિદ્ધાંત પર થતા કામના તથા જુદા જુદા હેતુ માટે સ્થપાતી સહકારી મંડળીઓના ફાયદા સમજાવાશે. આ વિષય પર સહકારી ખાતા તરફથી પત્રિકા તૈયાર કરાવી દરેક ગામમાં વ્હેંચવામાં આવશે. આ ઉપરાંત નાના ગૃહ ઉદ્યોગો સંબંધી પત્રિકાઓ મારફતે લોકોને જરૂરી માહિતી આપવામાં આવશે.

સાતમો અને છેલ્લો દિવસ બીજા દિવસો જેટલો જ મહત્વનો છે. આ દિવસ બે હેતુ માટે રાખવામાં આવ્યો છે. એક તો આનંદ કરવાનો. ગામ જીવન હમણાં હમણાં બીલકુલ શુષ્ક થઈ ગયું છે. પહેલાંનાં ગામડાં આનંદ અને કલ્લોલ કરતાં જણાતાં હતાં તે આનંદ અને કલ્લોલ આજે નાશ પામ્યાં છે. ફરીથી આવું આનંદી જીવન સચેત કરવું જોઈએ. બીજો હેતુ થયેલા કામની સમીક્ષા કરવાનો છે. લોકો સાંજના જાહેર સભા ભરી એકઠા થઈ વર્ષ દરમ્યાન ગામ સુધારણા માટે જે જે કરવામાં આવ્યુ હોય તેના પર દ્રષ્ટિપાત કરી બીજા વર્ષ દરમ્યાન શું કાર્યક્રમ રાખવો એ નક્કી કરશે સ્વસુધારણા બાબત સભામાં બીજા ઠરાવો પણ કરવામાં આવશે. આ દિવસે 'ઉત્સવ દિન' તરીકે ઉજવવાના પ્રથમ ચિન્હ તરીકે જ્યાં જ્યાં લોકલ બોર્ડની શાળા છે તે દરેક ગામમાં તે દિવસે સવારે નાનાં મોટાં છોકરા છોકરીઓની રમત ગમતની હરિફાઈ રાખવી. સ્કૂલના હેડ માસ્તર એ સબંધી વ્યવસ્થા કરશે અને છોકરાંઓનાં માબાપને આ હરિફાઈ વેળા હાજર રહેવા વિનંતિ કરવામાં આવશે. બની શકે ત્યાં ઉત્સાહી ગામોમાં સાંજની જાહેર સભામાં હરિફાઈમાં જીતનારાઓને ઇનામ આપવા બાબત ગોઠવણ કરી શકશે.

ચાલુ વર્ષના કાર્યક્રમમાં એક નવી પ્રવૃત્તિ દાખલ કરવામાં આવી છે. દરેક તાલુકામાંથી નમુનેદાર ગામ બનાવવા માટે એક ગામ પસંદ કરવામાં આવશે. પાંચ વર્ષના કાર્યક્રમના ગાળામાં દરેક તાલુકામાં એક નમુનેદાર ગામ બનાવવામાં આવે તો તેનો દાખલો લઈ અનુકરણ કરવા બાકીનાં ગામો પ્રેરાય આ પ્રમાણે ગામડાંની હાલની સ્થિતિમાં મોટા ફેરફાર લાવી શકાય.

આ બોર્ડના મત મુજબ નીચે પ્રમાણે જે ગામમાં સિદ્ધિ થઈ હોય તે નમુનેદાર ગામ કહી શકાય:—

૧ ગામની હદમાં તમામ રસ્તા કાદવમુક્ત હોવા જોઈએ.
૨ આખા ગામમાં પૂરેપૂરી સ્વચ્છતા જળવાવી જોઈએ.
૩ ગામમાં કોઈપણ નિરક્ષર હોવું જોઈએ નહિ.
૪ ગામમાં કોઈ નશાબાજ હોવું જોઈએ નહિ.
૫ ગામમાં દરેકે ગામમાંજ કાતેલા સુતરના ખાદીનાં કપડાં વાપરવાં જોઈએ અને બીજી વસ્તુઓ સ્વદેશમાંજ બનેલી વાપરવી જોઈએ.
૬ પાદરની જગ્યા જાહેર સભા તેમજ બાળકોને રમવા લાયક વૃક્ષોની છાયાવાળી તેમજ સપાટ બનાવેલી હોવી જોઈએ.
૭ ગામની ખાનગી તકરારોના નિકાલ માટે ગામ પંચ હોવી જોઈએ.
૮ ગામમાં લગ્ન પાછળ મોટા ખર્ચ થવા ન જોઈએ તેમજ મરણ પાછળ બીલકુલ ખર્ચ થવા જોઈએ નહિ.
૯ ગામના દરેક ઘર માટે ખાડા જાજરૂની વ્યવસ્થા હોવી જોઈએ.
૧૦ ગામમાંથી અસ્પૃશ્યતા નાબુદ થયેલી હોવી જોઈએ.
૧૧ ગામના દરેક ઘરમાં હાથછડા ચોખા તેમજ હાથે દળેલા લોટનો ઉપયોગ થવો જોઈએ.
૧૨ ગામના કુવાઓ વરસમાં બે વાર ગળાવવા જ જોઈએ.
૧૩ દરેક ઘરદીઠ ઓછામાં ઓછી ઘરના ઉપયોગ માટે એક ગાય પાળેલી હોવી જોઈએ.
૧૪ ગામ અંગે વ્યાયામ સંઘ હોવા જોઈએ.
૧૫ ગામમાં એક પુસ્તકાલય તથા વાચનાલય હોવું જોઈએ.

**કાર્યપદ્ધતિ**

આ વિશાળ અને મહત્વની યોજના પાર પાડવા માટે ભારે પ્રચાર અને વ્યવસ્થાની જરૂર રહે છે.

**પ્રચાર**

(૧) જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ, ઉપ-પ્રમુખ, અને સ્કુલ બોર્ડના ચેરમેન ગયા વર્ષની માફક આખા જિલ્લામાં વ્યવસ્થિત પ્રવાસ કરશે અને એ માટે દરેક અઠવાડીઆના ત્રણ દિવસ જુદા જુદા તાલુકામાં જાશે. આ પ્રસંગનો કાર્યક્રમ લોકલ બોર્ડની તાલુકા કમિટી અને તાલુકા કોંગ્રેસ સમિતિની સલાહ લઈ નક્કી કરવામાં આવે છે. એક તાલુકાના રોજના ચાર પાંચ ગામ મુલાકાત માટે નક્કી કરવામાં આવે છે, અને જાહેર સભાઓના સમય પણ આગળથી નક્કી કરવામાં આવે છે એ ત્રણ દિવસનો કાર્યક્રમ છપાવી જે ગામોની મુલાકાત લેવાની હોય તેમાં તથા તેની આસપાસના ગામોમાં લોકોની જાણ માટે વ્હેંચવામાં આવે છે. જિલ્લા લોકલ બોર્ડના સ્થાનિક સભ્યો પ્રમુખના પ્રવાસમાં સામેલ થાય છે. એ પ્રમાણે ત્રણ દિવસ દરમ્યાન એક તાલુકાનો પ્રવાસ પૂરો કરવામાં આવે છે અને બીજા અઠવાડિયામાં બીજો તાલુકો લેવાય છે. એ રીતે આખા જિલ્લાનો એક પ્રવાસ બે મહિનામાં પૂરો કરવામાં આવે છે.

(૨) ગામ સુધારણાના જુદા જુદા વિષયો પર પત્રિકાઓ તૈયાર કરાવી ગામોમાં વ્હેચવામાં આવશે. એવી અગીઆર પત્રિકાઓ તૈયાર કરાવી, છપાવી, ગયે વર્ષે ગામોમાં વ્હેંચવામાં આવી હતી. આ વરસે પણ લોકોને એક રીતે શિક્ષણ આપવાની આ પદ્ધતિ ચાલુ રાખવામાં આવશે.

(૩) રવિવારોએ અને બીજા રજાના દિવસોએ પ્રભાતફેરી કાઢવા માટે સ્કૂલ માસ્તરોને જણાવવામાં આવ્યું છે, અને પ્રભાતફેરીઓમા ગામ સુધારણાને લગતા ગીતો બાળકો ગાશે. ગયે વર્ષે આ ગીતો સ્કૂલ માસ્તરો પાસે રચાવ્યાં હતાં. પરંતુ આ વરસને માટે વધુ સારા બનાવવા, જાણીતા લેખકોને વિનતિ કરવાનો ઇરાદો છે.

**વ્યવસ્થા**

જિલ્લા કમિટી:—આ વિશાળ યોજનાને અમલમાં મૂકવા માટે જિલ્લા લોકલ બોર્ડ ડિ. બોર્ડ સભ્યોની ગામ સુધારણા સપ્તક સમિતિ નીમી છે. અને આખી યોજનાને અમલમાં મૂકવા માટે આ સમિતિને સત્તા અપાઇ છે

તાલુકા સમિતિઓ—દરેક તાલુકા માટે ગામ સુધારણાના કામ માટે એક તાલુકા સમિતિ નીમવામા આવે છે. જે તે તાલુકાના ડીસ્ટ્રીકટ બોર્ડના સભ્યો અને તાલુકા કોંગ્રેસ સમિતિના સભ્યો આ સમિતિના હોદ્દાની રૂએ સભ્યો હોય છે. એ સિવાય આ કામમાં રસ લેતા હોય એવા તાલુકાના બીજા કાર્યકરોને સભાસદ તરીકે લેવામા આવે છે. આ સમિતિનું મુખ્ય કામ ગામ સમિતિઓ સ્થાપવાનું અને યોજના ફત્તેહમંદ રીતે પાર પાડવા લોકોને ઉત્તેજન આપવાનું છે. ડીસ્ટ્રીકટ બોર્ડની તાલુકા કમિટીના ચેરમેન આ સમિતિના હોદ્દાની રૂએ ચેરમેન હોય છે. અને સમિતિ માટે બે કે વધારે મંત્રી નીમવામા આવે છે.

ગામ સમિતિઓ:—ગામ સુધારણાનું કામ કરાવવા માટે ગામ સમિતિઓ જવાબદાર હોવાથી આ સમિતિઓ વ્યવસ્થામા સૌથી વધારે અગત્યનું સ્થાન ભોગવે છે ગામ સુધારણાનું કામ જાતમહેનતથી તેજ ગામોમા થઇ શકે કે જ્યા પક્ષો હોય નહિ અને સંપ હોય આ ગામ સમિતિના સભાસદો લોકોએ જ ચૂંટી કાઢવા હશે. એ માટે તાલુકા સમિતિના કોઇ વ્યવસ્થાપક ગામ લોકોની એક જાહેર સભા બોલાવશે અને આ સમિતિના ચેરમેન પણ આ સભામાં જ પસંદ કરવામા આવશે. ગામના પોલીસ પટેલ, તલાટી અને નિશાળ હોય તેના હેડ માસ્તર હોદ્દાની રૂએ આ ગામ સમિતિના સભાસદ રહેશે, સમિતિના ઓછામાં ઓછા બે મંત્રી રહેશે. જેમાંના એક ગામના સ્કૂલ માસ્તર હોદ્દાની રૂએ મંત્રી રહેશે, અને તેમનું કામ સમિતિ તરફથી પત્રવ્યવહાર કરવાનું રહેશે. સમિતિએ પસંદ કરેલા બીજા મંત્રી બીજું કામ કરશે.

આખી પ્રવૃત્તિ વિશાળ દૃષ્ટિએ રચવામા આવી છે અને જે કોઇ પણ કાર્યકર, આ કામમાં રસ લેતો હોય તે સભાસદ થઇ શકે. પછી ગમે તે જ્ઞાત, ધર્મ કે પક્ષનો હોય. સરકારે ગયે વરસે આ યોજના મંજુર કરી હતી અને જિલ્લામા અમલદારોને, ગામ સુધારણાના કામમાં બને એટલો મદદગાર થવા સૂચન કરવામા આવી હતી. સર્વે લાગતા વળગતાઓએ આ સહકાર ખુશીથી આપ્યો હતો અને આશા રાખવામાં આવે છે કે એવોજ સહકાર આ અતિ અગત્યના કામ માટે સરકારી અમલદારો ચાલુ રાખશે.

---

# કાયદાનું સામાન્ય જ્ઞાન.

[ ૨ ]

ગયા અંકમાં આપણે કાયદાઓના સામાન્ય જ્ઞાનની આવશ્યકતા માટે વિચાર કર્યો. આ અંકમાં આપણે કાયદાઓ કેવી રીતે અને શા માટે કરવામાં આવે છે તેનો વિચાર કરીશું. જનસમાજના વિકાસનો ઇતિહાસ આપણે તપાસીએ તો જણાશે કે જનસમાજ પ્રથમ વ્યવસ્થિત થયો હશે ત્યારે કાયદાઓ ઘડવાનું અને તેનો અમલ કરવાનું આજના જેવું વ્યવસ્થિત તંત્ર નહીં હોય. વ્યવસ્થિત બંધારણપૂર્વકની સરકારો સ્થપાઇ ગયા પછી જ કાયદાઓ કરવાનું કામ હાથ ઉપર લેવામાં આવ્યું હશે. આ સામાજિક વિકાસનો ઇતિહાસ ઘણો રસિક છે પણ તેનો ઉલ્લેખ આ સ્થળે અપ્રસ્તુત છે. સમાજ વ્યવસ્થાની શરૂઆતમાં લોકોનાં સાધનો અને જરૂરિયાતો સ્વાભાવિક રીતે જ ઘણા થોડાં હશે અને તે જમાનામાં કાયદાઓ પણ થોડા જ હશે પણ એક વાત આપણે યાદ રાખવી જોઇએ અને તે એ કે કાયદો ત્યાં જ સંભવે છે કે જ્યાં તેનો અમલ કરનાર વ્યવસ્થિત સરકાર હોય એટલે સ્થાપિત સરકારોના જમાનાથી જ કાયદાઓનું આગમન શરૂ થાય છે. કોઈ પણ સરકારને પોતાનો વહીવટ વ્યવસ્થિત ચલાવવો હોય તો તેણે બંધારણ પૂર્વક કાયદાઓ ઘડવા જોઇએ અને તે કાયદાઓનો અમલ કરવા માટે વહીવટી તંત્ર સ્થાપવું જોઇએ. આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે કોઈપણ સરકારની મુખ્ય પ્રવૃત્તિઓ–કાયદાઓ ઘડવામાં ને તેનો અમલ કરવામાં–દેશમાં વ્યવસ્થા જાળવવા અને તેને લડાઇના આક્રમણમાંથી સંરક્ષિત રાખવામાં અને આ બધી પ્રવૃત્તિઓ કરવા માટે જોઇતા ને કરો નાખી તેને માટે જોઇતાં નાણાં ઘર મારફતે ઉઘરાવવાની હોય છે. આજની આ બધી પ્રવૃત્તિઓ પૈકી કાયદા ઘડવાની પ્રવૃત્તિનો જ ઉલ્લેખ કરવાનો આ લેખનો હેતુ છે. કાયદાઓ કેવી રીતે અને કોણ ઘડે છે તે જાણવા માટે આપણે હાલના આપણા રાજબંધારણની કંઇ ઝાંખી કરવી પડશે. આપણે જાણીએ છીએ કે આપણા દેશ ઉપર બહારની પ્રજાનું એટલે કે અંગ્રેજ પ્રજાનું શાસન ચાલે છે. એ શાસન ચલાવવા માટે બ્રિટીશ સરકારે સને ૧૯૩૫નો કાયદો ઘડયો છે અને એ કાયદા અન્વયે હિંદુસ્તાનનું શાસન ચલાવવામાં આવે છે. આ શાસન ચલાવવા માટે આપણા દેશના અગીઆર પ્રાંતો બનાવવામાં આવ્યા છે. એ અગિયાર પ્રાંતનો વહીવટ દરેક પ્રાંતના બ્રિટીશ સરકારે નીમેલા ગવર્નર ચૂંટાયેલા પ્રધાન મંડળની મદદથી ચલાવે છે. આ અગીઆર પ્રાંતના આવા જુદા વહીવટ ઉપરાંત આખા દેશને માટે એક મધ્યસ્થ તંત્ર ચલાવવામાં આવે છે. તે તંત્રનો વડો અમલદાર હિંદુસ્તાનનો વાઇસરોય છે. આ અમલદાર ના. શહેનશાહનો સીધો પ્રતિનિધિ છે અને ઇંગ્લંડનું પ્રધાનમંડળ તેની નીમણૂંક કરે છે અને હિંદુસ્તાનના વહીવટ માટે તે બ્રિટીશ પ્રધાનમંડળને જવાબદાર

...ત લેવાની હોય સભ્યો તથા તેની ખાસ બ્રિટીશ સરકાર નિયુક્ત એક પ્રધાન મંડળ હોય છે.
... જિલ્લા લોકલ બોર્ડના સ્થાનિક સભ્યોનાં તંત્રને મધ્યસ્થ અગર વડી સરકાર કહેવામાં આવે
...વસ દરમ્યાન એક તાલુકાનો પ્રવાસ પૂરો કરે બે ધારાસભાઓ હોય છે. એકને એસેમ્બલી કહેવામાં
...લુકો લેવાય છે. એ રીતે આખા જિલ્લાનો એક પ્રતિનિધિઓની બનેલી છે. ઉપલી ધારાસભા યાને

# રમતગમતો ઈ. માટેની પેટા સમિતિનો હેવાલ

આ જિલ્લામાં ચાલતી આવેલી રમતગમતો, ગરબા, શિક્ષણ, સાથિયા વગેરેની હરિફાઇને અમે આવશ્યક અને આવકારદાયક માનીએ છીએ; પરંતુ 'કેળવણી પરિષદ' હાલ જે રીતે અને જેટલા સમયમાં આટોપવામાં આવે છે તે જોતાં તેનાથી કંઈ ઉપયોગી અર્થ સરી શકતો હોય એમ અમને લાગતું નથી, તેથી એ પરિષદ બંધ કરવી અને તેને ઠેકાણે 'તાલુકા શિક્ષક સમેલન' યોજવું. આ સમેલન માટે વાલોડ મહાલમાં એક અને બીજા તાલુકામાં બબ્બે સમેલન રાખવાં શિક્ષક તાલીમ વર્ગ જે સ્થળે ગોઠવવામાં આવે ત્યાં જ છેલ્લે દિવસે આ સંમેલન રાખવું અને તાલુકાના જે સ્થળના સંમેલનમાં ભાગ લેવાનું પોતાને અનુકુળ હોય તે સમેલનમાં જવાની શિક્ષકશિક્ષિકાઓને છૂટ રહે છે.

## શિક્ષક સંમેલન

(અ) રમતગમત, ગરબા ઈ. હરિફાઇઓ અને કેળવણી પરિષદો એક જ દિવસે ગોઠવાય છે તેથી એ કામોને માટે પૂરતો સમય મળી શકતો નથી, અને બધાં કામો ઉતાવળે સંકેલવાં પડે છે તેથી તેના હેતુની સિદ્ધિમાં–ખાસ કરીને કેળવણી પરિષદની બાબતમાં–ઘણી ત્રૂટી રહેવા પામે છે તેથી હવેથી આ પરિષદને રમતગમત અને ગરબા ઈ. ની હરિફાઈથી છૂટી પાડવી અને શિક્ષકોના તાલીમ વર્ગો ગોઠવાય છે તેના છેલ્લે દિવસે ભરવી. વળી આ પરિષદને કેળવણી પરિષદને બદલે હવેથી શિક્ષક સંમેલન તરીકે ઓળખવી. (બ) આખા તાલુકાની કેળવણી પરિષદ એક જ સ્થળે ભરાય છે તેને સ્થાને હવેથી વાલોડ પેટા મહાલમાં એક સ્થળે અને બાકીના તાલુકાઓમાં બબ્બે તાલીમ વર્ગો ભરાય છે તેની સાથે બે સ્થળોમાં શિક્ષક સંમેલન ભરવું. બેમાથી ગમે તે એક પોતાને અનુકૂળ પડતા સ્થળે સમેલનમાં શિક્ષક શિક્ષિકાઓને ભાગ લેવાનો રહેશે. આથી શિક્ષક શિક્ષિકાઓને બહુ દૂર જવાની મુશ્કેલી ઘણે ...શે ઓછી થશે. (ક) આ સંમેલનના પ્રમુખની પસંદગી સ્કૂલ બોર્ડના પ્રમુખશ્રીની સંમતિથી એ. ઓ. એ કરવી.

## (૨) તાલીમ વર્ગો

અ. દરેક તાલુકાના શિક્ષક તાલીમ વર્ગો તાલુકાના એક કે બે અનુભવી અને ઉત્સાહી શિક્ષકની દેખરેખ અને દોરવણી નીચે ભરવા. એ માટે તે તે શિક્ષકોને એક અઠવાડિયું તાલીમ આપવાની વ્યવસ્થા નવેમ્બરના છેલ્લા અઠવાડિયામાં કરવી. આ વર્ગોમાં એ. ઓ. ઓછામાં ઓછા એક બે દિવસ હાજર રહે, તેમ જ બીજા કેળવણીકારોને પણ નિમંત્રવા.
બ. શિક્ષક તાલીમ વર્ગોનો કાર્યક્રમ સામાન્ય રીતે નીચે પ્રમાણેનો રાખવો.

(૧) વર્ધા શિક્ષણ પદ્ધતિ–સામાન્ય પરિચય.

(૨) પ્રૌઢ–શિક્ષણ–પ્રૌઢોને લેખન, વાચન, ગણિત કેવી રીતે શીખવી શકાય? પ્રૌઢની હાજરી નિયમિત શી રીતે કરાય? તેમના જીવનમાં સ્વચ્છતા શી રીતે ઉતારાય? ચાલુ રાજકીય બાબતોની અને રોજના બનાવોની ખબર તેમને કેવી સાદી રીતે સમજાવી શકાય? તે લોકોને ગામ સફાઈ જેવા કાર્યમાં કેવી રીતે ખેંચી શકાય? તેમની આર્થિક મુશ્કેલી દૂર

કરવા તેમનામાં કાંતણ પ્રચાર વગેરે કેવી રીતે કરી શકાય? હરિજન સ્ત્રીઓને અક્ષરજ્ઞાન આપવા અને તેમાં રસ લેતાં કરવા કેઈ પદ્ધતિ અજમાવવા જેવી છે? 'ઘરઘર શાળા'નો પ્રચાર કરવા શિક્ષકોએ કેવી રીતે કામ કરવું?

**પ્રદર્શન :—**

(૩) વર્ગમાં ગ્રુપની શાળાના કામનું પ્રદર્શન ભરાય. તેમાં બાળકોની નોંધપોથી, ચિત્રો, નકશા, વગેરે રખાય.

(૪) વર્ગ ભરનાર શિક્ષક અને ગ્રુપના શિક્ષક નમુનાના પાઠ આપે.

(૫) બા. વ. અને ધો. ૧-૨ નાં બાળકોને સાધનો વિનાની કઈ કઈ રમતો રમાડી શકાય તે બતાવવામાં આવે

(૬) શિફ્ટ પદ્ધતિ પ્રમાણે કામ શી રીતે કરી શકાય તેના નમુનાના પાઠો. બે ધોરણ લેવાં ઘટે. એક આખો દિવસ ચાલનારું ધોરણ. એક અર્ધો દિવસ ચાલનારું ધોરણ બે ધોરણ આખો દિવસ અને એક શિફ્ટનું. બે શિફ્ટના ધોરણ અને એક કે બે આખા દિવસના ધોરણ.

(૭) શાળાઓમાં અભ્યાસક્રમ બહારની કેળવણી વિષયક પ્રવૃત્તિઓ દાખલ કરવા વિષે:-

(૧) મોટી શાળામાં વિદ્યાર્થીઓની ચર્ચા મંડળી.

(૨) અઠવાડિયે એક દિવસ આખા અઠવાડિયાના ચાલુ બનાવો વિષે ચર્ચા વિગત બાળકે ભેગી કરવાની હોય. શિક્ષક માત્ર સૂચના આપે અને કેટલીક બાબત વધારે સ્પષ્ટ કરે.

(૩) દરેક શાળામાં વિદ્યાર્થીના સફાઈ સંઘો શાળા અને કમ્પાઉન્ડ નિયમિત સાફ કરે. આ સામાજિક જોખમદારી સેવાની ટેવ બાળકોને પાડવી ઘટે.

(૪) ધો. ૬-૭ નાં કન્યાશાળાનાં ધોરણમાં નવો અભ્યાસક્રમ છે. તે કેવી રીતે શીખવવો તે પ્રાથમિક શાળાની પરીક્ષાના ભાષાનાં વિષય માટે નમુનાના પાઠો.

**(૩) રમત ગમતોની હરિફાઈ:-**

રમત ગમતોની હરિફાઈમાં હવેથી કન્યાઓની હરિફાઈ પણ ગોઠવવી આ હરિફાઈમાં દોડની અને દોરડી કુદવાની રમત રાખવી. (અ) દોડની રમત-૧૫ વર્ષની અંદરની બાળાઓ માટે ૧૦૦ વાર, ૧૦ વરસની અંદરની બાળાઓ માટે ૭૫ વાર. દોરડી કુદવાની હરિફાઈ ૧૦ વર્ષની અંદરની બાળાઓ માટે રહે કુદવાની દોરડી સાથે લાવવી. ઉપલી હરિફાઈ માટે કન્યાશાળા અને મિશ્ર શાળાઓએ કન્યાઓ ઉતારવી. હરિફાઈમાં ભાગ લેનાર બાળાનાં નામ છેલ્લી હરિફાઈના આઠ દિવસ અગાઉ તા. ગા ને જણાવવાં. આ હરિફાઈઓ માટે તાલુકા દીઠ ત્રણ ત્રણ નવાં ઈનામ મેળવવાં (બ) છોકરાઓની રમતોમાં વિવિધતા દાખલ કરવી. દા. ત. ગજગ્રહ (ટગ ઑફ વૉર, દોરડું ખેંચવાની રમત) પગે કોથળા બાંધીને કુદવું, હનુમાન કુદકો (લોંગજમ્પ લાંબું કુદવું.) અગદ કુદકો (હાઈજંપ-ઉંચું કુદવું) વગેરે.

**(૪) ગરબાં, શિવણ, સાથીઆ, અને કાંતણની હરિફાઈ:-**

(અ) આજ સુધી ગરબા, શિવણ, સાથિયાની હરિફાઈ થતી તેમાં કાંતવાની હરિફાઈ ઉમેરવી. અને દરેક વિષયમાં વધારેમાં વધારે ગુણ મેળવનાર માટે વિષયવાર જુદાં જુદાં

દર વર્ષે થાય છે તે પ્રમાણે એ વર્ગોમાં વર્ગના સ્થળની આસપાસના ૩ માઇલના વિસ્તારમાં આવેલી શાળાના શિક્ષકો હાજરી આપશે. વર્ગમા હાજરી આપનાર શાળાના શિક્ષકોએ પોતાની શાળાનો સમય વર્ગ દરમ્યાન સવારે ૭ાા થી ૧૧ાા નો રાખવો ૧૦ મી એપ્રિલથી ૧૦ મી જુન સુધીમાં જે વર્ગો ભગવાના હોય તે વર્ગો માટે શાળાઓના સમયમાં કોઈ પણ પ્રકારનો ફેરફાર કરવાનો નથી.

૩ માઈલથી દૂરની શાળાના જે શિક્ષકો એ વર્ગમાં હાજરી આપવા ઇચ્છતા હોય તેમણે એ. ઓ. ની મન્જુરીથી શાળાનો સમય ઉપર મુજબ બદલી હાજરી આપવી.

વર્ગ ા મધ્યસ્થળથી ૩ માઈલના વિસ્તારમાં આવેલી શાળાનાં નામ તે મધ્યસ્થળની શાળાના મુખ્ય શિક્ષકે એ. ઓ. સાહેબને મોકલવાં અને તેને શાળના શિક્ષકોને એ વર્ગમાં હાજરી આપવા જણાવવું.

ટ્રેનીંગ વર્ગ ભરનાર તાલીમ પામેલા શિક્ષકે એ વર્ગ પૂરો થયે એ. ઓ. ને વર્ગની કામગીરીનો રિપોર્ટ કરવો અને વર્ગમાં કેટલા શિક્ષકોએ હાજરી આપી અને કેટલાએ ન આપી તે સકારણ જણાવવુ.

તાલીમ લેવા જનાર શિક્ષકે એ વર્ગ ચલાવવાનો કાર્યક્રમ તાલીમના સ્થળેથી વિગતવારે મેળવવો અને તે કાર્યક્રમ માટે એ ઓ ની મંજુરી મેળવી વર્ગ ભરવો. ૨ થી ત્રણ ઋતુ પ્રમાણે બધા શિક્ષકો સાંજે ઘેર પહોંચી જાય તે પ્રમાણેનો બપોર પછી ૨ થી ૨ાા કલાકનો કાર્યક્રમ એ વર્ગોમા રાખવો. વર્ગ ભરનાર શાળાના શિક્ષકે સમય નક્કી કરવો અને મધ્યસ્થળની બધી શાળાઓને એ સમયની ખબર મધ્યસ્થળના હે મા. મારફતે અપાવવી.

મોટા સાર્વજનિક રસ્તાઓની અગત્યના આપણે ભૂલી ગયા છીએ. આ સાર્વજનિક જમીનોનાં બારોબાર દબાણો દરેક ગામે જોવામાં આવે છે અને તેથી ગામ લોકોને અનેક હાડમારીઓ વેઠવી પડે છે. ગૌચર, ગોદાણ, ખળી જેવી સાર્વજનિક જમીનોનાં દબાણોને લીધે ગામના ઢોરોને ચરવા અને ફરવાની જગ્યા સંકુચિત થાય છે. પણ સૌથી વાધા ભરેલાં અને વધુ હરકત કર્તા દબાણો તો મહોલ્લાઓની અને નાના પેટા રસ્તાઓની સાર્વજનિક જમીનનાં છે. મહોલ્લાઓની જમીનનાં દબાણ ઓટલાઓ વધારી અડારીઓ ઉતારી અને વંડીઓ બાંધીને કરવામાં આવે છે અને નાના મોટા રસ્તાઓનાં દબાણ ખેતરોની કે ઘરકમના વાડાઓની વાડ ખસેડીને કરવામાં આવે છે. ભારે આશ્ચર્યની વાત તો એ છે કે ખેડૂતો પોતપોતાની જમીન સુધારવા મહેનત કરવાને બદલે આવાં દબાણો કરવામા પોતાની શક્તિનો દુર્વ્યય કરે છે. આ દબાણ કરવાની વૃત્તિ એટલી સામાન્ય થઈ ગઈ છે કે ઘણા થોડા ખેડૂતો આ દોષમાંથી મુક્ત હશે. જિલ્લા લો. બો.ની ગામ સુધારણા સમાજની યોજનાના અમલ વખતે આ દોષ કેટલો સાર્વત્રિક છે અને તેનાથી લોકોને કેવી ભારે હરકત વેઠવી પડે છે તેનો પૂરેપૂરો ખ્યાલ બધાને થશે. ગામડામાં વસતી પ્રજા સામાન્ય રીતે પ્રમાણિક હોય છે છતાં આ દોષ શા માટે આટલો સાર્વત્રિક બન્યો છે તે વિચારવા જેવું છે. વિદેશી રાજ્ય અમલને લીધે લોકો આવી સાર્વજનિક મીલકતોને સરકારી માનવા લાગ્યા, અને આવી જમીનનાં દબાણ કરવામાં નીતિનો ભંગ થાય છે તે ખ્યાલમા રહ્યું જ નહિ, સમૂહભાવના ક્રમેક્રમે નાશ થવાનું જ આ સીધું પરિણામ છે આવી સાર્વજનિક જમીનનો ઉપભોગ કરવાનો બધાનો હક છે અને તેથી તે બધાની માલકીની છે એ વાત લોકો ભૂલી ગયા લાગે છે. જ્યારે કોઈ વ્યક્તિ દબાણ કરે છે ત્યારે તે સમૂહહિતની વાત ભૂલી જાય છે પણ જ્યારે બધી જ વ્યક્તિ આવા દબાણો કરે ત્યારે સહુની સાથે દરેક દબાણ કરનારને પણ હરકત વેઠવી પડવાની જ. સમૂહહિત તરફની બેદરકારીને લીધેજ આજે ગામડાંના લોકોને રસ્તાઓના અને બીજા દબાણોથી થતી ભારે હરકત ભોગવતા આપણે જોઈએ છીએ. આ દબાણો આટલા મોટા પાયા ઉપર થવાનું બીજું કારણ સરકારની આ બાબત તરફની ઉદાસીનતા પણ છે. આવાં દબાણો કઢાવવાની અને તે થવા નહિ પામે તે જોવાની મુખ્ય ફરજ મહેસુલી ખાતાના અમલદારોની છે આ કામની ફરજ સર્કલ ઇન્સ્પેક્ટરો ઉપર મૂકવામા આવેલી છે, દરેક તાલુકામા બે થી ત્રણ સર્કલ ઇન્સ્પેક્ટરો હોય છે. તેમનાં કામો એટલાં ભારે હોય છે કે આ દબાણ જોવાની ને તે તમામ કઢાવવાની ફરજ તેઓ અદા કરી શકતા નથી. આ બાબતમા મારો થોડો અંગત અનુભવ જાણવા જેવો છે. લગભગ ત્રીસ વર્ષ ઉપરની વાત છે. હું ભરુચ જીલ્લામા સ. ઇન્સ્પેક્ટરના કામ ઉપર હતો સર્કલ ઇન્સ્પેક્ટરને દર વર્ષે દરેક ગામના ગુનની તપાસણી કરવી પડે છે. આ તપાસણી વખતે દરેક ગામ તરફથી સ. ઇન્સપેટરને પદરથી વીસ રૂપિઆની બક્ષીસ આપવામાં આવતી હતી. મને પણ એવી બક્ષીસ ધરવામાં આવી હતી. મેં પૂછ્યું કે આવી બક્ષીસ તમે શા માટે આપો છો? લોકોએ જવાબ આપ્યો કે સ. ઇન્સ્પેક્ટર તેમનાં દબાણો કઢાવે નહિ અને તેમને દંડ વગેરે ભરવું પડે નહિ તે માટે આ રકમ આપવાનો રિવાજ અમે કાઢ્યો છે એક અનિષ્ટમાંથી બીજાં કેટલાં અનિષ્ટ ઉભાં થાય છે તે આ ઉપરથી માલમ પડે છે. દબાણ કરનારને હમેશાં પટેલ તલાટી અને બીજા સરકારી નોકરોની બીક રહ્યા કરે છે અને તેમનાથી દબાવું પણ

પડે છે આ સ્થિતિમાંથી દરેક ખેડુને સ્વેચ્છાથી મુક્ત થઈ જવું જોઈએ દબાણ એ એક જાતની ચોરી છે. અને સામાન્ય ચોરીમાં જે ગુન્હો રહેલો હોય છે તેના કરતાં આવી સરકારી અગર સાર્વજનિક જમીનના દબાણની ચોરીમાં વધારે ગુન્હો રહેલો છે કારણકે ખાનગી મિલકતની રખેવાળી તેનો માલીક કરે છે પણ આવી સરકારી અને સાર્વજનિક મિલકતનો માલીક તેની રખેવાળી કરવાને પણ હાજર હોતો નથી આપણે ત્યા વિદેશી રાજતંત્ર હોવાથી પ્રજા અને સરકાર જુદા છે એવી માન્યતા થઈ ગઈ છે અને સરકારી મીલકતની ચોરી કરવી એ જાણે ગુન્હો ન હોય એવી માન્યતા ચાલે છે જ્યા પ્રજાનું પોતનું જ રાજ્ય હોય છે ત્યા આવી માન્યતા ઉભી થતી નથી અને સરકારી મિલકત એટલે કોઇ બીજાની મિલકત એવી ભાવનાનો નાશ થાય છે. વિદેશી સરકાર હોય ત્યા પણ આ જાતની ચોરીનો દોષ ઓછો થતો નથી આ બધી જમીનો સરકારી અગર સાર્વજનિક હોય તો પણ તે બધાના સામાન્ય ઉપયોગ માટે રાખવામા આવી છે એ આપણે સમજવુ જોઈએ, કોઈ કુટુંબનો છોકરો પોતાના બાપના પૈસાની ચોરી કરે તેવી જ ચોરી સાર્વજનિક જમીનોના દબાણમા રહેલી છે સાર્વજનિક જમીનો બધાની માલીકીની છે અને તે બધાના સામાન્ય ઉપયોગની હોય છે. એથી જમીનનુ દબાણ કરવુ તે ચોરી છે એટલું જ નહિ પણ તે સમાજ પ્રત્યેનો દ્રોહ છે. આપણા ગામડાના સીધા, સાદા અને પ્રમાણિક જીવન ઉપર આ એક મળો ડાઘ છે અને તે દૂર કરવાની આપણા બધાની ફરજ છે સંભવ છે કે ઘણા દબાણ કરનારાઓને આ કૃત્યના દોષનો ઉંડો ખ્યાલ ન હોય પણ આ લેખ વાચ્યા પછી જાણે અજાણે સરકારી અગર સાર્વજનિક જમીનના થએલા દબાણો સ્વેચ્છાથી કાઢી નાખવા આ જીલ્લાની ગામ જનતા દરેક કોશિશ કરશે એવી આશા આ આત્મશુદ્ધિના જમાનમા વધારે પડતી નહિ ગણાય આપણી સરકારને નમ્ર વિનતિ કરૂ. આ પ્રશ્ન પ્રત્યેની ચાલતી આવેલી ઉદાસીનતા દૂર કરી, દરેક જીલ્લા માટે અને ગામ સુધારણાની સ્વાશ્રયી યોજનાને મદદરૂપે ખાસ કરીને સુરત જીલ્લા માટે દબાણો કઢાવવા માટે વધારાના મહેસુલી નીમવા જોઈએ આવી રીતે એક બાજુથી લોકમત જાગૃત કરીને સ્વેચ્છાથી લોકો દબાણો કાઢે અને શિથિલ નીતિવાળા દબાણ કરનારાઓ પર સરકારી તંત્ર મારફતે દબાણ કઢાવવાની સરકાર તરફથી ગોઠવણ કરવામા આવે તો થોડા વખતમા ગામડાનુ એક મોટુ અનિષ્ટ નાશ પામે આ પછી સરકારે ભવિષ્યમા દબાણ થવા ન પામે તે માટે યોગ્ય ગોઠવણ કરવી જોઈએ. ગયા વર્ષે ગામસુધારણા યોજના અંગે અનેક ગામના અનેક લોકોએ આવા દબાણો સ્વેચ્છાથી ઝપાટાબંધ કાઢી નાખ્યા હતા તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. અમે આશા રાખીએ છીએ કે સરકાર દબાણ કઢાવે અને હજુ તે કરતા બાકી રહેલા દબાણો લોકો પોતે જ સ્વેચ્છાથી કાઢી પોતાના જમાના-જૂના પાપનું પ્રાયશ્ચિત કરે

દર્શનજી પરાગજી દેસાઈ

# પ્રાસંગિક નોંધ

## ગાંધી જયંતિ

ગાંધીજીએ પોતાના જન્મ દિવસને રેંટીઆ બારસ તરીકે ઓળખવાનું સૂચન ઘણાં વર્ષો પર કર્યું હતું. દરિદ્રનારાયણોની સેવા માટેની ગાંધીજીની તપશ્ચર્યા જાણીતી છે. હિંદુસ્તાનને ખૂણે ખૂણે વસતા ઉદ્યોગધંધા વિનાના નિરાધાર ગામવાસીઓને રોટલો મેળવતા કરનાર રેંટીઆ જેવું બીજું કોઈ સાધન આજે તો આપણી પાસે નથી જ એ અર્થ એ સૂચનમાં હતો, અને વર્ધાયોજના પ્રમાણે 'પાયાની કેળવણી'માં રેંટીઆ તકલીને મુખ્ય સ્થાન મળવાથી આ અર્થ વધારે સ્પષ્ટ થયો છે.

પ્રાથમિક શાળાઓ એ સાચી રીતે કે ખોટી રીતે પણ પાયાની કેળવણીની સંસ્થાઓ છે. ગાંધી જયંતિ એ માત્ર આનંદ ઉત્સવ કરવાનો જ પ્રસંગ નથી પણ અતિ મહત્ત્વનું પર્વ છે, એ રહસ્ય આ સંસ્થાઓ જેમના હાથમાં સુપ્રત થઈ છે તે શિક્ષકો અને શિક્ષિકાઓ સમજી જાય તો એ સંસ્થાઓનું ભાવિ ઉજ્જવલ છે એમાં શંકા રાખી શકાય નહી.

જિલ્લા સ્કૂલ બોર્ડની શાળાઓમાં આ વર્ષે ગાંધી જયંતિ ખૂબ ઉત્સાહપૂર્વક ઉજવવામાં આવી છે એવા સમાચાર રોજ રોજ અમારી પાસે આવતા જાય છે. સપ્તાહ દરમ્યાન ખાદી ફેરી, કાંતવાનું, પ્રભાતફેરી, સરઘસ, સભા, રાષ્ટ્ર ધ્વજ વંદન વગેરે વિવિધ કાર્યક્રમો યોજાયા હતા. ઘણી શાળાઓમાં ગાંધીજીની છબી પણ મૂકવામાં આવી છે તેમ કેટલેક સ્થળે ધ્વજ પણ ચઢાવવામાં આવ્યો છે. આ બધું શાળાના શિક્ષકો તથા શિક્ષિકાઓએ, ગામ લોકોએ, તથા શાળા સમિતિઓએ કોઈના યે સૂચન વિના આપમેળે અને પૂરા ઉલટથી કર્યું છે એ પ્રજા જાગૃતિનો પુરાવો છે. ગાંધીજીની જયંતિ એ આજે તો રાષ્ટ્રીય પર્વ બન્યું છે. પાંત્રીસ કરોડ જનતાના હૃદયમાં ધરબાયેલા આત્મને પ્રફુલ્લિત અને નિડર બનાવનાર મુક્તાત્માની એ જયંતિ છે અને જિલ્લાની જે શાળાઓએ એ રાષ્ટ્રીય પર્વનું મહત્ત્વ પિછાનીને ભાવિ પ્રજાને એની પિછાન કરાવવાનો પ્રયત્ન કર્યો છે એ સૌ શાળાઓને અને કાર્યક્રમના યોજકોને તેમજ પ્રજાજનોને ધન્યવાદ ઘટે છે

## સ્કાઉટીંગ પ્રવૃત્તિ

સ્કાઉટ એસોસિએશનની પ્રવૃત્તિ પહેલાં જે રીતે ચાલતી હતી તેમાં હવે ફેરફાર થયો છે અને એ સંસ્થા 'હિંદુસ્તાન સ્કાઉટ એસોસિએશન' નામની રાષ્ટ્રીય સંસ્થામાં ફેરવાઈ ગઈ છે, એ સૌ જાણે છે. સુરત જિ. સ્કૂલ બોર્ડ હસ્તકનાં સ્કાઉટ ટ્રુપો હવે એ એસોસિએશન સાથે જોડાઈ ગયાં છે. દરેક સ્કાઉટ સેના, બુલબુલ વગેરે સૌએ નવેસરથી 'હિંદુસ્તાન સ્કાઉટ એસોસિએશન', મુંબઈમાં પોતાનું નામ નોંધાવવું પડશે. એટલે જેમને અરજીના ફોર્મ જોઈએ તે ન મળ્યા હોય તેમણે જિ. સ્કૂલબોર્ડની કચેરીમાંથી મફત મંગાવી, ભરી ભરી, ઓફિસમાં મોકલી આપવાં કે જેથી કામની શરૂઆત થઈ શકે.

જિલ્લાના પ્રાથમિકશાળાના શિક્ષકો અને શિક્ષિકાઓને એના નિયમો અને નવો અભ્યાસક્રમ મોકલવામાં આવશે. તે પ્રમાણે 'કબ માસ્તરો', 'સ્કાઉટ માસ્તરો', 'ગર્લ ગાઈડ'ની એનો વગેરે સૌએ ઉત્સાહપૂર્વક પોતપોતાનાં વિભાગમાં એ કામની શરૂઆત કરી દેવી જોઈએ.

વેડછી અધ્યાપન વર્ગના શિક્ષકોને સ્કાઉટ ઓર્ગેનાઈઝર શ્રી. ગુણવંતરાય ભટે તા. ૨૬મી સપ્ટેમ્બરથી ૫મી ઓક્ટોબર સુધી સ્કાઉટીંગની તાલીમ આપી હતી. એ તાલીમ લીધેલા શિક્ષકો જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં એ તાલીમનો ઉપયોગ કરશે એવી આશા રહે છે

# અ નુ ક્ર મ




તંત્રીમંડળ

શ્રી દુર્લભજી પરાગજી દેસાઈ
શ્રી કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા
શ્રી જ્યોત્સ્નાબ્હેન શુક્લ
શ્રી મકનજી પુરુષોત્તમ પટેલ
શ્રી લલ્લુભાઈ હરિભાઈ પટેલ

વ્યવસ્થાપક
શ્રી હામેનભાઈ મણિભાઈ દેસાઈ
ચિફ઼ ઓફિસર
સુરત જિલ્લા લો. બોર્ડ

મુદ્રક ·
ઈશ્વરલાલ ઇચ્છારામ દેસાઈ
'લોકવાણી' મુદ્રણમંદિર
ચૌટાપુલ, સુરત

**આ માસિક દર મહિનાની ૧૫ મી તારીખે પ્રગટ થશે.**

**વાર્ષિક લવાજમ રૂા. ૧–૮–૦**

સૂરત જિલ્લા

# સ્થાનિક સ્વરાજ્ય

[ માસિક ]

વર્ષ ૧ ] નવેમ્બર ૧૯૩૯ [ અંક ૪

## સ્થાનિક સ્વરાજ્ય

(૧)

સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ ઉપરથી સ્થાનિક સ્વરાજ્યનો અર્થ સમજવાનું સહેલું પડશે. ગામડાંઓ માટે આ સંસ્થાનું નામ ગ્રામપંચાયત છે. આખા જિલ્લાની આવી સંસ્થાનું નામ જીલ્લા લોકલ બોર્ડ છે અને શહેરને માટે આવી સંસ્થાનું નામ મ્યુનિસિપાલીટી યાને સુધરાઈ છે.

કોઈ પણ દેશની સરકારને પ્રજાહિતનાં અનેક કામો કરવાનાં હોય છે. દેશમાં શાન્તિ જાળવવી, બહારના આક્રમણનો સામનો કરવો, પ્રજાની માહોમાહેની તકરારોનો ન્યાય કરવો, હુન્નર ઉદ્યોગ વધારવા, રાજતંત્ર ચલાવવા માટે જરૂરી કરો લેવા વગેરે અગત્યની ફરજો બજાવવાની હોય છે. તે સાથે સ્થાનિક જરૂરિયાતો જેવી કે રસ્તાઓ કરવા અને નિભાવવા, ગામડાની અને શહેરની સ્વચ્છતા જાળવવી અને પ્રજાની આરોગ્યતા માટે પ્રબંધ કરવો વગેરે કરવાની ફરજ પણ દરેક સરકારની રહે છે. આ કામ સરકાર પોતે કરે તેના કરતાં સ્થાનિક આગેવાનોની દેખરેખ નીચે વધારે સારી રીતે થઈ શકે એ ધારણાથી સરકારે આ ફરજ બજાવવાને માટે સ્થાનિક સંસ્થાઓ યોગ્ય કાયદાઓ કરી સ્થાપવાનો પ્રબંધ કર્યો છે. દરેક સુધરેલા દેશમા આવી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ અસ્તિત્વમા છે અને તે પ્રમાણે પશ્ચિમના દેશોના ધોરણે આપણા દેશમા પણ સરકારે કાયદાઓ કરી આ બાબતની પોતાની સત્તા સ્થાનિક સંસ્થાઓને આપી છે. સ્થાનિક સ્વરાજ્યની નાનામાં નાની સંસ્થા આપણું ગામ પંચાયત છે, અને આખા જિલ્લા માટે જિલ્લા લો. બોર્ડની સંસ્થા છે, ને શહેરને માટે મ્યુનિસિપાલીટી છે. આ સંસ્થાઓ સ્થપાતાં પહેલાં શાહી સરકારો જ આ કામો કરતી હતી પણ ભૂતકાળમાં આપણાં ગામડાંઓમાં પણ આ જાતનાં કામો ગામની પંચો મારફતે થતાં હતાં અને તેને માટે સરકાર તરફથી પૈસાની મદદ પણ મળતી હતી. ઉપરના લખાણથી સમજાયું હશે કે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાનું અસ્તિત્વ કાયદા મારફતે થએલું હોય છે. એટલે સરકારની પોતાની સત્તાઓ આવી સંસ્થાઓને આપવામાં આવે છે. ગામડાંની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાનું નામ ગામ પંચાયત રાખવામાં આવ્યું છે. અને આખા જિલ્લાનાં ગામોની સામાન્ય સંસ્થાનું નામ જિલ્લા લો. બોર્ડ રાખવામાં આવ્યું છે. દરેક ગામે જો પંચાયત હોય તો આવી

આખા જિલ્લા માટેની સંસ્થાની શી જરૂર છે એ સ્વાભાવિક પ્રશ્ન થય છે. પંચાયતો પોત-પોતાનાં ગામનાં જલાશયો, રસ્તાઓ, સ્વચ્છતા, વગેરે બાબતો ઉપર ધ્યાન આપે પણ જિલ્લાના મોટા રસ્તાઓ, માણસો માટેનાં, અને પશુનાં દવાખાનાઓ અને શીતળાખાતું વગેરે કામો કરવા માટે એક મધ્યસ્થ સંસ્થાની જરૂર રહેજે સમજાશે. મુંબઈ સરકારે પંચાયતો માટે ગામ પંચાયતનો કાયદો કર્યો છે અને એ કાયદાને અનુસરીને પંચાયતો સ્થાપવામાં આવે છે અને તેનો વહિવટ જિ. લો. બોર્ડની દેખરેખ નીચે કરવામાં આવે છે. તેજ પ્રમાણે જિલ્લા લો. બોર્ડને માટે સરકારે જિલ્લા લો. બોર્ડનો કાયદો કર્યો છે. આ દરેક કાયદામા જેને તે સંસ્થાનું બંધારણ, તેની ફરજો અને તેના વહિવટ સબંધી નિયમો આપવામાં આવ્યા છે. આ બન્ને કાયદાઓ ગામ જનતાને ઘણા અગત્યના હોઇ ગામ પચાયત અને જિલ્લા લો. બોર્ડ ઉપર બે જુદા લેખો આ માસિકમાં હવે પછી આપવામાં આવશે પણ આજના લેખનો હેતુ સ્થાનિક સ્વરાજ્યની સસ્થાઓની અગત્યતા તથા તેના સચાલન માટે જનતામાં અને આગેવાનોમાં કેવી યોગ્યતા જોઇએ તે બતાવવાનો છે.

પ્રાન્તિક અને મધ્યસ્થ સરકારો જે ફરજો બજાવે છે તે પ્રજાજીવન માટે જરૂરી હોવા છતાં ગામડાંની જનતાની દરરોજની સુખ સવડ તથા તેમના સુખ દુઃખનો આધાર આ સ્થાનિક સ્વરાજ્યની સસ્થાઓ ઉપર રહે છે. સરકારી ખાતાંઓનો આશ્રય તો માણસને જરૂર હોય ત્યારે જ લેવો પડે છે પણ આપણી હમેશની સુખ સગવડોનો આધાર આ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ ઉપર રહે છે અને તેથી દરેકે આ સસ્થાઓમાં સક્રિય રસ લેવો જોઇએ, એ સસ્થાઓની ચૂટણીઓમા સમાજના ઉત્તમ ચારિત્ર્યવાળા ગૃહસ્થોને જ પ્રતિનિધિ તરીકે મોકલવા જોઇએ કારણ કે તેમ કરવાથી આ સંસ્થાઓને આપણે આદર્શ બનાવી શકીએ.

કોઈ પણ દેશની પ્રગતિનો ખ્યાલ તે દેશની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના વહિવટ ઉપરથી મળી રહે છે. જો આપણે આપણી સ્થાનિક સ્વરાજ્યની સસ્થાઓનો વહિવટ પ્રમાણિક પણે ચોખ્ખો અને સંગીનતાથી ચલાવી શકતા ન હોઇએ તો આનાથી અનેકગણી વધારે જવાબદારીવાળી પ્રાન્તિક સરકારો અને મધ્યસ્થ સરકારનો વહિવટ આપણી લોકશાસનની પદ્ધતિથી કેવી રીતે ચલાવી શકીએ? આ સસ્થાઓના અત્યાર સુધીના વહિવટ માટે ઘણી કડવી ફરિયાદો થતી આવી છે. એક ફરિયાદ તો એ છે કે એ સંસ્થાઓમા મોટા પ્રમાણમાં પક્ષાપક્ષી હોય છે અને ખટપટ કરીને સભ્યોના નાના મોટા જથા સ્થાપી, બહુમતિ મેળવી, સભ્યો પોતપોતાનાં અંગત હિતો માટે તજવીજ કરે છે. બીજી ફરિયાદ એવી છે કે નોકરો રાખવામા ગુણદોષ ન જોતાં લાગવગ અને ભરમલામણનો ઉપયોગ થાય છે અને આમ થવાથી આ સંસ્થાઓના નોકરો પણ લાંચ લેનારા થઈ જાય છે. આ સસ્થાઓ લોકશાસનવાળી સંસ્થાઓ હોવા છતાં એમાં પક્ષપદ્ધતિ દાખલ થઈ ન હતી પણ મહાસભાએ એ સસ્થાઓનો કબજો લેવાનો નિર્ણય કરવાથી હવે પક્ષપદ્ધતિ દાખલ થઈ છે એટલે એ સંસ્થામાં મહાસભા પક્ષના સભ્યો અને ઇતર પક્ષના સભ્યો હોય છે. લોકશાસનમાં પક્ષપદ્ધતિ અનિવાર્ય છે પણ એ પદ્ધતિમાં એક દોષ રહેલો છે અને તે વિષે આપણે બરાબર ખ્યાલ રાખવો જોઈએ. એ દોષ એ છે કે આ સંસ્થાઓનો વહિવટ પક્ષને મજબૂત કરવા માટે કરવો એટલે કે સત્તા ઉપર હોય તે પક્ષે પોતાના જ પક્ષના માણસોને નોકરીમા રાખવા અગર યોગ્યાયોગ્યતો અને ન્યાય અન્યાયનો ખ્યાલ રાખ્યા

ઉપર સંસ્થાનો વહિવટ પક્ષના હિતને માટે જ ચલાવવો, લોકશાસનમાં આવી જાતના દોષની કડવી ફરિયાદ થવા સંભવ રહે છે. લેખકના માનવા પ્રમાણે પક્ષના હિતનો ખ્યાલ રાખ્યા સિવાય સંસ્થાનો વહિવટ પ્રમાણિકપણે અને ન્યાયયુક્ત હોવો જોઈએ

આ સંસ્થાને આદર્શ બનાવવા માટે નીચેની બાબતોની આવશ્યક્તા રહે છે :—

૧. સંસ્થાના મતદારોએ સંસ્થાના વહિવટમાં સક્રિય રસ લેવો જોઈએ. તેમના પ્રતિનિધિઓ સંસ્થાનો વહિવટ પ્રમાણિકપણે અને કાર્યસાધકતાથી કરે છે કે નહિ તે જાણવાની કોશિષ કરવી જોઈએ. મત પવિત્ર અને તે પોતાને યોગ્ય લાગે એવા સિદ્ધાન્તવાળા પક્ષના ઉમેદવારને જ આપવો જોઈએ એ મતદારોએ સમજવું જોઈએ. મતદારોની ફરજ બાબત લોકતંત્રના લેખમાં આ જવાબદારીઓ માટે વિગતે વર્ણન કરવામાં આવ્યું છે એટલે એનો ઉલ્લેખ આ સ્થળે જરૂરી નથી. દરેક વાંચકે એ લેખ બરાબર વાંચી લેવો જોઈએ.

૨. જે ઉમેદવારો પોતાના ખાનગી કામગરાથી સંસ્થાના વહિવટ માટે પૂરતો વખત ફાજલ પાડી શકે તેમણેજ ઉમેદવારી કરવી જોઈએ. ઉમેદવારોની પસંદગી તો પક્ષના મંડળીઓ જ કરે છે તેથી તેની બીજી લાયકાતો માટે મતદારોને જોવાનું રહેતું નથી. એક વખત સંસ્થામાં દાખલ થયા પછી દરેક સભ્યે પોતાના મતવિભાગના હિત પરતી જ કાળજી રાખવાની હોતી નથી. પણ તેણે આખી સંસ્થાનો વહિવટ પ્રમાણિકપણે ન્યાયયુક્ત થાય તે જોવાનું છે.

૩. પક્ષના ઓધ્ધેદારોની જવાબદારી તો સભ્યોની જવાબદારી કરતાં અનેકગણી વધારે હોય છે. સંસ્થાનો વહિવટ ચલાવવાની જવાબદારી એ ઓધ્ધેદારોની છે એ ઓધ્ધેદારો પ્રમાણિક અને ચારિત્ર્યવાન હોવા જોઈએ એટલું જ નહિ પણ કોઈ પણ અંગત સ્વાર્થથી તે પર હોવો જોઈએ અને તેમણે પૂરતો વખત સંસ્થાના સંચાલન માટે આપવો જોઈએ. આ ઓદ્દાઓ શોભાના ન બનતાં મોટી જવાબદારી અદા કરવાના સ્થાન તરીકે ગણાવા જોઈએ. ઓધ્ધેદારો પક્ષપાત, લાગવગ અને ભાગલાભાણથી પર હોવા જોઈએ. આવી યોગ્યતાવાળા ઓધ્ધેદારો આપણે ન મેળવી શકીએ તો તે આપણી કમનસીબી છે. આ ઓધ્ધેદારો શક્તિશાળી અને જરૂર પડે સિદ્ધાન્તના પ્રતિપાદન માટે નારાજી વ્હોરી લેવાની તાકાતવાળા હોવા જોઈએ.

સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના વહિવટમાં જેટલે અંશે આપણે પ્રમાણિકપણું, કાર્યદક્ષતા અને નિસ્વાર્થતા લાવી શકીએ તેટલા પ્રમાણમાં સાચું લોકશાસન આવશે

હાલની આપણી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ જોઈએ તેવું કામ કરી શકતી નથી તેનું મુખ્ય કારણ એ છે કે એ સંસ્થાઓને મોટી ફરજોના પ્રમાણમાં આવકનાં સાધન આપવામાં આવ્યાં નથી અને બીજું કારણ એ છે કે અત્યાર સુધી મતદારો આ સંસ્થાઓ પ્રત્યે ઉદાસીનવૃત્તિ બતાવતા આવ્યા છે. હું તો આશા રાખું છુ કે આ સ્થિતિ જલદી બદલાઈ જશે. લોકો સમજી જશે કે આ સંસ્થાઓના સારા વહિવટ ઉપર પ્રજાની પ્રગતિનો મોટો આધાર રહેલો છે અને તેથી તેઓ એમાં રસ લેતા થઈ જશે. મતની જવાબદારીનું ભાન પણ દરેકને હશે અને આપણે દુનિયાને બતાવી આપી શકીશું, કે સાચું લોકશાસન હિંદુસ્તાનના લોકોને ચલાવતાં આવડે છે.

વિચાર કરતાં જણાશે કે જિલ્લા લો બોર્ડ અને પંચાયતોના સુસંચાલન ઉપર આપણાં

સુખ સવડો અને જીવનનો કેટલો મોટો આધાર રહેલો છે। આપણા ગામડાઓ ચોમાસામા કાદવમુક્ત ન થાય ત્યાં સુધી ન રહે તેના જળાશયો ચોખ્ખા ન હોય ત્યા સુધી આપણી તદુરસ્તી અને સવડો જોખમમા રહે છે આપણી ત્રણ પ્રાથમિક જરૂરિયાતો હવા, પાણી અને ખોરાક પૈકી પહેલી બે જરૂરિયાતનો આધાર આપણી સ્થાનિક સ્વરાજની સંસ્થા ઉપર રહે છે. તેજ પ્રમાણે આપણી તદુરસ્તીનો આધાર પણ એ સસ્થાઓ ઉપર અવલબે છે આવી જરૂરી સસ્થા માટે અત્યાર સુધી આપણે ગમે તેટલી ઉદાસીનતા સેવી હોય પણ હવે આપણે જાગૃત થઈ જઈ આપણી શહેરી તરીકેની ફરજ અદા કરવામા પાછળ પડવુ ન જોઇએ દરેક મતદાર પોતાની આ સસ્થાઓ પ્રત્યેની ફરજ સમજી પોતાની જવાબદારી અદા કરવાની શક્તિ પ્રાપ્ત કરે એટલી પ્રાર્થના હ. પ.

# ગામ સુધારણા સપ્તાહ

## ગામ સુધારણા સપ્તાહ અને શિક્ષકો

ગામ સુધારણા સપ્તાહના પંચવર્ષીય કાર્યક્રમના બીજા વર્ષમા આપણે પ્રવેશીએ છીએ ગયા વર્ષમા જિલ્લાના બધા કાર્યકરોના અને ખાસ કરીને લો બોર્ડ શાળાઓના શિક્ષકોના સહકારને લીધે આપણે ઠીક ઠીક કામ કરી શકયા હતા સપ્તાહના વાર્ષિક રીપોર્ટમા આ બાબતનો ઉલ્લેખ કરવામા આવ્યો છે અને જિલ્લા લોકલ બોર્ડ તરફથી આ સહકાર માટે શિક્ષકોનો આભાર પણ માનવામા આવ્યો છે સપ્તાહની સમીક્ષાની પત્રિકા નં ૧૩મા આપણી ઉણપો સંબધી ચર્ચા કરવામા આવી છે એ ઉણપો દૂર કરી આગળ વધુ વેગપૂર્વક વધવાનું આ વર્ષનુ આપણુ કાર્ય છે

આપણા ગામોના પુનર્જીવન માટે બે મત રહ્યા નથી આપણા ગામોને રહેવા લાયક અને સુધરેલી બનાવો યોગ્ય બનાવવાનો ઉપાય આપણને ગામસુધારણા સપ્તાહની યોજના પૂરો પાડે છે પહેલા વર્ષના કાર્યથી હવે દરેક કાર્યકરોમા પૂરેપૂરી શ્રદ્ધા આવવી જોઈએ આ સુધારણાના કાર્યમા શિક્ષક અને શિક્ષિકાઓએ ગયે વર્ષે સુદર ફાળો આપ્યો હતો આ વર્ષે પણ એ ભાઇઓ તથા બ્હેનો તેનાથી પણ વિશેષ સુદર ફાળો આપશે તેની હમને ખાત્રી છે શિક્ષકોને અત્યાર સુધી પોતાની શક્તિના ઉપયોગનો પૂરતો અવકાશ નહતો પણ મહાસભાવાદી પ્રાન્તિક સરકારની સ્થાપના થયા પછી આ અવકાશ તેમને મળી ગયો છે અને તેમના કામ ઉપરથી આપણે જોઈ શકયા છીએ કે તેમનામા કેટલી બધી બીનઉપયોગની શક્તિ પડી હતી તક મળતા એ શક્તિ આપણે જોઈ શકયા છીએ દરેક દેશમા બને છે તેમ દેશના ઘડતરમા શિક્ષકોનો મુખ્ય ફાળો હોવો જોઈએ આપણી ભાવિ પ્રજાનુ ઘડતર એમના હાથમા છે સામાન્ય રીતે ગામડાઓમા શિક્ષકો જ વધારે કેળવાયલા હોય છે, અને તેથી આ ગામોની દોરવણી કરવાની ફરજ એમના ઉપર જ રહે છે અત્યાર સુધી અઘટિત અંકુશોને લીધે આ ફરજ તેઓ બજાવી શકયા ન હતા હવે ગામોને દોરવાનુ તથા તેનો વિકાસ કરવામા ફાળો આપવાનુ કાર્ય શિક્ષક ભાઇઓ અને બ્હેનોએ કરવાનુ રહે છે આ કાર્ય કરવામા સૌ શિક્ષકો બીજા કાર્યકર્તાઓને મોખરે જ રહેશે એવો હમને વિશ્વાસ છે

ગયે વર્ષે થએલું કાર્ય જોઈએ તેવું વ્યવસ્થિત નહોતું. આ વર્ષે વિશેષ સારી વ્યવસ્થાથી આપણે કામ કરવું જોઇએ. ગયે વર્ષે ગામ સમિતિઓ સ્થાપવામાં અસાધારણ વિલંબ થયો હતો. આશા રાખવામાં આવે છે કે આ વર્ષે વેળાસર દરેક ગામેગામ સમિતિઓ સ્થપાઈ જશે.

પ્રજા ઘડતરના આ અગત્યના કાર્યમાં શિક્ષકો કેવી રીતે પોતાનો ફાળો આપી શકશે તે નીચે દર્શાવવામાં આવ્યું છે :—

(૧) જિલ્લા લોકલ બોર્ડ તરફથી પ્રસિદ્ધ થએલી ૧૪ પત્રિકાઓનો દરેક શિક્ષકોએ બરાબર અભ્યાસ કરી લેવો જોઈએ.

(૨) ચાલુ વર્ષથી દરેક ગામ સુધારણા સમિતિમાં ત્યાંની શાળાના મુખ્ય શિક્ષક હોદ્દાની રૂએ મંત્રી રહેશે પત્રવ્યવહાર વિગેરે દફતરી કામ કરવાની એની ફરજ રહેશે. બીજા મંત્રી ગામના રહેશે અને તે સુધારણાની વ્યવસ્થાનું બીજું કાર્ય કરશે.

(૩) ગામના આગેવાનો સાથે મસલત કરી આજુબાજુના કોઈ કાર્યકરના પ્રમુખપણા નીચે તારીખ મુકરર કરી ગામની સભા બોલાવવી અને તે સભામાં નીચેનું કામ કરવું :—

અ. ઓછામાં ઓછા પાંચ અને વધુમાં વધુ અગિયાર આગેવાનોની સમિતિ નીમવી અને એ સમિતિના પ્રમુખ પણ એજ સભામાં ચૂંટાવા. એ સાથે બીજા મંત્રીની પસંદગી કરવી.

બ. વર્ષ દરમિયાન કાયમી ઉપયોગના સ્વાશ્રયથી જે કામો કરવાનાં હોય તેની વિગતવાર યાદી નક્કી કરવી. જેમકે ગયે વર્ષે થએલા રસ્તાના માટીકામ ઉપર ગ્રેવલ, રેતી, કાકરી, મુરમ વિગેરે લાવી રસ્તો પાકો બનાવવો અને બીજો રસ્તો જે સભામાં મુકરર કરવો જોઈએ તેનું માટીકામ કરવું.

ક. ગામ તળમાં ખાડા ટેકરા હોય તો તેને પૂરી ગામતળ સરખું કરવા શું કરવું તેનો નિર્ણય કરવો અને તેમાં કાદવ રહેતો હોય તો તે ઉપર ગ્રેવલ, રેતી, વિગેરે પાથરવા પ્રબંધ કરવો.

ડ. સભા નક્કી કરે તે દિવસોએ આખા ગામની બધી વસ્તીએ સમૂહમાં મુકરર કરેલું કામ કરવાનું નક્કી કરવું. સમૂહમાં કામ કરવાની વાત એ ગામ સુધારણા સપ્તાહનું મુખ્ય અંગ છે.

(૪) ગામની સ્વચ્છતા માટે દરેક શિક્ષકો પોતાના મોટી ઉંમરના વિદ્યાર્થીઓ સાથે કલાક બે કલાક ગામમાં સફાઈનું કામ કરે.

(૫) સમિતિ નીમવાની તારીખ, તેના સભ્યોના નામ તથા મુકરર કરેલાં કામોની વિગતનો રીપોર્ટ જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખને મોકલવો

(૬) ગામમાં ઉત્સાહનું વાતાવરણ જમાવવામાં પ્રભાતફેરી સારું પરિણામ લાવે છે. માટે શિક્ષકોએ રવિવાર અગર રજાના દિવસોએ વિદ્યાર્થીઓ મારફત પ્રભાતફેરી કાઢવી જોઈએ. ચાલુ વર્ષમાં એ ફેરીઓમાં ગાવાનાં ગીતો તૈયાર થએથી શિક્ષકો ઉપર મોકલી આપવામાં આવશે.

દરેક શિક્ષક ઉપર પ્રમાણે ચાલુ વર્ષમાં વ્યવસ્થિત કાર્ય કરશે એવી આશા છે.

# તોલમાપ અને તેનો કાયદો

મુંબઈ પ્રાંતમાં ચાલતા હાલના તોલમાપ મુંબઈ સરકારના સને ૧૯૩૨ના તોલમાપના કાયદાથી નિયત થયેલા છે. આ કાયદાનો અમલ સને ૧૯૩૫માં કરવામાં આવ્યો તે પહેલાં આપણા પ્રાંતમાં એક જ નામથી ઓળખાતા તોલમાપનો અર્થ જુદી જુદી જગ્યાએ જુદો જુદો હતો હતો. દાખલા તરીકે "શેર" આપણા જીલ્લામાં ૩૭ા તોલાનો, મુંબઈમાં ૨૮ તોલાનો છે. "મણ" પણ જુદી જુદી વસ્તુ માટે જુદો જુદો ગણાતો અને એ માટેનું તોલ ૪૨ શેરનું, ૪૪ શેરનું એમ ઓળખાતું. આમ સામાન્ય રીતે ૪૦ શેરનો મણ પ્રચલીત હોવા છતાં ચારશેર, પાચશેરનો વધારો ખેડુતને દર મણે આપવો પડતો. આવો વધારો ખાધ, સુક તોલ, ધમણ, ધરમ વિગેરેના બ્હાના નીચે લેવામાં આવતો.

ઉપરની પરિસ્થિતિમાં અમૂક જગ્યાની એક વસ્તુ બીજી જગ્યાએ શું કિંમતે પડશે એ સામાન્ય જનતાની સમજ બહારની વાત હતી, અને તેથી આવી અંધાધુંધીવાળી પરિસ્થિતિનો અંત લાવવા સરકારે તોલમાપનો કાયદો કર્યો અને આખા પ્રાંત માટે એક જ જાતના તોલ અને માપો નક્કી કર્યાં. કાયદાને અમલમાં લાવવા માટે એક ખાતુ પણ ચાલુ કર્યું અને એ ખાતા નીચે તોલમાપના કાયદાનો અમલ કરવાને દરેક જીલ્લામાં તોલમાપના ઇન્સ્પેકટરો નીમવામાં આવ્યા છે. કારણ ખાતા મારફતે કડક તપાસ રાખવામાં ન આવે તો વેપારીઓ પોતપોતાને ફાવતા ફેરફારો કરી થોડા સમય બાદ ફરી પાછા જુદી જુદી જગ્યાએ જુદાં જુદા તોલમાપો બનાવી દે.

સરકારે હાલના કાયદામાં બે જાતના વજનો નકકી કર્યા છે.

(૧) શેર, મણ અને એને લગતા અને
(૨) રતલ (પાઉંડ) હન્ડ્રવેટ અને એને લગતા

પહેલા પ્રકારમાં ૧ શેર=૮૦ તોલા અને ૪૦ શેર=૧ મણ

બીજા પ્રકારમાં ૧ રતલ=૩૮ તોલા + ૧૬૦ ગ્રેન

(૧ તોલા=૧૮૦ ગ્રેન) (૭૦૦૦ ગ્રેન=૧ રતલ)

ચાલુ કાયદો અમલમાં આવ્યા પછી પણ સામાન્ય જનતા નવા અરધા શેરને શેર કહે છે કારણ કે એ જુના શેરની નજીકનું વજન છે (નવો અરધો શેર ૪૦ તોલાનો અને જુનો શેર ૩૭ા તોલાનો) અને આથી ઘણા વેપારી નવા અરધા શેરને બદલે રતલથી તોલી આપે છે કારણ કે એમ કરવાથી વેપારી માલ વજનમાં ૧ તોલો અને ૨૦ ગ્રેન ઓછો આપી શકે. આ બાબતમાં થોડી કાળજી રાખવામાં આવે તો કોઈ પણ વેપારીનો ખરાબ હેતુ બર આવી શકે નહિ. સરકારે શેર અને તેને લગતાં બધા કાટલાનો આકાર 'ગોળ' નક્કી કરેલો છે જ્યારે રતલ અને તેને લગતા કાટલાનો આકાર 'ચોરસ' નકકી રાખ્યો છે. કાટલાં વજનમાં બરોબર હોય તો પણ નકકી કરેલા આકારના ન હોય તો છાપવામાં આવતા નથી. અને તેથી વેપારમાં કાયદેસર ગણાય પણ નહીં. એટલે કોઈ પણ વેપારી પાસે ઉપર જણાવ્યા પ્રમાણેના બે આકાર સિવાયના બીજા આકારના વજનો હોઇ શકે નહિં અને હોય તો કાયદેસરના નથી એમ જાણી લેવું. એ સાથે એક વાત બીજી ધ્યાનમાં રાખવી જોઇએ કે વેપારી જે વજનમાં

નથી આ લાકડાની દાંડીઓથી માન ગમે તેમ વધતો ઓછો તોલી શકાય છે ખરી રીતે કાયદામા લાકડાની દાંડીની છૂટ નથી અને તે લોખંડની બનેલી હોવી જોઈએ માટે જે કોઈ ખેડૂતની સમજમા આ વસ્તુસ્થિતિ આવે તેણે એ હકીકત તોલમાપના ઈન્સ્પેકટરના ધ્યાન પર લાવવી જોઇએ સામાન્ય જનતાના સહકારથી આવી બદીઓના નાશ સુગમ થઈ પડે છે એ ધ્યાનમા રાખવુ જોઈએ

કપાસના તોલમા આપણે ત્યા ઘણી યુક્તિઓ થાય છે એમ સાભળવામા આવે છે એક ભાર કપાસ એટલે ૮ હંડ્રવેટ અને ૧ કવાર્ટર અથવા ૮૨૪ રતલ એમ વેપારીઓએ નક્કી કર્યું છે પરતુ સામાન્ય જનતાને સમજાવવામા આવે છે કે ૮૨૪ રતલ (આઠ એકતુ તોલ) બરાબર ૨૪ મણ અને ૧૨ શેર (જુના સુરતી) થાય છે, પરતુ એ અસત્યથી વેગળુ છે. ખરી રીતે ૮૨૪ રતલ બરાબર ૨૩ મણ અને ૩૮ શેર (જુના) થાય છે એટલે આ પ્રમાણે માહિતીના અભાવે ખેડુતો ઘણી વેળા ૧૪ શેર (જુના) કપાસ વધારે આપે છે આ પ્રમાણે ૧૪ શેર વજન વધુ જવા છતા ઘણી વેળા ઉતનમા તોલ બરાબર ન ઉતરવાના દાખલા બનતા સભળાય છે આ દોષ તો ખેડુતનો જ નીકળે છે કે તેલમા એકાદ કારણ ભૂલાઈ ગઈ હો અગર ગણીને બરાબર ન હશે જો દરેક ગમે કપાસ તોલના એક ૫૬ રતલ અને એક ૨૮ રતલના એમ બે બાટ કાટના અને એક સારો કાટો હોય તો આ વસ્તુસ્થિતિથી બચી શકાય ૫૬ રતલથી ૧૬ ઘરણુ અને ૨૮ રતલથી એક એમ આઠ એકતુ તોલ કરી કપાસ આપવો અને આવી રીતે તોલ કર્યા પછી માન ઓછો ઉતરે તો કોઈ પણ ખેડૂત છાપાળની પ્રગતિકતા ઉપર શકા લાવે તો વ્યાજબી ગણાય ખેડૂતે દલાલને ૨૮ રતલની ૩૩ ધરણ આપવા કરતા ૫૬ રતલની ૧૬ અને ૨૮ રતલની એક પ્રમાણે તોલ આપવુ કારણ એમ કરવાથી સમય અને મહેનતનો બચાવ થશે જો રતલી વજનો ન હોય તો નવા તોલના ૧૧ મણ અને ૮ શેર પ્રમાણે તોલ આપવુ (૮ હડ્રવેટ + ૧ કાર્ટર = ૧૧ મણ + ૮ શેર) એમ કરવાથી આશરે નવગજથી વધારે ફેર પડશે નહિ

કેટલીક વેળા દલાલો ખેડૂતોના ઘર બેઠા તોલ કરી જાય છે એવા કેસોમા દલાલ પાસેના વજનો તથા કાટા છાપેલા અને ચોખ્ખા છે કે કેમ તે તપાસી લેવા જોઇએ કારણ કે કેટલીકવાર વજન ઉપર મીણ જેવા પદાર્થ લગાડી તેને ભારે બનાવવામા આવે છે અથવા તો કાટાની ધરી નીચે કોઈ પોચી વસ્તુ મૂકી કાટાને અયોગ્ય રીતે કામ આપતો (Dull) કરી દેવામા આવે છે

ખેડુતો જ્યારે કપાસીઆ ખરીદે છે ત્યારે તોલમા એક ગાડીને બદલે (૩૦ મણ જુના) તેમને ૧૦ હડ્રવેટ અને ૨૦ રતલ આપવામા આવે છે જે દસ સુન વીસનુ તોલના નામે ઓળખાય છે આ પ્રમાણેના તોલથી ખેડુતને લગભગ ૧૮ શેર (જૂના) કપાસીઆ ઓછા મળે છે તેથી ખેડુતે કપાસીઆ કયા નો નવા તોલના ૧૪ મણ ૨ શેર પ્રમાણે અગર તો ૧૦ હડ્રવેટ ૧ કવાર્ટર અને ૮ રતલ પ્રમાણે તોલાવી લેવા જોઇએ

પ્રવાહી પદાર્થોના ભરતન માટેના માપો પણ સરકાર તરફથી નક્કી કરવામા આવ્યા છે જેટલા શેરના એ માપો હોય તેટલા શેર પાણી એ માપોમા સમાશે એમ સમજવાનું છે

દરેક જાતનાં તેલ, ઘી, માખણ વિ. પાણીથી હલકા પદાર્થો વજનના પ્રમાણમાં માપમાં ઓછાં ઉતરશે, જ્યારે દુધ જેવા પાણીથી ભારે પ્રવાહી પદાર્થો માપમાં વધારે ઉતરશે. આ કારણને લઇ કિંમત ઠેરવતી વેળા ભરતલની અને તોલની કિંમત સ્પષ્ટ કરી નક્કી કરવી જોઇએ, અને જે ધોરણની કિંમત ઠેરવી હોય તે પ્રમાણે માલ લેવો જોઇએ. દાખલા તરીકે જો વેપારી સાથે તેલનો ભાવ તોલના ધોરણ પ્રમાણે કર્યો હોય અને તેલ ભરતલથી અપાય તો માલ લેનારને નુકસાન વેઠવું પડશે કારણ કિંમતના પ્રમાણમાં માપ ઓછો મળશે. ભરતલ અને તોલની કિંમત વેપારી એક જ કહે તો તેલ તોલથી લેવું જોઇએ કારણ કે તોલમાં વધારે આવશે. જે પ્રવાહી પાણીથી ભારે હોય અને તેની કિંમત ભરતલ અને તોલમાં સરખી કહેવામાં આવે તો તે ભરતલથી લેવું જોઇએ.

ઠાકોરભાઈ દેસાઈ
લો. બો. તોલમાપ ઇન્સ્પેક્ટર

## પ્રેસ નોટ

[તા. ૧૭ મી એપ્રિલ '૩૯ ને રોજ તોલમાપના કાયદાની માહિતી માટે મુંબઇ સરકારે નીચેની પ્રેસ નોટ પ્રગટ કરી છે, તે જાહેર જનતાની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.]

નંબર ૧૯૦૭/૩૩—આ પ્રાંતના જથ્થાબંધ વેપારમાં જુદી જુદી જાતના શિરસ્તા છે, અને તે શિરસ્તાને લઈને જથ્થાબંધ વેપાર કરનારા વેપારીઓ ખેતીવાડીની પેદાશ ખરીદ કરતી વખતે ખરેખરા વજન અથવા માપમાં કેટલીક કાપકુપ કરે છે અથવા ખરીદ કરેલ માલના ખરેખરા વજન અથવા માપ કરતાં વધારે લે છે અને નાણાં ચૂકવતી વખતે, વટાવને બહાને જે ઓછું હોય તે પ્રમાણે મૂલ્ય આપે છે. એ હકીકત સરકારનાં ધ્યાન પર લાવવામાં આવી છે. આમાંના કેટલાક શિરસ્તા હેઠળ જણાવ્યા છે અને આ શિરસ્તા તેમના ગેરલાભમાં જ છે એ વસ્તુ ઉપર સામાન્ય લોકોનું અને ખાસ કરીને ખેડુતોનું ધ્યાન ખેંચવામાં આવે છે. આ શિરસ્તા દૂર કરવાને હેઠળની રીતો સૂચવવામાં આવી છે:—

**બારદાન**—માલ જે ગુણમાં વેચવાને માટે લાવવામાં આવે તે ગુણનું વજન વળતરમાં ગણવા સારુ, એક ચોક્કસ વજન ઠરાવવામાં આવ્યું હોય છે, અને તેને બારદાન કહેવામાં આવે છે. ઘણા વેપારી મથકેથી ખબર મળ્યા મુજબ, આ નિયત્રિત રીતે નક્કી કરેલું વજન ગુણના ખરા વજનના કરતા વધુ હોય છે. તેથી ખેડૂતોને સલાહ આપવામાં આવે છે કે તેમણે આ વજનને ખરૂ માનવું નહિ પણ જરૂરી વજન બાદ કરતી વખતે તેમણે ગુણનું ખરેખર વજન કરી જોવું. કેટલીક વખતે જ્યારે ઘણી ગુણોનું વજન કરવાનું હોય ત્યારે આ રીત વ્યવહાર થઈ પણ ન પડે. તેથી એવે પ્રસંગે થોડીક ગુણોનું વજન કરી જોઇને એક ગુણનું સરેરાશ વજન કાઢવું અને તે પ્રમાણે વજન બાદ કરવું.

**નમણુ**—આ કાયદો અમલમાં આવ્યો તે પહેલાં જુદી જુદી જાતનાં વજનો હોવાને લઈને તથા ત્રાજવાંઓ ખોટા હોવાને લઈને ખરીદ કરનારને માલનો અમુક ભાગ મફત આપી દેવાનો શિરસ્તો પ્રચલિત હતો. આ કાયદાની રૂએ કાટલાં, ભરતવો તથા ત્રાજવાંઓ સાચાં હોય તો જ તેમના પર છાપ મારવામાં આવે છે અને તેથી ઉપર જણાવ્યા પ્રમાણેનો શિરસ્તો ચાલુ રાખવાની કાંઈ જરૂર નથી.

તેથી ખેડૂતોએ એકત્ર થઈને કામ કરીને આ શિરસ્તા બંધ કરવા જોઈએ અને માલના ખરા વજન ઉપરજ કિંમત લેવી જોઈએ.

તોલ—ગૂજરાતમા 'તોલ' નામનો રિવાજ પ્રચલિત છે અને તે મુજબ ખરીદ કરનાર શખ્સ એક મણ માલ ઉપર ૧ થી ૭ શેર સુધી વજન વધારે લે છે આનાથી સ્વાભાવિક રીતે એવી ખોટી છાપ પડે છે કે જુદી જુદી જાતના માલને માટે મણનું વજન પણ જુદુ જુદુ હોય છે, જ્યારે મજકુર કાયદા અન્વયે પ્રમાણ ઠરાવેલા મણથી જ માલ વેચવો યા તો ખરીદવો માલમાના કોઈ પણ કચરાને લઇને અથવા શાકભાજી ખરીદ્યા પછી સુકાઈ જવાને લઇને અથવા તબાકુમા ડાખળાઓ આવતા હોવાને લઇને ખોટ આવે તેના બદલા સારૂ કોઈ પણ તડજોડ કરવી પડે તો તે તોલમા કે માપમા ન થઈ શકે પણ ભાવમા થઈ શકે છે.

આવા શિરસ્તા બીજા જિલ્લાઓમા પણ જુદા જુદા નામથી પ્રચલિત છે. વળતર, ધરમ, ગણપતિ, સુક, કડક, સુટ, મતિ વગેરે જેવા શિરસ્તા ઉપર જણાવેલા તોલના જેવા બીજા રિવાજો છે, અને તે શિરસ્તા માલ ખરીદ કરનાર શખ્સને કોઈ ને કોઈ રીતે બદલો આપવાને માટે છે એમ ધારવામાં આવે છે.

કાટલા તથા ભરતવના કાયદાનો આશય યોગ્ય રીતે અમલમા મૂકી શકાય અને વેપારમા ઠરાવેલા વજનો અને ભરતલો અખત્યાર કરી શકાય તેટલા માટે, અધળાં વેપારી મંડળો તેમજ મધ્યબ ધરાવતા લોકોએ સહકાર સાધીને વેપારને નુકસાનકર્તા છે એવા આ અનિષ્ટ શિરસ્તા અટકાવવા જોઈએ

જો ઠરાવેલા વજનો, ભરતલો વગેરે અખત્યાર કરવામા કોઈ પણ શખસને કોઈ પણ જાતની હરકત પડતી હોય તો તેણે પાસેમા પાસેના વજન અને ભરતલોના ઈન્સ્પેકટરની સલાહ લેવી. વજન અને ભરતલોના ઈન્સ્પેકટર તમને તે બાબતમા જરૂરી મદદ અને મલાદ આપશે.

## પશુ દવાખાનાં

જિલ્લામા પશુઓની સારવાર માટે સૂરત જિલ્લા લોકલ બોર્ડ નીચે જણાવેલાં સ્થળોએ ઢોરના દવાખાના ચલાવે છે —

| તાલુકો | દવાખાનાનું સ્થળ | તાલુકો | દવાખાનાનું સ્થળ |
|---|---|---|---|
| (૧) ચોર્યાશી | સૂરત | (૪) જલાલપોર | જલાલપોર |
| (૨) ઓલપાડ | ઓલપાડ | (૫) ચીખલી | ચીખલી |
| (૩) બારડોલી | બારડોલી | (૬) વલસાડ | વલસાડ |

જિલ્લાના આઠ તાલુકા પૈકી હાલ ઉપર પ્રમાણે ૬ તાલુકામા દવાખાના ખોલવામા આવ્યા છે. દિલગીરીની વાત છે કે માંડવી અને પારડી તાલુકામાં નાણાના અભાવે હજુ દવાખાના ખોલી શકાયા નથી

દરેક દવાખાનામા એક ઢોરના ડાકટર અને તેની હાથ નીચે કંપાઉન્ડર યા ડ્રેસર હોય છે અને દવાખાનામાં આવેલા ઢોરોને સારવાર કરવાનું કામ એઓ કરે છે. સાધારણ રીતે દવાખાનામાં ઢોર આવે તેની સારવાર કરવામા આવે છે, સિવાય કે કોઇ ગામમાં કોઈ ચેપી ઢોરનો રોગ ફાટી નીકળ્યો હોય તો ત્યા ડાકટરને રીપોર્ટ મળે રોગના ફેલાવાનો અટકાવ

કરવા પગલા લેવા માટે ફરજ તરીકે જવાનું હોય છે. આથી જે સ્થળે દવાખાનુ હોય ત્યાંથી દૂર છેડે આવેલા ગામોને પોતાના ઢોરોને સારવાર માટે દવાખાનામાં લાવવાનુ અગવડભર્યું હોય એ સંભવિત છે. એ માટે દવાખાના સિવાયનુ કોઈ બીજું સ્થળ જે દૂરના ગામોથી મધ્યસ્થ હોય અને એવા સ્થળે દર અઠવાડીઆના મુકરર દિવસે ડાકટર નિયમિત મુલાકાત આપે તો દૂરનાં ગામોને વધુ સહુલત મળે. એ હેતુથી જ્યાં શકય હોય ત્યા દવાખાના ઉપરાંત બીજા એક મધ્યસ્થ સ્થળે ડાકટર નિયમિત દર અઠવાડિયે અમુક દિવસોએ મુલાકાત આપે અને ત્યા લાવવામાં આવેલા ઢોરોને સારવાર કરવામા આવે એવી ગોઠવણુ કરવા બોર્ડ તરફથી તજવીજ કરવામાં આવે છે.

બોર્ડના દરેક દવાખાનાના કામકાજ પર દેખરેખ રાખવા માટે દવાખના દીઠ બોર્ડ તરફથી એક કમિટી નીમવામાં આવે છે. એ કમિટીના એક ચેરમેન પણ હોય છે. જ્યાં જ્યાં ખેડુતને દવાખાના સંબંધી કાઈ મુશીબત નડની હોય તો તે કમિટીના ચેરમેનના ધ્યાન પર લાવવાથી વાજબી ઉકેલ કરવામાં આવશે

જિલ્લા લોકલ બોર્ડ પોતાનાં ઉપરના દવાખાના પાછળ હાલ વર્ષિક લગભગ રૂા ૭૦૦૦નો ખર્ચ કરે છે ગયા વર્ષ સુધી દવાખાનાઓમા ગરીબ ન હોય એવા માણસો પાસે સારવાર માટે જુદાજુદાં ઢોર અને પશુ પ્રમાણે પાંચ આનાથી એક આના સુધીની ફી લેવામા આવતી હતી. પરંતુ આ સાલથી હાલની બોર્ડ સુરત સિવાય બીજાં બધા દવાખાનામા સારવાર માટે ફી લેવાનુ બંધ કર્યું છે. ફક્ત જે સારવાર માટે ઢોરને દવાખાનામા રાખવામા આવ્યું હોય તો ખોરાક આપવાનુ તેમ જ માવજત કરવાનું કામ માલીકને શીર આગળ મુજબ રાખવામાં આવ્યુ છે. સુરત દવાખાનામા સુરતના રહીશો પાસે ચાલુ આવેલા દરો પ્રમાણે ફી લેવામાં આવે છે પરંતુ એમા ફેરફાર કરવાની જરૂરીઆત જણાયાથી એ દવાખાનાની કમિટીએ હાલની ફી ઓછી કરી નીચે પ્રમાણે ફી તથા નિયમો રાખવા જિલ્લા લોકલ બોર્ડને ભલામણ કરી છે. એ ભલામણ બોર્ડે મંજુર કરી છે ને હવે તેનો અમલ કરવામા આવશે.

સુરત દવાખાના માટે કમિટીએ કરેલી ભલામણ - ફક્ત સુરત શહેરના રહીશો પાસે નીચે પ્રમાણે ફી લેવી અને એ સિવાયના પાસે ફી લેવી નહિ.

| | જાનવરનું નામ | પહેલાં લેવાની ફી | હવે લેવાની ફીની રકમ |
|---|---|---|---|
| ૧. | દર ઘોડા અથવા ઘોડી દીઠ દરરોજના | રૂા. ૦-૫-૦ | રૂા. ૦-૩-૦ |
| ૨. | બળદ વિ. દરેક ઢોર દીઠ રોજના | „ ૦-૩-૦ | „ ૦-૨-૦ |
| ૩. | બીજા જાનવરો માટે દરરોજના જાનવર દીઠ | „ ૦-૨-૦ | „ ૦-૧-૦ |

રૂા. ૩૦ અગર તેથી વધુ રકમ દાન આપનારના જાનવર માટે કાંઈ પણ ફી લેવી નહિ

નાના બચ્ચા અને વાછરડા વાછરડી (calf and calves) પાડાપાડી માટે રોજનો દર માથા દીઠ ઉપરના દરથી અડધો દર લેવો.

જ્યારે કોઈ કેસમા ઢોરના ડાકટરને એમ લાગે કે ઢોરનો માલીક ખરેખર ગરીબ એટલે કે રૂા ૨૦૦ અગર તેથી ઓછી વાર્ષિક આવકવાળો છે તો એવા કેસમાં ફી માફ કરવાની ડાકટરને છૂટ આપવામાં આવે છે.

# સૂરત જિલ્લા લોકલ બોર્ડનું કામકાજ

સૂરત જિ. લો. બોર્ડની સભા ગઇ તા. ૨૩–૧૦–૩૯ ને રોજ શ્રી કુલભજી દેસાઇના પ્રમુખપદે મળી હતી તે વખતે થયેલા અગત્યના ઠરાવોનો સાર નીચે આપવામાં આવે છે –

(૧) નીચેના ગામોએ આતગમત તેમજ શાળાના મકાનો માટે રેવન્યુ ફ્રી જમીન આપતા કલેકટરને ભલામણ કરવી તળાવનોરા, આફવા, તરસાડા, મોરા ધ ટોલી, અમલસાડી, કઠોદ, મગદલ્લા, ચ દ્રવાસણ (પારચોલ), ભાઠા (ધર્મશાળા), તડકેશ્વર, તડકેશ્વર (કુહું), ભાઠા અબાચ વાઝણા, જલાલપોર નીઝર, (૨) ઉમરા ગામની શાળાનું મકાન બિસ્માર હાલતમાં હોવાથી તે મકાન હરરાજ કરી જમીન ખુલ્લી કરવી, (૩) વલસાડ પશુ દવાખાનાના જાજરૂ પાછળ કુંડી બાંધવાનું રૂા. ૩૮ નું એસ્ટીમેટ મંજુર, (૪) સૂરત શહેરના પશુ દવાખાનામાં શહેરની હદના જાનવરો માટે લેવાતી ફી ઘટાડેલા ધોરણે ચાલુ રાખવી, (૫) વનમાડ ચીખલી પી. ડબલ્યુ. ડી. રસ્તાને જોડતા લીનાપુર ગામ રસ્તા માટે તે ગામની સ. ન. ૨૩૬–૧, ૨૨૪–૬ ૨૨૬–૫ અને ૨૨–૬ ની અનુક્રમે ૩ ૧/૨ ૯–૧/૨ ગુંઠા અને ૨૨ ચો. વાર અને ૧ ગુંઠા જમીન એકવાયર કરવા કલેકટરને ભલામણ કરવી (૬) ગાધર (ઓલપાડ) ગામની શાળાને રૂ ૧૦૭૦ માં ખાસ રિપેર કરવાનું કામ ગામલોકોને આપવું ખૂટતી રકમ રૈયત મદદ તરીકે ભોગવવા ગામલોકોની પ્રમુખશ્રીએ સ્વીકારેલી કબુલતને બહાલી આપવી (૭) ઓરપાડ અંગ્રેજી કલાસના શિક્ષક શ્રી ઉપાધ્યાયનું પેન્શન કોન્ટ્રીબ્યુશન અંગ્રેજી ક્લાસના ફંડમાંથી આપવા વિષે ઓડીટ આવેલ હોવાથી તેમજ ક્લાસ ખોટમાં ચાલતો હોવાથી તેમને મળતું માસિક રૂ ૧૬ નું પેન્શન તા. ૧–૧૦–૩૮ થી બંધ કરવું ને તેમનું સપ્ટેમ્બરનું પેન્શન અડધું કાપી લઇ આપ્યું છે તેને બહાલી આપવી (૭) સુધાવાડી (ચીખલી)ની વસ્તી ૭૦૦ ઉપર હોવાથી ત્યાં ચાલતી શાળા બોર્ડના ચાર્જમાં લેવી (૮) ચીવલ (પારડી) ગામે લો. બો. શાળા ખોલવાની સ્કૂલબોર્ડની ભલામણ મંજુર (૯) દુકવાડા (પારડી) વિલેજ એપ્રોચ રોડ કરવામાં આવ્યો છે તેની ખૂટતી સરકારી ગ્રાંટ હજી મંજુર થઈ નથી તેથી કોન્ટ્રાકટરનું રૂ ૫૨૦ ૭–૦ નું બીલ બોર્ડની રિઝર્વ રકમમાંથી આપવું (૧૦) સ્કૂલબોર્ડ ઓફિસમાં કામનું દબાણ હોવાથી તા. ૧–૮–૩૯ થી છ માસ માટે એક કારકૂન તેમજ તા. ૧–૧૦ ૩ થી ૩ ૧૦ના પગારથી બોય પીયુન (Boy peon) રાખવાની કામચલાઉ જગા કાઢવાની સ્કૂલ બોર્ડની માગણી મંજુર (૧૧) મલેકપુર–પુણી રસ્તા પર નાળુ બાંધવાનું કામ ગામલોકો તરફથી લલ્લુભાઇ રામસાઈને આપવામાં આવ્યું છે તેને બહાલી આપવી (૧૨) દવાખાના માટે રોહીણા (પારડી) કેન્દ્ર કાયમ રાખવું ને વૈદ્યની બીજી જે મુશ્કેલી હોય તે વિષે તપાસ કરી યોગ્ય કરવા પ્રમુખશ્રીને સત્તા આપવી (૧૩) ઓરપાડના અંગ્રેજી કલાસ માસ્તરનું સને ૧ ૩૬–૩૭, ૧૯૩૭–૩૮, ૧૯૩૮–૩૯ અને ૧૯૩૯–૪૦ નું પેન્શન કોન્ટ્રીબ્યુશન શાળા ફંડમાંથી બચત પ્રમાણે ભરવું (૧૪) કવમડા (જલાલપુર) ગામના લોકો ન હાવા કબુલત લખી આપે તો લો. બોર્ડ તળાવ પર ઓવારો બાંધવાની પરવાનગી આપવી (૧૫) સીગોદરા ગામે ધર્મશાળાનો કુવો ઓવરસીઅરની સૂચના મુજબ રિપેર કરવાની શ્રી ડાહ્યાભાઈ નીછાભાઈને પરવાનગી આપવી (૧૬) કનગડા ગામે મોરવી ફળીઆનો કૂવો ૪ ફીટને બદલે ૯ ફીટ ખોદવાની પરવાનગી આપવી (૧૭) તીઘરા (જલાલપુર) ગામે ખાડી પર પૂલ બાંધવાનું પ્લેન એસ્ટીમેટ રૂ ૧૯૦૦ નું મંજુર કરવું આ કામ બોર્ડ તરફથી ગામલોકોને રૂ ૮૫૦ આપવામાં આવે તો બાકીની રકમ ઉમેરી કામ પુરું કરી આપે તે શરતે તેમને આપવું

(૧૨) આ બોર્ડે તા ૧-૪ ૩૬ પછીની રજા માટે બી સી એસ આર ના નિયમો લાગુ પાડવાનુ નક્કી કરેલુ હોવાથી મે ૧૯૩૬ ની વેકેશન નહિ ભોગવનાર શિક્ષકોને નિયમ પ્રમાણે જે પૂરા પગારે રજા મળી શકતી હોય તે બોર્ડસભા ને વાલ્ડ્ડા રાનીપરજ વિદ્યાલયના શિક્ષકોને આપવી અને હવે પછી વિદ્યાલયના મુખ્ય શિક્ષકે બની શકે ત્યા સુધી વેકેશન દરમ્યાન વિદ્યાલયની દેખરેખ માટે રહેવુ અને તેમને તે નિયમ પ્રમાણેનો લાભ આપવો કોઈ સજોગમા મુખ્ય શિક્ષકથી વેકેશન દરમ્યાન રહી ન શકાય તેમ હોય તો તેમણે પોતાના આસી ને રાખવા માટે એ આ ની અગાઉથી પરવાનગી મેળવવી (૧૩) દર માસની તા ૧૦ મી સુધીમા પ્રા શાળાના શિક્ષકોને પગાર આપવાની ડી પી આઈ ની સૂચવેલી પદ્ધતિ તાકીદે અમલમા મૂકવા એ ઓ એ ઘટતી વ્યવસ્થા કરવી (૧૪) ભેગવાડ (ચીખલી)ની ઉર્દુ શાળ મહિના માનનુ રૂ ૪) ભાડુ આપી શકાય નહિ, જો માસિક રૂ ૨ ના ભાડાના મકાનની સગવડ ગામલોકો ન કરી શકે તો સરકારી યોજના પ્રમાણે સસ્તી કિંમતનુ મકાન બાધવા માટે ૧/૩ રકમનો ફાળો રૂ ૩૦૦ સુધીનો ગામલોકો તરફથી મેળવવા તજવીજ કરવા સ્કૂલ બોર્ડના સભ્ય શ્રી નૂરમીયા ને શ્રી ભૂલાભાઈને વિનતિ કરવી તે દરમ્યાન ભાડુ નક્કી કરવાની પણ તેમને વિનતિ કરવી (૧૫) સુરખાઈ (ચીખલી) ની ઉર્દુ શાળાને ગામલોકોની માગણી મુજબ ગુજરાતીમા ફેરવવી (૧૬) ચીખલી કન્યાશાળાના કમ્પાઉન્ડમ શ્રી ઠાકોરદાસ ભુખણદાસને બોર્ડની શરત મુજબ પરબનુ મકાન બાધવાની પરવાનગી આપવી (૧૭) પરીઆ (તા પારડી) ની હેબો શાળા માટે, પારડી એન્ડ્યુ લોકલ બોર્ડના પ્રમુખની મારફત મળીને માસિક રૂ ૧ નું ભાડુ ચાલુ રાખવાની વ્યવસ્થા કરવા સ્કૂલ બોર્ડના સભ્ય ડો ઉત્તમલાલ મહેતાને વિનતિ કરવી (૧૮) ઈચ્છાપોર (ચોર્યાસી) ગામના લોકોને ત્યાની જુની શાળાનુ મકાન લાયબ્રેરી તરીકે વાપરવાની પરવાનગી આપેલી છે પરતુ સાપ્રદાયિક લાયબ્રેરી માટે સદરહુ મકાનનો ઉપયોગ થાય એ ઇચ્છવા જોગ નથી તેથી સાર્વ લાયબ્રેરીની ચોક્કસ યોજના ને તેના વહીવટ અગેનુ બધારણ ઘડી મોકલવા ગામલોકોને જણાવવુ (૧૯) નીચેના ગામના લોકોને ત્યાના ક્લાસોમા વિદ્યાર્થીઓની ઓછી સખ્યા હોવાથી આછામા ઓછા ૧૦ વિદ્યાર્થીની સખ્યા તા ૩૧-૧૨-૩૬ સુધીમા કરી આપવા બલામણ કરવી **ઓલપાડ** સીમનગુ વસવારી, દેલાડ દાડી રોસ્ત્રા **માડવી** અણા, ખજરેલી રાસલા અત્રોલી, ગામતળાવ **ચોર્યાસી** – જુના ગામ **બારડોલી** – સમથાણ મોટી વાવ્ય પારડી ગયમ **વાલોડ** મધુનોડ તીતવા, નસ ફળીઆ શાહપુર **જલાલપોર** એથાણ ઉન, વઢવાડ **ચીખલી** – ગણદેવા, પટેલ ફળીયા) **વલસાડ** – દાડીવડની પેસરા ગોંદરોટા પાલણ, ઓજર વારુણ જો ગામે વિદ્યાર્થી સખ્યા વધશે નહિ ત્યાના ક્લાસ બધ કરવા પગલા લેવાશે (૨૦) નીચેના વર્ગોને તા ૧-૧૧-૩૬ થી સ્વતંત્ર શાળામા ફેરવવાનુ મજુર કરવુ **ઓલપાડ** – શેરડી એરથાણ, ટકારમા, કન્યાસી ઓરમા **બારડોલી** **વાલોડ** – આમણી, નીણત, કરચકા, દેલવાડા, ઓર ગામ ગુરવાડા, બાબડોલી (સ્ટેશન), મોટી ફળોદ નાની ફળોદ **માડવી** – ઈસર ગાવળ **જલાલપોર** વાડા, સરપોર મદિર (ઉર્દુ ક્લાસ) **ચીખલી** – સરૈયા, રાનવેરી ખુરદ વાવ **વલસાડ** – કાજણહરિ ઠક્કરવાડા **પારડી** – પચલાઈ, પરીઆ વાપી (ઉર્દુ), આસમા

---

**મારા જીવનમા કશુ છૂપુ નથી મારૂ જીવન અને મારા તમામ કાર્યો સૌની આગળ ખુલ્લા છે એ જીવનમાથી જો તમને કઇ સદેશ ન મળી શકે તો મારા ભાષણમાથી શુ મળવાનુ હતુ? જેને જોવુ હોય એને જોવા માટે, લેવુ હોય એને લેવા માટે આમાથી ભરપૂર પડી છે**

ગાધીજી

# લોકતંત્ર

## [૩]

## મતાધિકારની જવાબદારી

મતાધિકાર મારફતે આપણી ધારાસભાઓ અને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ ઉભી થાય છે. એટલે કે લોકશાસન શુદ્ધ અગર અશુદ્ધ હોવાનો મુખ્ય આધાર મતદારોની પોતાના મતના અધિકાર પાછળ રહેલી જવાબદારીના જ્ઞાન ઉપર રહે છે. આપણે કબૂલ કરવું જોઇએ કે આવું જ્ઞાન આજે મતદારોમાં પુરતા પ્રમાણમાં નથી દરેકે દરેક કાર્યકર્તાનો ધર્મ છે કે આ જવાબદારીનું ભાન મતદારોને કરાવવું જોઇએ. આપણે મતદારોને આ વિષે પુરતી સમજ આપવામાં નિષ્ફળ જઇએ તો આ લોક હિતકારક માન્યું લોક-શાસન લાવવામાં પણ નિષ્ફળ જ જવાના.

પ્રથમ તો આપણે સમજી લેવુ જોઇએ કે મત એ આપણી ખાનગી મીલકત નથી કે તેનો આપણે ગમે તે રીતે આપણા અંગત હિતને માટે ઉપયોગ કરી શકીએ. મતનો અધિકાર ભારે કોશિષ અને અનેક ભોગો પછી પ્રાપ્ત થાય છે અને તે અધિકાર દેશના હિતને જ માટે વાપરી શકીએ. એ આપણે પુરેપુરૂં સમજી લેવુ જોઇએ, ઉમેદવાર પોતાનો મિત્ર અગર સંબંધી છે અગર પોતની કોમનો છે એટલા કારણે તેને મત આપી શકાય નહિ

લોકશાસનમાં મુખ્ય વિશેષતા પક્ષ પદ્ધતિની છે. આ પક્ષ પદ્ધતિ શુ છે અને એની શા માટે જરૂર છે તે સમજાવવાનો આ લેખનો હેતુ નથી. પણ દરેક મતદારે જાણવુ જોઇએ કે લોકશાસનમાં વ્યક્તિને અંગત રીતે મત આપવામા આવતા નથી પણ મતદારને માન્ય હોય એવા સિદ્ધાંતવાળા પક્ષ તરફથી ઉમેદવાર પસંદ થએલા છે માટે તેને મત આપવામાં આવે છે એ સમજી લેવું જોઇએ. પક્ષ પદ્ધતિમા ઉમેદવારની પસંદગી પક્ષના ચૂંટાયેલા આગેવાનો તરફથી થાય છે મતદારને જે પસંદગી કરવાની રહે છે તે તો કયા પક્ષના ઉમેદવારને મત આપવો તેનીજ છે. દરેક પક્ષને પોતાના સિદ્ધાંતો હોય છે અને તે સિદ્ધાંતો બાબતનું નિવેદન પક્ષ તરફથી ચૂંટણી પહેલા બહાર પડવામા આવે છે. દરેક મતદારે જુદા જુદા પક્ષો તરફથી બહાર પાડવામા આવેલા આવા નિવેદનોનો અભ્યાસ કરવો જોઇએ અગર ચૂંટણી વખતે ઉમેદવારો અને પક્ષના આગેવાનો તરફથી જે સભાઓ બોલાવવામાં આવે તેમાં હાજર રહી એવા સિદ્ધાંતો જાણી લેવા જોઇએ. મત આપવામા મતદારોએ જે ખાસ ધ્યાન આપવાની વાત છે તે એ છે કે કયા પક્ષના સિદ્ધાંતોથી દેશનુ વધુમા વધુ હિત થાય. જે પક્ષના સિદ્ધાંતો દેશહિત માટે વધુ યોગ્ય જણાય તે પક્ષ તરફથી પસંદ થએલા ઉમેદવારને મતદારોએ મત આપવો જોઇએ. આ ઉપરથી સમજાશે કે આપણી પસંદગી પામેલા સિદ્ધાંતવાળા પક્ષને આપણે મત આપીએ છીએ. ઉમેદવારની અંગત લાયકાત જોવાનો મતદારને પ્રશ્ન રહેતો નથી. અને લાયકાત જોવાની ફરજ પક્ષના મોવડીઓ બજાવે છે અને મતદારો આવી અંગત યોગ્યતા બરાબર તપાસી શકે પણ નહિ. મુખ્ય વાત તો એ છે કે મતદારોએ પક્ષોના સિદ્ધાંતો બરાબર સમજવા કોશિષ કરવી જોઇએ દાખલા તરીકે ગઈ ધારાસભાની ચૂંટણી વખતે મહાસભા પક્ષ તરફથી પોતાના સિદ્ધાંતો બાબત એક મહત્વનુ નિવેદન કરવામા આવ્યું હતું. મતદારોએ આ નિવેદનનો, કાં તો અભ્યાસ કરવો જોઇએ અગર ચૂંટણી પ્રચાર માટે સભાઓ થાય ત્યાં જઇ આ સમજી લેવું

જોઇએ. આવી ચૂંટણીની સભાઓમાં પક્ષના ઉમેદવારોએ અગર પક્ષના પ્રચારકોએ પક્ષના સિદ્ધાંતો ઉપર જ નિવેદનો કરવાં જોઇએ. પક્ષ પદ્ધતિનો પુરો ખ્યાલ ગામડાંના મતદારોને ન હોવાને લીધે, મતદારો ખોટી રીતે ઉમેદવારોની અંગત લાયકાતની ચર્ચામાં ઉતરી પડતા જોયાનો આપણો અનુભવ છે. આવી ચર્ચા અસ્થાને છે કારણ કે ઉપર કહ્યું તેમ એ યોગ્યતા જોવાનું કામ પક્ષના મોવડીઓનું છે અને નહિ કે મતદારોનું. સારા શિક્ષિત મતદારોમાં પણ આ બાબતની અજ્ઞાનતા જોવામાં આવે છે થોડી ચૂંટણીઓ બાદ આવી અજ્ઞાનતા જતી રહેશે એ નિઃસંશય છે.

મતનો અધિકાર અમૂલ્ય હોવા છતા આપણે જોયું છે કે અજ્ઞાન મતદારોએ તેનો ઉપયોગ એક ચાના પ્યાલા માટે અગર કસાર-લાપસીના ભોજન માટે અગર એવી જ કોઇ ક્ષુલ્લક લાલચ માટે કર્યો છે. કેટલાએક મતદારો ઉમેદવાર પોતાનો મિત્ર છે અગર સંબંધી છે અગર ન્યાતનો છે એટલા ખાતર જ પોતાનો મત તેને આપે છે. આ પ્રમાણે કરવામાં નથી બુદ્ધિનો ઉપયોગ કરવામા આવતો કે નથી દેશનું હિત વિચારવામાં આવતું. મતાધિકાર એ ખાનગી મિલકત ન હોવાથી જે તેનો ઉપયોગ આવી રીતે કરે તે દેશનો દ્રોહ કરે છે અને તે પગલું સાચા લોકશાસનનો તે બાધક છે. આવી રીતે મતનો દુરુપયોગ કરવાથી પોતાનું અગર દેશનું હિત થતું નથી પણ દેશનુ ભારે અહિત થાય છે એ વાત દરેક મતદારે બરાબર સમજી લેવી જોઇએ. જયારે લોકોને મતની પુરેપુરી કિંમત સમજાય છે ત્યારે આવી નાની નાની લાલચો મારફતે ઉમેદવારો કેવી રીતે તેમના મતો ભૂતકાળમાં ખરીદી ગયા હતા તેની તેમને સમજ આવે છે અને આવી રીતે પોતાની અજ્ઞાનતાનો લાભ ઉઠાવનાર તરફ તેમને સ્વાભાવિક તિરસ્કાર ઉત્પન્ન થતો જોવામા આવ્યો છે. ચૂંટણીના દોષોનો વિષય એટલો અગત્યનો અને રસદાયક છે કે તેને આજના લેખમા ઇન્સાફ આપી શકાય નહિ. એ માટે હવે પછીના અંકમાં ખાસ લેખ લખવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે.

મતનો અધિકાર અમૂલ્ય છે એટલુ જ નહિ પણ તે પવિત્ર છે એ દરેક મતદારે હૃદયમાં કોતરી રાખવુ જોઇએ જેવી રીતે હિંદુ સંસ્કૃતિમાં કન્યા વિક્રયને મહા પાપ ગણવામાં આવ્યુ છે તેવી રીતે લોકશાસનના હિત ખાતર મતવિક્રયને પણ-મહા પાપ ગણતા આપણે થઇ જવુ જોઇએ.

પક્ષોના સિદ્ધાંતોની સમજ મેળવી યોગ્ય સિદ્ધાંતોવાળા પક્ષ તરફથી બહાર પાડવામાં આવેલા ઉમેદવારને જ મત આપવાની મતદારોમાં સાચી સમજ આવે તો કોઈ પણ દેશ કરતાં હિંદુસ્તાનની પ્રજા સાચુ લોકશાસન લાવી શકે

એક ન્યાયાધીશ અગર અમલદારને આપણે લાંચ લેતાં જોઇએ છીએ ત્યારે તેના પ્રત્યે આપણને સ્વાભાવિક રીતે તિરસ્કાર ઉત્પન્ન થાય છે કારણ કે તે પ્રભુનો ગુન્હો કરે છે એટલુંજ નહિ પણ પોતાની સરકારનો પણ ગુન્હો કરે છે ન્યાયાધીશ અગર અમલદારના અધિકાર કરતાં પણ મતદારનો અધિકાર વધુ મહત્ત્વનો અને વધુ પવિત્ર છે અને છતા જો આપણે ક્ષુલ્લક લાલચને વશ થઈ તેનો દુરુપયોગ કરીએ તો તે કેવું અધમ કૃત્ય બને છે તેનો આપણે વિચાર કરી લેવો જોઈએ.

આપણે જાણવુ જોઇએ કે લોકશાસનવાળું સ્વરાજ્ય આપણા દેશમાં આવશેજ પણ આપણે સાચું લોકશાસન સ્થાપી શકીએ તે માટે આ લેખ લખવામાં આવ્યો છે તે વાંચકોને સમજાશે.

દુ. પં.

# ભારેલો અગ્નિ

ભારેલા અગ્નિ શી છૂપી
યજ્ઞતણી ધીકતી ચીનગારી,
ઝબકી ઝબકી માતા ! હૈયે
જ્વાલા પ્રગટાવે.
શૃંખલા કેમ ન એ તૂટે ?
મા ! તવ બંધન ના છૂટે.

રક્તવાહિની થડ થડ થડકે,
લક્ષ કોટિ હૈયાં મા ! ધબકે;
પ્રાણ સમર્પણ કરવા માટે
માનવ કૈં તલસે.
શૃંખલા તોય ન એ તૂટે,
મા ! તવ બંધન ના છૂટે.

મા ! તવ જંજિરના ઝણકારે,
ચિર વાંચ્છિત મુક્તિના સૂરે;
ગર્ભિત અગ્નિના ઝણકારે
નિદ્રિત જન જાગે.
શૃંખલા તોય ન એ તૂટે,
મા ! તવ બંધન ના છૂટે.

મા ! તવ ચર્ણે સંતો ઝૂકે,
સિંહ સમા શૂર પુત્રો ઝૂકે;
જ્ઞાન વીર પંડિતો ઝૂકે
ઝૂકે સર્વ સમાજ.
શૃંખલા તોય ન એ તૂટે,
મા ! તવ બંધન ના છૂટે.

卐



મા ! મુક્તિની પાવક જ્વાલા,
રત્ન અમોલાં ઝડપે ત્હારાં;
ને કંચન શા સ્વચ્છ સ્વરૂપે
જગને આકર્ષે.
શૃંખલા તોય ન એ તૂટે,
મા ! તવ બંધન ના છૂટે.

મા ! એ યજ્ઞ મહીં બલિ થાવા,
જોગણીનુ મા ! ખપ્પર ભરવા;
જીવન ધન ન્યોછાવર કરવા,
સંઘ શક્તિ ઉલટે.
શૃંખલા તોય ન એ તૂટે,
મા ! તવ બંધન ના છૂટે.

હજી ત્યાગની આંધી ચઢશે,
અગ્નિની રખ્યા એ ઉડશે;
માનવ સાગર ઉછળી ઉછળી
એ યજ્ઞે પડશે.
શૃંખલા તડ તડ એ તૂટશે,
મા ! તવ જય જયકાર થશે.

—ના શુક્લ

ખીચોખીચ છુટા ઢોર આખી કોઢમાં એટલી સંખ્યામાં પૂરવામાં આવે કે જર શિયાળામા કોઢનું બારણુ ખોલી અંદર દાખલ થઈએ તો અંદરની ખરાબ ગધાતી ગરમ હવાથી આપણે ગભરાઈ જઈએ. જે કોઢમાં આખી રાત આવી રીતે ખીચોખીચ ઢોર રહેતા હોય તેની તંદુરસ્તી શી રીતે સારી રહી શકે ? આ વસ્તુસ્થિતિ સુધારવામાં ઢોર પાળનારને કાંઈ ખાસ વિશેષ ખર્ચ કરવો પડતો નથી. નજીવા ખર્ચથી કોઢમા હવા ઉજાસનો તથા બેચનળીઆનો જરૂર પૂરતો ફેરફાર કરવી પોતાને પાને પડેલાં પ્રાણીને આરામથી રાખી શકે છે. સારી અને સ્વચ્છ કોઢની પરીક્ષા કરવા માટે કોઢનું બારણુ ખોલી તુરત અંદર જવું અને કોઢની અંદરની હવા અને કોઢની બહારની હવામા કાંઈ ફેરફાર માલુમ નહિ પડે ને કોઢમાં મળમૂત્રની વાસ ન આવે તો સમજવુ કે ઢોરને રહેવા લાયક એ જગ્યા છે.

## પાણી

પરમકૃપાળુ પરમાત્માએ પ્રાણી માત્ર માટે પૂરતું પાણી વિના મૂલ્યે પૂરૂ પાડયુ છે છતાં આપણે કેટલીકવાર એમને તેનાથી પણ વંચિત રાખીએ છીએ. ઉનાળામા ત્રણ ચાર વખત અને શિયાળામાં દિવસમાં બે ત્રણ વાર નિયમીત રીતે સ્વચ્છ તાજું પાણી આપવું જોઈએ. તેને બદલે આપણે શુ કરીએ છીએ ? કોઈ પણ ગામે જઈ ઢોરને પાણી પાવાનો સાર્વજનિક હવાડો જુઓ. પાણીની સપાટી પર લીલ બાઝેલી કે ઘાસ પાનનો કચરો તરતો જણાશે. પાણીને તળીએ લીલ, કાદવ કે સડેલા પાંદડા જણાશે. ધગધગતા ઉનાળામાં પાણી ગરમ થઈ ગયું હશે અને આવું દુષિત પાણી પણ નિરાંતે પીવાને ઢોર મરજીયાત નહીં હોય તેમ ગાડેથી બળદ છૂટા કરી પાણી પવાને બદલે આળસુ, અજ્ઞાન કે બેદરકાર માલીક ભરેલા ગાડાની ધુંસરીનો ભાર બળદને ખાંધે કાયમ રાખી પાણી પાશે પછી ભલે હવાડામા પાણી ઓછું હોવાને લીધે તે પીવા જતાં બળદને આગલા પગ ઢીંચણમાંથી વાળવા પડતા હોય કે હવાડાનું પાણી ઉંચી સપાટી પર હોવાથી બળદને ગળે દુખો આવતો હોય !!! સુરત જિલ્લાના કેટલાક ગામમાં હવાડાની ઉપર પતરાનું છાપરૂં રાખવામા આવે છે કે જેથી ઉનાળામાં પાણી ગરમ થતું અટકે પણ તે સાથે પાણી રોજનુ રોજ તાજુ ભરાવવાની તેમજ હવાડામાંથી લીલ, કચરો બહાર કાઢી નાંખવાની પણ કાળજી રાખવી જોઈએ.*

ગામમાં મોવાસો કે શીળીનો રોગ ઢોરમા ચાલુ હોય તે વખતે ઘણા ભાઈઓ સાર્વજનિક હવાડામા માંદા ઢોરને પાણી પાઈને તથા માંદાં ઢોરનાં મોઢા હવાડામાં ધોઈને એ પાણી દુષિત બનાવી તે પીનારા તમામ ઢોરને એ રોગના ભોગ બનાવે છે. ચોમાસામાં ખેતરમાં બળદ કામે લાગેલા હોય ને ઉત્તરા, ચિત્રાના તાપથી તપેલા હોય તે વખતે નજીકના ખાબોચીયામાં એ તાપથી તપેલુ લીલવાળુ અને ગંધાતું પાણી પીવાથી ઘણા ઢોર એ વખતે બિમાર પડે છે. કેટલાક ગામે આ ૠતુમા ગળસુંડાના રોગથી ઘણાં ઢોર મરણ પામે છે. એ રોગની મોસમ અગાઉ એટલે જુન મહીનામા તમામ સાજાં ઢોરને રસી મૂકાવવાથી તથા ઘેર સ્વચ્છ પાણી પાવાથી અને ચોમાસાની શરૂઆતમા એકદમ લીલું ઘાસ ન ખવરાવતાં થોડા દિવસ સુકા પ૦ા, કડબનો ખોરાક આપવાથી દર વર્ષે સેંકડો ઢોર ગળસુંડાના રોગના ભોગ થતા અટકાવી શકાય છે.

**ખોરાક**

હવા અને પાણી ની માફક ખોરાકની બાબતમા પણ જો આપણે કાળજી રાખીએ તો થોડે ખર્ચે ઢોરને ઘણા રોગમાથી બચાવી શકીએ છીએ ઢોરને ખોરાક તરીકે આપવામા આવતા કપાસીયા, ગુવારમા તેમજ ગોતરમા માટી ના કાકરા દૂર કરવાની કાળજી નહીં રાખીયે તો ઢોરને પેશાબ બધ થવાનો તેમજ હોજરીમા મરોડુ જામતા તેને કુબસા જેવા રોગ થવાનો સભવ રહે છે શિયાળામા ઢોરો પુષ્ટ કરવા ચીમડી ઉખેડી કણસના સાથે ખવરાવીયે ને છોકરાના મોમાથી કાઢી ઢોરને તેલ પઈએ પણ જો એ ચીમડીના મૂળીયામા મરોડુ ચોટેલુ રહેવા દઈએ ને તેવી મરોડા મિશ્રિત ચીમડી ખવરાવીયે તો તેલ ચીમડીનો ખર્ચ નકામો જાય છે અને ઢોરને ફાયદો થવાને બદલે નુકસાન છે ખારકમા થાય મરોડુ કાકરા દૂર કરવામા ઢોરના માલીકો કોડીનો પણ ખર્ચ નથી માત્ર અજ્ઞાન ને બેદરકારી દૂર કરવાની જ જરૂર છે ભોયસીંગનુ ગોતર ઢોરને ઘણુ ભાવે છે, તે ગોતરમાથી કાકરા મરોડુ વણવાની ભાગ્યેજ કોઈ દરકાર કરતુ જોવામા આવે છે કહે છે કે ઉપર ઉપરનુ ગોતર ઢોર ખાઈ જશે ને નીચે કાકરા, મરોડી પડી રહેશે આવુ માની બેમવાથી ચોનપાડ તાલુકમાં ઘણા ઢોર મરોડા મિશ્રિત ભોયમગનુ ગોતર ખઈને માદા પડેલા મારા જોવામા આવ્યા છે

આ સિવાય ઢોરને ખોરાક આપવા બાબત બીજી પણ ઘણી જાતની સભાળ રાખવાની જરૂર રહે છે ખોરાકમા એકદમ ફેરફાર કરવો નહી જોઈએ સુકા ઘાસ પર રહેતા ઢોરો ધીમે ધીમે લીલુ ઘસ વધારે આપતા જવુ જોઈએ થાકી આવતા બળદને ભૂખ્યા સમજી એકદમ ભારે ખોરાક નહીં આપવો જોઈએ ખાધેલો ખોરાક વાગોળવાનો સમય આપ્યા સિવાય ઢોરને વારવાર ચારો નીરનીર કરવાની રીત સારી નથી વગોળનારા પ્રાણી જેવા કે ગાય બળદ ને ભેસને તેમજ બિન વાગોળનાર પ્રાણી ઘોડાને ખોરાક આપવાની એક સરખી રીત ન ચાલે ઢોરો ચાર હોજરી હોય છે ને આતરડા નાના હોય છે તે ખાધેલો ખોરાક પહેલી હોજરીમા ભરી નિરાતે વાગોળે છે જ્યારે ઘોડાને એક હોજરી નાની ને આતરડા મોટા હોય છે જેથી ઘોડાને થોડો થોડો ખોરાક વારવાર નીરવાની જરૂર રહે છે ઘોડાને દાણો ખવરાવ્યા પછી તુરત પાણી પીવાથી તેના પર હોજરીના પાચક રસની ક્રિયા થતા પહેલા ખાધેલા દાણો આતરડા તરફ ધસડાઈ જાય છે જેથી ઘણીવાર ઘોડો ચુકાય છે માટે ઘોડાને ચદી આપતા પહેલા એક કલાક અગાઉ પાણી પાવુ અથવા તો ચદી ખવરાવ્યા પછી બે કલાક પછી પાણી પાવુ એ સારી રીત છે

દૂઝણા ઢેર દૂધ આપતા હોય ત્યા સુધી અને ખેતીના કામના બળદો તે કામે ફરતા હોય તે દરમ્યાન જેવી મળજી તેને ખોરાક આપવામા રહે છે તેવી અન્ય સમયે ન રાખીએ તો તેની જીવનશક્તિ ઓછી થતી જાય છે માટે પેટ પૂરતો ખોરાક દરેક જ સમયે ચાલુ રહેવો જોઈએ

આપણે ઘેર રહીને જમીએ તેના કરતા ખુલ્લી હવામા ઉજાણી કરવા નીકળીએ ત્યારે આનદથી રોજ કરતા વધારે ખોરાક ખાઈ શકીએ છીએ ને પચાવી શકીએ છીએ ઢોરો માટે પણ એવુ જ સમજવુ. ઢેરને ખીલે બાધી રાખી ખોરાક ખવરાવીએ તેના કરતા તેને રોજ થોડો વખત ખીડમા છૂટા ચરવા દેવામા આવે તો તેમની તદુરસ્તી સુધરે છે દુખની વાત

**ખોરાક**

હવા અને પાણીની માફક ખોરાકની બાબતમાં પણ જો આપણે કાળજી રાખીએ તો થોડે ખર્ચે ઢોરને ઘણા રોગાથી બચાવી શકીએ છીએ. ઢોરને ખોરાક તરીકે આપવામાં આવતા કપાસીયા, ગુવારમાં તેમજ ગોતરમાં માટીના કાંકરા દૂર કરવાની કાળજી નહીં રાખીયે તો ઢોરને પેશાબ બંધ થવાનો, તેમજ હોજરીમાં ગરોડું જામતાં તેને કુબના જેવા રોગ થવાનો સંભવ રહે છે. શિયાળામાં ઢોરને પુષ્ટ કરવા ચીમડી ઉખેડી કણુસલાં સાથે ખવરાવીયે ને છોકરાના મોંમાંથી કાઢી ઢોરને તેલ પાઈએ પણ જો એ ચીમડીના મૂળીયામાં ગરોડું ચોંટેલું રહેવા દઇએ ને તેવી ગરોડા મિશ્રિત ચીમડી ખવરાવીયે તો તેલ ચીમડીનો ખર્ચ નકામો જાય છે અને ઢોરને ફાયદો થવાને બદલે નુકસાન છે. ખોરાકમાં થાય ગરોડું, કાંકરા દૂર કરવામાં ઢોરના માલીકને કોડીનો પણ ખર્ચ નથી માત્ર અજ્ઞાન ને બેદરકારી દૂર કરવાની જ જરૂર છે. ભોંયસીંગનું ગોતર ઢોરને ઘણુ ભાવે છે, તે ગોતરમાંથી કાંકરા, ગરોડું વણુવાની ભાગ્યે જ કોઈ દરકાર કરતુ જોવામા આવે છે. કહે છે કે ઉપર ઉપરનું ગોતર ઢોર ખાઈ જશે ને નીચે કાંકરા, ગરોડી પડી રહેશે. આવું માની બેસવાથી ઓલપાડ તાલુકામાં ઘણા ઢોર ગરોડા મિશ્રિત ભોંયસીંગનું ગોતર ખાઈને માંદા પડેલા ગારા જોવામાં આવ્યા છે.

આ સિવાય ઢોરને ખોરાક આપવા બાબત બીજી પણ ઘણી જાતની સંભાળ રાખવાની જરૂર રહે છે. ખોરાકમા એકદમ ફેરફાર કરવો નહી જોઈએ. સુકા ઘાસ પર રહેતા ઢોરને ધીમે ધીમે લીલું ઘાસ વધારે આપતા જવું જોઈએ. થાકીને આવતા બળદને ભૂખ્યા સમજી એકદમ ભારે ખોરાક નહીં આપવો જોઈએ. ખાધેલો ખોરાક વાગોળવાનો સમય આપ્યા સિવાય ઢોરને વારંવાર ચારો નીરનીર કરવાની રીત સારી નથી. વાગોળનારાં પ્રાણી જેવાં કે ગાય, બળદ ને ભેંસને તેમજ બિન વાગોળનારાં પ્રાણી ઘોડાને ખોરાક આપવાની એક સરખી રીત ન ચાલે ઢોરને ચાર હોજરી હોય છે ને આંતરડાં નાનાં હોય છે. તે ખાધેલો ખોરાક પહેલી હોજરીમાં ભરી નિરાંતે વાગોળે છે. જ્યારે ઘોડાને એક હોજરી નાની ને આંતરડાં મોટાં હોય છે જેથી ઘોડાને થોડો થોડો ખોરાક વારવાર નીરવાની જરૂર રહે છે. ઘોડાને દાણો ખવરાવ્યાં પછી તુરત પાણી પીવાથી તેના પર હોજરીના પાચક રસની ક્રિયા થતા પહેલા ખાધેલો દાણો આતરડા તરફ ધસડાઈ જાય છે જેથી ઘણીવાર ઘોડા ચુંકાય છે. માટે ઘોડાને ચંદી આપતા પહેલા એક કલાક અગાઉ પણી પાવુ અથવા તો ચંદી ખવરાવ્યા પછી બે કલાક પછી પાણી પાવું એ સારી રીત છે.

દુઝણું ઢોર દુધ આપતા હોય ત્યાં સુધી અને બેતરાના કામમાં જાતેલા સે બળદ જોતા હોય તે દરમ્યાન જેવી કાળજી તેને ખોરાક આપવામાં રહે છે તેવી અન્ય સમયે ન રાખીએ તો તેની જીવનશક્તિ ઓછી થતી જાય છે માટે પેટ પૂરતો ખોરાક હરેક જ સમયે ચાલુ રહેવો જોઈએ

આપણે ઘેર રહીને જમીએ તેના કરતાં ખુલ્લી હવામાં ઉજાણી કરવા નીકળીએ ત્યારે આનંદથી રોજ કરતાં વધારે ખોરાક ખાઈ શકીએ છીએ ને પચાવી શકીએ છીએ. ઢોરને માટે પણ એવુ જ સમજવું. ઢોરને ખીલે બાંધી રાખી ખોરાક ખવરાવીએ તેના કરતાં તેને રોજ થોડો વખત બીડમાં છૂટા ચરવા દેવામાં આવે તો તેમની તંદુરસ્તી સુધરે છે. દુઃખની વાત

ગોપાલન

જ્યા સુધી ખેડૂત ભાઈઓ ગોપાલનમા પોતાનુ હિત સમજી ઘેરેઘેર ગાય પળતા નહિ થશે ત્યા સુધી ખેડૂતનો અને તેની સાથે દેશનો ઉદ્ધાર થવો મુશ્કેલ છે. ખેતીમા જે થોડી ઘણી બચત રહે છે તે સીધી લોકો પસેગી તેમજ બીજા વહેપારીઓ પાસેથી બળદ ખરીદવામા જાય છે એકલા અંકલેશ્વર તાલુકામાથી જ દર વરસે એક લાખ રૂપિયા આવા બળદની ખરીદી પેટે ખેડૂતના ઘરમાથી જાય છે એવી ગણત્રી કરવમા આવી છે એ હિસાબે ગૂજરાતના ખેડૂતોના કેટલા નાણા ગોપાલનને અભાવે જતા હશે તેનો વિચાર કરવો જોઈએ સાચી વાત છે કે વર્ષોથી ગોપાલન તરફ આપણી બેદરકારીને લીધે ભેસ કરતા ગાયની દૂધ આપવાની તાકાત ઓછી થઈ ગઈ છે અને તેને લીધે ખેડૂત દૂધની લાલચમા ગાયને બદલે હવે ભેંસ પાળતો થઈ ગયો છે. પણ એકદર રીતે જોઇએ તો ભેસ કરતા ગાય ખેડૂતને વિશેષ ઉપયોગી છે. તે પૂરવાર કરવા ઓલપાડ તાલુકાના દીહેણ ગામના અનાવિલ બધુએ આપેલો એક જ દાખલો બસ છે તેમને ત્યાના ઢોરને રસી મૂકવા ગયો ત્યારે એક ગાય બતાવી કહ્યુ કે એ ગાયનો વેલો તેમને ત્યા ત્રણ પેઢીથી ચલતો આવે છે અને એ મુદત દરમ્યાન ખેતીના કામ માટે એક પણ બળદ તેમને વેચાતો લેવો પડયો નથી. બે બળદ ભેગી ગાયને પોષવામા ઝાઝુ ખર્ચ આવતુ નથી. દુખની વાત છે કે મફત અને સાર્વજનિક ગૌચર ઓછા થઇ જવાથી ગોપાલનને જોઇતુ ઉત્તેજન મળતુ નથી પ્રાચીનકાળમા રાજા મહારાજાઓ અને ધનવાનો ગૌચર માટે જમીન અલગ કાઢી આપતા આવી રીતે એકવાર વપરાતી ગૌચરની જમીન ખેડીને ખેતીના કામમા લેનારનું નિકંદન જાય છે એવી માન્યતા હતી, ગાયો ચારવાને પુષ્કળ જમીન ગામે ગામ હોવાથી ઘેરે ઘેર ગાયો પાળવામા આવતી, ખેડૂત વર્ગને જોઇતા બળદ સસ્તી કીમ્મતે મળી રહેતા, જનસમાજને ઓછી કીમ્મતમા સારા ચોખ્ખા ઘી, દૂધ પુષ્કળ પ્રમાણમા મળી રહેતા ને પુષ્કળ ઢોરના પુષ્કળ ખાતરથી જમીનની મગદૂર વધી ધરતી માતા ફળદ્રુપ બનતી. પશુ વર્ધન માટે સૌથી પ્રથમ પૂરતા ગૌચરની વ્યવસ્થા કરવાને બદલે ગામે ગામ આખલા પવા નીકળવુ એ મને તો ગાડા પહેલા સામેન તૈયાર કરવા જેવુ અવ્યવહાર લાગે છે. આગળ જણાવવામા આવ્યુ છે તેમ સરકારે નહીં તો પ્રજાએ જેમ બને તેમ વધારે પ્રમાણમા ગૌચરની વ્યવસ્થા કરવા સિવાય છૂટકો થવાનો નથી

માંદા ઢોરની સારવાર

ખેડૂતને મન બળદ એ કમાઉ દિકરા જેવો વહાલો હોય છે છતા તેમના અજ્ઞાનથી કે આળસથી બેદરકાર રહી ઢોરની સાધારણ બિમારીને ગંભીર રૂપમા લાવી નાખે છે દાખલા તરીકે એક સાદો જખમ ઢોરને થયો હાય તેને વારવાર સાફ રાખીએ ને દવા લગાડીએ તો માખી ઓસન મૂકે નહી ને બેચાર દિવસમા જખમ રૂઝાઈ જાય. એજ જખમ તરફ બેદરકારી રાખીએ તો બિચારુ વગરનુ પ્રાણી પોતાનુ દુખ માલીકને જાહેર કરવાનું નહીં. છતા જખમમા ઉંડા ને ઉંડા ઉતરી જતા પરિણામે સાધારણ જખમથી એનું મોત નીપજવાનુ. કેટલાક જખમ એવા હોય છે કે જેને રોજ ઘોઈ સાફ કરી દવા લગાવવી જોઇએ, દૂર દૂર રહેનારને રોજ જખમ ધોવડાવવા ઢોરને દવાખાને લઈ જવાનુ પાલવનું નથી. તમા મ્હાને થોડો વધુ ખોરાકી

ખર્ચ વેઠીને પણ દવાખાનામાં નાખી દવા કરાવવી જોઇએ. આપણી જેમ ટાઢ તડકાથી રક્ષણની જરૂર છે તેમ ઢોરને પણ મંદવાડ વખતે બહુ શરદી કે ઉનાળામાં તાપ ન લાગે તેની કાળજી રાખવી જોઇએ. રાત્રે નકામું ઘાસ તબેલામાં પાથરી ઢોરને સૂવાનું બીછાનું બનાવવું જોઇએ જેથી શરીરે ચાંદા પડે નહીં. માંદા ઢોર ઉઠી ન શકે તો તેના પાસા વારંવાર બદલવા જોઇએ અને ઝાડા પેશાબથી ખરડાયેલું ઘાસ કાઢી તેને બદલે સુકા ઘાસની પથારી આપવી જોઇએ. માંદા ઢોર ઘાસ, કડબ ખાઇ શકે નહીં તો તેને કાંજી કે રાબડી પાઇ તેની શક્તિ ટકાવી રાખવી જોઇએ.

માંદા ઢોર પાસે હરગીજ જ કામ ન લેવું જોઇએ એથી ઉતરો રોગ વધે છે ને વખતે ઢોરનું મરણ નીપજે છે. મોવાસો અથવા ખરવાના રોગમાં બળદને પગે ચાંદા હોય જખમમાં જીવડાં પડ્યાં હોય અને બળદ લૂલા ચાલતા હોય તો પણ ઘણી વખતે તેમની પાસેથી કામ લેવામાં આવે છે. બળદને ખાંધે ચાંદી હોય કે ગાંઠ હોય તો પણ તે બિચારાને ખાંધેથી ધુંસરી છૂટતી નથી. કોઇપણ ગામે જઇ ત્યાંના ઢોર તપાસો તો તે પૈકી ૨૫ ટકાથી ઉપરાંત ઢોરના પાછલા થાપા, કે લગભગ આખા શરીર છાણ પેશાબથી ખરડાયેલા જણાશે. ઘણાને શરીરે ઇતરડી, ચાંચડ કે જૂ પડેલી જણાશે અને તેના માલીકો ગામને ચોતરે ભેગા મળી વાતોના ગપાટા મારવામાં કે હુકો ગગડાવવામાં વખત કાઢતા હશે. આળસ છોડીને પોતાના ઢોરને નવરાવી, માલીસ કરી સાફ રાખે તો ચામડીના ઘણા રોગ ઓછા થઇ જાય.

ચેપી રોગો

ગુજરાતમાં એક જ પ્રકારના ચિન્હવાળા રોગથી એકી વખતે ઘણા ઢોર બિમાર થઇ જાય તો જાણવું કે કોઇ જાતનો ચેપી રોગ ફેલાયો છે. ગુજરાતમાં ઢોરમાં મોવાસો, શીળી ને ગળસુંઢાનો રોગ અને ઘોડામાં ઝહેરબાજ, બકરા ઘેટામાં હુકારાયું નામે રોગ, કુતરામાં હડકવા ને મરઘામાં ફાઉલ કોલેરા નામે ઓળખાતો કોલેરાનો રોગ સાધારણ હોય છે ઉપર જણાવેલા રોગ પૈકી મોવાસો–ખરવાના રોગ સિવાય, બીજા રોગો ઘણા પ્રાણઘાતક છે માટે તેની ઉપચાર કરતા અટકાયત તરફ વધારે ધ્યાન આપવાની જરૂર છે

ચેપી રોગના લક્ષણો – ઉપર જણાવેલા ચેપી રોગો હવે ઢોરના માલીકો સ્હેજે ઓળખી શકે છે જેમકે મોવાસાના રોગમાં ઢોરને મોંમાંથી ચીકણી લાળ પડે પગે ચાંદા પડી જવાથી લુલા ચાલે, શીળીના રોગમાં ગળે સોજો આવવાથી શ્વાસ લેતા મૂકતા ગળામાંથી મોટો અવાજ નીકળે ઘોડાને ઝહેરબાજના રોગમાં ઘોડો દિવસે દિવસે સુકાતો જાય અને પેટે ને પગે સોજા આવે બકરાના હુકારીયાના રોગમાં ઘણા બકરાના નાકમાંથી ચીકણો પદાર્થ નીકળે અને બિમાર બકરા [illegible] એક પ્રકારનો કણવાનો અવાજ કરે, કુતરાના હડકાયા રોગમાં તેના મોંમાંથી લાળ પડે. ગાંડાની માફક નાસ ભાગ કરી ઘણાને બચકા ભરે, નહીં ખાવા જેવી વસ્તુઓ ખાય, મુંગો હડકવા હોય તોય તો મોઢું પહોળું રાખે ને ખોરાક લેવાય નહીં ને શાંત બેસી રહે. મરઘાના કોલેરામાં વારંવાર લીલા ઝાડા થયા કરે. આવા આવા રોગના મુખ્ય મુખ્ય ચિન્હો તો દરદી પ્રાણીના માલીક જાણતા હોય છે એટલે આવા રોગમાં સૌથી પ્રથમ તો માલીકે બિમાર પ્રાણીના ઝાડા પેશાબ રોગ ફેલાવે નહીં તે માટે તેને બાળી નાખવા, બિમાર પ્રાણીનો એંઠો ખોરાક કોઇ પ્રાણીના ઉપયોગમાં લેવો નહીં.

દરદી જાનવરને સાર્વજનિક તળાવ કે હવાડામાં પાણી પાવા ન લઈ જતાં તેમને ઘેર પાણી પાવું અને ગૌચરમાં ચરવા ન મોકલતાં ઘેર બાંધી ખવરાવવું કારણ કે માંદા ઢોર પોતાની લાળથી ને છાણથી કે પગના જખમથી ગૌચરનું ઘાસ દુષિત કરે છે અને સાજા ઢોરમાં રોગ ફેલાવે છે. ચેપી રોગથી જે જગ્યાએ દરદી પ્રાણી મરણ પામે તે જગ્યાએ ફીનાઈલનું પ્રવાહી કે ચુનાનું પ્રવાહી કે જંતુ નાશક દવાનું પ્રવાહી છાંટવું. તબેલામાં બની શકે તો આછું આછું નકામું ઘાસ પાથરી સળગાવી દઈ પાવડાથી ચાર આંગળ જમીન ઉઝરડી કાઢી બહાર ફેંકાવી ને તબેલા ચુનાથી ધોળાવી નાંખવા. ચેપી રોગથી મરણ પામેલા ઢોરને ચમાર પાસે ઉકેલાવવું નહીં પણ દાટી દેવું કારણ ઉકેલવા દેવાથી ચામડા મારફત તથા માંસના ટુકડા લઈ જનાર કુતરા કે પક્ષી મારફત રોગ ફેલાવાનો સંભવ છે.

જે ગામે ઢોરમાં મોવાસો કે શીળીનો રોગ ચાલુ હોય તે ગામે બનતા સુધી બળદ જોડી જવું નહીં. અનિવાર્ય કારણે જવું પડે તો ગામથી દૂર ગાડી છોડી ગામમાં કામ હોય તે કરી આવવું. રોગ ચાલુ હોય તે ગામમાં હવાડામાં કે તળાવમાં બળદને પાણી પાવું નહીં.

ચેપી રોગ વધુ ફેલાતો અટકાવવા માટે તેમજ માંદા ઢોરની સારવાર માટે ને સાજા ઢોરની સલામતી માટે ઢોરના માલીકે ગામના પોલીસ પટેલની મારફત નજીકના ડાકટરને ખબર આપવી. કોઇપણ કારણસર પટેલ રોગનો રીપોર્ટ કરવાની આનાકાની કરે તો ગામના પાંચ માણસની સહી સાથે ડાકટરને પરભાર્યો રીપોર્ટ કરવો જે ગામ પર જાતે આવી ખબર કરશે. શીળી ને ગળસુડાના રોગમા રસી મૂકાવવાથી તેમજ ઝેરબાજ થયો હોય તેવા ઘોડાને દવાથી રોગમુકત કરી શકાય છે.

મોતીરામ ભટ્ટ
વેટરનરી સરજ્યન
સૂરત લો. બો પશુ દવાખાના

# કાયદાનું સામાન્ય જ્ઞાન

[ ૩ ]

ગયા અંકમાં કાયદાઓ કેવી રીતે ઘડવામા આવ્યા છે તેની સમજણ આપવામાં આવી હતી. આ લેખમાં આ કાયદાઓનો અમલ કરનારી કોર્ટોનો ઉલ્લેખ કરવામાં આવશે. કાયદાના જ્ઞાનનુ ક્ષેત્ર એટલુ વિશાળ છે કે આખી જીંદગી સુધી એક માણસ એનો અભ્યાસ કરે તો પણ તે પુરું કરી શકે નહિ તેથી લેખમાળાનો હેતુ જુદા જુદા કાયદાઓની વિગતો સમજાવવાનો નથી પણ ગામડાની પ્રજાને હર હમેશ જે જે વાતની વારંવાર જરૂર પડે છે તેને લગતા કાયદાઓનુ સામાન્ય જ્ઞાન મંદાપ્ન રીતે આપવાનો છે. આ હેતુ નજર બહાર રાખવાથી આ લેખમાળા માટે ખોટો અભિપ્રાય બંધાવા સંભવ છે. આ લેખમાં દીવાની અને ફોજદારી કાયદાઓનો અમલ કરનારી કોર્ટો માટે ઉલ્લેખ કરવામાં આવશે. ખાસ બાબતોના કાયદાઓ સિવાય ફોજદારી ગુન્હાઓને લગતા કાયદાને-હિંદુસ્તાનનો ફોજદારી કાયદો કહેવામાં આવે છે. એ કાયદો આખા હિંદુસ્તાનને લાગુ પડે છે અને તે મધ્યસ્થ સરકારે

કરેલા છે. આ કાયદામાં ફોજદારી ગુન્હાઓ અને તેની સજા બતાવવામાં આવી છે. આ ફોજદારી કામકાજ ફોજદારી કોર્ટોમાં ચાલે છે. અને એ કોર્ટો હિંદી સરકારના ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા (ક્રિમીનલ પ્રો. કો.) પ્રમાણે સ્થાપવામાં આવે છે. આવી કોર્ટો કઈ કઈ હોય છે તે નીચે બતાવવામાં આવ્યું છે:–

| | |
|---|---|
| ૧ હાઈકોર્ટ | ૪ પહેલા વર્ગના મેજીસ્ટ્રેટો |
| ૨ કોર્ટ ઑફ સેશન | ૫ બીજા વર્ગના મેજીસ્ટ્રેટો |
| ૩ પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટો | ૬ ત્રીજા વર્ગના મેજીસ્ટ્રેટો |

૭ જીલ્લા મેજીસ્ટ્રેટ

સામાન્ય રીતે દરેક જીલ્લા માટે એક સેશન કોર્ટ હોય છે અને તે કોર્ટના ન્યાયાધીશને સેશન્સ જડજ કહેવામાં આવે છે. સાધારણ રીતે જીલ્લાના વડા મથકે આ કોર્ટ હોય છે.

પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટો મુંબઈ જેવા શહેરોમાં જ હોય છે. પહેલા, બીજા અને ત્રીજા વર્ગોના મેજીસ્ટ્રેટો સરકાર નીમે છે અને તેઓ જીલ્લા મેજીસ્ટ્રેટ જે જીલ્લાનો કલેક્ટર પણ હોય છે તેના તાબામાં રહી કામ કરે છે.

૧ હાઈકોર્ટ કાયદામાં નિર્દિષ્ટ કરેલી કોઈપણ સજા કરી શકે છે. ૨. સેશન્સ કોર્ટ કાયદામાં નિર્દિષ્ટ કરેલી કોઈપણ સજા કરી શકે છે. પણ ફાંસીની સજા માટે હાઈકોર્ટની મંજૂરી મેળવવી જોઈએ. ૩. પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ અને પહેલા વર્ગના મેજીસ્ટ્રેટો બે વર્ષ સુધીની કેદ અને રૂ ૧૦૦૦ સુધી દંડ અને ફટકાની સજા, ૪ બીજા વર્ગના મેજીસ્ટ્રેટો ૭ મહિના સુધીની સજા અને રૂ. ૨૦૦ સુધી દંડ, અને ૫. ત્રીજા વર્ગની કોર્ટો, એક મહિના સુધીની સજા અને રૂ. ૫૦ સુધી દંડ કરી શકે છે.

જીલ્લા મેજીસ્ટ્રેટ પણ પહેલા વર્ગા મેજીસ્ટ્રેટ છે અને તેમને પહેલા વર્ગના મેજીસ્ટ્રેટ જેટલી સજા કરવાનો અધિકાર છે. તે ઉપરાંત ત્રીજા અને બીજા વર્ગના મેજીસ્ટ્રેટોના ફેંસલા ઉપર અપીલ પણ સાંભળે છે. પહેલા વર્ગના મેજીસ્ટ્રેટના ફેંસલા ઉપર સેશન્સ કોર્ટને અપીલ થઈ શકે છે. કયા કયા ગુન્હા માટે કેટલી સજા થઈ શકે તે ફોજદારી ગુન્હા તપાસવાની રીતના કાયદામાં આપવામાં આવ્યું છે.

ફોજદારી કોર્ટો ગુન્હા સંબંધી તપાસ કરે છે જ્યારે દીવાની કોર્ટો, મીલકત, વારસા, લેણદેણ અને હકો સંબંધી ઇન્સાફ આપે છે.

દરેક જીલ્લામાં જુદી જુદી સત્તાવાળી દીવાની કોર્ટો સ્થાપવામાં આવે છે. જીલ્લાના મુખ્ય દીવાની ન્યાયાધીશને જીલ્લા જડજ કહેવામા આવે છે. તેમના હાથ નીચે પહેલા અને બીજા વર્ગના પેટા ન્યાયાધીશો કામ કરે છે અને તેમને સબ જડજ કહેવામાં આવે છે.

બીજા વર્ગના સબ જડજને રૂ. ૫૦૦૦ સુધીની કિંમતના દાવા સાંભળવાની સત્તા છે.

પહેલા વર્ગના સબ જડજને રૂ. ૫૦૦૦ ઉપરની કિંમતના દાવા સાંભળવાની સત્તા છે.

ઇન્સાફ આપનારી કોર્ટો સંબંધી બહુ જ સંક્ષિપ્ત હકીકત ઉપર આપવામાં આવી છે. ગામડાંની પ્રજાને વધારે રોજના ઉપયોગના કયા કયા કાયદાઓ છે અને તે આપણું જીવન સાથે કેવો સંબંધ ધરાવે છે તે હવે પછીના લેખમાં વિચારીશું.

દ. પ.

દરદી જાનવરને સાર્વજનિક તળાવ કે હવાડામાં પાણી પાવા ન લઇ જતાં તેમને ઘેર પાણી પાવું અને ગૌચરમાં ચરવા ન મોકલતાં ઘેર બાંધી ખવરાવવું કારણ કે માંદા ઢોર પોતાની લાળથી ને છાણથી કે પગના જખમથી ગૌચરનું ઘાસ દુષિત કરે છે અને સાજા ઢોરમાં રોગ ફેલાવે છે. ચેપી રોગથી જે જગ્યાએ દરદી પ્રાણી મરણ પામે તે જગ્યાએ ફીનાઈલનું પ્રવાહી કે ચુનાનું પ્રવાહી કે જંતુ નાશક દવાનું પ્રવાહી છાંટવું. તબેલામાં બની શકે તો આખું આખું નકામું ઘાસ પાથરી સળગાવી દઈ પાવડાથી બેચાર આંગળ જમીન ઉઝરડી કાઢી બહાર ફેંકીદેવી ને તબેલા ચુનાથી ધોળાવી નાંખવા. ચેપી રોગથી મરણ પામેલા ઢોરને અગાર પાસે ઉકેલાવવું નહીં પણ દાટી દેવું કારણ ઉકેલવા દેવાથી ચામડા મારફત તથા માંસના ટુકડા લઈ જનાર કુતરા કે પક્ષી મારફત રોગ ફેલાવાનો સંભવ છે.

જે ગામે ઢોરમાં મોવાસો કે શીળીનો રોગ ચાલુ હોય તે ગામે બનતા સુધી બળદ જોડી જવુ નહીં. અનિવાર્ય કારણે જવું પડે તો ગામથી દૂર ગાડી છોડી ગામમાં કામ હોય તે કરી આવવું. રોગ ચાલુ હોય તે ગામમાં હવાડામાં કે તળાવમાં બળદને પાણી પાવું નહીં.

ચેપી રોગ વધુ ફેલાતો અટકાવવા માટે તેમજ માંદા ઢોરની સારવાર માટે ને સાજા ઢોરની સલામતી માટે ઢોરના માલીકે ગામના પોલીસ પટેલની મારફત નજીકના ડાકટરને ખબર આપવી. કોઇપણ કારણસર પટેલ રોગનો રીપોર્ટ કરવાની આનાકાની કરે તો ગામના પાંચ માણસની સહી સાથે ડાકટરને પરભાર્યો રીપોર્ટ કરવો જે ગામ પર જાતે આવી બનતું કરશે. શીળીને ગળસુડાના રોગમાં રસી મૂકાવવાથી તેમજ ઝેરબાજ થયો હોય તેવા ઘોડાને દવાથી રોગમુકત કરી શકાય છે.

**મોતીરામ ભટ્ટ**
વેટરનરી સરજન
સુરત લો. બો. પશુ દવાખાના

# કાયદાનું સામાન્ય જ્ઞાન

[ ૩ ]

ગયા અંકમાં કાયદાઓ કેવી રીતે ઘડવામાં આવ્યા છે તેની સમજણ આપવામાં આવી હતી. આ લેખમાં આ કાયદાઓનો અમલ કરનારી કોર્ટોનો ઉલ્લેખ કરવામાં આવશે. કાયદાના જ્ઞાનનું ક્ષેત્ર એટલુ વિશાળ છે કે આખી જીંદગી સુધી એક માણસ એનો અભ્યાસ કરે તો પણુ તે પુરું કરી શકે નહિ. તેથી લેખમાળાનો હેતુ જુદા જુદા કાયદાઓની વિગતો સમજાવવાનો નથી પણ ગામડાની પ્રજાને હર હમેશ જે જે વાતની વારંવાર જરૂર પડે છે તેને લગતા કાયદાઓનુ સામાન્ય જ્ઞાન સંક્ષેપ રીતે આપવાનો છે. આ હેતુ નજર બહાર રાખવાથી આ લેખમાળા માટે ખોટો અભિપ્રાય બંધાવા સંભવ છે. આ લેખમાં દીવાની અને ફોજદારી કાયદાઓનો અમલ કરનારી કોર્ટો માટે ઉલ્લેખ કરવામાં આવશે. ખાસ બાબતોના કાયદાઓ સિવાય ફોજદારી ગુન્હાઓને લગતા કાયદાને-હિંદુસ્તાનનો ફોજદારી કાયદો કહેવામાં આવે છે. એ કાયદો આખા હિંદુસ્તાનને લાગુ પડે છે અને તે મધ્યસ્થ સરકારે

કરેલો છે. આ કાયદામાં ફોજદારી ગુન્હાઓ અને તેની સજા બતાવવામાં આવી છે. આ ફોજદારી કામકાજ ફોજદારી કોર્ટોમાં ચાલે છે. અને એ કોર્ટો હિંદી સરકારના ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા (ક્રિમીનલ પ્રો. કો.) પ્રમાણે સ્થાપવામાં આવે છે. આવી કોર્ટો કઇ કઇ હોય છે તે નીચે બતાવવામાં આવ્યું છેઃ–

| | |
|---|---|
| ૧ હાઇકોર્ટ | ૪ પહેલા વર્ગના મેજીસ્ટ્રેટો |
| ૨ કોર્ટ ઑફ સેશન | ૫ બીજા વર્ગના મેજીસ્ટ્રેટો |
| ૩ પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટો | ૬ ત્રીજા વર્ગના મેજીસ્ટ્રેટો |

૭ જીલ્લા મેજીસ્ટ્રેટ

સામાન્ય રીતે દરેક જીલ્લા માટે એક સેશન કોર્ટ હોય છે અને તે કોર્ટના ન્યાયાધીશને સેશન્સ જડજ કહેવામા આવે છે. સાધારણ રીતે જીલ્લાના વડા મથકે આ કોર્ટ હોય છે.

પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટો મુંબઇ જેવા શહેરોમાં જ હોય છે. પહેલા, બીજા અને ત્રીજા વર્ગના મેજીસ્ટ્રેટો સરકાર નીમે છે અને તેઓ જીલ્લા મેજીસ્ટ્રેટ જે જીલ્લાનો કલેકટર પણ હોય છે તેના તાબામાં રહી કામ કરે છે.

૧ હાઇકોર્ટ કાયદામાં નિર્દિષ્ટ કરેલી કોઇપણ સજા કરી શકે છે. ૨. સેશન્સ કોર્ટ કાયદામાં નિર્દિષ્ટ કરેલી કોઇપણ સજા કરી શકે છે. પણ ફાંસીની સજા માટે હાઇકોર્ટની મંજૂરી મેળવવી જોઇએ. ૩. પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ અને પહેલા વર્ગના મેજીસ્ટ્રેટો બે વર્ષ સુધીની કેદ અને રૂા ૧૦૦૦ સુધી દંડ અને ફટકાની સજા, ૪ બીજા વર્ગના મેજીસ્ટ્રેટો ૭ મહિના સુધીની સજા અને રૂા. ૨૦૦ સુધી દંડ, અને ૫. ત્રીજા વર્ગની કોર્ટો, એક મહિના સુધીની સજા અને રૂા. ૫૦ સુધી દંડ કરી શકે છે.

જીલ્લા મેજીસ્ટ્રેટ પણ પહેલા વર્ગના મેજીસ્ટ્રેટ છે અને તેમને પહેલા વર્ગના મેજીસ્ટ્રેટ જેટલી સજા કરવાનો અધિકાર છે. તે ઉપરાત ત્રીજા અને બીજા વર્ગના મેજીસ્ટ્રેટોના ફેંસલા ઉપર અપીલ પણ સાંભળે છે. પહેલા વર્ગના મેજીસ્ટ્રેટના ફેસલા ઉપર સેશન્સ કોર્ટને અપીલ થઇ શકે છે. કયા કયા ગુન્હા માટે કેટલી સજા થઇ શકે તે ફોજદારી ગુન્હા તપાસવાની રીતના કાયદામાં આપવામાં આવ્યું છે.

ફોજદારી કોર્ટો ગુન્હા સંબધી તપાસ કરે છે જ્યારે દીવાની કોર્ટો, મીલકત, વારસા, લેણદેણ અને હકો સબધી ઇન્સાફ આપે છે.

દરેક જીલ્લામાં જુદી જુદી સત્તાવાળી દીવાની કોર્ટો સ્થાપવામાં આવે છે. જીલ્લાના મુખ્ય દીવાની ન્યાયાધીશને જીલ્લા જડજ કહેવામાં આવે છે. તેમના હાથ નીચે પહેલા અને બીજા વર્ગના પેટા ન્યાયાધીશો કામ કરે છે અને તેમને સબ જડજ કહેવામા આવે છે.

બીજા વર્ગના સબ જડજને રૂા.૫૦૦૦ સુધીની કિંમતના દાવા સાંભળવાની સત્તા છે.

પહેલા વર્ગના સબ જડજને રૂા ૫૦૦૦ ઉપરની કિંમતના દાવા સાંભળવાની સત્તા છે.

ઇન્સાફ આપનારી કોર્ટો સંબંધી બહુ જ સંક્ષિપ્ત હકીકત ઉપર આપવામાં આવી છે. ગામડાંની પ્રજાને વધારે રોજના ઉપયોગના કયા કયા કાયદાઓ છે અને તે આપણા જીવન સાથે કેવો સંબધ ધરાવે છે તે હવે પછીના લેખમા વિચારીશું.

ક. પ.

# સૂરત જિલ્લા નિ. નિ. ફંડ

[ આ ફંડમાં કુલ રૂા. ૫૦૯–૬–૦ મળ્યાં હતાં તે પૈકી રૂા. ૩૧૭ ની યાદી પ્રગટ કરવામાં આવી છે તે પછીનાં દાન આપનારાઓની યાદી અહીં પ્રગટ કરવામાં આવે છે. ]

| નામ | ઠેકાણું | કિંમત રૂા. આ. |
|---|---|---|
| શ્રી. તાપીદાસ ચેલારામની કું. | રાંદેર | ૧-૦ |
| શાહ પ્રેમચંદ વીરચંદ | ,, | ૧-૦ |
| શાહ મગનલાલ નાથાભાઈ | ,, | ૨ ૦ |
| દેવજીભાઈ રણછોડભાઈ કાઝી | ,, | ૧-૦ |
| શેઠ આત્મારામ નારણદાસ ગાંધી | ,, | ૧-૦ |
| જગન્નાથ મંછારામ પાઠક | ,, | ૧-૦ |
| દેવજીભાઈ ભીખાભાઈ | ,, | ૧-૦ |
| મગનલાલ ગોવનદાસ બોધાનવાલા | ,, | ૧-૦ |
| ડૉ. અરદેશર આદરજી ટીપરી | ,, | ૨-૦ |
| નવલશા નશરવાનજી કાપડીયા | ,, | ૨-૦ |
| ભુખણભાઈ કલ્યાણજી શાહ | ,, | ૧-૦ |
| ગોરધનભાઈ નાથુભાઈ પટેલ | ,, | ૧-૦ |
| રતિલાલ ઘેલાભાઈ દેસાઈ | ,, | ૧-૦ |
| ઝીણાભાઈ ભીખાભાઈ દેસાઈ | ,, | ૧-૦ |
| ડૉ. સીકંદરખાન હુસેનખાન પઠાણ | ,, | ૨-૦ |
| નરભેરામ કેશવરામ ભટ | ,, | ૩-૦ |
| ""ાણીકલ લ મણિલાલ દાલીયા | ,, | ૨-૦ |
| ચુનીલાલ વીરચંદ | ,, | ૧-૦ |
| ્ છગનલ લ વમળચંદ | ,, | ૧-૦ |
| ાઠુલદાસ બ્રીજલાલ | ,, | ૧-૦ |
| .ગીનદાસ નારણદાસ | ,, | ૧-૦ |
| ફરામજી જહાંગીરજી રૂવાલા | ,, | ૧-૦ |
| મંછારામ જગજીવન પટેલ | ,, | ૧-૦ |
| ખં રે ખુન | ,, | ૧-૦ |
| નવરોઝજી હોરમઝજી | ,, | ૧-૦ |
| છોટાલાલ નવલચંદ નગરશેઠ | ,, | ૧-૦ |
| ઘેલાભાઈ રતનજી | ,, | ૧-૦ |
| વિઠુવભાઈ ભુરાભાઈ | ,, | ૧-૦ |
| નાથુભાઈ મોતીચંદ | ,, | ૧-૦ |
| નગીનચદ નાનચંદ | ,, | ૧-૦ |
| બાબુલાલ નાથુભાઈ | ,, | ૦-૮ |

| નામ | ઠેકાણું કિંમત રૂ |
|---|---|
| રતિલાલ જેકીસનદાસ | રાંદેર |
| કેશવરામ કમળાશંકર પાઠક | ,, |
| જગન્નાથ બ. ભટ્ટ | ,, |
| દાજીભાઈ ભગવાનદાસ | ,, |
| મગનલાલ ખડુભાઈ દેસાઈ | ,, |
| જાદવભાઈ રામુભાઈ | ,, |
| બાળચંદ્ર રામચદ્ર ઈએજી | ,, |
| ખીમચદ ઉત્તમચંદ | ,, |
| ભગવતીશંકર હરજીવન ઈએજ | ,, |
| વ્હાલીબેન ભગવાનજી | ,, |
| મોહનભાઈ બાબુભાઈ | ,, |
| લખી જેરામ | ,, |
| મગનલાલ વિઠ્ઠલદાસ | ,, |
| છગનલાલ પ્રાણજીવનદાસ | ,, |
| એસ. કે. પાનવાલા | ,, |
| રમણલાલ હીરાચંદ | ,, |
| પરસોત્તમભાઈ લાલભાઈ | ,, |
| મંગાભાઈ ઘેલાભાઈ | ,, |
| ગાંડાભાઈ ડાહ્યાભાઈ પટેલ | ,, |
| ફકીરભાઈ લાલજીભાઈ | ,, |
| ડૉ. જમીયતરામ લક્ષ્મીરામ ઇચ્છાપુરીયા | ,, |
| શાહ નાથુભાઈ લક્ષ્મીચંદ | ,, |
| મકનજી નાનાભાઈ | ,, |
| ડૉ. ઝીણાભાઈ લક્ષ્મીદાસ | ,, |
| ગજાનંદ કાશીનાથ પાઠક | ,, |
| જીવણભાઈ હીરાભાઈ | ,, |
| છગનલાલ તારાચંદ | ,, |
| રવિશંકર નરોતમ ભટ્ટ | ,, |
| છીતુભાઇ મુળજી | ,, |

| નામ | ગામ | રકમ |
|---|---|---|
| નાથાભાઈ સોમચંદ | રાંદેર | ૧-૦ |
| લક્ષ્મણ રામજી ધોબી | ,, | ૧-૦ |
| રમણલાલ છોટુભાઈ દેસાઈ | ,, | -૮ |
| વાલાભાઈ કુંવરજી પટેલ | ભાટપોર તા. ચોર્યાસી | ૧-૦ |
| છીતાભાઈ ભુલાભાઈ પટેલ | ,, આ. બા. ૮ | ૧-૦ |
| લવજીભાઈ છીતાભાઈ | ,, | ૧-૦ |
| નરસિંહભાઈ વાલજી | ,, | ૧-૦ |
| નાથાભાઈ નારણ | ,, | ૧-૦ |
| ભુલાભાઈ રામભાઈ | ,, | -૮ |
| કેશુરભાઈ ડાહ્યાભાઈ | ,, | -૮ |
| નારણ હીરજી | ,, | -૮ |
| ગોપાળ ધનજી | ,, | -૮ |
| દીવાળીબેન હરિભાઈ | રાંદેર | ૧-૦ |
| ઓરતરબેન ઉમેદભાઈ | ,, | ૧-૦ |
| ગંગાબેન ઝીણાભાઈ | ,, | ૨-૦ |
| મગનલાલ વલ્લભભાઈ | ,, | -૮ |
| લક્ષ્મીબેન રણછોડભાઈ | ,, | ૨-૦ |
| છીબાભાઈ વિશ્રામભાઈ | ,, | ૧-૦ |
| નાનાભાઈ હાંસજીભાઈ | અંબેટા તા. ઓરપાડ | ૨-૦ |
| અંબેલાલ દુર્લભભાઈ | વરીઆવ | |
| કાંતાબેન નાનાભાઈ | ,, | ૩-૦ |
| દલપતભાઈ ભુલાભાઈ નાયક | દીહેણ | -૮ |
| શંકરલાલ એચ. જોષી | સૈયદપરા, ચોકીશેરી સુરત | ૨-૦ |
| નથુભાઈ રણછોડદાસ | દાળીઆ શેરી સુરત | ૨-૦ |
| સુંદરલાલ મોતીલાલ દેસાઈ | મુંબઈ | ૨-૦ |
| છોટાલાલ હરગોવનદાસ સરાફ | મુંબઈ | ૨-૦ |
| શાહ ચંદુલાલ મંછારામ | સુરત | ૨-૦ |
| પ્રાણલાલ જયાનંદ ઠાકર | અમદાવાદ | ૨-૦ |
| કુબેરભાઈ ખુશાલભાઈ પટેલ | નાના વરાછા | ૧-૦ |
| પરભુભાઈ વસનજી પટેલ | ,, | -૮ |
| રણછોડભાઈ મોરારજી પટેલ | ,, | -૮ |

| નામ | ગામ |
|---|---|
| નગીનદાસ અંબારામ મોદી | નાના વરાછા |
| ખુશાલભાઈ વસનજી પટેલ | ,, |
| મગનભાઈ દુર્લભભાઈ પટેલ | ,, |
| ભાઈચંદભાઈ નાથાભાઈ પટેલ | ,, |
| રામભાઈ જીવણભાઈ ગજ્જર | ,, |
| જીવણભાઈ ઉકાભાઈ પટેલ | ,, |
| નરસિંહભાઈ કેશવભાઈ પટેલ | ,, |
| ઇશ્વરલાલ ખુશાલભાઈ ધોબી | ,, |
| વનમાળીદાસ અમાઈદાસ પટેલ | ,, |
| છોટુભાઈ મોરારજી પટેલ | ,, |
| નરોતમભાઈ વલ્લભભાઈ પટેલ | ,, |
| ગોવિંદભાઈ વનમાળીભાઈ પટેલ | ,, |
| નરોતમ ઉકાભાઈ પટેલ | ,, |
| નાથુભાઈ નથુભાઈ પટેલ | ,, |
| વિઠ્ઠલભાઈ ઉકાભાઈ પટેલ | ,, |
| ફકીરભાઈ કલ્યાણભાઈ | ,, |
| લલ્લુભાઈ રણછોડજી પટેલ | ,, |
| રગણભાઈ દાજીભાઈ | ખોરવાડા |
| છબીલદાસ ફકીરભાઈ | ,, |
| વલ્લભાઈ ભાણાભાઈ | ,, |
| ફકીરભાઈ હરિભાઈ | ,, |
| ભગવાનદાસ મોરારભાઈ | રાંદેર |
| લાલાભાઈ ફકીરભાઈ | ખોરવાડા |
| ભાણાભાઈ ઝીણાભાઈ | ખોરવાડા |
| છોટુભાઈ જી. પટેલ | રાંદેર |
| મકનભાઈ અમાઈદાસ | ,, |
| ઇચ્છારામ નરસિંહભાઈ | ,, |
| દલપતરામ જગજીવન પટેલ | ,, |
| રામભાઈ કાળીદાસ પટેલ | ,, |
| ડાહ્યાભાઈ રેવાભાઈ પટેલ | ,, |
| ભગાભાઈ ગોવિંદભાઈ | ,, |
| દુર્લભભાઈ ડાહ્યાભાઈ | ,, |
| પરભુભાઈ ઇચ્છારામ | ,, |
| દેવજીભાઈ નરોતમભાઈ | ,, |
| ગીરધરભાઈ જગજીવનભાઈ | ,, |
| જેકીશન ઇચ્છારામ | ,, |
| રણછોડભાઈ પરસોતમ | ,, |

| નામ | ગામ | રકમ |
|---|---|---|
| શિવનારાયણ હરિભાઈ | રાંદેર | -૮ |
| છોટાલાલ નવનચંદ | ,, | -૮ |
| શાહ ચંદનલાલ કસ્તુરચંદ | ,, | -૮ |
| હીરાચંદ ગુલાબચંદ | ,, | -૮ |
| મગનલાલ વિઠ્ઠલદાસ | ,, | ૧-૦ |
| હીરાચંદ ધનલાલ | ,, | -૮ |
| બાઈ અંબા. | ,, | -૮ |
| ફુલચંદ અમીચંદ | ,, | ૧-૦ |
| જેભાઈ છીબાભાઈ | ,, | ૧-૦ |
| મોરારભાઈ દાજીભાઈ સરગ | ,, | ૧-૦ |
| ગોવિંદભાઈ જેભાઈ | ,, | ૩-૦ |
| દાજીભાઈ ભગવાનદાસ | ,, | ૨-૦ |
| લીંબજીભાઈ લાલુભાઈ | ,, | -૮ |
| બાબરભાઈ નારણભાઈ | ,, | ૧-૦ |
| લાલભાઈ ફીકાભાઈ | ,, | ૧-૦ |
| નારણભાઈ રામાભાઈ | ,, | -૮ |
| લાલભાઈ ઝીણાભાઈ | ,, | ૧-૦ |
| લલ્લુભાઈ અમથાચંદ | ,, | -૮ |
| મણેકલાલ નેમચંદ | ,, | ૧-૦ |
| ફીફીબેન | ,, | ૧-૦ |
| ઠાકોરલાલ પ્રાણજીવન | ,, | -૮ |
| અમીચંદ લખમીચંદ શાહ | બારપોર. | -૮ |
| દલીચંદ પાનાચંદ શાહ | ,, | -૮ |
| ભીમભાઈ પરસોતમ | ,, | -૮ |
| રામજીભાઈ લીંબાભાઈ | બોરવાડા. | -૮ |
| બીજલાલભાઈ દાજીભાઈ | ,, | -૮ |
| નાથુભાઈ દાજીભાઈ સુતરીઆ | ,, | ૧-૦ |
| ભગવાનભાઈ દેવજીભાઈ | ,, | ૧-૦ |
| નાથુભાઈ ફકીરભાઈ | ,, | ૧-૦ |
| મોરારજીભાઈ નારણજી | ,, | -૮ |
| દાજીભાઈ નારણદાસ | ,, | -૮ |
| રામજીભાઈ કેશવભાઈ | ,, | -૮ |
| મોરારભાઈ ગોવિંદજી પંચાળ<br>પાટીઆની ઘડાઈ માટે | બીલીમોરા | ૨-૦ |
| પારેખ અમૃતલાલ કેવળદાસ | ,, | ૧-૦ |

| નામ | ગામ |
|---|---|
| દેસાઈ ચીમનલાલ મણીલાલ | બીલીમોરા |
| ગોવનભાઈ જગાભાઈ | ,, |
| દલસુખરામ ભાઈશંકરની કું. | ,, |
| ડૉ. રામજીભાઈ | ,, |
| દિનકરરાય નાનુભાઈ | ,, |
| વિઠ્ઠલભાઈ પરાગજી | ,, |
| જુસફભાઈ રંગપરીઆ | ,, |
| વલ્લભભાઈ વિઠ્ઠલભાઈ મિસ્ત્રી<br>બ્લેક બોર્ડ નંગ, ૧ | ,, |
| કૃષ્ણલાલ ત્રીભોવનદાસ | હરિપુરા, સુરત |
| હિરાલાલ ચુનીલાલ ચેવલી | સુરત |
| મંચેરજી હીરજીભાઈ કાવ.રાણા | મુંબઈ |
| ભીખુભાઈ ભુખણદાસ મોદી | સુરત |
| બાબુભાઈ મગનલાલ ગોર | ,, |
| અંબાલાલ છગનલાલ | સાવલી |
| હીરાજી રૂસ્તમજી કાપડીઆ | દેવલાલી<br>મુંબઈ |
| મંચેરશા સોરાબજી મોદાશા | સુરત,<br>મુગલીસરા |
| જે. ઓ કાનુગા | ,, |
| દીપકલાલ મગનલાલ<br>પાટીઆ નંગ ૩ | ,, |
| મગનભાઈ કાશીભાઈ<br>પાટીઆ નંગ ૬ | બીલીમોરા |
| નાનુભાઈ એન્ડ રણછોડજીની કું.<br>પાટીઆ નંગ ૮ | ,, |
| મોરારભાઈ હિરાભાઈ | ,, |
| શંકરલાલ હ. જોષી<br>હેડકલાર્ક ડી. લો બો. | સુરત સૈયદપરા |
| ભીખાભાઈ હરજીવનદાસ ગજ્જર | સુરત |
| ચાર આના ફંડનો સરવાળો | |

# ગામ સ્કૂલ કમિટીઓ

[પ્રાથમિક કેળવણી કાયદાના છેલ્લા સુધારા પ્રમાણે ગામડાઓની શાળાઓ માટે નીમવામાં આવતી 'ગામ સ્કૂલ કમિટીઓ'ના બંધારણ અને ફરજોના નિયમો જાણવા માટે ઘણે ગામેથી માંગણી આવતી હોવાથી તે અહીં આપવામાં આવે છે:—]

## સ્કૂલ કમિટીઓ

**પંચાયતવાળા ગામોની અંદર સ્કૂલ કમિટીઓ બનાવવા વિષે**

૯૪ (૧) મુંબઈ ગ્રામ્ય પંચાયત એક્ટ, ૧૯૩૩, ના આધારે જે ગામોમાં પંચાયત બનાવવામાં આવેલી હોય, તે ગામોમાં પંચાયતને પોતાના સભ્યોમાંથી ઓછામાં ઓછા ત્રણ અને વધારેમાં વધારે સાત સભ્યોની એક સ્કૂલ કમિટી, દર વર્ષે નીમવી પડશે.

(૨) જો જિલ્લા લોકલ બોર્ડના મત પ્રમાણે ગામની મુસલમાન વસ્તી ગામની કુલ વસ્તીના દસ ટકા કરતાં વધારે હોય અને પેટા નિયમ (૧) ના આધારે બનાવવામાં આવેલી સ્કૂલ કમિટીમાં એકે મુસલમાન સભ્ય હોય નહિ તો સ્કૂલ કમિટીને ગામના પુખ્ત વયના મુસલમાન પુરુષ વતનીઓમાંથી એક મુસલમાન સભ્યને પોતાની સાથે કામ કરવા પસંદ (કો-ઓપ્ટ) કરવો પડશે.

(૩) જો જિલ્લા લોકલ બોર્ડના મત પ્રમાણે ગામની અંત્યજ, ભીલ અને પહાડી જાતો અને બીજી પછાત કોમ પૈકી કોઈ પણ એક કોમની વસ્તી ગામની કુલ વસ્તીના પાંચ ટકા કરતાં વધારે હોય અને જો આ દરેક વર્ગનો કે જેની વસ્તી ગામની કુલ વસ્તીના પાંચ ટકા કરતાં વધારે હોય તેનો એકે સભ્ય પેટા નિયમ (૧) ના આધારે બનાવવામાં આવેલી સ્કૂલ કમિટીમાં હોય નહિ તો સ્કૂલ કમિટીએ ગામના પુખ્ત વયના તે તે કોમના પુરુષ વતનીઓમાંથી એક એક સભ્યને પોતાની સાથે કામ કરવા પસંદ (કો-ઓપ્ટ) કરવો પડશે.

(૪) પેટા નિયમ (૧) પ્રમાણે નીમાયલી સ્કૂલ કમિટી ૯૫ અ થી ૧૦૮ ના નિયમોને આધીન રહેશે.

૯૫. જે ગામોની અંદર લોકલ બોર્ડની શાળાઓ હોય પણ પચાયત હોય નહિ તેવાં ગામોમાં શાળા કમિટીનું બંધારણ, ફરજ અને એવી બીજી બાબતો સરકારની મંજુરીથી જિલ્લા લોકલ બોર્ડે ઘડેલા નિયમ પ્રમાણે રહેશે.

નોંધ—આ બાબતના મોડેલ નિયમો આ લગતના પરિશિષ્ટ 'જ'માં આપવામાં આવેલા છે.

(અ) સ્કૂલ કમિટીની મુદત પચાયતની મુદત જેટલી રહેશે. સ્કૂલ કમિટીના સભ્યો જ્યાં સુધી બીજી સ્કૂલ કમિટી નીમવામાં આવે ત્યાં સુધી કમિટીના સભ્યો તરીકે ચાલુ રહેશે. અને નવી સ્કૂલ કમિટી નીમાય કે તરતજ જુની સ્કૂલ કમિટી બરખાસ્ત થયેલી ગણાશે.

(બ) જો ઉપર જણાવેલી સ્કૂલ કમિટીની મુદત દરમ્યાન કોઈ પણ સભ્યના મરણ, રાજીનામું અગર તેના બરતરફ થવાથી અગર ફરજો બજાવવા અશક્ત થવાથી કોઈ જગ્યા ખાલી પડશે તો તે બાબતની ખબર સ્કૂલ કમિટીના ચેરમેન તરફથી પંચાયતના સરપંચને આપવામાં આવશે, અને સરપચ તરફથી સદર્હુ જગ્યા બને તેટલી જલદી પૂરવા માટે પગલાં લેવામાં આવશે. ખાલી પડેલી જગ્યાએ જે ગૃહસ્થની નિમણુંક કરવામાં આવશે તે, જે સભ્યની ખાલી જગ્યા ઉપર નીમાય તે જેટલી મુદત રહેત તેટલી જ મુદત માટે સભ્ય તરીકે રહેશે.

(ક) જો કોઈ પણ સભ્યની, ફરજ બજાવવા બાબતની ગેરવર્તણુંક અગર નામોશી ભરેલી ચલચલગત માલમ પડે અગર તે સભ્ય તરીકે, ફરજ બજાવવામાં અશક્ત થયો હોય તો શાળા કમિટીની અગર એડમીનીસ્ટ્રેટીવ ઓફિસરની ભલામણ પરથી પંચાયત તેને યોગ્ય લાગે તો તે સભ્યને બરતરફ કરશે. પરંતુ તેમ કરતા પહેલાં તેને શા માટે બરતરફ ન કરવા તે બાબતનો ખુલાસો કરવાની યોગ્ય તક આપવામાં આવશે.

૯૬. સ્કૂલ કમિટીને પોતાના સભ્યોમાંથી એક ચેરમેન ચૂંટી કાઢવો પડશે અને એક વાઈસ ચેરમેન પણ ચૂંટી કાઢવો પડશે. ચેરમેનની ગેરહાજરીમાં વાઈસ ચેરમેને ચેરમેનનાં કામકાજ કરવાં પડશે.

**ચેરમેન અને વાઈસ ચેરમેન ચૂંટવા વિષે**

**સ્કૂલ કમિટીએ કરવાનાં કામ:** ૯૭. સ્કૂલ કમિટીએ :—

(અ) નિશાળને માટે મકાન સંબંધી યોગ્ય સગવડ કરવામાં સ્કૂલ બોર્ડને મદદ કરવી પડશે.

(બ) જો નિશાળનું ચાલુ સમારકામ જિલ્લા લોકલ બોર્ડને કરવાનું હશે તો તે કામ કરાવી આપવામાં મુખ્ય શિક્ષક અગર જિલ્લા લોકલ બોર્ડને મદદ કરવી પડશે.

(ક) તેની દેખરેખ નીચે રાખેલી બધી નિશાળોની મહિનામાં ઓછામાં ઓછી એક વખત મુલાકાત લેવી પડશે.

(ડ) નિશાળનુ હાજરીપત્રક પૂરેપૂરૂ પુરેલુ છે કે કેમ તે જોવું પડશે. મુલાકાત વખતે નિશાળમા હાજર વિદ્યાર્થીઓની સખ્યા નિશાળના હાજરીપત્રકમાં પૂરેલી સખ્યાની બરાબર છે કે કેમ તે નોધવું પડશે, અને નિશાળમાં કંઈ અનિયમિતપણુ જણાય તો તે સંબંધી સ્કૂલ બોર્ડના વહીવટ કરનાર અમલદારને રિપોર્ટ કરવો પડશે.

(ઈ) નિશાળ નિયમિન અને વખતસર ઉઘાડવામાં તેમજ બંધ કરવામાં આવે છે કે કેમ અને શિક્ષકો પણ એ પ્રમાણે હાજર રહે છે કે કેમ તે વિષે સ્કૂલ બોર્ડના વહીવટ કરનાર અમલદારને રિપોર્ટ કરવો પડશે.

(ફ) નિશાળના મકાનને અને તેના લગતા ભાગને દુરસ્ત કરાવીને સારી સ્થિતિમાં રાખેલા છે કે કેમ અને આરોગ્ય જળવાઈ રહે તેવી સ્થિતિમાં છે કે કેમ તે જોવું પડશે.

૯૮. સ્કૂલ કમિટીનો કોઈ પણ સભ્ય નિશાળની મુલાકાત લઈ શકશે, અને જે કંઈ ટીકા તેને કરવી હોય તેનો રિપોર્ટ સ્કૂલ કમિટીને કરી શકશે. પણ ઉપરનો કોઈ પણ સભ્ય શિક્ષક વર્ગને માટે કંઈ પણ હુકમ કાઢી શકશે નહિ.

**સ્કૂલ કમિટીના સભ્યોએ મુલાકાત લેવા વિષે**

૯૯. સ્કૂલ કમિટીએ વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો કરવા ખાસ કરીને મધ્યમ વર્ગ અને અત્યજ વર્ગ, ભીલ અને પહાડી જાતો અને બીજા પછાત કોમના વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો કરવા અને હાજરીમાં સુધારો કરવા પ્રયત્ન કરવો.

**સ્કૂલ કમિટી . વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો કરવા વિષે**

૧૦૦. જો કોઈ ભાગમાં ફરજીઆત કેળવણી દાખલ કરવાનું નક્કી કરવામાં આવે

**ફરજીઆત કેળવણી દાખલ કરવામાં સ્કૂલ કમિટીએ મદદ કરવા વિષે**

તો તે ભાગમાં આવેલી નિશાળોની સ્કૂલ કમિટીએ ફરજીઆત કેળવણીનો ધારો છોકરાંનાં માબાપને સમજાવવો પડશે, અને જો તેને સ્કૂલ બોર્ડ તરફથી કહેવામાં આવે તો નિશાળે જવા લાયક ઉંમરના છોકરાનું વસ્તીપત્રક બનાવવામાં મદદ કરવી પડશે.

**સ્કૂલ કમિટીએ ફરજીઆત ધારો અમલમાં મૂકવા વિષે**

૧૦૧. જ્યારે કોઈ પણ ભાગમાં ફરજીઆત ધારો દાખલ કરવામાં આવ્યો હોય ત્યારે સ્કૂલ કમિટીએ તેને અમલમાં મૂકવામાં મદદ કરવી પડશે.

**સ્કૂલ કમિટીએ મુખ્ય શિક્ષકને મદદ કરવા વિષે**

૧૦૨. ગરીબ માબાપોનાં કયાં બાળકોને ચોપડીઓ, સ્લેટો અને નિશાળમાં જોઇતી બીજી વસ્તુઓ પૂરી પાડવાની જરૂર છે તે નક્કી કરવામાં સ્કૂલ કમિટીએ મુખ્ય શિક્ષકને મદદ કરવી પડશે.

**મુખ્ય શિક્ષકની રજા સંબંધી ચેરમેનને રિપોર્ટ કરવા વિષે**

૧૦૩. કેઝ્યુઅલ અગર બીજી રજા પર જતાં પહેલાં મુખ્ય શિક્ષકે પોતાના ઇરાદા સંબંધી સ્કૂલ કમિટીના ચેરમેનને લેખીત ખબર આપવી પડશે.

**મુખ્ય શિક્ષકની રજા આપવા વિષે ચેરમેનની સત્તા**

૧૦૪. મુખ્ય શિક્ષકની અણચિંતવી માંદગી વખતે અગર તેના નજીકના સગાના મરણ જેવા ઘણા અગત્યના કારણ વખતે મુખ્ય શિક્ષકને, ચાર્જ આપી રજા પર જવાની પરવાનગી આપવાની સત્તા સ્કૂલ કમિટીના ચેરમેનની રહેશે. અને ચેરમેનને યોગ્ય લાગશે તો તેવી રજા આપી શકશે; પરંતુ ચેરમેને તે સબંધી સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારને એકદમ રિપોર્ટ કરવો પડશે.

**રજા સિવાય ગેરહાજર રહેવા સંબંધી રિપોર્ટ કરવા વિષે**

૧૦૫ જો કોઈ પણ મુખ્ય શિક્ષક અગર મદદનીશ શિક્ષક વગર રજાએ ગેરહાજર જણાય તો તે સંબંધી સ્કૂલ કમિટિના ચેરમેને સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારને એકદમ રિપોર્ટ કરવો પડશે.

**અમુક પ્રસંગોમાં ચેરમેને નિશાળમાં ચાર્જ લેવા વિષે**

૧૦૬. જો મદદનીશ શિક્ષક હોય નહિ તો શિક્ષકના મરણ પ્રસંગે સ્કૂલ કમિટીના ચેરમેને નિશાળનો ચાર્જ લેવો પડશે, અને તે સંબંધી સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારને એકદમ રિપોર્ટ કરવો પડશે.

**અમુક પ્રસંગોમાં સ્કૂલ કમિટીએ હાજર રહેવા વિષે**

૧૦૭ કેળવણી અગર રેવન્યુ ખાતાનો કોઇપણ અમલદાર અગર લોકલબોર્ડ અગર સ્કૂલબોર્ડનો કોઇપણ સભ્ય અગર અમલદાર નિશાળની મુલાકાત લેતો હોય તે વખતે ચેરમેન અને સ્કૂલ કમિટીના સભ્યોએ બની શકે તો હાજર રહેવું પડશે.

૧૦૮. કોઇપણ મુખ્ય શિક્ષકની બદલી વખતે નિશાળનો ચિનાજ, પત્રક, સામાન અગર બીજા સાહિત્ય વિષે ચાર્જ આપનાર અને ચાર્જ લેનાર શિક્ષકને કંઇ તકરાર હોય તો સ્કૂલ કમિટિના બે અથવા વધારે સભ્યો જેની અંદર, જો હાજર રહી શકે તો, ચેરમેનનો સમાવેશ કરવામાં આવે છે, તેમની સમક્ષ ચાર્જ આપવો પડશે. હાજર રહેલા સભ્યો ચાર્જ રિપોર્ટ વિષે યોગ્ય લાગશે તેવી ટીકાઓ કરી શકશે.

**અમુક પ્રસંગોમાં સ્કૂલ કમિટી સમક્ષ ચાર્જ આપવા વિષે**

## પરિશિષ્ટ 'જ'

જે ગામોમાં પંચાયત ન હોય તેવા ગામોની સ્કૂલ કમિટીના મોડેલ નિયમો:-

(૧) જે ગામોમાં લોકલ બોર્ડની શાળા હોય પણ તે ગામે પંચાયત ન હોય તો સ્કૂલ બોર્ડ પોતાની હસ્તીમાં આવ્યા પછી તરત જ મુસલમાન, મધ્યમ વર્ગ, અંત્યજ વર્ગ અને ભીલ અને પહાડી જાતો અને બીજી પછાત કોમો કે જેની વસ્તી ગામમાં યોગ્ય પ્રમાણમાં હોય તેના પ્રતિનિધિઓ રાખીને ઓછામા ઓછા ત્રણ અને વધારેમાં વધારે નવ સભ્યોની દરેક શાળા માટે સ્કૂલ કમિટી નીમશે.

(અ) જો જિલ્લા લોકલ બોર્ડના મત પ્રમાણે ગામની મુસલમાન વસ્તી ગામની કુલ વસ્તીના દશ ટકા કરતાં વધારે હોય અને પેટા નિયમ (૧) ના આધારે બનાવવામાં આવેલી શાળા કમિટીમાં એકે મુસલમાન સભ્ય હોય નહિ તો શાળા કમિટીએ ગામના પુખ્ત વયના મુસલમાન પુરૂષ વતનીઓમાંથી એક મુસલમાન સભ્યને પોતાની સાથે કામ કરવા પસંદ (કો-ઓપ્ટ) કરવો પડશે.

(બ) જો જિલ્લા લોકલ બોર્ડના મત પ્રમાણે ગામની અંત્યજ, ભીલ અને પહાડી જાતો અને બીજી પછાત કોમો પૈકી કોઈ પણ એક કોમની વસ્તી ગામની કુલ વસ્તીના પાંચ ટકા કરતા વધારે હોય અને જો આ દરેક વર્ગનો કે જેની વસ્તી ગામની કુલ વસ્તીના પાંચ ટકા કરતાં વધારે હોય તેનો એક એક સભ્ય પેટા નિયમ (૧) ના આધારે બનાવવામાં આવેલી સ્કૂલ કમિટીમાં હોય નહિ તો સ્કૂલ કમિટીએ ગામના પુખ્ત વયના તે તે કોમના પુરૂષ વતનીઓમાંથી એક એક સભ્યને પોતાની સાથે કામ કરવા પસંદ કરવો પડશે.

૨. સ્કૂલ કમિટીની મુદત સ્કૂલબોર્ડની મુદત જેટલી રહેશે. સ્કૂલ કમિટીના સભ્યો જ્યાં સુધી બીજી સ્કૂલ કમિટી નીમવામાં આવે ત્યાં સુધી ચાલુ રહેશે. અને નવી સ્કૂલ કમિટી નીમાય કે તરત જ જુની સ્કૂલ કમિટી બરખાસ્ત થયેલી ગણાશે.

૩. નિયમ ૯૫ બ મુજબ (પરંતુ-પંચાયતના સરપંચની જગ્યાએ જિ સ્કૂ બો. ના ચેરમેન
૪. નિયમ ૯૫ ક. મુજબ „ „ વાંચવું.)
૫ નિયમ ૯૬ મુજબ

૬. શાળા કમિટીની ફરજ ઉપર જણાવેલા ૯૭ થી ૧૦૮ના નિયમોમાં જણાવ્યા પ્રમાણેની રહેશે.

# પ્રાસંગિક નોંધ

**તાવની મફત ગોળીઓ:**—સુરત જિ. લો. બોર્ડ તરફથી એક દેશી વૈદ્ય પાસે તાવને માટે ખાસ ગોળીઓ બનાવરાવવામાં આવી છે ને તે ગોળીઓનો જથ્થો ગામેગામ પહોંચાડવાની વ્યવસ્થા દરેક તાલુકા કમિટીના ચેરમેન મારફતે કરવામાં આવી છે. એ ગોળીઓનો ગામના પ્રમાણમાં પૂરતો જથ્થો દરેક શાળાના શિક્ષક પાસે રાખવામાં આવ્યો છે. એ ગોળી ક્વીનાઈનની નથી પણ દેશી વનસ્પતિની છે અને તે મેલેરીઆ ઉપરાંત બીજા સાધારણ તાવ ઉપર પણ અકસીર છે. બબ્બે ગોળી સવાર, બપોર ને સાંજ પાણી સાથે લેવાની છે જિલ્લાની ગરીબ ગામ જનતાને જિ. બોર્ડે કરેલી આ વ્યવસ્થાનો પૂરતો લાભ લેવા વિનંતિ છે.

મકનજી પટેલ

**વેડછી શિક્ષક તાલીમ વર્ગ:**—ઑક્ટોબરની આખરે સુરત જિ. સ્કૂલબોર્ડે વેડછીમાં શરૂ કરેલા શિક્ષક તાલીમ વર્ગની પૂર્ણાહુતિ જિ. લો. બોર્ડના ઉપપ્રમુખ શ્રી. પરાગજીભાઈના પ્રમુખપદે થઈ છે. આનંદની વાત છે કે એ વર્ગને અંતે લેવાયલી પરીક્ષામાં ચડતા ઉતરતા નંબરે બધા ૪૪ શિક્ષકો પાસ થયા છે. તેમને અનુક્રમે ખાતાંની અનુકૂળતાએ કાયમ કરવા તજવીજ થશે ને હવે આવતા ડિસેમ્બરની તા. ૧લીથી બીજા તાલીમ વર્ગની શરૂઆત કરવામાં આવનાર છે. આ તાલીમવર્ગે એક અખતરા ૩૫ દનો ને અનુભવે એ વર્ગને ધારવા કરતાં પણ સારી સફળતા મળી છે. શિક્ષકોએ એ વર્ગમાં ઉદ્યોગનું મેળવેલું શિક્ષણ ઘણું સંતોષકારક જણાયું છે. અડધા કલાકમાં તકલી ઉપર ૫૦ તાર કાંતવાનું ધોરણ છે અને બધા ૪૪ શિક્ષકો એ કરતાં વધારે ઝડપ મેળવી શક્યા છે. એક શિક્ષક તો તકલી ઉપર અડધા કલાકમાં ૧૬૦ તાર, એટલે કે રેંટિયાની ઝડપે કાંતી શકતા થયા છે. આ શિક્ષકોએ પોતપોતાની રસોઈ તેમજ સફાઈનાં કામો પણ જાતે જ ઉમંગથી કર્યાં છે. અનેકોએ બીડી વિ નાં વ્યસનો છોડયાં છે. નિયમિત કાંતવાનાં તથા વિદ્યાર્થીઓને શારીરિક સજા નહિ કરવાનાં વ્રત લીધાં છે. અને વેડછીની શાળામાં જઈને શિક્ષણ આપવાની પદ્ધતિનો પણ ઠીક ઠીક અનુભવ લીધો છે. વળી સ્કાઉટીંગની પણ તેમણે તાલીમ મેળવી છે. આમ એ ભાઈઓએ મારું ભાથું વેડછીમાથી બાંધીને પોતાની સાયકાતમાં ઉમેરો કર્યો છે. અમે એ સૌ શિક્ષક ભાઈઓને અભિનંદન આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે વેડછીમાં જે જીવન જીવવાનો એમણે અનુભવ કર્યો છે, તેની પોતપોતાનાં ગામોમાં છાપ લગાડશે. ત્યાં ગએલા શિક્ષક ભાઈઓના જીવનમા પલટો થએલો સૌ કોઈ જોઈ શકશે. એ પલટાયલાં જીવન, જિલ્લામાં જ્યાં જ્યાં એ શિક્ષક ભાઈઓ જશે ત્યાંના વિદ્યાર્થીઓમાં પલટો લાવશે—નવી ભાવના પ્રગટાવશે એ વિષે શક નથી. બીજા તાલીમ વર્ગમાં જિ. સ્કૂલ બોર્ડ એક ડગલું આગળ જવા માગે છે ને ૨૦ શિક્ષકો ને ૨૦ શિક્ષિકાઓને પણ એ તાલીમ વર્ગમાં લેવાનું નક્કી કર્યું છે. આ બીજો વર્ગ સરકારની સૂચનાથી ૫ ને બદલે ૨॥ મહીનાનો રાખવામાં આવ્યો છે આ તાલીમ વર્ગમાં જનાર શિક્ષક ભાઈબ્હેનો પૂરા ઉમંગથી ત્યાં જઈને તેમને મળેલા આ અમૂલા અવસરનો પૂરેપૂરો લાભ લેશે એવી આશા રાખીએ છીએ.

# સમાચાર સંગ્રહ

## રોજનીશી—ઑકટોબર—નવેમ્બર

**ઑકટોબર: તા. ૧૬**—બિહારની ધારાસભાએ યુરોપી યુદ્ધનો વિરોધ કરતો ને લડાઇના હેતુની તેમ જ હિન્દુસ્તાનના સ્થાનની ચોખવટ કરવા ને હિંદને સંપૂર્ણ સ્વતંત્ર જાહેર કરવાની માગણી કરતો ઠરાવ મોટી બહુમતિથી પસાર કર્યો

**તા. ૧૭**—વાઇસરોયે મહાત્મા ગાંધીથી માંડી બીજા દેશનેતાઓની લીધેલી મુલાકાત અંગે નિવેદન પ્રગટ કરી લડાઇ અંગે સલાહ આપવા એક સલાહકાર મંડળ નીમવાની જાહેરાત કરી.

**તા. ૧૮**—પં. જવાહરલાલ નહેરૂ અને મૌ. આઝાદે વાઇસરોયના નિવેદન અંગે નિવેદન પ્રગટ કરી સૌ હિન્દીઓને એક થવાની અપીલ કરી રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુએ તેમ જ ગાંધીજીએ અલગ નિવેદનો પ્રગટ કરી હિંદની હાલતની ચોખવટ કરી.

**તા. ૨૦**—વર્ધામાં મહાસભાની કારોબારીની બેઠક હિંદની પરિસ્થિતિ પર વિચાર કરવા મળી.

**તા. ૨૭**—યુકત પ્રાંતની ધારાસભામાં વડા પ્રધાન શ્રી. પંતે લડાઇ અંગેનો ઠરાવ રજુ કર્યો

**તા. ૨૮**—દક્ષિણ હિન્દના જસ્ટીસ પક્ષે મહાસભા પ્રધાનમંડળો રાજીનામાં આપે તે તેમણે હોદ્દા ન લેવા એમ ઠરાવ્યુ.

**તા. ૨૮**—પૂનામાં અખિલ હિંદ વર્ધા કેળવણી પરિષદ અને પ્રદર્શનની ઉદ્‌ઘાટનક્રિયા આચાર્ય કૃપલાનીના હસ્તે થઈ, પરિષદના પ્રમુખ તરીકે કાશ્મીરવાળા ડૉ સૈયદન હતા. પરિષદમાં મદ્રાસ, મુંબઇ, મધ્ય પ્રાંત, યુક્ત પ્રાંત, બિહાર, વિ પ્રાંતોના વર્ધા કેળવણી ખાતાના અમલદારો તેમજ એમા રસ લેનારાઓની સારી હાજરી હતી. કાકા કાલેલકર, આર્યનાયકમ, તેમજ હિંદુસ્તાનના કેળવણી ખાતાના વડાએ પણ ભાષણો આપ્યાં હતા વર્ધા તાલીમી શાળાઓ અને વર્ધા યોજના અનુસારની શાળાઓના કામોના નમુનાઓનુ પ્રદર્શન પણ સુંદર ગોઠવાયુ હતુ. પરિષદમા થયેલા ઠરાવો પૈકી એક અગત્યનો ઠરાવ એ હતો કે —સાત વર્ષ સુધી દેશી ભાષાની કેળવણી લીધા પછી જ અંગ્રેજી ભાષાનું શિક્ષણ આપવુ (જેમની માતૃભાષા અંગ્રેજી ન હોય તેમને) બીજા ઠરાવમા વર્ધા યોજનાની શાળા માટે શિક્ષક તૈયાર કરવાની તાલીમ આપવાની ઓછામા ઓછી મુદત ૧૧ વર્ષની હોવી જોઇએ એમ ઠરાવવામાં આવ્યુ હતુ

**નવેમ્બર: તા. ૧**—ના. વાઇસરોયે ગાંધીજી, રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ અને જનાબ ઝીણાને હિન્દની રાજકીય પરિસ્થિતિ અંગે મસલત કરવા દિલ્હીમા બોલાવ્યા

**તા. ૪**—ઢસાકાના કેળવણી ખાતાના ડિરેક્ટરે, ઢસાકાની સ્કૂલ બોર્ડોના ચેરમેનો, એજ્યુ. ઇન્સ્પેક્ટરો, સીનીઅર ડેપ્યુટીઓ, એડ ઓ વિ ની સભા બોલાવી હતી તેમા ખાસ કરીને વર્નાક્યુલર ફાયનલ પરીક્ષાનુ ધોરણ શિક્ષકની લાયકાત માટે અપૂરતું હોવાથી સાત ધોરણ પૂરા કર્યા પછી ત્રણ વર્ષના અભ્યાસક્રમવાળી લોકશાળા કાઢવાની સરકારની યોજનાને સંમતિ આપવામા આવી હતી.

—૫ જવાહરલાલ નહેરૂ ને મૌ. આઝાદ દિલ્હી ગયા તેમણે જનાબ ઝીણા સાથે કોમી પ્રશ્ન અંગે મંત્રણા કરી

**તા. ૬**—ના વાઇસરોય તરફથી ગાંધીજી, રાજેન્દ્રબાબુ ને ઝીણા સાથે થયેલી મુલાકાત અંગેનું એક મોટું નિવેદન પ્રગટ કરવામા આવ્યું. તેમા તેમની વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર પણ પ્રગટ કરવામા આવ્યો

સૂરત જિલ્લા

# સ્થાનિક સ્વરાજ્ય

[ માસિક ]

વર્ષ ૧ ] ડિસેમ્બર ૧૯૩૯ [ અંક ૫

## લાંચ યાને રૂશ્વતખોરી

[ ૧ ]

કોઈ પણ સરકારી નોકર પોતાની ફરજ બજાવવામાં લોકો પાસેથી પૈસા અગર કંઈ બક્ષીસ લે છે તેને આપણે સાધારણ રીતે લાંચ કહીએ છીએ સમાજમાં અનેક અનિષ્ટો પૈકી લાંચનું અનિષ્ટ વધુ ભયંકર છે કારણ કે એને નાબૂદ કરવામાં ભારે મુશ્કેલીઓ રહેલી છે. દુનિયાનો કોઈ પણ દેશ એવો ન હશે કે જ્યાં આ બદી બીલકુલ ન હોય. દરેક દેશમાં વત્તાઓછા પ્રમાણમાં આ બદી ચાલતી જોવામાં આવે છે. જે દેશનું નૈતિક અધઃપતન જ્યારે થયું હોય છે ત્યાં આ બદી વધુ પ્રમાણમા જોવામા આવે છે. આપણા દેશમા તો આ બદીનાં મૂળ એટલા ઊંડા ગયાં છે કે તેને નાબૂદ કરવાને માટે આપણી મહાસભાની પ્રાન્તિક સરકારોએ એકચિત્તથી જે પગલા લીધા હતા તેનું સંતોષકારક પરિણામ આવી શક્યું નથી. એના કારણોની સમાલોચના કરવાની આવશ્યકતા છે. આ સમાલોચના માટે પ્રથમ તો આપણે આ બદી શાથી ચાલે છે તે જાણવુ રહ્યું લાંચની પ્રથાનાં મૂળ ઘણા ઊંડા હોય છે અને સમાજ-રચના સાથે તેનો સંબંધ હોય છે જે સમાજ રચનામા અપ્રમાણિક દ્રવ્યપ્રાપ્તિની સામે સમાજનો કડક વિરોધ હોતો નથી, ત્યા દરેક ધંધામાં અપ્રમાણિકપણું દાખલ થઈ જાય છે. અપ્રમાણિકપણું એ નીતિ વિરૂદ્ધનો ગુન્હો છે અને તેનો સમાજ તરફથી વિરોધ થવો જોઈએ આ સ્થિતિ જ્યા સુધી સમાજમાં આવે નહિ ત્યા સુધી ધંધાઓમા અપ્રમાણિકપણું રહેવાનું; અને બીજા ધંધાઓમાં જેમ અપ્રમાણિકપણું રહે છે તેમ નોકરીના ધંધાનુ અપ્રમાણિકપણું એ લાંચ છે. લાંચની પ્રથાને માટે એકલા નોકરો જ જવાબદાર છે એ માન્યતા ભૂલભરેલી છે જેટલા પ્રમાણમા લાંચ લેનાર જવાબદાર છે તેટલાજ પ્રમાણમા લાંચ આપનાર પણ જવાબદાર છે અને તેથીજ ફોજદારી કાયદામાં લાંચ લેનાર અને લાંચ આપનાર બન્નેને ગુન્હેગાર ગણ્યા છે જો લોકો લાંચ આપે જ નહિ તો નોકરોથી બળજબરીથી લાંચ લઈ શકાતી નથી કદાચ એવી દલીલ કરવામા આવે કે લોકો લાંચ ન આપે તો નોકરો તેમને હેરાન કરે છે અને આવી

હેરાનગતિથી બચવાને માટે લોકો લાંચ આપે છે અને તેથી લોકોની જવાબદારી ઓછી થાય છે. જ્યાં સરકારી નોકરો લોકોની સતામણી કરીને પૈસા કઢાવે છે ત્યાં લાંચ ગારેની મુખ્ય જવાબદારી નોકરોની હોવા છતાં આવી લાંચ લોકોની નબળાઇ અને અજ્ઞાનતાને જ આભારી છે. લાચ આપીને કોઇ પણ પ્રકારની ખોટી સતામણીમાંથી બચી જવાની કોશિષ કરવી એ આપણી નબળાઇ બતાવે છે. લાંચ આપવી એ લાંચ આપનાર માટે નૈતિક ગુન્હો છે એ વાત દરેકના હૃદયમાં જડાઇ જવી જોઇએ અને એમ થાય તો સતામણીથી નહિ ડરતાં લોકો તેની સામે સામનો કરતાં શીખશે. દરેક નોકરનો ઉપરી અધિકારી હોય છે. આવી રીતે ખોટી સતામણી કરનાર નોકરના ઉપરી અધિકારી પાસે સતામણીની ખરી હકીકત મૂકી દરેકે દાદ મેળવવા કોશિષ કરવી જોઇએ. હાલના રાજતંત્રમાં કદાચ આવી દાદ મેળવવાનું મુશ્કેલ પણ પડે; છતાં જો લોકો નક્કી કરી લે કે કોઇ પણ જોખમે લાચ આપવાનો ગુન્હો તેઓ કરશે નહિ અને તેમ કરવાથી નોકરો તરફથી સતામણી કરવામાં આવે તો તેનો સામનો કરવામાં આવે તો નોકર વધુ વખત સતામણી કરવાની હિંમત કરશે નહિ.

સરકારી અને અર્ધ-સરકારી વહીવટીતંત્રના દરેક નાના મોટા નોકરની પવિત્ર ફરજ છે કે તેણે પ્રમાણિક રહી નિષ્પક્ષપાત રીતે ન્યાયપૂર્વક પક્ષકારો વચ્ચે નિર્ણયો આપવા જોઇએ. પણ જો નોકર અપ્રમાણિક હોય તો તે નિષ્પક્ષપાત રહી શકે નહિ અને ન્યાય પણ આપી શકે નહિ, તેથી જ લાંચને ગંભીર ગુન્હો ગણવામાં આવ્યો છે. નોકરોનું અપ્રમાણિકપણું પણ જુદી જુદી જાતનું હોય છે આના સંબંધમાં મને મ્હારા અનુભવની એક જુની વાત યાદ આવે છે. હું જ્યારે સરકારી તંત્રનો એક અમલદાર હતો ત્યારે મ્હારા ઉપરી અધિકારીએ એક બીજા નોકરના પ્રમાણિકપણા વિશે મ્હારો અભિપ્રાય પૂછયો. મે એ ગોરા ઉપરી અધિકારીને પ્રશ્ન પૂછયો કે પ્રમાણિકપણું એટલે શું ? આ સવાલથી તેમને આશ્ચર્ય થયું અને મને જવાબ આપ્યો કે પ્રમાણિકપણું એ સાદો શબ્દ છે અને તેનો અર્થ બધા સમજે છે. જે નોકર લાચ ખાઇ ખોટો ઇન્સાફ કરે તે અપ્રમાણિક કહેવાય. મે કહ્યું કે અપ્રમાણિકપણું જુદા જુદા પ્રકારનુ હોય છે. પહેલી જાતના અપ્રમાણિકપણામાં સરકારી અમલદાર પૈસા લઇને ગેરઇનસાફ કરે છે. આ તો લાચનો પ્રત્યક્ષ દાખલો છે અને તેને બધા ઓળખે છે. બીજા પ્રકારના અપ્રમાણિકપણામાં નોકર લાંચ લેતો નથી પણ ભર ભલામણ અને ચીઠ્ઠી ચપાટીથી ગેર ઇનસાફ કરે છે. મ્હારા સમજવા પ્રમાણે આ જાતનું અપ્રમાણિકપણું પહેલા પ્રકારના અપ્રમાણિકપણા કરતાં વધુ દોષવાળુ છે. પૈસાની લાંચ લેનાર તો પૈસાની લાલચથી ક્વચિતજ ખોટો ઇન્સાફ કરશે, પણ ચીઠ્ઠી ચપાટીથી કામ કરનાર અમલદારને ખોટો ઇન્સાફ કરવાના વધારે પ્રસંગો પ્રાપ્ત થશે. આવી માનસિક નબળાઇવાળા અમલદારોને જાહેર નોકરીમાં સ્થાન હોવું ન જોઇએ, કારણ કે ચીઠ્ઠી ચપાટી લખી ભર ભલામણ કરવામાં કંઇ પણ ભોગ આપવો પડતો નથી અને તેથી આવા નબળા મનના અમલદારો વધુ પ્રમાણમાં ગેર ઇન્સાફ કરે છે અને જાહેર હિતને વધુ નુકશાનકારક છે. હવે ત્રીજા પ્રકારનું અપ્રમાણિકપણુ જરા વધારે સૂક્ષ્મ પ્રકારનું છે. કોઇ જાહેર નોકર અગર અમલદાર નોકરીમા ચઢતીની આશાએ પોતાના ઉપરીને સારૂં લાગશે એ ખ્યાલથી ખરાં ખોટાંનો ખ્યાલ રાખ્યા સિવાય ઇન્સાફ કરે છે ત્યારે પણ પરિણામ લાંચ ખાનારના જેવું જ આવે છે. આવા નોકરો પણ પ્રજાને વાસ્તવિક ઇનસાફ

આપી શકતા નથી. આ ત્રીજા પ્રકારનો દાખલો મ્હારા અનુભવમાં આવ્યો છે એ દાખલામાંના અમલદાર લાંચથી તદ્દન મુક્ત હતા એટલું જ નહિ પણ કેઇની ભલામણથી પણ ખોટું કરતા નહિ. પણ એમનામાં એવી નબળાઈ હતી કે નિર્ણયો લેવામાં તેમનો પ્રથમ પ્રયાસ એ રહેતો કે એ નિર્ણયથી તેમના ઉપરી અમલદાર રાજી થશે કે નારાજ થશે. આમ જે કોઈ નોકર નિર્ણય કરે છે તે હમેશાં ખરા નિર્ણયો કરી શકતો નથી. આ ત્રણે પ્રકારના અપ્રમાણિકપણામાં પરિણામ તો એક સરખું જ આવે છે અને તે ખોટા ઇનસાફનું. ઉપર વર્ણવેલા દોષોમાંથી મુક્ત એવા કેટલાક અમલદારો મારી લાગવગ ધરાવતા અગર ઉંચો સામાજીક દરજ્જો ધરાવનાર ગૃહસ્થથી દબાતા જોવામાં આવે છે. એવા અમલદાર પણ આવા ગૃહસ્થની સામે સચો નિર્ણય આપવામાં નિષ્ફળ નિવડે છે. આ જુદી જુદી જાતના અપ્રમાણિકપણાથી ચઢી જાય એવું અપ્રમાણિકપણું રાજ્યકારણને લઇને આવે છે. આપણા દેશમાં વિદેશી અમલદારો હોવાથી જે વિદેશીઓ આ દેશના રાજ્યતંત્રમાં જોખમદાર હોદ્દાઓ ધરાવે છે, તેમની કુશળતા અને સામાન્ય પ્રમાણિકપણા વિષે ભાગ્યે જ બે મત હોઈ શકે. આવા ઘણા વિદેશી અમલદારો પણ પોતાના રાજ્યના હિતની વિરૂદ્ધના સામા પક્ષને ન્યાય આપવામાં નિષ્ફળ નિવડ્યા છે એ ખરેખર દીલગીર થવા જેવી ઘટના છે. ન્યાયાસન ઉપરથી રાજકારણને ખાતર જ ખોટો ઇન્સાફ કરવો એ લાંચ લઇને ખોટો ઇન્સાફ કરવા કરતાં ઓછું દોષપાત્ર નથી. આવા ન્યાયના ઉંચા સ્થાન ઉપરથી રાજકારણને લઇને ખોટો ઇન્સાફ થતો જોઇ મનુષ્યમાં કેવી કેવી નબળાઇઓ રહેલી છે તે જાણીને આપણને દુઃખ થાય છે.

હવે આપણે ત્યાં લાંચની પ્રથા વધુ પ્રમાણમાં જોવામાં આવે છે તેનાં કારણો તપાસીએ. એક મુખ્ય કારણ તો લોકોની અજ્ઞાનતાનું છે. ગામના તલાટીઓ અને પટેલોની સામે આપણે વારંવાર લાંચની ફરિયાદ સાંભળીએ છીએ. તલાટી તથા પટેલને કોઈ પણ પ્રકારની સત્તા હોતી નથી, તેમના તરફ કોઇપણ પ્રકારનો ગેરઇન્સાફ થવાનો સંભવ નથી, છતાં લોકો આ બે વર્ગ સામે વારંવાર ફરિયાદ કરે છે તેનું મુખ્ય કારણ એ છે કે આ વર્ગના અપ્રમાણિક નોકરો લોકોની ભયંકર અજ્ઞાનતાનો લાભ ઉઠાવે છે. ભરૂચ જીલ્લામાં તલાટીઓને વાર્ષિક ઇનામ આપવાની પ્રથા ચાલતી હતી. આ પ્રથા પ્રમાણે ખેડૂતો જ્યારે જમીન મહેસુલ ભરવા આવે ત્યારે દરેક ખાતેદાર તલાટીને એક રૂપિયાથી દશ રૂપિયા સુધી બક્ષીસ આપે છે. આ પ્રથા એટલા લાંબા વખતથી ચાલતી આવે છે કે અજ્ઞાન ખેડુતોને તો એવો જ ખ્યાલ થઈ ગયો છે કે જાણે આ પ્રથા સરકારને માન્ય હશે અને તેથી એની સામે કડક વિરોધ પણ થતો નથી.

હવે જુદા જુદા સરકારી ખાતાઓમાં નોકરો કેવી રીતે લાંચ લે છે તે તપાસીશું. મહેસુલી ખાતું મોટું હોવાથી અને એ ખાતાં સાથે ગામડાંના લોકોને નિકટનો સંબંધ હોવાથી પ્રથમ આપણે એનો વિચાર કરીએ. એ ખાતાના છેલ્લી પાયરીના નોકરો તલાટી અને પટેલ છે. આ બન્ને વર્ગોના નોકરોમાં મોટા પ્રમાણમાં આ બદી ચાલે છે. ગામડાંના જીવનનો જેમને દરરોજનો અનુભવ છે તેમને તો ખબર છે કે ગામડાંના ગરીબ અને અજ્ઞાન લોકો જ આ બદીના ભોગ થઈ પડે છે. આશ્ચર્યની વાત તો એ છે કે આ નોકરોને કોઈ પણ

સત્તા હોતી નથી, છતાં આવા નોકરો કેવી રીતે લાંચ લઈ શકતા હશે તે જાણવા જેવું છે. આ પ્રમાણે થવાનું મુખ્ય કારણ પ્રજામાં ભયંકર અજ્ઞાનતા અને ગરીબઈ હોવાથી, તેમને પોતાના સરકાર સાથે સબંધ ધરાવતા કામને માટે કોની પાસે કેવી રીતે દાદ મેળવવી તેની ખબર હોતી નથી. આવા લોકોને માટે તો ગામના પટેલ અને તલાટી જ સરકાર હોય છે આ પરિસ્થિતિમાં અજ્ઞાન અને આવા લોકો પાસેથી અનેક રીતે લાંચ લઈ શકાય છે. આ નોકરો સામાન્ય રીતે હુશિયાર હોય છે અને તેથી સમાજના શિક્ષિત અને ઉંચી કોમના લોકો પાસે લાંચ લેવામાં આવતી નથી. લાંચના ભોગ તો ગરીબ અને ઉતરતી વર્ણોના લોકો ને માટે ભાગે અજ્ઞાન. હોય છે તેજ બને છે. મહેસુલી ખાતાંનો મ્હારો લાંબો અનુભવ ભરૂચ જીલ્લાનો છે, કારણ કે, એ જીલ્લામાં મેં વીસ વર્ષ ઉપરાંત એ ખાતાનાં નાના મોટા હોદ્દાઓ ઉપર કામ કર્યું છે. આજથી ૩૦–૩૫ વર્ષ ઉપર જ્યારે રેકર્ડ ઑફ રાઇટ્સ ન હતું ત્યારે જમીન મહેસુલ. કબજેદારો પાસે લેવાતી નહતી પણ જેમનુ નામ સરકારી દફતરે ખાતા ઉપર હોય તેવા. ખાતેદારો પાસે જ લેવાતું હતું. ત્યાં ભાગવારી પદ્ધતિ ચાલતી હોવાથી એક ખાતામાં. અનેક માણસોએ પૈસા ભરવાના હતા. આ પૈસા ભરનારને ખબર પણ નહિ કે તેમને, કઈ જમીનના. કેટલા પૈસા ભરવાના હતા. તેથી અપ્રમાણિક તલાટીઓ આવા જુદા જુદા પૈસા ભરનારાઓ પાસે તેમની પાસે લેવી જોઇતી રકમ કરતાં વધારે પૈસા લઇ તે ઉચાપત કરતા હતા. આ પ્રમાણે દરેક ગામમાંથી અપ્રમાણિક તલાટીઓ સોથી પાંચસો રૂપિયા સુધીની રકમ પકડાવાની ધાસ્તી સિવાય ઉચાપત કરી શકતા હતા. આ ઉપરાંત વાર્ષિક. ઇનામ તો જુદું; અને તેથી જેમ આજે રેલ્વે સ્ટેશનોની નાની મોટી કિંમત હોય છે તેમ ગામડાંઓની પણ કિંમત અંકાતી. કોઈ ગામ પાંચસો રૂપિઆની આવકનું ગણાતું અને કોઈ ગામ સો રૂપિઆની કિંમતનું ગણાતું. મોટી કિંમતવાળા ગામે જવા માટે તલાટીઓ પડાપડી. અને અનેક ખટપટો કરતા હતા. અને આ હરિફાઇને લીધે શિરેસ્તદારોને પણ સારો. જેવો તડાકો પડતો.

દુર્લભજી પરાગજી દેસાઈ

# જિલ્લા ગ્રામવિકાસ મંડળો શું કરી શકે?

હિંદુસ્તાનમાં ખેતી એ નફાકારક ધંધો નથી, જ્યારે બીજા દેશોમાં તે નફાકારક સાબિત થઇ ચૂકયો છે. અમેરિકા, જાપાનના ખેડુતો મોટરોમાં ફરે છે, તેમનાં બાળકોને ભણાવી શકે છે, અને દરેક પ્રકારના આધુનિક સુધારાનો લાભ લઇ શકે છે અને મનુષ્ય જીવન સુખી રીતે, ગુજારી શકે છે. એ જ પ્રમાણે હિંદુસ્તાનના ખેડુતો પણ સુખી થઇ શકે પણ તેમ ન બનવાનાં, ઘણાં કારણો છે, જે આપણે એક પછી એક તપાસીશું.

૧. ખેતીનું ઉત્પન્ન વધારવામાં જમીન મુખ્ય અને ઘણો જ અગત્યનો ભાગ ભજવે છે.

૨. બીજું કારણ વરસાદની અનિયમિતતા અને અભાવ છે. જે માટે પાણી મેળવવાનાં સાધનો વગેરેની જોગવાઈ થવી ઘટે છે. તેમ થવાથી પાકનુ ઉત્પન્ન વધશે, પાક તૈયાર થવાની ચોક્કસતા થશે અને દુષ્કાળ સામે રક્ષણ મળશે.

૩. જુના કુવા દુરસ્ત થવા જોઈએ, નવા કુવા વધુ ખોદાવા જોઇએ, એન્જીન પંપ મૂકાવા જોઈએ અને તે માટે જરૂરી તગાવી વગેરે આપવી જોઈએ.

૪. શકય હોય ત્યાં નદીઓમાંથી નહેરો લેવાની યોજના હાથ પર લેવી જોઈએ.

૫ વસ્તી પ્રમાણ વધવાથી હવે વધુ જમીનને બદલે થોડી જમીનમાંથી વધુ પાક લેવાય ને પ્રકારની ખેતીની યોજના (Intensive agriculture) હાથ ધરવી જોઇએ. ને માટે પાણીની સગવડ હોવી જોઇએ.

૬. જમીનના નાના ટુકડા થઇ ગયેલા છે. વળી એકજ ધણીની જમીન ચારેય દિશાએ છુટીછવાઈ અહીં તહીં હોય છે, જેથી ખેડ, મજુરી, દેખરેખ વગેરે બાબતોમાં માલિકોને ઘણું જ સોસવું પડે છે. તે માટે કોઈ ચોક્કસ ધોરણસર યોજના ઘડવાની જરૂર છે. પંજાબમાં આ દિશામાં પ્રયત્ન કરવામાં આવ્યો છે અને સહકારી ધારણે ૧૯૩૭ સુધીમાં લગભગ ૭૯૬૩૫૮ એકર જમીનનું જોડાણ કરવામાં આવ્યું છે. નાનાં નાનાં ખતા એકઠાં કરવા માટેનું બીલ ૧૯૨૭ માં મુંબઈ ધારાસભામાં દાખલ કરવામાં આવ્યું હતું, પણ વિરોધને લીધે પડતું મૂકાયું હતું.

૭. જંગલી જનાવરો જેવાં કે ભૂંડ, શિયાળ હરણ, રોઝ વગેરેથી ખેડુતોના પાકોને લાખો રૂપિયાનું નુકસાન થાય છે. આ દિશામાં પણ જીલ્લા ગ્રામવિકાસ મંડળો ઘણું કરી શકે. આ દિશામાં સહકારી ધોરણે દક્ષિણમાં કામ થયું છે. ૧૬ ફેન્સીંગ સોસાયટીઓ ઉભી થઈ છે. જે વડે ૧૯૬૬૩ એકરને પાકાં કંપાઉન્ડ થયાં છે અને રક્ષણ મળ્યું છે. ખાનદેશમાં પણ પાકનું રક્ષણ કરનારી ૨૩ મંડળીઓ ઉભી થઈ છે.

૮. ઉંદરો, સસલાં તથા બીજાં જીવજંતુઓ દર વરસે લાખો રૂપિયાનું નુકસાન કરે છે, જે બાબતમાં ખેતીવાડી ખાતાની સલાહથી જિલ્લા મંડળો ઉપાયો યોજી શકે તેમ છે.

૯. જમીનનું ધોવાણ, જમીનમાં પાણી ભરાઈ રહેવું, જમીનમાં ખાડા, ટેકરા, કોતરા વગેરે જમીનની ખામીઓ પણ યોગ્ય જરૂરી પગલાં ભરવાથી દૂર કરી શકાય અને ઉત્પન્નમાં વધારો કરી શકાય.

**મજુરોનો પ્રશ્ન**

૧૦. ખેતીકાર અને મજુરો ઉપર ખેતીની સુધારણાનો મુખ્યત્વે આધાર રહે છે. જ્યાં સુધી તે સુધરે નહિ, તેનામાંથી અજ્ઞાન દૂર થાય નહિ અને જુની ઘરડ બદલે નહિ, ત્યાં સુધી ખેતીમાં સુધારા કરવા માટે પ્રયત્ન કરવા વ્યર્થ છે. તેટલા માટે અનુકૂળ શિક્ષણ આપવાની જરૂર છે આ દિશામાં પણ જિલ્લા મંડળો ઘણું કરી શકે.

૧૧. ગામડાંમાં વસતા લોકોની તંદુરસ્તી અને સુખાકારી જળવાવી જોઇએ. જે માટે ગામડાંની અને રસ્તાની સફાઈ, પાણીનાં ખાબડાં ભરાઈ રહેવાં, ખાતરના ઉકરડા, જાજરૂ, કોલેરા, પ્લેગ, મેલેરીઆ, વગેરે ફાટી નીકળે ત્યારે તાત્કાળિક ઝડપી મદદ, વગેરે બાબતોમાં પૂરતું લક્ષ અને મદદ આપી ઉપદ્રવો દૂર કરી તેમની તંદુરસ્તી જળવાઈ રહે તેમ કરવાથી ખેતીના ઉત્પન્નમાં આડકતરો વધારો થશે.

૧૨. મોટા જમીનદારોમાં ખેતી અને બાગાયત માટે રસ ઉત્પન્ન કરવો. તેમ થવાથી નવા સુધારા જે નાના મુડી વગરના ખેડુતો દાખલ નહિ કરી શકે, તે તેઓ કરી શકશે; જેનો લાભ બીજાઓને આપોઆપ જ મળી રહેશે.

૧૩. હિંદુસ્તાનમાં એક એકર જમીનનું સરેરાશ ઉત્પન્ન રૂા. ૨૫ આવે છે, જ્યારે જાપાનમાં રૂા. ૧૫૦ આવે છે. જાપાન અને ચીનમાં ખેતી એવી ઢબે કરવામાં આવે છે કે

થોડી જમીનમાથી વધુ ઉત્પન્ન ગણી રહે. આ પ્રથા હિંદુસ્તાનમાં પણ દાખલ કરવી જરૂરી છે. તે માટે બાગાયતી પીતની ખેતી કરવી, વધુ ખાતર નાંખવું, સારૂં પસંદ કરેલું બી વાપરવું, સુધારેલી ઢબે વાવેતર કરવું, વેચાણ પ્રથા સુધારવી વગેરે વગેરે સુધારા દાખલ કરવા જોઈએ. જિલ્લા મંડળોએ આ પ્રશ્નો વિચારવા જેવા છે.

૧૪. ખાતર અને ચોકખા સારા બીનો પ્રશ્ન ઘણોજ અગત્યનો છે. ખેતીનાં ઉત્પન્નનો મુખ્ય આધાર તે પર છે.

૧૫. શહેરો અને ગામડાંના રસ્તાનો કચરો ફેંકી દેવામાં આવે છે, તેને બદલે જો ખાડા કરી નાંખવામાં આવે અને તેને કોહવા દેવામાં આવે તો બીજે વરસે તેનું કિંમતી ખાતર બને છે. ગામડાંમાં જાજરૂ હોતાં નથી તો ગામથી દૂર ખેતરોમાં ખાડા કરી ટટ્ટીઓ બાંધી કામચલાઉ જાજરૂ ઉભાં કરવામાં આવે અને અમુક અમુક વખતે જગા બદલવામાં આવે તો તે જગામા તુલ કરવાથી ઘણોજ સારો પાક ઉત્પન્ન થાય છે તેમ કરવાથી ગંદકી થતી નથી અને કિંમતી ગળનું ખાતર જમીનમાં ભળી જઈ સારો જવાબ આપે છે. ગ્રામસેવકોએ આ પ્રશ્ન ઉપાડી લેવો જોઈએ.

૧૬. શહેરની મ્યુનિસિપાલિટીઓએ શહેરથી દૂર ખાડા કરાવી, તેમાં એક થર જાજરૂનું મેલું અને બીજો થર રાખ અગર માટીનો કરાવવો. એ રીતે ખાડા ભરાઈ તૈયાર થશે. આ ખાતર ગંધ મારતું નથી અને પાકને સારો ગુણ આપે છે. તેમ કરવાથી મ્યુનિસિપાલિટીઓને આવક થશે અને ખેડુતોને ખાતરના પ્રશ્નનો ઉકેલ મળશે.

૧૭. જ્યા પાણીની પૂરતી સગવડ હોય ત્યાં કૃત્રિમ ખાતરો પણ છૂટથી વાપરી શકાય અને પોતાના ઉત્પન્નમા વધારો કરી શકાય

૧૮. સુધરેલાં હળો, કળબ, કરપી, કોદું, ગાડાં, એન્જીન, પંપો, ટ્રેક્ટરો, વગેરે વાપરીને ઓછા ખરચે વધુ ઉત્પન્ન મેળવી શકાય

૧૯. ખેતીમાં ઢોર અગત્યનો ભાગ ભજવે છે. ઢોર ખેતી માટે બળદો આપે છે, જે વિના હિંદની ખેતી થવી અસંભવિત છે, ખાતર આપે છે અને માણસો માટે અસંત.પૌષ્ટિક ખોરાક પૂરો પાડે છે પ્રત્યેક જિલ્લામા ઢોરો જરૂરિયાત કરતાં વધારે છે કે કમી છે, તે બોર્ડ નક્કી કરી જરૂરી પગલા ભરી શકે. તેમને માટે ઘાસચારો કમી છે કે કેમ અને તે માટે શું શું ઉપાયો યોજવા તેનો પણ વિચાર જિલ્લા મંડળો કરી શકે.

૨૦ પ્રત્યેક ગામે ઢોરોને ચરવા માટે પૂરતી ચરવાની જગ્યા છે કે કેમ તેનો પણ વિચાર કરી ઉકેલ લાવી શકાય.

૨૧. ઢોરની ઓલાદ સુધારણા માટે ઢોર ઉછેરનાં કેન્દ્રો ખોલી, સારા સાંઢ ગામડે આપી શકાય. ચેપી રોગો અને ડૉકટરી મદદનો પણ વિચાર કરી શકે અને જરૂરી ઉપાયો યોજી શકે.

**ઘરગથ્થુ ઉદ્યોગો**

૨૨. ગામડાંના લોકોને બારે માસ ખેતીમાં પૂરતી મજૂરી મળતી નથી. જે માટે ગામડામાં હુન્નર ઉદ્યોગો સહેલાઇથી થઇ શકે તેવા દાખલ કરવાની યોજના હાથ ધરવી જોઇએ. મોટર લોરીઓ વધવાથી ગામડાંમાં બળદ ગાડાથી માલ લઇ જવા લાવવાનો ધંધો પડી ભાંગ્યો છે, ગામડાંમાં સારી ગાયો, ભેંસો રાખી દૂધ ઘીનો ધંધો ખીલવી શકાય તેમ છે.

૨૩. ખાદી અને રેંટીઆ પ્રવૃત્તિ ચાલુ કરી શકાય અને ઉત્પન્ન વધારી શકાય. તે ઉપરાંત મરઘાં, બતકાં પાળી શકાય. ખાંડવાનું દાખલ કરી શકાય. દોરડાં. પાટી, વાણ વણી શકાય. મધમાખી ઉછેરી મધ ઉત્પન્ન કરી શકાય. રોપવા ટોપલીઓ બનાવી શકાય. ફળોના રસ, મુરબ્બા, ચટણી વગેરે બનાવી ડબ્બામાં ભરી શકાય.

વેચાણ

૨૪. વેચાણ એ ખેતીની ઉત્પન્નમાં ઘણો જ અટપટો પ્રશ્ન છે. હાલની વેચાણ પદ્ધતિમાં જે ખેડુતને મળવું જોઇએ તે મળતું નથી. તેના નફાનો મબલક મહેનતનો મોટો ભાગ બીજા લોકો—દલાલો અને નાણાં ધીરનારાઓ ખાઇ જાય છે. મલાઇ તે લોકો ખાઇ જાય છે, ને તે બિચારાને ભાગે તો છાશ પણ રહેતી નથી. આમ બનવાના ઘણાં કારણો છે. તેમની પાસે મુડી નથી, અજ્ઞાનતા છે, એક સંપથી જોડાતા નથી. જો તેઓ એક સંપથી જોડાઇ પ્રામાણિકપણે વર્તે અને વિવિધ હેતુવાળી મંડળીઓ સહકારી ધોરણે સ્થાપે, તો તેમને *જરૂરી તાત્કાળિક કામો માટે પૈસા મળે, તેમના માલનું વેચાણ ઓછા ખર્ચે કરી શકે* અને શાહુકાર તેમજ દલાલોના પંજામાથી છૂટા થઈ શકે આ પ્રકારની મંડળીઓ ઘણી જ લાભદાયક નીવડે. તેમની મારફત ગામડાના ઘણા પ્રશ્નો હાથ ધરી શકાય અને ગામડાંનો ઉત્કર્ષ સાધી શકાય.

[ 'ખેતીવાડી' માંથી ] અંબાલાલ પરેલ

## સુધારો

'સ્થાનિક સ્વરાજ્ય'ના નવેમ્બર '૩૯ના અંકમાં ૧૩૯મા પાનાના છેલ્લા પેરેગ્રાફમાં "શીળીના રોગમાં" ને બદલે "ગળસુડાના રોગમાં" વાંચવું અને ચોથી લીટીમાં 'અનાજ નીકળે' પછી 'અને શીળીના રોગમાં પાતળા કાંજી જેવા કોઇવાર લોહીમિશ્રિત ઝાડા થાય' એમ વાચવું. તેમજ એ પેરેગ્રાફની પાચમી લીટીમાં ઘોડાના ઝહેરબાજના રોગમાં 'પેરે' છપાયું છે તેને બદલે 'પેટ' વાંચવુ.

# ગામફંડ તથા તેનો વહીવટ

સુરત જીલ્લાના લગભગ બધાંય ગામોમાં ગામના જાહેરકામમાં વાપરવા માટે સામાન્ય ફંડ હોય છે. એ ફંડ કેવી રીતે ઉત્પન્ન થય છે તે વિચારીએ. મોટાં ગામો જ્યાં આમ્યુનિસિપાલિટી... આમ્યપંચાયતો હોય છે તેઓ તેમને મળતા લોકલસેસના ફાળા ઉપરાંત બીજો કર નાંખી પોતાનુ ફંડ બનાવે છે ઘણા ગામોએ ધર્માદા મિલ્કત કોઈ દાતા આપી ગયા હોય તો તે મિલ્કતમાથી આવક આવે છે. પરંતુ ઘણેખરે અને ઘણા ગામોમાં આવકનાં મુખ્ય સાધન ભરવાડ અને ગામનું છાણુ હોય છે. ગામની સીમમાં ભરવાડ પોતાનાં ઘેટાંબકરાં ચરાવે, ગામનાં ઝાડપાન કાપી ખવરાવે તે બદલ તેણે ગામલોકોને રકમ આપવી પડે છે. તે ઉપરાંત ગામઠાણમાં ઢોરો બેસે તથા છૂટે તે વખતે જે છાણ પડે તેની હરરાજી કરવામાં આવે છે અને તેથી પણ ગામને આવક મળે છે. આમ કેઇ ને કોઇ રીતે દરેક ગામે આવું જાહેર ફંડ હોય છે.

પરંતુ એ ફંડોનો વહીવટ કેવો હોય છે? કોઇપણ ગામમા તમે જાઓ અને આ વાત છેડો એટલે ગામના લોકોમાં કેટલાં પક્ષો છે તે તરત માલમ પડશે. આ ફંડનો સારો સંતોષકારક

વહીવટ બહુ જ ઓછા ગામોમાં થાય છે. ફંડ રાખવાની અને વાપરવાની વ્યવસ્થા જ એવી બેહુદી છે કે તેનો દુરૂપયોગ થવા ઘણો સંભવ રહે છે. ગમે તેવા સદ્ધર માણસને ત્યાં ગામનું ફંડ પડી રહે પણ જો દર વરસે તેનો હિસાબ તપાસાઈ બહાર ન પડે તો તે પૈસા લાંબેગાળે કઢાવવા બહુ જ અઘરા થઈ પડે છે. કોઈ ચોક્કસ હિસાબના ચોપડાના અભાવે કેટલી રકમ કોની પાસે છે તે જ જાણવું અઘરું થઈ પડે છે. આમ ફંડની વાત થાળે પડી જાય છે, નવાં ફંડો માટે નિરાશા ઉત્પન્ન થાય છે ને ગામનાં જાહેર કામો વણસી જાય છે અને ગામમાં કુસંપ અને અદેખાઈનાં બીજો વવાય છે.

અને જો એ ફંડનો ઉપયોગ કરવામાં આવે છે તો ગામની અગત્યની બાબત અદ્ધર રહી જાય છે અને 'શિયાળ તાણે સીમ ભણી ને કુતરું તાણે ગામ ભણી'ના રિવાજે ફંડનો ગમે તે ઉપયોગ થઈ જાય છે. ગામમાં ભીખ માંગવા આવનાર બ્રાહ્મણની તેના દેશમાં દીકરી પરણનાર હોવાના કારણે તે ફાળામાં ગામફંડમાંથી ગામના આગેવાનો આપવા તૈયાર થાય છે જ્યારે ગામની નિશાળની લાયબ્રેરી માટે ગામફાળા કઢાવતાં ગામના શિક્ષકને કે ઉત્સાહી યુવકોને નવનેજાં પાણી પડે છે.

ચોર્યાસી તાલુકાના થોડાક ગામોનો દાખલો આપું:—

૪૫ રૂ.ની માલીકીની જમીન (ગામને મફત નિશાળ બાંધવા નહિ મળી એટલા માટે) ગામના આગેવાનો સરકારી અથવા ગામની ગણાવી પરાણે કબજો લઈ, તેની પાછળ ફોજદારી ને દિવાની પ્રકરણો ઉભા કરી બન્ને પક્ષે ૫૦૦-૫૦૦ રૂ. ખર્ચ કરે છે. છતાં હજી તકરારનો અંત નથી. નિશાળ બાંધવાની એમને એમ રહી ને ફંડ બધુય તકરારમાં પતી જવા આવ્યું છે.

ગામની આવકના પૈસા સરકારી ચોરાના ફાળામાં આપે છે. જ્યારે ગામની નિશાળના છાપરાંનાં કામડા નવા નખાવવા ગામના ઉત્સાહી શિક્ષકને નિરાશ થવાનું રહે છે.

ગામનું ફંડ અમુક આગેવાન પાસે છે તે પૈસા કાઢતા નથી, એટલે ગામનો રખો રાખવો બંધ થયો છે તેમ જ ગામની ભરવાડની આવક પણ બંધ થઈ ગઈ છે.

ગામનું ફંડ એક બે ગૃહસ્થને ત્યાં છે ગામના હિતના કામ માટે એ ફંડ વાપરવાનું જ્યારે કહેવામા આવે છે ત્યારે સામે બેરૂખો રાખી એમ કહે છે કે 'કામ' કરવું હોય તો કાઢો નવો ફાળો શું ગોદો વાગે છે બધાને કાઢતા, આમ ફંડ વપરાતું નથી ને ગામનું કામ થતું નથી.

આવું તો ઘણે ગામે છે. આનો શો ઉપાય!

ઉપાય માત્ર એટલો છે કે એ ફંડની સદ્ધર વ્યવસ્થા થવી જોઈએ અને તેના વાપર માટે જાહેર મત સાથે રાખવો જોઈએ. તે માટે નીચેની સૂચનાનો અમલ થવો જોઈએ

(૧) ગામફંડ કોઈ વ્યક્તિ પાસે ન રહેવું જોઈએ. ગામડે ગામડે હવે તો ઘણી પોષ્ટ ઑફિસો હોય છે તેમાં ખાતું ખોલી એ રકમ રાખવી જોઈએ.

(૨) ભરવાડ પાસે જે રકમ લેવામાં આવે તે જાહેર રીતે લેવાવી જોઈએ ગામના આગેવાનોએ મળી એ રકમ નક્કી કરવી જોઈએ, જેથી ખાનગીમા કોઈ ઘી કે ઉન પડાવી ગામનો ફાળો ઓછો ન કરે.

(૩) છાણ વિ. ની જાહેર હરરાજી થવી જોઇએ.

(૪) ફંડની વ્યવસ્થા કરવા ગામનો વિશ્વાસ ધરાવી શકે એવી કાર્યવાહક સમિતિ હોવી જોઇએ જે રોજબરોજનું કામ કરે.

(૫) ગામની સામાન્ય સભા વર્ષમાં એક વખત બોલાવી તેમાં ઑડીટ થયેલો હિસાબ રજુ થવો જોઇએ ને ગામનાં અગત્યનાં કામો તે વખતે નક્કી કરવાં જોઇએ.

આનો જો અમલ કરવામાં આવે તો ગામડે ગામડે નવજીવન પ્રાપ્ત થાય. ખડીઅેર મંદિરો, ગિરમાર કુવાઓ, તૂટેલાં તળાવો તથા વેરાન પાદરો ને શાળાનાં જર્જરિત મકાનો બધાં સારાં ને આકર્ષક બને અને ગામડાં કોઇપણ માણસને રહેવા માટે યોગ્ય બને.

લલ્લુભાઈ હ. પટેલ

## વાછરડા ખસી કરાવવા બાબત

દર વરસે દીવાળી વીતે એટલે ઘણા ગામોમાં વાછરડા ખસી કરાવવાની મોસમ શરૂ થાય છે. વાઘરી લોકો ગામે ગામ વાછરડા દીઠ બે આનાથી આઠ આના સુધીનું મહેનતાણું લઈ વાછરડા ખસી કરી આપે છે. એ લોકો અસ્ત્રાથી કે છરીથી વાછરડાની ગોળી નીચેથી ચામડી કાપી ગોળી બહાર ખેંચી કાઢે છે અને જે જખમ થાય તે રૂઝાવા તેમાં હળધર ને મીઠું ભરી આપે છે.

કેટલીકવાર તોફાની વાછરડા ખસી કરતી વેળા ખૂબ ધમપછાડા કરે તો જખમમાંથી ખૂબ લોહી વહે છે અથવા એ જખમ વાટે આંતરડા બહાર નીકળી આવે તો મરણ શરણ થાય છે. ગામડાંમાં જખમ રૂઝવવા માટે જોઇતાં સાધનો તથા કાળજીનો અભાવ હોય તો જખમ રૂઝાતાં લાંબો વખત લાગે છે ને વાછરડા હેરાન થાય છે.

દક્ષિણ પ્રદેશમાં વાછરડા ખસી કરવાની ઘણીજ ઘાતકી પ્રથા પ્રચલિત હતી. વાછરડાને જમીન પર પટકી, તેના ચારે પગ બાંધી, લાકડાનાં પાટીઆપર બેઉ ગોળીઓ રાખી, તેના પર લાકડાના હથોડા મારી ગોળી છુંદી નાખવામાં આવતી આ રીતથી પુષ્કળ દુઃખ થતુ હોવાથી વાછરડા ખૂબ બરાડા પાડતા અને ગોળીની ચામડી પર પુષ્કળ સોજો આવવાથી વાછરડા ઘણા દુઃખી થતા.

વાછરડા ખસી કરવાની આવી નિર્દય રીતોને લીધે જ કહેવાતી ઉંચી કોમના લોકોએ ગાયને તિલાંજલિ આપી ભેંસો પાળવાનું શરૂ કર્યું હશે મને કહેવામાં આવ્યું છે કે ઓલપાડ તાલુકાની પટીદાર જ્ઞાતિમાં વાછરડા ખસી કરાવનારને જ્ઞાતિ બહિષ્કારની સજા કરવામાં આવતી. દીહેણ ગામના એક અનાવિલ બંધુ કહેતા કે "વાછરડા ખસી કરાવવાથી થતું પાપ ખંખેરી કાઢવા તે તરફના બાઇઓએ નવી યુક્તિ અમલમાં મૂકી છે. ખસી કરવા જેવા વાંછરડાને સવા રૂપિયાની નજીવી કીમ્મતે બે દિવસ માટે હરિજનને વેચી દેવામાં આવે છે તે એવી શરતે કે તેમણે વાઘરીને ચાર આના આપી ખસી કરાવી પાછા અમારે ત્યાં બાંધી જવા. આમ અમારી ધર્મધેનવાતું પ્રદર્શન કરવા અમે હરિજનને એક રૂપિયો કમીશનનો આપી વાછરડા ખસી કરાવવાનું પાપ ખંખેરી નાંખીએ છીએ!!!"

ઉપર જણાવેલી સર્વ પ્રકારની ઉપાધિમાંથી મુક્ત થઈ શકાય એવી વાછરડા ખસી કરવાની રીત હાલમાં શોધવામાં આવી છે. જે નસના આધારે ગોળી લટકતી રહે છે તેને એક પ્રકારના સાણસાથી દબાવી દેવામાં આવે છે, જેથી ગોળીને મળતું પોષણ બંધ થતાં તે નિર્જીવ થઈ થોડા દિવસમાં ઓગળી જાય છે. આ રીતે જખમ કર્યા સિવાય અને જૂની રીતના કરતાં ખૂબ જ ઓછા દરદે વાછરડા ખસી કરાવી શકાય છે.

સૂરત જીલ્લા લોકલ બોર્ડની તમામ પશુદવાખાનામાં આવા સાણસા રાખવામાં આવ્યા છે અને દરેક દવાખાને ડાકટર કોઈપણ જાતની ફી લીધા સિવાય વાછરડા ખસી કરી આપે છે. વિશેષ લાભ એ છે કે આ રીતે ખસી કરેલા વાછરડાને દવાખાનામાં રાખવાની જરૂર રહેતી નથી. વાછરડા ખસી કરાવ્યા પછી માલીક વાછરડાને ચલાવી પોતાને ઘેર લઈ જઈ શકે છે.

સૂરત જીલ્લા લોકલ બોર્ડની હકુમત નીચેના કોઈ પણ ગામના ખેડૂત બંધુઓ પોતાના ગામમાંથી અથવા નજીકના ગામમાંથી ઓછામા ઓછા દશ વાછરડા ખસી કરાવવા માટે એક સ્થળે એકઠા કરી જીલ્લા બોર્ડના નજીકના પશુદવાખાનાના ડાકટરને ખબર આપશે તો તેમની સગવડને ખાતર ડાકટર જાતે તે સ્થળે જઈ કોઈપણ પ્રકારની ફી લીધા સિવાય આ કાર્યમાં બનતી સહાય કરશે.

ખેતીના કામ માટે બળદ બનાવવા, વાછરડા ખસી કરાવવામાં પાપ થાય છે એવી માન્યતાથી જ જે ભદ્રપુરૂષો ગાયો પાળતા નથી તેમણે કૃપા કરી ગૌપાલન શરૂ કરી દેવું જોઈએ. લેખક ખાત્રી આપે છે કે તેમ કરવાથી તેમને પાપ લાગતું હશે તો, અનેકના હિત ખાતર, લેખક એ પાપ પોતાને શિરે વહોરી લેશે.

મોતીરામ હરિશંકર ભટ્ટ
વેટરનરી સરજ્યન
સૂરત લો. બો. પશુ દવાખાના

# લોકતંત્ર

## પક્ષ-પદ્ધતિ

[ ૪ ]

ધારાસભા અને લો. બોર્ડની ચૂંટણીઓના પ્રચારકાર્ય દરમિયાન જે એક વાત મ્હારા ખાસ લક્ષમાં આવી હતી તે એ હતી કે સામાન્ય મતદારોમાં લોકશાસનતંત્ર સંબંધી અનેક ગેરસમજુતી ચાલતી હતી. ખાસ કરીને લોકશાસનતંત્રમાં પક્ષપદ્ધતિ શા માટે આવશ્યક છે તે સમજાવવાનું કામ મુશ્કેલ હતુ. આ વિષયના આગલા લેખોમાં આપણે જોયું છે કે લોકમતથી ચાલતાં તન્ત્રમાં કાયદાઓ ઘડનાર ધારાસભા અને એ કાયદાઓનો અમલ કરનાર મંત્રીમંડળ એ બે મુખ્ય બાબતો છે. ધારાસભાનો વધુમતી પક્ષ જ મંત્રીમંડળ બનાવી શકે. ધારાસભામાં જે બહુમતી પક્ષ હોય છે તે પોતાનો એક વડો (લીડર) નીમે છે અને આ વડાને પ્રાન્તના ગવર્નર મંત્રીમંડળ બનાવવાની વિનતિ કરે છે. જ્યારે ગવર્નરને ખાત્રી થાય કે અમુક પક્ષ પાસે વધુમતી છે તો જ તેના વડાને મંત્રીમંડળ બનાવવાનું કહેવામાં

આવે છે. આ પ્રમાણે કરવાનું કારણ સહેજે સમજાય તેવું છે. રાજ્ય ચલાવનાર મંત્રીમંડળ ધારાસભાને જવાબદાર છે અને જ્યાં સુધી આ મંત્રીમંડળ ધારાસભાની વધુમતીનો વિશ્વાસ ધરાવે છે ત્યાં સુધી જ તે તેમના સ્થાન ઉપર રહી શકે છે. જો ધારાસભા મંત્રીમંડળ સામે અવિશ્વાસની દરખાસ્ત પસાર કરે તો એ મંત્રીમંડળે રાજીનામું આપવું પડે છે. આટલા વિવેચન પછી એટલું સમજવું જોઇએ કે ધારાસભાના કોઈ પણ પક્ષની વધુમતી સિવાય તે પોતાની સરકાર ઉભી કરી શકે નહિ. એટલે પ્રજાશાસનવાળા તંત્રમાં પ્રજાનું સાચું હિત કરનાર વ્યવસ્થિત પક્ષ સ્થાપવાનું કાર્ય પ્રથમ કરવું પડે છે. આપણે ત્યાં મહાસભા પણ એક પક્ષ છે પણ એ પક્ષની સ્થાપના પક્ષ તરીકે થઈ ન હતી. મહાસભા સ્થાપવાનો મુખ્ય હેતુ સત્ય અને અહિંસાને માર્ગે દેશની સ્વાધીનતા અગર સ્વરાજ લાવવાનો છે. આ હેતુ જેને સ્વીકાર્ય હોય તેવો દરેક હિન્દી પછી તે ગમે તે ન્યાત જાત અગર ધર્મનો હોય તે એનો સભ્ય થઈ શકે છે. એટલે મહાસભા સર્વદેશીય સંસ્થા છે અને તેની સ્થાપના સરકારી વહિવટ ચલાવવાને પક્ષ તરીકે કરવામાં આવી ન હતી પણ આપણા દેશના રાજકારણમાં જ્યારે મહાસભાને લાગ્યું કે સ્વરાજ મેળવવાની પ્રજાની શક્તિ વધારવાને માટે મહાસભાએ પક્ષ તરીકે ધારાસભાઓ કબજે કરવી જોઈએ ત્યારે જ મહાસભાએ હિંદુસ્તાનના રાજવહીવટમાં પક્ષ તરીકે પ્રવેશ કર્યો. જ્યાં સુધી પ્રજાહિતના એક જ કાર્યક્રમને માન્ય રાખનાર વ્યવસ્થિત પક્ષ હોય નહિ અને તે પક્ષ પોતાના પક્ષના પ્રતિનિધિઓની ધારાસભામાં બહુમતી લાવી શકે નહિ ત્યાં સુધી સરકારી સત્તાનું સ્થાન એટલે મંત્રીમંડળ બનાવી શકાય નહિ આટલા ખુલાસા પછી પ્રજાશાસનતંત્રમાં પક્ષની આવશ્યકતા સમજાવી જોઇએ એમ હું માનું છું. કોઈ પણ માણસ પક્ષ સિવાય સ્વતંત્ર ઉમેદવાર તરીકે ધારાસભા અગર લો. બોર્ડમાં આવવા પ્રયત્ન કરે તેનો કોઈ અર્થ હોતો નથી ધારો કે આવો સ્વતંત્ર ઉમેદવાર પોતાના મતવિભાગના મતદારો આગળ કોઈ પ્રજાહિતનો કાર્યક્રમ મૂકે તો તેને પ્રશ્ન પૂછી શકાય કે પોતાના એક મતથી એ કાર્યક્રમનો અમલ તે કેવી રીતે કરાવી શકશે? ખરી વાત એ છે કે આવી સ્વતંત્ર ઉમેદવારી લોકશાસનમાં ભાગ્યેજ હોઈ શકે અને મતદારોએ જાણી લેવું જોઈએ કે આવી સ્વતંત્ર ઉમેદવારીથી તેમનું કોઈ પણ પ્રકારનું હિત જળવાવાનો સંભવ નથી. છતાં આપણે જોયું છે કે છેલ્લી ધારાસભાની ચૂંટણીમાં કોઈ કોઈ સ્થળે આવા સ્વતંત્ર ઉમેદવારો પણ બહાર પડયા હતા અને તેમને જુદા જુદા ટેકો પણ મળ્યો હશે પણ તેનું કારણ મતદારોની પક્ષપદ્ધતિની અજ્ઞાનતાનું જ હતું.

હિંદુસ્તાન જેવા પરાધીન દેશનું મુખ્ય ધ્યેય સ્વાધીનતા જ હોઈ શકે અને એ ધ્યેય સિદ્ધ કરી શકે એવી વ્યવસ્થિત સંસ્થા મહાસભા જ હોવા છતાં આપણા દેશની એ કમનસીબી છે કે આ સંસ્થાની સામે પણ નાની નાની સંસ્થાઓ હસ્તિમાં આવી છે અને મુખ્યત્વે સત્તાના મોહને લીધે ધારાસભાની ચૂંટણીઓમાં આવી સંસ્થાઓએ મહાસભા સામે તેમના ઉમેદવારો મૂકયા હતા. આવી મહાસભા વિરોધી સંસ્થાઓએ હિન્દુસ્તાનની સ્વાધીનતા લાવવામાં શું ફાળો આપ્યો છે તે મ્હારા જાણવામાં નથી તેમ છતાં તેમને કોણે ટેકો આપ્યો હશે તે જાણવા જેવું છે. પ્રથમ તો આપણા દેશના મતદારોમાં ભયંકર અજ્ઞાનતા પ્રવર્તે છે અને તેથી લાલચ મારફતે અગર ખોટો પ્રચાર કરી તેમની

અજ્ઞાનતાનો લાભ ઉઠાવવાની કોશિષ કરવામાં આવે છે. બીજું એક કારણ એ છે કે દેશ જુદી જુદી કોમોમાં વહેંચાયલો છે અને મતદારોમાં પૂરું રાષ્ટ્રત્વ જાગૃત ન હોવાથી કોમની લાગણીથી મતદારો દોરવાઇ જાય છે. આ વલણને આપણે 'કોમવાદ' કહીએ છીએ. આ કોમવાદ રાષ્ટ્રત્વને હાનિ કરનાર ભયંકર ઝેર છે અને સાચું લોકશાસન લાવવા માટે આપણે તેનો સદંતર નાશ કરવો પડશે. કોમવાદ એટલી અગત્યની બીના છે કે તે એક સ્વતંત્ર અગ્રલેખ માગી લે છે અને આ વિષય ઉપર તે બાબત જુદો લેખ આપવામાં આવશે.

હવે પક્ષપદ્ધતિની કેટલીએક વિશિષ્ટતાઓ તપાસીએ:—

(૧) પક્ષની સફળતા માટે પહેલી જરૂર પક્ષના સભ્યોની પક્ષ તરફની વફાદારી. લોકશાસનની રીત અનુસાર પક્ષે જે બંધારણના નિયમો ઘડયા હોય તે નિયમોનું પાલન કરવામાં દરેક સભ્યે સંપૂર્ણ વફાદાર રહેવું જોઈએ. કોઈ પણ નિયમ કોઈને અનુકૂળ ન લાગે તો બંધારણીય રીતે તે બદલાવવાની તે કોશિષ કરે પણ જ્યાં સુધી તે પક્ષનો સભ્ય રહે ત્યાં સુધી તેનો ભંગ થઈ શકે નહિ.

પક્ષપદ્ધતિના ધારાસભા અગર લો. બોર્ડ જેવી સંસ્થાઓ માટે ઉમેદવારોની પસંદગી કરવાનું કામ પક્ષના મોવડીઓનું હોય છે અને નહિ કે પક્ષના સભ્યોનું. આ પ્રથાની અજ્ઞાનતાને લીધે મહાસભાના દુશ્મનોએ અનેક મતદારોમાં અનેક ગેરસમજુતી ફેલાવવા ધારાસભા અને લો. બોર્ડની ચુટણીઓ વખતે કોશિષ કરી હતી. મતદારોને એક તો એવું સમજાવવામાં આવ્યું હતું કે મહાસભાએ ઉમેદવારોની પસંદગીમાં, મતદારોનો અવાજ ન હોવાથી મતદારોના મતનો હક છીનવી લીધો છે. આ ગેરસમજુતી દૂર કરવાનું જરા મુશ્કેલ હતું કારણ કે લોકશાસન માટેની મતદારોમા ભારે અજ્ઞાનતા પ્રવર્તે છે. આ બાબત હવે પછીના અંકમા વિશેષ વિગતો સાથે ચર્ચવામાં આવશે.

દુર્લભજી પરાગજી દેસાઇ

# વર્ધા—કેળવણીના પ્રયોગનાં ભયસ્થાનો

હિંદુસ્તાની તાલીમી સંઘ તરફથી પાયાની કેળવણી અંગેની પ્રથમ પરિષદ પૂનામાં ઓક્ટોબરના છેલ્લા અઠવાડિયામા મળી હતી. મુંબઈની સરકારે એ પરિષદને આમંત્રણ આપેલું અને બધી વ્યવસ્થા સરકારનાં કેળવણી ખાતાએ સંભાળી લીધી હતી. તાલીમી સંઘના પ્રમુખ ડૉ. ઝકીર હુસેનની ગેરહાજરીમાં કાશ્મીરના ડૉ. સૈયદીને પ્રમુખસ્થાન લીધું હતું. ચાર દિવસનો ભરચક કાર્યક્રમ પરિષદે રાખેલો. પરિષદ સાથે પ્રદર્શનની વ્યવસ્થા પણ થઈ હતી.

પરિષદમાં પ્રતિનિધિઓ તેમ જ પ્રેક્ષકો હાજર હતા. અત્યારે વર્ધા કેળવણીના પ્રયોગનું સંચાલન મુખ્યત: સરકારી કેળવણીખાતા તરફથી થાય છે. આથી પરિષદમાં આવેલા પ્રતિનિધિઓ પૈકી ઘણા જુદા જુદા પ્રાંતોના કેળવણીખાતામાંથી આવેલા. ગૂજરાત વિદ્યાપીઠ, તિલક વિદ્યાપીઠ, દિલ્હીની જામિય મીલિયા વગેરે આપણી રાષ્ટ્રીય સંસ્થાઓના કાર્યકરો પણ આવેલા. પરંતુ નિબંધવાચન, ભાષણો અને એ અંગે ઉપસ્થિત થતી ચર્ચાઓમાં મુખ્ય ભાગ કેળવણીખાતાના પ્રતિનિધિઓએ લીધેલો. પૂ. કાકાસાહેબ લખે છે તેમ, પૂ. ગાંધીજીના

વર્ધા-કેળવણીના પ્રયોગો રચાયલા હોવા જોઈએ. આમવૃત્તિ એટલે આમજીવનમાં રહેલી સાદાઈ, સંયમ, પરિશ્રમ અને સમભાવના, તેજસ્વી સંસ્કારોને પ્રજાજીવનમા વ્યાપક કરવાના પ્રયાસો. પરિષદની વ્યવસ્થામા, તેના સંચાલનમાં તેમજ તેની ચર્ચાઓમા આ આમવૃત્તિના દર્શન ઓછામા ઓછા થયા. પરિષદ પ્રથમ જ હતી, એનુ સંચાલન કેળવણી ખાતા હસ્તક હતું, અને પ્રતિનિધિઓ પણ મુખ્યત એવા કેળવણી ખાતાઓના હતા એટલે આ ક્ષતિ સ્વાભાવિક ભલે ગણાય પરતુ જો એ ક્ષતિ વિષે વર્ધા-પ્રયોગો કરનારા જાગ્રત નહિ રહે તો પદ્ધતિઓના બાહ્ય ફેરફારોમા જ એના આદર્શો ખોવાઈ જશે. જીવન અને કેળવણી વચ્ચેની ભિન્નતા એવી ને એવી જ રહેશે.

(૨) વર્ધા-કેળવણીના પ્રયોગોના વિધવિધ અંગો પર ચર્ચાઓ થઈ, તેમાં પણ વિષયોનુ શિક્ષણ કેમ આપવુ, ઉદ્યોગોદ્વારા અમુક અમુક શાસ્ત્રોની માહિતી કેમ આપી દેવી, એ વિષે વધારે પડતો ભાર મૂકવામા આવે છે. ગાધીજીએ તો ઉદ્યોગદ્વારા કેળવણી આપવાના પ્રયોગો માટે એવો દાવો કર્યો છે કે, એમા બાળકોનો સર્વાંગી વિકાસ થાય છે. જીવનવિકાસ એ કેળવણીનો અંતરાત્મા હોય તો વર્ધા-શિક્ષણના પ્રયોગોમાં એની સાધના સર્વોત્તમ રીતે થાય છે. પરતુ અનુબંધો અને અમન્વયોનો ઉદ્દેશ જો કેવળ વિષયોના શિક્ષણ આપવાનો રહેશે તો બાળકની સાચી શક્તિઓનો વિકાસ એ દ્વારા થશે જ એ શંકાસ્પદ છે. સ્વામી આનંદે અનુબંધોના થઈ રહેલા આ અતિરેક પર પરિષદનુ ધ્યાન ખેંચ્યું ત્યારે એમના વિચારો ઘણાને આકરા લાગ્યા પરતુ એમની ચેતવણીમા ઘણુ તથ્ય હતુ. વાત એ છે કે આજની બુદ્ધિનિષ્ઠ કેળવણીનો મોહ હજુ ઉતર્યો નથી, અને ઉદ્યોગદ્વારા પણ એજ વિષયોની માત્ર કેળવણી આપવાના પ્રયત્નો થયા કરે છે આમા બાળકોની બુદ્ધિનો વિકાસ થશે જ એ નક્કી નથી. પરતુ મોટો ભય તો એ રહે છે કે બાળકની અનેકવિધ બીજી શક્તિઓના તેમજ એના જીવનના અનેક સંસ્કારોના વિકાસ માટે આવા વિષય-પ્રધાન અનુબંધોમા બહુ ઓછો અવકાશ રહેશે. ગાધીજી ઘણી વખત વર્ધા-યોજનાને કેળવણીના ક્ષેત્રમા અહિંસાના પ્રયોગ તરીકે વર્ણવે છે. માનવજીવનમા રહેલી ઉદાત્ત ભાવનાઓ અને સંસ્કારોનો વિકાસ કરવામા આજની બધી કેળવણી નિષ્ફળ નીવડી છે. વર્ધા-યોજના એ સંસ્કારિતાને કેળવણીનુ મુખ્ય અંગ રાખવા માંગે છે, પરતુ પરિષદની ચર્ચાઓમાં ભાગ્યે જ કોઈએ આ અતિ મહત્ત્વના વિષય પર સહેજ પણ ધ્યાન આપેલું. સ્વચ્છતા, મધમાળ, સેવાભાવના, સંયમી જીવન, વ્યવસ્થિતતા અને સત્યનિષ્ઠા વગેરે અનેક સંસ્કારોનુ વાતાવરણ વર્ધા-શાળાઓમા કેટલા પ્રમાણમાં ખીલે છે એ પ્રશ્નની તો કોઈએ ચર્ચા જ કરી નહિ અત્રે વર્ધા-પ્રયોગોમા મોટો ભય એ રહે છે કે, નવી કેળવણીના આદર્શોને મધ્યબિંદુમા રાખવાને બદલે જૂની કેળવણીના મુખ્યત માહિતીના વિષયોને અનુકૂળ થઈ પડે એ રીતે વર્ધા-પ્રયોગોની રચના કરવાની ધમાલ થઈ રહી છે. ઉદ્યોગદ્વારા આપવાની કેળવણીમા અનુબંધોનો જો આ અર્થ થવાનો હોય, તો આજના બૌદ્ધિક શિક્ષણમા અને આવા વિષયલક્ષી અનુબંધોમા ઝાઝો ફેર નહિ રહે.

(૩) પાઠ્યપુસ્તકો વિષે પરિષદમા જે ચર્ચાઓ થઈ એમા આ ભય વધારે સ્પષ્ટ થયો. વર્ધા-પ્રયોગોની ખૂબી એ છે કે, એમા સ્વાભાવિકતા અથથી ઇતિ સુધી રહે છે,

પ્રસંગાનુસાર પરિવર્તનો કરવાનો પૂર્ણ અવકાશ આ પ્રયોગોના સંચાલનમાં રહે છે. એટલે જ એમાં સ્વાભાવિકતા જળવાઈ શકે છે. આજની કેળવણીનો મોટામાં મોટો દોષ એ છે કે, 'ચોકઠાં' અને વરહુકમો અને પરિપત્રોમાં એનો આત્મા ગુંગળાઈ જાય છે શિક્ષકોની શક્તિ વિષે એમાં ભારેમાં ભારે અવિશ્વાસ રહ્યો છે. પરિણામ એ આવે છે કે, કેળવણીના એ ચોકઠામાં તદ્દન સામાન્ય અને અ'પશક્તિવાળા નમાલા શિક્ષકો નભી શકે છે. આથી જ આજની કેળવણીમાં શિક્ષકોની સ્વયંશક્તિનું અપમાન કરનારા ઢગનાબંધ પાઠ્યપુસ્તકોના કિતાઓમાં શિક્ષકો નિર્માલ્ય કેળવણીના પાઠો બાળકોના મગજમાં ઘુમડી રહ્યા છે પાઠ્યપુસ્તકો તો બાળકો, શિક્ષકો, વાતાવરણ અને રોજ રોજ ઉપસ્થિત થતા પ્રસંગોને ભૂલી જાય છે અને જ્ઞાન તેમ જ શિક્ષણને યાંત્રિક બનાવી દે છે. વર્ધા-કેળવણીમાં શિક્ષક જ હર હમેશ જીવંત અને જાગ્રત પાઠ્યપુસ્તક રહે એવી અપેક્ષા રાખી છે પરંતુ કોઈક ઠેકાણે એવું વલણ દેખાઈ જાય છે કે, અમુક શિક્ષકોના અનુભવોને પાઠ્યપુસ્તકોમાં લેખનબદ્ધ કરી દેવા અને બીજા શિક્ષકો એનું જડ અનુકરણ કરે એવો આગ્રહ રખાય. પાઠ્યપુસ્તકો અને ચોકઠાને અનુકૂળ એવા બીજા જડ સાધનો વર્ધા-પ્રયોગોમાં જે દિવસે પ્રવેશ કરશે તે દિવસે એ નવી કેળવણીનો મૃત્યુઘંટ વાગી જશે એ વિષે શંકા જ નથી.

(૪) શિક્ષકોની તાલીમ કઈ રીતે ગોઠવવી એ વિષે પરિષદમાં સૌથી વધારે ચર્ચા થઈ હતી. પરંતુ એમાં પણ તાલીમક્રમમાં મૂળ વસ્તુને તો ભૂલી જ જવામાં આવી હતી. શિક્ષકોને કેટલા વર્ષો સુધી તાલીમ આપવી, એમાં હપ્તાઓ રાખવા કે નહિ, તાલીમશાળામાં કેટલો સમય આપવો—વગેરે પ્રશ્નોને બહુ મહત્ત્વ આપવામાં આવેલું પરંતુ શિક્ષકોનું ચારિત્ર—એમના જીવનની રહેણીકરણી અને સચ્ચારિત્ર્ય વિષે તો કોઈને કશું સૂઝ્યું જ ન હતું. શિક્ષકમાં શિક્ષકવૃત્તિ, બાળપ્રેમ, સત્યનિષ્ઠા, સેવાવૃત્તિ, સંયમી જીવનની ટેવો, વગેરે વસ્તુઓ માટે યોગ્ય વાતાવરણ તાલીમવર્ગોમાં કઈ રીતે ખીલવવું એજ એમની બધીયે તાલીમનો મુખ્ય અને મહત્વનો પ્રશ્ન છે. પરંતુ પરિષદમાં તો કોઈને એની પડી ન હતી. શિક્ષકોએ ખાદી અને ગ્રામઉદ્યોગને પોતાના જીવનમાં કેવું સ્થાન આપવું, કુટુંબમાં તેમજ શાળામાં પ્રેમધર્મના પ્રયોગો કરી વિશ્વાસ અને પ્રામાણિકતાનું વાતાવરણ કઈ રીતે પ્રગટાવવું—એ પ્રશ્નો જ વર્ધા શિક્ષણની તાલીમમાં પ્રધાનસ્થાન ભોગવે છે, અને છતાં પરિષદે ઘણો વખત તાલીમની નજીવી વિગતોમાં જ આપી દીધો

(૫) પરિષદની ચર્ચાઓમાં વર્ધા-કેળવણીના પ્રયોગોની બીજી મહત્ત્વની બાબત પર તો બિલકુલ દુર્લક્ષ રાખવામાં આવેલું. આજની કેળવણીએ કેળવાયલા વર્ગને એના કુટુંબ અને ગામથી વિખૂટો પાડી દીધો છે એટલું જ નહિ, પણ એ વર્ગમાં કુટુંબદ્રોહ અને સમાજદ્રોહની જ મલિન વૃત્તિઓ જ કેળવાતી જાય છે. ગ્રામઉદ્યોગો તેમ જ બાળકોના સામાજિક અને ભૌગોલિક વાતાવરણને કેળવણીના સાધનો રાખીને વર્ધા-યોજનાએ બાળકોની વધુ ને વધુ અનુકૂળ રાખવા ખાસ આગ્રહ રાખ્યો છે. શિક્ષકોએ બાળકોના માબાપ સાથે વધુ ને વધુ સંસર્ગમાં આવવું જોઈએ એ વસ્તુ પર તો પરિષદમાં કોઈને કંઈ કહેવાનું હતું જ નહિ. વર્ધા-શાળામાં કેળવાતાં બાળકો એમનાં ઘરોમાં કઈ રીતે વધારે ઉપયોગી થઈ પડે એ વિષય બહુ મહત્ત્વનો છે અને છતાં પરિષદે એ વિષે કશી ચર્ચા કરી નહિ

પરિષદનું વાતાવરણ આવું હતું. અને એમાં સ્પષ્ટ દેખાઈ આવતું કે, વર્ધા-કેળવણીના આદર્શોને કેળવણીની નજીવી વિગતોમાં ભૂલી જવામાં આવે છે. શિક્ષકો અને શિક્ષકોના તાલીમવર્ગો ચલાવનારા સંચાલકો વર્ધા-કેળવણીનાં આ ભયસ્થાનો વિષે જાગૃત નહિ રહે તો મહાત્માજીનો આ મહાન પ્રયોગ ભાગ્યે જ સફળ થાય એમ છે.

['શિક્ષણ અને સાહિત્ય'માંથી] દિલખુશ દીવાનજી

# સ્ત્રીઓ મારફત સ્વરાજ

કોંગ્રેસની વડી કારોબારીએ સવિનય ભંગની એક અનિવાર્ય શરત તરીકે કંતણને હવે સ્વીકાર્યું છે. તેથી હિંદુસ્તાનની સ્ત્રીઓને સ્વદેશસેવાની વળી એક મહામૂલી તક મળી છે. મીઠાના સત્યાગ્રહે હજારો, લાખો બહેનોને ઘરખૂણેથી બહાર કાઢીને બતાવી આપ્યું કે તેઓ પણ પુરુષોની જેમ જ દેશની સેવામાં ઊભી શકે છે, આથી ગામડાંની સ્ત્રીને એવાં દરજ્જો અને પ્રતિષ્ઠા મળ્યા કે જે તેને અગાઉ કદી મળ્યા નહોતાં. સામ્રાજ્યવાદની ધૂંસરીમાંથી હિંદની મુક્તિ મેળવવાની શાંતિમય લડતમાં કાંતણને તેના મધ્યવર્તી સ્થાને ફરી પાછું સ્થાપવાથી સ્ત્રીજાતિને એક ખાસ દરજ્જો મળે છે. પુરુષજાતિ ઉપર સ્ત્રીજાતિને જે એક કુદરતી રીતે ચઢિયાતો અધિકાર છે તે લાભને સ્થાને કાંતણ તેને સ્થાપે છે.

માનવજાતિના ગાવતર આદમ અને હવાથી માંડીને આદિકાળથી પુરુષ અને સ્ત્રી વચ્ચે કામની વહેંચણી ચાલી આવેલી છે. કહેવાય છે કે બાવા આદમ વણતા અને હવા કાંતતી. આ ભેદ આજદિન લગી ચાલતો આવ્યો છે. પુરુષો કાંતનાર તરીકે અપવાદરૂપ જ ગણાય. પંજાબમાં ૧૯૨૦-૨૧ના આંદોલન વખતે હું પુરુષોને કાંતવાનું કહેતો ત્યારે તેઓ મને સંભળાવતા કે પુરુષો કાંતણ કામને પોતાની મરદાનગીના દરજ્જાને સારુ હલકું ગણતા, કારણ એ તો સ્ત્રીઓનો જ ધંધો કહેવાય અત્યારે હવે પુરુષવર્ગ 'દરજ્જા'ને કારણે કાંતવા સામે વાંધો નથી લેતો દેશમાં આજે પુરુષવર્ગ હજારોની સંખ્યામાં યજ્ઞાર્થે કાંતે છે. પુરુષવર્ગે દેશસેવાના હેતુથી પ્રેરાઈને જ્યારે કાંતણને અપનાવ્યું અને ઉપાડી લીધું ત્યારે જ બીજા કોઈ પણ ભૌતિક શાસ્ત્રમાં થાય તેવા મહાન શાસ્ત્રીય સુધારા અને શોધો કાંતણશાસ્ત્રમાં થયાં.

આ બધું છતાં અનુભવ એમ કહે છે કે કાંતણ એ મોટે ભાગે સ્ત્રીનું જ ખાસ ક્ષેત્ર રહેશે. આ અનુભવ સંગીન કારણ ઉપર બંધાયેલો છે એમ હું માનું છું. કાંતણ એ મૂળે ધીમી અને પ્રમાણમાં મૂગી ક્રિયા છે સ્ત્રી એ ત્યાગની અને તેથી જ અહિંસાની મૂર્તિ છે. તેથી તેના વ્યવસાયો પણ લડાઈના કરતા શાંતિના જ સૂચક હોય, અને તેમ જ છે. આજકાલ હિંસાથી ભરેલા ખુનખાર યુદ્ધોના કામોમાં સ્ત્રીઓને ધમકાવવામાં અને વળગાડવામાં આવે છે એ આધુનિક સંસ્કૃતિના યુગને જરાયે ભૂષણરૂપ નથી જ મને લગીરે શંકા નથી કે હિંસા એ સ્ત્રીજાતિને સારુ એટલી બધી બેહૂદી આ। તેની શોભા હરી લેનારી વૃત્તિ છે સ્ત્રીની સ્વભાવગત પ્રકૃતિ ઉપર ઘા કરનારાં આવા હિંસાના કામો સામે થોડા જ સમયમાં તેની સામે સ્ત્રીઓ બળવો કર્યા વિના રહેશે નહિ. મારું અંતર કહે છે કે પુરુષવર્ગ પણ તેને આવાં કામમાં નાખવાની મૂર્ખાઈને સારુ પસ્તાશે. જાતીય સમાનતાનો અર્થ કંઈ એવો નથી કે બન્નેએ ધંધા પણ એક જ કરવા, શિકાર મારવા નીકળવું અગર તો ભાલાફેંકમાં પાવરધા થવું. એ સામે સ્ત્રીને

સારુ સ્ત્રી તરીકે કાયદેસરની મનાઈ ભલે ન રાખવામાં આવે. પણ અંતરપ્રેરણાથી જ એવા કામથી સ્ત્રી મોં ફેરવશે. એવું કામ પુરુષ જ કરે. કુદરતે સ્ત્રીપુરુષ બેઉને એકબીજાની અવેજી થવા સારુ નહિ પણ એકબીજાનાં પૂરક થવા સારુ સરજ્યાં છે. તેમનાં કામો તેમના દેહના ઘડતરની પેઠે જ કુદરતે નક્કી કરી આપ્યાં છે.

પણ સ્ત્રી પુરુષનાં બેઉ જાતિઓનાં અલાયદાં કામોની સાબિતી અહીં રજૂ કરવાની જરૂર નથી. કંઈ નહિ તો હિંદમાં તો એટલી વાત સિદ્ધ જ છે કે તેની કરોડો સ્ત્રીઓ કાંતણને પોતાનો સ્વાભાવિક વ્યવસાય ગણે છે. કોંગ્રેસની વડી કારોબારીનો ઠરાવ અનાયાસે પુરુષવર્ગ ઉપરનો બોજો સ્ત્રીવર્ગ ઉપર નાંખે છે અને તેને તેનું હીર દેખાડી આપવાની તક આપે છે. ભાવિ લડતના મારા સૈન્યમાં પુરુષોના કરતા સ્ત્રીઓની જ વિશાળ પ્રમાણમાં વધુ સંખ્યા ભરતી થાય એમ જોઉં તો હું રાજીરાજી થાઉં. પછી જો લડત આવવાની જ હોય તો એ સ્થિતિમાં પુરુષોની વધુ સંખ્યાવાળા સૈન્ય કરતાં આવી સેનાના જ બળ ઉપર હું ઘણી વધુ હૈયાધારણપૂર્વક કદમ ઉઠાવું. પુરુષોની બાબતમાં તો તેમને હાથે રખે હિંસા થઈ બેસે એવો ડર મને રહ્યા જ કરે. સ્ત્રીઓ જ જો મોટે ભાગે હોય તો હું તેમને એવી કશી હિંસા ફાટી નીકળવા સામે બાંહેધરીરૂપ ગણું.

સેંકડો વર્ષથી આપણે વિદેશી રાજ્યની હેઠળ રહ્યા છીએ તેનું પરિણામ એ આવ્યું છે કે જરાક કંઈ કામ હોય તો અરજની જ વાત આવે. જાતમાહિતીની વાત કહું. ૨૫ વર્ષ ઉપર એક તાલુકાનો હું મામલતદાર હતો તે તાલુકાની લો. બોર્ડનો હું ઉપ-પ્રમુખ હતો. મેં એક ગામે જઈને જરૂરીઆત પૂછી. લોકો કહે સાહેબ, હવાડો ફાટી ગયો છે ને મહિનાઓ થયાં અમારાં ઢોરો તરસે મરે છે. મે પૂછ્યું કામ કેટલા રૂપિયાનું? તો કહે કે ૫-૧૦ રૂપિયાનું. બીજી કંઈ જરૂરિયાત છે? કહ્યું ના. મેં કહ્યું—તમારે બીજી ઘણી તકલીફ હશે, જુઓને તમારે ત્યાં ડાંગર પાકે છે તેમાથી ચોખા કાઢવા પડે એ પણ તકલીફ છે ને? જે પ્રજા પોતાનાં કાંડાબાવડા ઉપર નહિ નભે તે ટકી નહિ શકે. જર્મનીની વાત તો જુઓ. જે દેશને ૧૯૧૮ માં જમીનદોસ્ત કરી દેવામાં આવેલો તે દેશ આ ૨૦ વર્ષમાં કેવી રીતે બળવાન થઇ ગયો કે આ બ્રિટીશ સલતનતને પડકાર કરી શકે? એ ૮ કરોડનો દેશ છે. એકે એક માણસ ત્યાં રોજના ૮-૮ કલાક કામે લાગી ગયા ને વધારામાં હાકલ કરી કે બબ્બે કલાક વધારે કામ આપવું ને બધા મંડી પડયા, તેનું આ પરિણામ છે.

હિંદુસ્તાનની વસ્તી ૪૦ કરોડની છે ને દરરોજની સરેરાશ મજુરી ૧॥ કલાકની હશે. આ દશા હોય ત્યાં હિંદુસ્તાનની હાલત ભૂખે મરવાની ન હોય તો બીજું શું હોય? મેં એક કલેકટરને મોટરની નીચે સુઇને પોતાનાં કપડાં બગાડીને મોટર સુધારતાં જોયો છે. યુરોપની કોઇ પ્રજા જાત મજુરી કરવામાં નાનમ માનતી નથી. એટલે જિ. બોર્ડનો એક જ સંદેશ છે કે દરેક ગામે લોકોએ એકત્ર થઇ ગામની કમિટી નીમી-કામ નક્કી કરી-૭ દિવસની જાત મજુરી આપવી બધાજ લોકો આપે, શેઠીઆ લોકોએ પણ પાવડો-કોદાળી લઇને દોરવણી આપવી. તો તમને જણાશે કે પાંચ વર્ષમાં આ ગામડાં આજે ભલે નર્ક જેવાં લાગે પણ સુંદર બનાવી શકશો ઘણા લોકને શહેરના ડામરના રસ્તા ને વિજળીના દીવા જોઇને અદેખાઇ ન હશે પણ આ યોજના બરાબર અમલમાં મૂકો તો ૫ વર્ષમાં એ શહેરને અદેખાઇ આવે તેવાં તમે આ ગામ બનાવી શકશો.

પણ એક દુઃખની વાત છે કે આ સભામાં મેં તમને તો સંભળાવ્યું પણ અહીં કોઇ બ્હેનો આવી નથી. એ બરાબર નથી. સરદાર વલ્લભભાઇએ બારડોલીની લડતમાં શરત કરેલી કે બ્હેનો ભાગ લે, સભામાં આવે તોજ હું આવું. જર્મનીમાં તો આળસને ફોજદારી ગુન્હો ગણેલો છે ને એક માણસને ૨ કલાક નકામા ગાળવા માટે સજા પણ થયેલી. સુરત જિ. બોર્ડ દર વર્ષે ૭૦ હજાર રૂ. રસ્તા પાછળ ખર્ચે છે. જ્યારે ગામ સુધારણાની યોજનાથી લોકોએ સ્વાશ્રયથી ૧ લાખ ને ૩૦ હજાર રૂ. નું કામ કરેલું છે.

પ્રૌઢ શિક્ષણની યોજના પણ ગયા વર્ષથી શરૂ થઇ છે. ભણાવવાનું કામ તો શિક્ષકો કરે છે. પણ તેમા લોકોની સહાનુભૂતની જરૂર છે. હવે ઘરઘરની શાળા યોજના પણ હાથ ધરવામાં આવનાર છે. અંત્યજો વિ. ને આપણે હલકા ગણ્યા છે તે માન્યતામાં ફેર કરવો પડશે. કારીગરો વિ ને આપણે ગામડામાં વસવાયાં નામ આપ્યું છે વસવાયું એટલે ખેડૂતો માટે મહેનત કરનારૂં પ્રાણી ને તેમાં અંત્યજ હરિજનભાઓ તરફનું કેટલું ખરાબ વર્તન છે! કોઇ અંગ્રેજ આપણને અસ્પૃશ્ય ગણે, આપણા અડકવાથી તેની તંદુરસ્તી બગડે એમ તે માને તો આપણને કેવું લાગશે? અંત્યજવાડો ગામને છેડે હોય છે તેમ તે લોકો હિંદુસ્તાનીઓ

ને આફ્રિકા જેવા દેશમા છેવાડેજ રાખે છે પૂછીએ તો તેઓ કહે છે કે તમરા દેશમા તમે શુ કરો છો? વાત તો ઠીક છે

વર્ષોથી અજાણપણે આપણી પોતાનીજ ભૂલથી આપણા જ ભાઇઓને અ યાય કરતા આવ્યા છીએ તે દૂર ન કરીએ ત્યા સુધી આપણે કઇ સ્વરાજ મેળવી શકવાના નથી, સુખી થવાના નથી આ વિચારોમા આપણે મૂળમાથી ફેરફાર કરવો જોઇએ હરિજન, હળપતિ અભણ રહે એ બરાબર નથી ગામના દરેક ભણેલા સુશિક્ષિત હોય તે ઉવાગ સારી રીતે કરી શકે ઘણાને લાગે કે હળપતિ ભણશે તો મજુરી કરશે નહિ આપણે એ લોકોને અભણ રાખીને દૂર તાડીની લતમા પડેલા રાખીને ભારે હાનિ કરી છે એ આપણને મોઘો પડે છે ઓછામા ઓછી મજુરી આપીને ઘણુ કામ લેવાની આપણે દાનત રાખી છે

આજે તો હળપતિઓને ભાન જ નથી કે ભણવુ એ શુ છે? એટલે ગામના જે ભાઇઓને પરમેશ્વરે સુશિક્ષિત બનાવ્યા છે તમણે આ પ્રવૃત્તિમા ટેકો આપવો જોઇએ તમારે તમારા ગામને અદર્શ બનાવવુ જોઇએ ને તે કેવુ? ગામમા એક પણ અભણ ન રહે ગામમા વાચનાલય હોય ગામ દારૂ મુક્ત હોય ને એકેએક જણ હાથે સુતર કાતીને કપડા પહેરતા હોય તે આદર્શ ગામ કહેવાય

મહાત્મા ગાધીજીએ આપણી સમક્ષ આ દર્શ મૂક્યો છે સત્ય ને અહિસા ઉપર તેમણે ભાર મૂકો છે

આ જિ લો બોર્ડ જેના માલીક તમે છો તેનો વહીવટ કેમ ચલે છે તેનો હિસાબ તમને આપવા માટે અમે સ્કૂલબોર્ડના ચેરમેન સાથે પ્રવાસ કરી રહ્યા છીએ ધારાસભાના સભ્યો કાયદા ઘડે ને જે પક્ષ વધુમતીમા હોય તેનુ પ્રધાનમડળ બને છે એવી રીતે લગભગ રાા વર્ષ સુધી કોંગ્રેસનુ પ્રધાનમડળ રહ્યુ તેમણે ૧ મહિનાથી રાજીનામુ આપી દીધુ છે, શા માટે તે તમે જાણતા હશો

લોકો જાતમજુરીથી રસ્તાઓ કરે તેના ઉપર નાળા હયુમ પાઇપ મૂકવા માટે સરકારે મદદ કરવીજ જોઇએ ને તે માટે અમે પ્રયત્ન કરી રહ્યા છીએ

ગામડા જો પારકા પર આધાર રાખવાનુ છોડે એટલે કે, સ્વાશ્રયી બને તો પાચ વર્ષમા દરેક ગામ રહેવાને લાયક બની રહે ખેડૂતો તો જરૂર ખેતીનો ઉદ્યોગ કરતા હશે પણ એક ખોટો વિચાર આપણામા ઘુસી ગયો છે તે એ કે શરીરની મહેનત કરવી એ શરમભરેલુ કામ છે જો દુનિયામા વિશેષમા વિશેષ ગૌરવભરેલુ કામ હોય તો તે શારીરિક મહેનતનું છે એને હિંદુસ્તાનમા શરમ માનવામા આવે છે ઇશ્વરની કૃપા હોય ને બે પૈસા પ્રાપ્ત થયા હોય તો આપણે એમ માનીએ કે કામ તો થાય જ નહિ એનો અર્થ ઇશ્વરની કૃપા નહિ પણ અવકૃપા ઉતરી કહેવાય આપણે આપણે ભોગ થઇ જઇએ તો તબિયત બગાડીએ યૂરોપની પ્રજા કેટલી મહેનતુ ને ઉદ્યોગી છે તેની આપણને કલ્પના પણ નથી આપણે ત્યા જાતમહેનત નથી ઓછામા ઓછી મજુરી છે એને પરિણામે હિંદુસ્તાન ગરીબ રહેલુ છે સ્વરાજ આવે તો જરૂર સ્વરાજની સરકાર નવા નવા રસ્તા યોજના બતાવે પણ દ્રવ્ય પેદા કરવાનો મુખ્ય આધાર તો હિંદુસ્તાનના ઉદ્યોગ પર જ રહે છે વિરાયતમા ગામેગામ વિજળીક બત્તી ડામરના રસ્તા ને પાણીના નળો છે

ગાંધીજીની સૂચનાને કેટલા જણા માને છે ? બે ચાર મામુલી સૂચના તેમણે પ્રજા આગળ મૂકેલી છે. એક તો જે વખત આપણો ફાજલ જાય છે તેનો થોડું થોડું સૂતર કાંતવામાં ઉપયોગ કરવો જોઇએ ને નેમ કરતાં આપણાં કપડાં પૂરાં થઇ જાય. કંતામણ એ યજ્ઞ હશે. દેશને ખાતર એ કાંતે છે. પહેરવેશની અસમાનતા દૂર થશે એવા અગણિત ફાયદા એમાં રહેલા છે.

આપણા કોઇપણ બાળક, પ્રૌઢ અશિક્ષિત ન રહે એટલુ આપણે ન કરી શકીએ ૮૦ ટકા વર્ગ લખી વાંચી ન જાણે તો પછી એ પ્રજાને સ્વરાજ પચે કેમ ?

પરદેશી તન્ત્રનો આપણી સામે અભણતાનો આક્ષેપ છે, એ ગટાડવા માટે જિ. સ્કૂલ બોર્ડે પ્રૌઢ શિક્ષણનું કાર્ય ઉપાડી લીધું છે. તેમાં આ જિલ્લાના શિક્ષક ભાઇબ્હેનોએ ઠીક ઠીક ફાળો આપ્યો છે. આપણા ઘરમાં પ્રૌઢ સ્ત્રીઓ, બ્હેનો લખી વાંચી ન જાણે એનો અર્થ શો? પાટીદાર ભાઇઓમાં સાત ચોપડી સુધી ભણેલા ઘણા હશે પણ તેમને વાંચનનો શોખ નથી. તમારા ઘરમાં ૫૦૦-૧૦૦૦ ના દાગીના હશે પણ ભાગ્યે જ ૫-૨૫ રૂપીઆનાં પુસ્તકો હશે. આપણે આપણી બ્હેનોને ઓછામાં ઓછું લખતાં-વાંચતા તો કરી દેવી જોઇએ.

સરકારે ઘાસતેલ વિ. નો ખર્ચ આપવો જોઇએ એ ઇચ્છવાજોગ છે.

આજે આપણી પોતાની સરકાર તો ગઇ છે. હવેની સરકાર કેટલે સુધી મદદ કરે છે તે કંઇ કહેવાય નહિ.

આ તો મહાન યજ્ઞ આરંભ્યો છે. એનો હેતુ તો એ છે કે જે સ્વરાજ હજી મળ્યું નથી પણ મળવાનું છે તેમાં કોઇ ભાઇ કે બ્હેન અશિક્ષિત હોય તેનો કંઇ અર્થ નથી. કંઇ નહિ તો બીજા અગત ફાયદા કરતાં લોકમતવાળા સ્વરાજને લાયક બનવા માટે આપણે આ પ્રવૃત્તિ બરાબર ચલાવવી જોઇએ. કેટલાકને ભીતિ રહે છે કે મજુરો ભણશે તો મજુરી કરતાં બંધ થઇ જશે. શું મજુરો જમીનદારો બની જશે ? એ સાવ ખોટી વાત છે. એથી તો આપણે સારા પ્રમાણિક મજુરો મેળવી શકીશુ.

સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ કેમ ચાલે છે તેની સમજ બધાને હોતી નથી. પ્રજાશાસન મારી માન્યતા પ્રમાણે નવુ છે એટલે એની વિશેષતા આપણને સમજાતી નથી. કોઇપણ પ્રજાશાસન પક્ષપદ્ધતિથી ચાલે છે. આજની હિંદુસ્તાનની પરિસ્થિતિ એ છે કે મહાસભા એ જ મોટામાં મોટી સબળ પક્ષ ધરાવતી સંસ્થા છે. સામાન્ય રીતે પક્ષો એ રાજકારણમાં હેતુપૂર્વક ઉભા થાય છે. દરેક પક્ષનો સિદ્ધાંત હોય છે. મહાસભાનો એક જ સિદ્ધાંત છે કે સ્વરાજ લાવવું. એનો બીજો વિરોધી પક્ષ હોઇ શકે કે જે કહેતો હોય કે સ્વરાજ નથી જોઇતું ? પણ તેવો પક્ષ નથી. મુસ્લીમ લીગનો પક્ષ છે. હું એને રાજકીય પક્ષ નથી ગણતો તેને પણ સ્વરાજ તો જોઇએ છે. હિંદુ કોમ વધુમતીમાં હોવાથી તેને અવિશ્વાસ છે. ખરી વાત તો વધુમતી હોય તેનું જ શાસન ચાલે. જિ. બોર્ડમાં ૪૦ માં ૩૮ સભ્યો મહાસભા પક્ષના છે. બે જ મુસલમાન છે. પણ મહાસભાની રીતિનીતિ તો હિંદુ કે મુસ્લીમ કે બીજા હોય તે સૌને માટે એક જ સરખી છે. તેથી અત્યાર સુધીમાં એ ભાઇઓને કંઈ ફરિયાદ કરવાનું કારણ મળ્યું નથી. પણ જ્યારે દેશમાં સ્વરાજ હોય ત્યારે તો આર્થિક હિતો ઉપર દરેક દેશમાં પક્ષો સ્થપાય છે. દરેક વર્ગો પોતપોતાના આર્થિક હિતો સંભાળવા પક્ષો રચે છે. એના સિદ્ધાંતો હોય છે. આજે તો મહાસભા પાછળ આખી પ્રજા-દેશ છે. સ્વરાજ મળશે

તે દિવસે આ બધા પક્ષોના પક્ષા-પક્ષની પદ્ધતિ જુદી હશે. પહેલાં આપણે મહાસભા તરફથી જિ. બોર્ડમાં જતા ન્હોતા પણ હવે જવા માંડયું છે. કારણ મહાસભાએ ઠરાવ્યું કે નવા કાયદા પ્રમાણેની ધારાસભા વિ. સંસ્થાઓમાં આપણે જવું. જિ. બોર્ડ જેવી અર્ધસરકારી સંસ્થા પણ આપણે કબજે ન હોય તો આપણા પ્રધાનો એને લગતો કાયદો અમલમાં ન મૂકી શકે. અમે એ રીતે ૧॥ વર્ષથી જિ. બોર્ડનો કારભાર ચલાવ્યો છે. એનો હિસાબ ખરી રીતે પ્રજાએ માગવાનો છે. હું તો આ મતવિભાગમાંથી ચૂંટાઇને ગયો છું ને પ્રમુખસ્થાને છું તેથી મારી જવાબદારી બેવડી થાય છે. મતદારો એનો હિસાબ માગી શકે છે. આજે મતદારો હિસાબ લઇ શકે એટલી બધી તાકાત નથી કેળવી એથી કંઈ અમારી જવાબદારી ઓછી થતી નથી. અમારે અમારો હિસાબ પ્રજાને બતાવવો જોઇએ. એ ઉપરથી તમારે અમને ભવિષ્યમાં ચાલુ રાખવા કે નહિ તેનો તમે ક્યાસ કરી શકો. ત્રણ વરસના અમારા વહીવટથી અસંતોષ થાય તો અમારી જગ્યાએ બીજાને મૂકવા જોઇએ પણ એ ક્યારે બને? પ્રજાએ આ તંત્રથી વાકેફગાર રહેવું જોઇએ.

જિ. બોર્ડે ને સ્કૂલબોર્ડે ગામ સુધારણા યોજના ને પ્રૌઢશિક્ષણની યોજના પ્રજા સમક્ષ મૂકી છે. તેમાં કેટલે સુધી આપણે ગયા છીએ તે તપાસવું જોઇએ. અમે ત્યાં કેમ જવા માંગીએ છીએ? એક તો એક પ્રત્યાઘાતી તત્ત્વ કે જે વિદેશી રાજ્યને મજબુત બનાવે તે ત્યાં જવું ન જોઇએ. મહાસભાના ૩૮ સભ્યો છે તેમાંના કોઇનું વર્તન પ્રત્યાઘાતી જણાય તો જરૂર પ્રજા તેને દૂર કરી શકે. આજે તમે બધા મતદારો વાસ્તવિક રીતે એમ માનો કે અમારો વહીવટ બરાબર નથી તો અમારે એ જગ્યા છોડી દેવી જોઇએ. જો કે બંધારણસરની રીત તો એ છે કે અમારી સામે અવિશ્વાસની દરખાસ્ત પસાર થવી જોઈએ અગર ત્રણ વરસ પછી તમારે નવા સભ્યની ચૂંટણી કરવી જોઇએ.

બોર્ડના અમલદારો થતાં કામ પર બરાબર દેખરેખ રાખે છે કે નહિ તે પણ પ્રજાએ જોવાનું છે. એક વાત કરકસરની. અમે એક પગારનો નવો સ્કેલ કર્યો છે. અમે કર્યો તેના કરતાં ગુજરાતની દેખરેખ રાખનારી વરિષ્ઠ સંસ્થા છે–ગુજરાત મધ્યસ્થ સમિતિએ તે સ્કેલ કર્યો છે. પગારનું નવું ધોરણ ઠરેલું છે, તેમાં આ જિ બોર્ડે અગત્યનો ભાગ ભજવેલો છે, પણ તેથી કંઈ આર્થિક સ્થિતિમાં સંગીન સુધારો થઈ શકવાનો નથી. હા, એટલું જરૂર કહી શકીએ કે કોઇને આપણે લખલૂટ રીતે પગાર આપતા નથી સંગીનતનો અભિપ્રાય બાંધવાનુ કામ મતદાર ભાઇઓનું છે. એ મારા માટે બીનજરૂરી છે એટલે મારે એક જ વાત કરવાની છે તે એ કે ગયે વર્ષે બોર્ડની આવક-જાવકની વિગતો બતાવી છે, પણ તે વિગત વારંવાર બતાવાય તો ઠીક.

અમારા ગયા વર્ષના પ્રવાસ પછી લોકો તરફથી અરજી બંધ થઇ ગઇ કારણ લોકો જાણી ગયા કે જે સંસ્થા પાસે એક પણ પાઇ વાપરવાની નથી તેની પાસે શું માગવું! કેટલીક ટીકા પણ થઇ હશે પણ લોકોએ જાણ્યું કે આવી સ્થિતિમાં ટીકા પણ શું કરવી! ૩૮ જણ તો ત્યાં ફાજલ પડી ગયા. મહાસભામાં આવનારનો તો દાવો છે સેવાનો. તેથી મને ૩૦–૩૫ વર્ષના સરકારી અમલદાર તરીકેનો ગામડાંઓનો અનુભવ હતો, એ ૨૫ વર્ષના વિચારને

અંતે હું જે નિર્ણય પર આવેલો તે નિર્ણય મેં જિ. બોર્ડ સમક્ષ મૂકયો. જો કાલે સ્વરાજ આપે ને બધા ખાતા પીતા થઇ જાય તો પણ આ જિ. બોર્ડ સારા રસ્તા નહિ બનાવી શકે. એ બધું કામ, તો ૪ લાખ રૂ. ની આવક વધે નહિ ત્યાં સુધી થઇ શકે નહિ. વૈદકીય રાહત પણ ન આપી શકાય આજે તો ૭૦ ગામે એક દવાખાનું છે ને ગામડે ગામડે મેલેરીઆ છે. જિ. બોર્ડ પાસે તંદુરસ્તી ખાતું જ નથી. કોઈ પણ સુધરેલા દેશમાં કોઈ મ્યુ. માં હેલ્થ ઓફિસર હોવાનો જ. જિ. બોર્ડ પાસે હેલ્થ ઓફિસર નથી. શીતળાના ૧૨ વેકસીનેટરો છે એ જ તેનું હેલ્થ ખાતું. જિ. બોર્ડે ૧ પૈસો કર વધાર્યો છે તો પણ એના આ કાર્યની બ્હાર એ જઈ શકે એમ નથી. આમાં જિ. બોર્ડ ને આપણી-પ્રજાની શી જવાબદારી છે તે વિચારવું જોઇએ. સુરત મ્યુ. માં ડામરના રસ્તા હશે, વિજળીના દીવા હશે-૫૦ લાખ રૂ.ની ડ્રેઇનેજની યોજના તૈયાર કરશે પણ તેમાં સરકાર એક પાઇ નહિ આપે. ગામના હિતનું કામ ગામના લોકોને જ માથે હોવું જોઇએ એ દરેક ગામના લોકોએ સમજી લેવું જોઇશે.

જિ. બોર્ડ પાસે પૈસા નથી ને સરકાર કંઈ કરી શકે એમ નથી છતાં સ્વરાજની રીતે આપણે રહેવું જોઇએ. જો ગામડાંની પ્રજા બરાબર છવે તો કલેકટર કે કોઇના પર આધાર રાખવો નહિ પડે. આપણો સૌનો એ ધર્મ છે. આજે આ પ્રવાસદ્વારા જિ. બોર્ડનો એક જ સંદેશ અમે પાઠવવા માગીએ છીએ. તે સદેશ એક જ છે કે ઉદ્યોગ કરો. આપણે ઉદ્યોગ નથી કરતા એમ નથી જુવારના ખેતરે જઈ આવ્યા પણ જાત મજુરી કોઈ કરતું નથી. મજુરી કરવામા નાનમ છે એવી માન્યતાના થર બાઝી ગયા છે. મહેનત વર્ષોથી છોડી દીધી હોય તો તે શરૂ કરી દેવી જોઇએ.

કોઇ માસ્તર ૧૫ રૂ. નો પગાર લઈ પેન્શન પર ઉતરે ત્યારે તેની પાસે ૫૦૦ કે કોઇ પાસે ૧૦૦૦ રૂ. હોય પણ કોઇ ખેડૂત મરવા પડે ત્યારે ૫-૬ હજાર દેવું મૂકતો જાય. હજાર બે એક હેમચંદ શેઠના કે બીજા કોઇના ને દહાડો પાણી કરવા માટે લાવવાના તે જુદા. આવી હાલત છે.

વધતા ઓછા પ્રમાણમાં દરેક ગામોએ કામ કર્યું છે. પણ તેનાથી સંતોષ માનવાનો નથી. એથી વિશેષ કાર્ય કરવાની જરૂર છે. મને તો કયારે સંતોષ થાવ કે જ્યારે ચોમાસામાં પણ જોડા પહેરીને વગડામાં જઇ શકીએ એવા રસ્તા હોય. એક દિશામાં ગામડાંઓ બહુ પાછળ છે. આજે આ ગામોમાં ૮૦ ટકા અભણ હશે. બ્હેનો પણ કંઈ જાણે નહિ કારીગરો પણ કઈ જાણે નહિ. સારૂં વાચનાલય જોઈએ.

આજે તો બ્રિટીશ સરકાર પાસે આપણે એક માગણી કરી છે કે Constituent-Assembly પ્રજાની ચૂંટાયલી સભા ઘડે તે પ્રમાણેનું બધારણ અમને મળવું જોઇએ કરોડો માણસ અભણ ને તેને મત આપવા એ શું? અને તેથી અંગ્રેજ કહે છે કે તમે કરોડ અભણ છો ને તેને મત દેવો? પણ તેથી મહાસભા ગભરાતી નથી. એની પાછળ મહા બળ રહેલું છે. જે દિવસે ગામડાના દુબળા, કારીગરો વિ. ને મત મળશે તે દિવસે ઉમેદવારોને તેની પાસે જવુંજ પડશે. સાચો ઉમેદવાર કંઈ તેમને દારૂતાડી પાઇને મત નહિ માગે.

# વિદ્યાર્થીઓ મારફત પ્રૌઢશિક્ષણ

વિદ્યાર્થીઓ એ, ખરેખર પ્રૌઢશિક્ષણના કામમાં ખડી ફોજ જેવા છે. ગૂજરાતમાં પ્રાથમિક શાળાઓના ચોથા ધોરણથી ઉપરના વિદ્યાર્થીઓની સંખ્યા એક લાખ ઉપરની છે. તેમાં માધ્યમિક શાળાઓ અને કોલેજો વગેરે બીજી શિક્ષણસંસ્થાઓના વિદ્યાર્થીઓ ઉમેરીએ તો તે સંખ્યા અઢી લાખેક જેટલી થવા જાય છે. ૧૫ વર્ષથી ઉપરની ઉંમરના અભણ પ્રૌઢોની સંખ્યા ૧૫,૬૪૦૦૦ ગણાય છે. એટલે કે જો વિદ્યાર્થીઓનું દળકટક નિરક્ષરતા ઉપર ઉતરી પડે, તો એક વિદ્યાર્થીને ભાગે ૭ અભણ પ્રૌઢો આવે દર વર્ષે એક વિદ્યાર્થી બે જ જણને ભણાવે તો પણ ત્રણ વર્ષમાં આખું કામ પાર પડી જાય. આવી સુંદર સુવ્યવસ્થિત અને ઉત્સાહી સેનાની સેવાનો લાભ ન ઉઠાવવો એ તો ખોટનો જ વેપાર છે.

પણ આ કામ ગમે તેટલું મહત્ત્વનું હોય, અને તેમાં વિદ્યાર્થીઓને ખેંચવાથી આપણું કામ સરે તેમ હોય, તો પણ શું એમાં વિદ્યાર્થીઓનું પોતાનું હિત છે? શું તેમ કરવાથી આપણે તેઓના અભ્યાસમાં વિક્ષેપ પાડતા નથી?

તેનો જવાબ તો અભ્યાસનો આપણે શો અર્થ કરીએ છીએ તેના ઉપર અવલંબે છે. ચાલુ કેળવણી ભણેલાને અભણ જનસમુદાયથી અળગો પાડી નાખે છે, એ હવે ચારે તરફ સ્વીકારાતું જાય છે. એ દોષનું નિવારણ કરવાનો સાચો ઉપાય એ જ છે કે, વિદ્યાર્થીઓને નાની ઉંમરથી લોકોની સેવાના પ્રસંગો ઉભા કરી આપવા જોઈએ. લોકસેવાને એક આવશ્યક વિષય તરીકે તેમના અભ્યાસક્રમમાં જ સ્થાન આપવું જોઈએ.

ગ્રામસફાઈ અને પ્રૌઢશિક્ષણ એ બે એવી લોકસેવાઓ છે, તેમાં વિદ્યાર્થીઓના હૃદયને કેળવવાની ઉત્તમમાં ઉત્તમ સામગ્રી હોવા સાથે નાનામાં નાના બાળકો સહેજે કરી શકે તેવાં તે કામો છે શાળાઓ પણ સહેલાઈથી એ કામોને પોતાના સમયપત્રકોમાં સમાવી શકે છે.

આ બે સેવાઓમાંની પ્રૌઢશિક્ષણની સેવા સંબંધમાં વળી એક પ્રશ્ન ઊઠશે છોકરાંને ભણાવતાં કેમ કરીને આવડે? તે તો શિક્ષણશાસ્ત્રનો વિષય ગણો. પ્રૌઢોને બે અક્ષર શીખવવા એમાં શાસ્ત્રની ખટપટમાં ઊતરીએ તો આપણે આ કામ કદી પાર પાડી શકીશું નહિ. આ કામ માટે વિદ્યાર્થીઓ ઘણા લાયક શિક્ષકો છે. કદાચ મોટાઓ કરતા પણ તેઓ વધારે લાયક શિક્ષકો છે ઘર ઘરના અનુભવો એ વાતની સાક્ષી પૂરશે. ઘરોમાં, શાળાઓમાં અને જ્ઞાનાલયોમાં, શું આપણે રોજ નાના છોકરાઓને અઘરા વિષયો સમજવામાં મદદ કરતાં મોટા છોકરાંઓને નથી જોતા? તેમના જેટલી ધીરજ કદી મોટી મોટી ઉંમરના શિક્ષકોમાં જોવામાં આવી છે? મદદ કરવાની તત્પરતા, ફરી ફરીને સમજાવવાનો ઉમંગ, આ બાળકો જેટલા મોટાઓમાં કદી જોવામાં આવ્યા છે? પોતાની નવી નવી વિદ્યા બીજાને શીખવવામાં વિદ્યાર્થીઓને રસ પડે તે જૂની થઈ ગયેલી વિદ્યા આપણા મોટાઓને કેમ પડી શકે? મોટી ઉંમરના વિદ્યાર્થીઓ કરતા નાના બાળકો બહુ ઉમંગથી પ્રૌઢશિક્ષણનું કામ કરતા જોવામાં આવે છે, અને શીખનારમાં પણ તેઓ પોતાનો ઉત્સાહ અને રસનો ચેપ દાખલ કરે છે.

વિદ્યાર્થીઓની સેવાનો ઉપયોગ બે પ્રકાર વડે આપણે કરી શકીએ છીએ એક તો શિક્ષકો કે બીજા કોઈ મહેરબાને રાતે વખતે પ્રૌઢના વર્ગો ચલાવતા હોય તેમાં તેઓ

વિદ્યાર્થી સ્વયસેવકોની ટોળીઓ પોતાની સાથે લઈ જઈ શકે એમને જો યોગ્ય ઉત્તેજન અને પ્રેરણા આપવામા આવે તો તેઓ ફરતા ગ્રામોફોનના વાજાઓ કે ફરતા જાદૂઈ ફાનસો બની વર્ગનું આકર્ષણ જરૂર વધારી મૂકે વર્ગોમા ભણાવવાના કામમા પણ તેઓ ઘણા જ ઉપયોગી થઈ શકે પૈસો શિક્ષક એકલો મથ્યા કરે તે કરતા આ સ્વયસેવકોની ટોળીને બબ્બે ચચ્ચાર શીખનારાઓ વહેચી આપે તો કામમા કેટલો રસ જામે?

બીજો પ્રકાર તે વિદ્યાર્થીઓની મદદથી ઘરઘરમા શાળાઓ માડી દેવી તે છે વિદ્યાર્થીઓના પોતાના ઘરોમા મા બાપ ભાઈ, ભોજાઈ કાકા, કાકી વગેરે કોઈ ને કોઈ અભણ જરૂર હશે જ ગામડાઓમા તો અભણ વિનાનું કોઈ ઘર ભાગ્યે જ ખાલી જશે

સુશિક્ષિત શહેરોમાં પણ વિદ્યાર્થીઓ સેના વિના રહેવુ પડશે એમ માનવાનુ નથી અમદાવાદની એક પ્રખ્યાત બળસસ્થામા હુ થોડા માસ પર ગયેલો ત્યા એ વાત મે સિદ્ધ કરી આપી હતી એ બાળકોના માતા પિતા, ભાઈ બ્હેન અભણ હોય એ તો ન જ બને પણ જ્યારે મે એ બાળકોને એમના ઘરની પાણી ભરનારી વાસણ માજનારી, પગીવાળો વગેરે નોકરવર્ગ ઘરના માણસો નહિ? એમ પૂછ્યુ ત્યારે તેઓએ કબૂલ કર્યું કે તેઓ તો અભણ છે જ એ સસ્થાનો એક નોકર પણ અભણ માલૂમ પડ્યો સસ્થાએ તેને અક્ષર શિક્ષણ આપવાનુ અને બાળકોએ પોતપોતાના ઘરનોકરોને ભણાવવાનુ ઉત્સાહથી કબૂલ કર્યું.

બાળકો પાસે એમના મોટેરાઓ ભણવા નહિ બેસે અને તેમને ક્ષુતકારી કહશે કે હસવામા કાઢી નાખશે એમ માની લેવુ યોગ્ય નથી એમ થાય તેવો પણ એક દિવસ હતો, પણ હવે ઝપટાબધ તે દિવસ બદલાતો જાય છે પ્રૌઢોને ભણવાની ગરજ પેદા થવા લાગી છે, અને દેશભરમા જામતા જતા વાયુમડળમાથી તેઓ વાચન શીખી લેવા તત્પર થતા ચલ્યા છે કેટલાક વર્ષો પહેલાના રાત્રિવર્ગો અને આજના વર્ગો કોઈ સરખાવી જુએ તે તો આ વાતની ખાત્રી થયા વિના રહેશે નહિ જ્યા બાળકોને પોતાના ઘરોમા ભણતરને દીવો પ્રગટાવવાની પ્રેરણા આપવામા આવી છે ત્યાનો અનુભવ તો એવો સાભળીએ છીએ કે મા બાપ અને બીજા મોટેરાઓ પોતાના બાળકો પાસે હરખે હરખે શીખે છે એટલુ જ નહિ પણ પોતાના એ પ્રેમપાત્ર નાનકડા ગુરુને માટે તેમના હૈયા વેત વેત ફૂલે છે

વિદ્યાર્થીઓને આ સેનામા જોડવાથી કેટલીક વસ્તુઓ સહેલાઈથી ઊકલી શકે છે, કે જે બીજી કોઈ રીતે ઉકેલી શકીએ તેમ નથી

મોટા ભાગની બહેનો, ગમે તેટલો આકર્ષક વર્ગ ચાલતો હશે તો પણ ઘરનો ઉંબરો છોડી ત્યા ભણવા નહિ જ જાય સ્ત્રી શિક્ષકાઓ વર્ગો ચલાવતી હોય તો કેટલીક બહેનો તેમાં હાજરી આપે પણ તેવા વર્ગો જૂજ જાજ જ રહેવાના ઘરના બાળકો જ ઘેર બેઠા તેમને ભણતર પહોચાડે તો બહેનોના પ્રૌઢશિક્ષણનો પ્રશ્ન સુદર રીતે ઊકલી જાય

બીજી પૂર્ણ સાધનસરજામવાળી રાત્રિશાળાઓ તમામ પ્રૌઢ પ્રજા માટે કાઢવાનુ ઠરાવીએ, તે માટે પગારદાર શિક્ષકો રોકવાનુ ઠરાવીએ તો ગૂજરાતના ૧૫ લાખ અભણ પ્રૌઢો માટે એક કરોડ રૂપિયા જોઈએ એટલો પૈસો આ દેશની પ્રજા કે સરકાર ૨૫ વર્ષે પણ કાઢી શકે એવી આશા નથી વળી આપણી પ્રાથમિક શાળાઓનુ કામ જો ઘણુ જ વેગથી વધવાનું ન હોય તો નિરક્ષરતાની ભરતી વર્ષોવર્ષ ચડતી જ જાય એક તરફથી ઉલેચતા

સંબંધ નથી, એને સંસ્કૃતમય ભાષા કે આમ વર્ગની ભાષા સાથે મ બધ નથી, એને સરળ કે ખડબચડી શૈલી સાથે પણ સબંધ નથી, સાહિત્ય જગતની મારામારીના એ પ્રશ્નો સાથે આ ગદવાડને કશો જ સબંધ નથી પરંતુ ભાષાનો આ ગદવાડ તો ગંધાતી, કીડાથી ખદબદતી મોરી જેવો ત્રાસજનક, અસહ્ય અને સમાજને માટે કલંકરૂપ છે, અને સૌ સરકારી લોકોને એનો અનુભવ છે

એ ગદવાડ કયો તે કહુ ? રસ્તે ચાલ્યા જતા બે માણસોને વાતો કરતા સાંભળો, દુકાનો પર વેચવા બેઠેલા કે લેવા ઉભેલા માણસને બોલતા સાભળો, ઠેક ઠેકાણે બે ચાર કે વધતા ઓછા માણસોની ટોળીઓને સાભળો કે તરત આ ગદવાડનો ખ્યાલ આવશે એ માટે કોઈ ચોક્કસ સ્થળ કે સમય શોધવાની જરૂર નથી. એ સાંભળવા માટે ધ્યાન આપવાની પણ જરૂર નથી પડતી–બે. ધ્યાન પણ કોઈ રસ્તેથી પસાર થતા હોઈએ, કે ટ્રેનમા અથવા મોટર બસમા કે ગાલ્લામા મુસાફરી કરતા હોઈએ ને દુર્ગંધ મારતા રસ્તાઓ ને ગટરો જેમ પોતાનુ અસ્તિત્વ બતાવી દે છે, તેમજ આ ભાષાનો ગદવાડ કાન પર અથડાઈ જાય છે, અને માણસોની આ મનિ તતા પર ઘૃણા છૂટે છે,

આ ગદવાડ એટલે અસભ્ય ગાળો, ગાળ માત્ર અસભ્ય હોય છે છતા કેટલીક ગાળો તો એવી હોય છે કે એ વાપરતા કરતા માણસ પોતાની જીભ કાપી નાખે તો સમાજ પર તેણે મોટો ઉપકાર કર્યો એમ કહેવાય ! વાક્યે વાક્યે અને શબ્દે શબ્દે એવી ગાળોનો છૂટથી ઉપયોગ કરીને જે અશ્લીલતાનુ પ્રદર્શન કરવામા આવે છે એને માણસો કેમ ચલાવી લે છે એ સમજવુ મુશ્કેલ છે ! ચોરી કરવી ગુન્હો ગણાય છે, કોઈને એકાદ થપ્પડ લગાવી દેવી એને પણ ગુન્હો ગણવામા આવે છે, પણ સુંદર કવિતા બોલતા હોય કે રામનામ જપતા હોય, શંકર કે વિષ્ણુ કે ખુદા કે અલ્લાહના પાક પવિત્ર નામોનો ઉપયોગ કરતા હોય એવી સરળતાથી ને એવી લ્હેજતથી બિભત્સ શબ્દો વાપરે એને ગુન્હો ગણવામા નથી આવતો એકાદ થાપડ ચોરવા માટે, કોઈની વાડીમાથી એકાદ દુધી કે શેર બશેર કારેલા ચોરવા માટે કોઈક ભૂખે મરતા ગરીબ માણસને દડની કે કેદની સજા કરવામા આવે છે, પણ પચ્ચીસ પચાસ બિભત્સ ગાળો બોલનાર માણસ સભ્ય મનાતા સમાજમા પણ નિર્ભય રીતે ફરી શકે છે. આ કેવુ નવાઈ જેવુ છે?

ખરી રીતે તો અથી ગાળો બોલનાર માણસ પોતાના એ ગદવાડનો આખા સમાજમા ફેલાવો કરે છે અને તેથી પ્લેગના જતુ જેવો એ આફતરૂપ-રોગચાળો ફેલાવનાર છે, અને તેથી જ એ સમાજનો મ્હોટો ગુન્હેગાર છે

આ ગંદી ગાળો અને બિભત્સ શબ્દો ચોક્કસ માણસો જ બોલે, ચોક્કસ સ્થળોએ જ બોલાય, કે અમુક ગુસ્સાના કે ઉશ્કેરાટના પ્રસગે જ એનો ઉપયોગ થાય એવુ કશુ હોતુ નથી એને માટે સ્થળ, કાળ સજોગો કશાનુ બધન નથી, એ ગદવાડ સર્વવ્યાપી છે અને જીવન ટકાવી રાખવા માટે ખોરાક, પાણી ને હવાની જેટલી જરૂર છે એટલી જ જરૂર આ ગદવાડની પણ હોય એમ કેટલાક લોકો માનતા હોય એમ લાગે છે !

એમ ન માનતા હોય તો આવી અધમતનુ પ્રદર્શન શી રીતે થાય ? જીભનો આવો દુરુપયોગ કેમ કરી શકે ? જે જીભ પ્રભુભજન કરવા માટે કુદરતની લીલાના ગુણગાન કરવા માટે, માણસ વચ્ચે સદ્ભાવ વધારવા માટે, માતા સરસ્વતીની ભક્તિ કરવા માટે અને જ્ઞાન પ્રચાર કરવા માટે છે, તે જીભનો ઉપયોગ આવો ગદવાડ ફેલાવવામા કરવો એ પાપ નહીં તો બીજુ શુ છે?

અને આવી ગાળો મોટી વયના પુરુષો જ બોલતા હોય છે, અથવા જેમને આપણે અભણ, અજ્ઞાન અથવા પછાત ગણાવીએ છીએ તેઓજ બોલતા હેય છે એવું નથી. વૃદ્ધ ને યુવાન, કિશોર ને બાળક, ભણેલા ને અભણ, ઉપલા વર્ગના ને નીચલા વર્ગના સૌની જીભ આવો ગદવાડ કરે છે અને ગદવાડ કરવામાં એમને કશી જ અસભ્યતા નથી લાગતી. શરમ અને સંકોચ, લાજ ને મર્યાદા વગેરે ગુણો પોતે જ એમનાથી ત્રાસીને દૂર નાસતા હોય એમ લાગે છે.

નાનાં નાના બાળકો, આઠ દશ વર્ષના કૂમળા બાળકો પણ આવી ગાળોનો ઉપયોગ કરે છે, લડવામા કે ગુસ્સામાં જ ફક્ત નહીં, પણ આનંદથી! બે ત્રણ બાળકો રમતા રમતા વાતો કરતા હોય તેમાંયે આવી ગાળોનો ને આ અશ્લિલતાના છૂટથી ઉપયોગ થાય છે, બીડીનાં ઠરાં ફૂંકતા જાય ને ગાળોની ગંધ ફેલાવતા જાય! બાળકોને આ શિક્ષણ કોણ આપે છે? બાળકો રામનામ પણ શીખી શકે છે, સુંદર, મધુરા શબ્દો પણ શીખી શકે છે અને આ ગદવાડ પણ શીખી શકે છે, એમને એ ગંદવાડ પેલા મોટી વયના ગુન્હેગારો શીખવે છે, અને બાળકોને એવો ગદવાડ કરતા જોઇને તેઓ એમાથી આનંદ મેળવે છે.

શી મનોદશા! કેવી અધમતા! રસ્તાઓની અને પાદરોની ગદવાડી દૂર થશે, પણ આ ભાષાની ગદકી કયા ઉપાયે દૂર થશે? એમાંથી મુક્ત થવાનો શું કોઇજ ઉપાય નથી એમ? માણસ જેવા માણુસો આવી મલિનતા કેમ સહી શકતા હશે?

સમાજના સ્વરૂપને બેડોળ બનાવતી અને કૂમળી પ્રજાના માનસને વિકૃત બનાવતી આ મહા ભયંકર આદતથી માણુસોને કેમ બચાવી શકાય એ પ્રશ્ન સૌ કોઇએ વિચારવા જેવો છે.

જ્યોત્સ્ના શુકલ

## સુરત જિલ્લા સ્કૂલબોર્ડની કાર્યવાહી

ગઇ તા ૨૮-૧૧-૩૯ને રોજ શ્રી કલ્યાણજી વિ. મહેતાના પ્રમુખપદે સૂરત જિ. સ્કૂલ-બોર્ડની સભા મળી હતી તેમાં થયેલા અગત્યના ઠરાવોનો સારાંશ આપવામા આવે છે:—(૧) પ્રાથમિક શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓની શારીરિક તપાસ માટે સરકારી ઠરાવ ઉપરથી એ વિષે યોજના ઘડી એક મહિનામાં રિપોર્ટ કરવા નીચેના સભ્યોની એક કમિટી નીમવામાં આવી. ડૉ. ઉત્તમલાલ મહેતા (ચેરમેન), શ્રી. લલ્લુભાઈ હરિભાઈ પટેલ, ડૉ. પરાગજી ડાહ્યાભાઈ, (૨) ઉંટડીના માસ્તર ગુલાબભાઈ પરાગજીને શાળાના સમય બાદ બ્રાંચ પોસ્ટ ઑફિસનું કામ કરવાની પરવાનગી આપવી. (૩) ખેરગામ (ચીખલી)ના માસ્તર મકનજી કુંવરજીએ 'રાનીપરજ સેવામંડળ'ના માનદ્ મંત્રી તરીકે કામ કરવાની માંગેલી પરવાનગી આપવી નહિ (૪) પારડી સ્કૂલના આસી. ભૂલાભાઈ લલ્લુભાઇને વલસાડ તા. શિક્ષક સોસાયટીના માનદ્ મંત્રી તરીકે કામ કરવાની પરવાનગી આપવી. (૫) વલસાડ બ્રાંચ નં. ૧ની શાળાના મકાનનું કંપાઉન્ડ વલસાડના સેવામંડળે વ્યાયામ પ્રવૃત્તિ માટે વાપરવા માંગ્યું છે એ બાબતમાં ત્યના સ્થાનિક સભ્યો શ્રી. મનુભાઈ દેસાઈ તથા ડૉ. પરાગજીને એ બાબતની તપાસ કરવાનું કામ સોંપવું. તેમના રિપોર્ટ પછી ઘટતાં પગલા લેવાની ચેરમેન સાહેબને સત્તા આપવી. (૬) કેવડીયા તથા વેગી (માંડવી) ગામે વિલેજ ઇમ્પ્રુવમેન્ટ તરફથી મળતી ગ્રાંટમાંથી શાળા ચાલે છે તે ગ્રાંટ બંધ થાય તે પછી એ બને ગામો વચ્ચે ખાતાની સવરે ક્લાસ ખોલવો. (૭) વાંઝણા (ચીખલી) તથા ગોડસંબા (માંડવી) રાનીપરજ વિદ્યાલયમાં ધોરણ ૫-૬ ને ૭ માં કાંતવા પીંજવા વિ ઉદ્યોગ દાખલ કરી તે માટે સરકારી પરવાનગી મંગાઈ હતી પણ ડી. પી. આઈ ની ના આવવાથી સદરહુ ઉદ્યોગ બોર્ડના ખર્ચે દાખલ કરવા

જિ. બોર્ડને ભલામણ કરવી (૮) તીઘરા (વલસાડ)ની લો. બોર્ડ શાળાનું મકાન જર્જરિત હોવાથી તે તોડી પાડી તેની જમીન રહેવા દઇ, બીજી સરકારી જમીન સ નં. ૨૬૩૫ માથી રેવન્યુ ફ્રી મેળવવા જિ. બોર્ડને ભલામણ કરવી (૯) અબાચ (પારડી)ની લો બોર્ડ શાળા અંગે રોકાયલી જમીન રેવન્યુ ફ્રી કરવા જિ. બોર્ડને ભલામણ કરવી. (૧૦) નિરક્ષરતા નિવારણની પ્રવૃત્તિ માટે છાપકામ વિ માટે રૂા. ૩૦૦ સ્કૂલબોર્ડે મંજુર કર્યા હતા પણ એ ખર્ચ પ્રાથમિક કેળવણી ફંડમાથી પાડી ન શકાય એમ ડી પી આઈ, ના જણાવ્યાથી એ ખર્ચ લો બોર્ડ ફંડમાથી મંજુર કરવા જિ. બોર્ડને વિનતિ કરવી (૧૧) પ્રાથમિક શાળાઓમાં હિન્દુસ્તાનીનું શિક્ષણ દાખલ કરવા અંગે આવેલા ડી. પી આઈ ના પત્ર ઉપરથી ઠરાવ્યું કે આ જિલ્લાની શાળાઓ માટે ૩૦૦ જેટલા શિક્ષકોની તેમજ ૪૦૦ થી ૭૦૦ સુધીની વસ્તિવાળાં ૭૩ ગામોમા લો બોર્ડ શાળા ખોલવાની જરૂર આ બોર્ડે માની છે તેથી એ બને જરૂરીઆતો પૂરી પાડી ન શકાય ત્યાં સુધી હિંદુસ્તાની શિક્ષણ અંગે કઇ પણ ખર્ચ કરવાને આ બોર્ડ અશક્ત છે (૧૨) રાંદેરમા મુસ્લીમોની વસ્તી વધારે હોવાથી ત્યાંની મ્યુ. ઉર્દુ કન્યાશાળા પોતાના ખર્ચે ચલાવતી હતી, અને ત્યાં બીજી કોઈ ઉર્દુ કન્યાશાળા ન હોવાથી એ કરબાની ખાસ જરૂરીઆત ધ્યાનમા લઈ એ ઉર્દુ કન્યાશાળાનો ખર્ચ સરકારી ગ્રાંટમાં મંજુર કરવા સરકારને વિનતિ કરવા જિ બોર્ડને ભલામણ કરવી (૧૩) સ્કૂલબોર્ડ ક્લાર્ક મી. ડી. ડી-નાયક અને મી એમ આર નાયકે ક્લાર્કની પરીક્ષા માટે ભરેલી ફી તેમને બોર્ડના ફંડમાથી આપવી (૧૪) કડોદ (બારડોલી)ના આસી મોતીરામ ગોવિંદરામને તા ૧૯-૧૦-૩૯ થી નિવૃત્તિના પેન્શન પર ઉતરવાની ચેરમેન સાહેબે આપેલી પરવાનગી બહાલ રાખવી (૧૫) ઓજલ (જલાલપુર)ના માસ્તર દયાળજી દુર્લભભાઈને તા. ૨-૨-૪૦ થી પેન્શન પર ઉતરવાની પરવાનગી આપવી (૧૬) સુલતાનપોર (જલાલપોર)ના ગામલોકોની 'મોહનભાઈ લાલભાઇ સ્મારક ફંડ' સ્વીકારવાની આવેલી માંગણી ને યોજના મંજુર કરવા જિ બોર્ડને ભલામણ કરવી (૧૭) નીચેની એપ્રુવ્ડ 'બી' શાળાઓ બધ થયેલી હોવાથી તેની મંજુરી પાછી ખેંચી લેવી—ચીવલ (પારડી), રોહીણા, (રાત્રિશાળા-પારડી), ખેરગામ (રાત્રિશાળા-ચીખલી), રાનકુવા (રાત્રિશાળા-ચીખલી), ગોડધા (રાત્રિશાળા-માંડવી), (૧૮) કરાડી (જલાલપુર)ના ભારત વિદ્યાલયને એપ્રુવ્ડ 'એ' સ્કૂલ તરીકે રજીસ્ટર કરવું અને એ ગામની લો બોર્ડ શાળામાં ઓછા વિદ્યાર્થી હોવાથી આવતી પરીક્ષા પછી તે બધ કરવી ને બીજી કોઈ શાળા વિનાના ગામે શાળા ખોલવી (૧૯) ટાંકલ (ચીખલી)ના મહેતાજીને ત્યાના સાર્વજનિક વાચનાલયના માનદ મંત્રી તરીકે કામ કરવાની મંજુરી આપવી ઉપરાત સાર્વ. વાચનાલયો, પુસ્તકાલયો, સહકારી મંડળીઓ, ગામ પંચાયતના મંત્રીઓ તરીકે તેમ જ બ્રાંચ પોસ્ટ માસ્તરો તરીકે કામ કરવાની શિક્ષકોને પરવાનગી આપવાની ચેરમેન સા ને સત્તા આપવી (૨૦) ઇચ્છાપોર (ચોર્યાસી)ના ગામલોકોને લો બોર્ડ નિશાળનું જુનુ મકાન લાયબ્રેરી તરીકે વાપરવાની પરવાનગી આપેલી પણ લોકો તરફથી ચોક્કસ યોજના રજુ થઇ ન હોવાથી તે રદ કરવા જિ. બોર્ડને ભલામણ કરવી (૨૧) વાલોડ કન્યાશાળાની વિદ્યાર્થીઓની મરજી પ્રમાણે તેમણે કાંતેલા સુતરનો વણાયલો પહેલો ખાદીનો તાકો મહાત્મા ગાંધીજીને ભેટ આપવાની તેમને પરવાનગી આપવી અને તે માટે વર્ધા કેળવણીના ખાસ અમલદારની મંજુરી મેળવવી (૨૨) સૂરત જિ. સ્કૂલબોર્ડના મહેતાને સભ્યો તરીકે ગણી "સૂરત સ્કૂલબોર્ડ જિ. સ્કાઉટ એસોસીએશન" સ્થાપવુ ને તેના મંત્રી તરીકે એ ઓ. ને નીમવા એમા રસ લેનાર સભ્યોને ઉમેરી શકાશે. (૨૩) કુંભારફળિયા (જલાલપોર)ના આસી રણછોડજી વલ્લભભાઇને તા ૨-૬-૪૧ થી નિવૃત્તિના પેન્શન પર ઉતરવાની પરવાનગી આપવી (૨૪) ઉગત (જલાલપોર) ગામની લો બો. શાળા તાબે અંગ્રેજી વર્ગ ખોલવા જિ બોર્ડને ભલામણ કરવી (૨૫) બરબોધન (ઓરપાડ)ની એંગ.

એ. અચ્છા મદ્રેસાને ચાલુ વર્ષ માટે એમુન્ડ 'બી' ક્લાસ સ્કૂલ તરીકે રજીસ્ટર કરવી (૨૬) મોટી દાંતી (વલસાડ) ગામની લો. બોર્ડ શાળાનું મકાન દરિયાના પાણીને લીધે જોખમમાં હોવાથી એ મકાન તોડીને નાની દાંતી ગામે લઈ જવું (૨૭) જિલ્લાની કન્યાશાળાઓમાં તા. ૧-૬-૩૯ થી સાતમું ધોરણ ખોલવામાં આવ્યું છે, તે અંગે ૩૦ કન્યાશાળાઓમાં માસિક રૂા. ૧૫ના પગારથી તા. ૧-૧૧-૩૯ થી નવી જગ્યાની મંજુરી આપવા જી. બોર્ડને ભલામણ કરવી (૨૮) વલસાડ બ્રાંચ નં. ૨ની શાળા માટે બીજું સારું હવા ઉજાસવાળું મકાન મેળવવાની તજવીજ કરવા સ્થાનિક સભ્યો ડૉ. પરાગજીભાઇ ને શ્રી. ડાહ્યાભાઈ નારણજીને વિનતિ કરવી (૨૯) નીચેની શાળાઓ માટે રમત ગમતની રેવન્યુ ફ્રી જમીન મેળવવા જી. બોર્ડને ભલામણ કરવી. ધરમપોર (માંડવી), તરસાડા (માંડવી), ભટલાઈ (ચોર્યાસી), ભેસાણ (ચોર્યાસી), અમલસાડી (માંડવી), સોનવાડા (પારડી).

# પ્રાસંગિક નોંધ

**કાંતવાનો ધર્મ** :—"ગયે કાંતવાનું દેવું, જો જો ભૂલમાં નહીં જાય" એ કવિશ્રી પ્રીતમલાલ મજમુદારના શબ્દોની ૧૯૩૯ની સાલમાં સુરત જીલ્લાની જનતાને ફરીથી યાદ આપવી પડે એ શોચનીય છે પરદેશી કાપડના પ્રચારથી આ દેશનું સત્યાનાશ ગયું છે અને દેશના કરોડો લોકોની રોજી ગઇ છે એ વાત જગતજાણીતી છે. આખી દુનિયાગાં બેનમુન એવું હાથ કંતામણ ને હાથવણાટનું કાપડ પેદા કરનાર આ દેશ પરદેશીના મોહમાં તણાઈને તારાજ થયો છે અને દેશમાં કરોડો લોકોને વસ્ત્ર અને અન્નના સાંસા પડવા લાગ્યા છે. ખાદી જેવી અન્નપૂર્ણાના ત્યાગનું આ પરિણામ છે. આપણા દેશના સ્વાતંત્ર્યની પ્રાપ્તિ માટે આજથી વીસ વર્ષ ઉપર જે કાર્યક્રમ મહાસભાએ ઘડ્યો તેમાં કંતામણને સ્થાન હતું અને આજે વીસ વર્ષ પછી પણ એનું એ સ્થાન કાયમ રહ્યું છે. દુઃખની વાત એ છે કે એ વર્ષોમાં આપણે રેંટિયા ને ખાદીની વાતો તો કરી છે પણ તેનો જોઇએ તે રીતે અમલ કર્યો નથી. જીલ્લામાં અનેક સ્થળે ગુંજારવ કરી રહેલા રેંટિયા પાછા માળ પર ચઢયા છે. લડત હોય ત્યારે જ એને યાદ કરવાનો છે એ ભૂલ છે. લડત કે શાંતિના કાળમાં એ રેંટિયો તો આપણે ચલાવવો જ રહ્યો છે. આપણે એમ નથી કર્યું તેથી આજે આપણે હજી સ્વરાજથી દૂર છીએ. 'સુતરને તાંતણે સ્વરાજ' એ મહાત્માજીની વાત ભલે કોઇ હસી કાઢે, પણ એ સો ટકા સાચી છે ને આજે પણ એનો અમલ હૃદય પૂર્વક થાય તો સ્વરાજની સિદ્ધિ સહેલ થઈ પડે એમ છે. આર્થિક સ્વાતંત્ર્ય એના મૂળમાં રહેલું છે અને આર્થિક રીતે આઝાદ થયેલ પ્રજા રાજકીય આઝાદી ઝટ મેળવી લે એમાં કંઈ નવાઇ નથી. ધમધમાટ કરતા મૂક કાર્યમાં વધારે શક્તિ છે. એ શક્તિ બ્હારથી ન દેખાય તેથી ભરમાવાની જરૂર નથી. રચનાત્મક કાર્યક્રમ વિના આ દેશનો આરો નથી. મહાત્માજીએ ને મહાસભાની કારોબારીએ ફરી કાંતણકામ ઉપર ભાર મૂક્યો છે તે પ્રસંગે આપણી ફરજ ઊભી થાય છે, એટલે આપણે આળસ ને ઉદાસીનતા છોડી રેંટિયા પાછળ મંડી પડીએ, એ આજનો આપણો ધર્મ છે. આપણા જીલ્લામાંથી પરદેશી કે મીલના કાપડનો વાપર અટકે એવી પરિસ્થિતિ ઉભી થય એટલી હદે કાંતણની પ્રવૃત્તિ સંગીન થવી જોઇએ. સુરત જીલ્લા બોર્ડે અને સ્કૂલબોર્ડે ગામ સુધારણા ને નિરક્ષરતા નિવારણના કાર્યની પહેલ કરી ઠીક ઠીક કાર્ય કરી સૌનું ધ્યાન ખેંચ્યું છે. તો એ બંને બોર્ડના સભ્યો દેશના આ અતિ મહત્વના ને પ્રાથમિક કાર્યને પણ એટલા જ ઉત્સાહથી ઉપાડી લેશે એટલી

આશા વધારે પડતી નજ ગણાય. તે સાથે દરેક ગામની પ્રાથમિક શાળાનાં શિક્ષક-શિક્ષિકાઓ-વિદ્યાર્થી ભાઇ બ્હેનો, તેમજ જિલ્લાના ભણેલા ને અભણ ભાઇ બ્હેનો સૌ કોઈ આ ધર્મનું યથાયોગ્ય પાલન કરે એવો અમારો આગ્રહ છે. દુર્લભજી દેસાઇ

**આવકારદાયક પ્રવૃત્તિ:**—ચોર્યાસી તાલુકાના દુધ ઉત્પન્ન કરનારાઓની પહેલી સભા તા. ૭મી ડિસેમ્બરે સૂરતમાં મળી હતી. એ સભામાં લગભગ ૨૦ ગામના ભાઇઓ હાજર હતા. તેમાં ગામવાર પ્રતિનિધિઓની ચૂંટણી કરી હતી. પ્રતિનિધિઓની સભામાં શ્રી. કનૈયાલાલ દેસાઇએ મંડળ કયા ધોરણે ચાલવું જોઇએ ને કયા મુદ્દા ખાસ ધ્યાનમાં રાખવા તે વિષે સમજુત આપી હતી. શ્રી લલ્લુભાઇ પટેલના પ્રમુખપદે એક કાર્યવાહક સમિતિ નીમાઈ છે. ઉપરાંત બારડોલી તાલુકાના ખેડૂતોની તા. ૧૧-૧૨-૩૯ ને રોજ બારડોલી પટેલ જીનમાં મળેલી સભાએ તાલુકાના ખેડૂતોનું ઘી સારા ભાવે અને વ્યવસ્થિત વેચાય તે માટે સહકારી ધોરણે એક મંડળી સ્થાપી છે. માજી મહેસુલી પ્રધાન શ્રી. મોરારજી દેસાઇએ તેમજ શ્રી. કનૈયાલાલ દેસાઈએ એ પ્રસંગે યોગ્ય દોરવણી આપી હતી. વર્ષો પછી પણ ચોર્યાસી ને બારડોલીના ખેડૂતો ઉંઘમાંથી ઉઠ્યા છે ને સહકારી ધોરણે પોતાના હિતનું કાર્ય આદર્યું છે તેને અમે આવકાર આપીએ છીએ. શહેરોમાં દુધ-ઘી તેમ જ બીજો માલ વેચવા જનાર ખેડૂતોની હડધૂત દશાનું વર્ણન કરવા જતાં પાનાં ભરાઇ જાય એમ છે. એકલા દુધ-ઘીનું જ નહિ પણ ખેડૂતોના બધા જ માલનું વેચાણ તથા ખરીદ પણ સહકારી ધોરણે થાય તો તેમને અનેકગણો ફાયદો થશે. બને તાલુકાના ખેડૂતો તેમના જ હિતની આ પ્રવૃત્તિને પોતાની ગણી આગળ ધપાવશે એવી અમે ઉમેદ રાખીએ છીએ.

**ગામસુધારણા સપ્તાહ**—ચોમાસુ પૂરું થયું છે ને હવે ખેડૂતોનું ખેતીનું કામ પણ હળવું થવા આવ્યું છે, એ સમયે ખેતીમાંથી એ બચતા સમયનો તેમણે સારામાં સારો ઉપયોગ કરવો જોઇએ. સૂરત જિ. લો. બોર્ડે ગયા વરસથી ગામસુધારણા સપ્તાહની એક મહત્વની યોજના રજુ કરી ગામજનતાને સ્વાશ્રયનો સદેશો પહોંચાડવા માંડયો છે ને પરિણામે રૂા. ૧ લાખ ને ૩૦ હજારનું પ્રજાએ જાતમહેનતથી કામ કર્યું છે, જો કે જિલ્લાની વસ્તીના પ્રમાણમાં એ કાર્ય સંતોષકારક તો નજ કહેવાય પણ આ એક નવીજ જાતનો અખતરો હતો ને તે પહેલ વહેલો હતો એ જોતા પ્રજાએ જે ઉત્સાહ બતાવી કાર્ય કર્યું છે તે માટે જરૂર તેમને ધન્યવાદ ઘટે છે!—હિન્દુસ્તાન જેવો વિશાળ દેશ મોટાં શહેરોથી નહિ પણ અનેક ગામડાંઓથી વસાયલો છે. એટલે એ દેશની ખરી ચડતી પડતી એ ગામડાંઓની ચડતી પડતી પર અવલંબે છે. અને ગામડાંઓના ઉત્કર્ષ માટે આજે તો આ દેશના બધા હિતચિંતકોનું ચિત્ત કેન્દ્રીત થયુ છે. મહાસભાથી માંડીને દેશની બીજી અનેક સંસ્થાઓનું લક્ષ હિંદુસ્તાનના ગામડાઓ તરફ દોરાયું છે એ સુભાગ્યની વાત છે. સામાન્ય રીતે લોકલ બોર્ડ જેવી સંસ્થાઓનું કાર્ય ગામડાઓને સાચી દિશામાં દોરીને તેમને સ્વાશ્રયી ને સુખી બનાવવાનું હોય છે. ગામ જનતાના સુખદુઃખની માહિતી એ સંસ્થાએ હમેશ નજર આગળ રાખવી જોઇએ. સૂરત જિ. લોકલ બોર્ડમાં મહાસભા પક્ષની બહુમતિ આવી ત્યારથી બધા સભ્યોનું ધ્યાન એ તરફ ખાસ દોરાયું છે ને વહીવટ હાથમાં લીધો કે તરત પ્રજાને બોર્ડની આર્થિક હાલતથી માહિતગાર કરવામાં આવી છે. અને એકલા લો. બોર્ડ કે કોઈ પણ સરકાર પ્રજાના હિતનું કોઈ કાર્ય પૈસાથી કરી શકે એમ નથી એ વસ્તુનું સચોટ ભાન કરાવવામાં

## ગ્રાહકોને

જેમના લવાજમના પૈસા બાકી હોય તેમને તે તાકીદે મોકલી આપવા વિનંતિ છે



વ્યવસ્થાપક
શ્રી ઠાકોરભાઈ મણિભાઈ દેસાઈ
ચિફ ઓફિસર
સૂરત જિલ્લા લો. બોર્ડ

મુદ્રક
ઇશ્વરલાલ ઇચ્છારામ દેસાઈ
લોકવાણી' મુદ્રણમંદિર
ચૌટાપુલ સૂરત

આ માસિક દર મહિનાની ૧૫ મી તારીખે પ્રગટ થશે
વાર્ષિક લવાજમ રૂા. ૧-૦-૦

સૂરત જિલ્લા

# સ્થાનિક સ્વરાજ્ય

[માસિક]

વર્ષ ૧ ] જાન્યુઆરી ૧૯૪૦ [ અંક ૬

## એક ટહેલ

સુણો રે ઓ ગામના વાસી !
મારો એક સવાલ છે.
ઘર નહિ માગું,
ગામ નહિ માગું;
માગીશ માત્ર
ખાવાનું, પીવાનું, પ્હેરવાનું
(નેપથ્યે: કોણ છો ?)
ટહેલિયો બ્રાહ્મણ,
બાપુ ! ટહેલિયો મ્હારાજ
ભરી દો.
ટહેલિયાની ઝોળી ભરી દો.
(નેપથ્યે: પરદેશી છો ?)
ના રે બાપ !
હું તો તમારા ગામનો જ.
ન માનો તો
પૂછો તમારા બાપુને.
ખોડિયાર માતાના ટોપરા
ને હનુમાન દાદાના પૈસા
એ ચોરવામાં હું ભેગો કે નહિ ?
નહિ તો પૂછો કોઈ હળપતિને.
તે ગોવાળિયા હતા ત્યારે
તે ભર્યે તળાવે તરવા પડતા,
એમાં હું હતો કે નહિ ?
(નેપથ્યે: હસવાનો અવાજ)

છોકરાઓ !
હું તે બહુરૂપી છું
કે બધા તાળી પાડો છો ?
તમારા બાપા ને બાપાના.
કોમવાળા અંગરખાં,
દીવડીવાળા જોડા,
ઘુંટણ લગીની પોતડી
પ્હેરતા કે નહિ ?
સુણો રે ઓ ફળિયાનાં લોક !
ત્રીશ ત્રીશ વરસે આવ્યો છું.
બહુ ગામે ફર્યો છું.
આ ગામ ને તે ગામ,
*સ્વદેશ ને પરદેશ,
પણ વતનનો મોહ
ન ગયો તે ન જ ગયો.
બાપુ ! ત્રીશ ત્રીશ વરસે
ફરી ટહેલ નાખું છું.
મારી ઝોળી ભરી દો.
ત્રીશ ત્રીશ વરસો ઉપર
પાઈ માગતો તો પૈસો મળતો,
પૈસો માગતો તો રૂપિયો મળતો.
પણ આજે
મારે પૈસા નથી જોઈતા.
ત્રીશ ત્રીશ વરસો પર
જે પહેર્યું હતું, એ દયું હતું,

ખાધું હતું ને પીધું હતું,
એ ભૂલ્યે ભુલાતું નથી.
એનો મારો સવાલ છે.
આપો બાપુ! આપો.
એ કર્ણદાનેસરીએ આપો!
ટાઢે મરું છું,
ભૂખે મરું છું,
તરસે મરું છું.
જેને જે મળે તે આપો.
મને વસ્ત્ર ખપે છે, અન્ન ખપે છે,
દહીં ખપે છે ને દૂધ ખપે છે.
પણ બધા તમારે ઘેરનાં હો કે?
પરદેશીની મારે બાધા છે.
વિલાયતીની મારે માનતા છે.
પણ આ તો કોઇ બોલતુ નથી.
ચાલ જીવ!
આ ફળિયું નહિ તો બીજુ.
(પડદા પાછળ આંટો ખાઇ આવી)
એ ભૂધરા!
ભૂધરા ભરવાડ!
મારો બ્રાહ્મણનો સવાલ છે,
નાનો સરખો ટહેલ છે.
એકજ ગુમાળો ને એકજ કાંચવો.
ટાઢે મરું છું ભાઈ!
દે, દે, એક ગુમાળો દે
પાંગરો ભલે ન આપનો,
કાંચવો ન હોય તો ના કહે,
પણ ગુમાળો તો આપ
(નેપથ્યે
કાંચવા ને કામળા કેવા!
એ તો ગયા મહારાજ.)
ક્યાં ગયા?
તમારો કાંડાનો કસબ તો કસબે કસબે ગવાતો.
(નેપથ્યે :
વિલાયતી ધાબળે ને ગંજીફરાકે
અમારાં કાંડાં કાપી નાખ્યાં)
હાય! હાય!

(પડદા પછાડી આંટો મારી આવી)
બાપરે! મોચીડા!
ઉઘાડ તારી હાટડી!
તારા જોડાનો મને અભરખો થયો છે.
કાંટા ને સોયા
ખીલા ને ખડક
જે પર ચાલે તે પર
તારા જોડામાં કાણું નહિ.
વસરામ મોચી!
તારાં પગરખાં
સાચે જ પગ-રખા હતાં.
આપ એમાંની એક જોડ;
જૂની ને જાણીતી,
ટીલડીવાળી ને ચાંચવાળી.
(નેપથ્યે :
એ વારા વહી ગયા મહારાજ.
વિસરામે ગયો ને તેના જોડાય ગયા.
હવે તો વિલાયતી મોજડી:
ચમચમતી ને તગતગતી,
કાળી તે કચાકડા જેવી.)
ના, બાપુ! ના.
હું રહ્યો ઘરડી ઘોડી.
મને લાલ લગામ ના શોભે.
(પડદા પાછળ આંટો મારી આવી)
એ ગાગા તેલી! ગાંગા તેલી!
એ તેલિયા રાજા!
એ રાજા ભોજના જોડિયા!
જાગ! જાગ!
તારી ઘાણીએ ટહેલિયો મહારાજ
ટહેલ નાખે છે.
(જવાબ મળતો નથી.)
બાપુ! ગભરા ના.
હું તેલથી ન્હાવાનો નથી.
મારે તો એક વાટકી બસ છે.
કેટલે વરસે!
તારી ઘાણીનું તેલ માગું છું.
ઘરનાં ઝાડવાં,

તેની કરી ઘાણી;
ને ઘરની તલ્લી
તેનું પીલ્યું તેલ.
એ ઘરના તેલનો
દાળમાં સ્વાદ રહી ગયો છે.
દે, રાજ્જા ! દે.
(નેપથ્યે: એ ઘરનાં તેલ તો
ગયાં જ્યાં મારા બાપદાદા ગયા ત્યાં.
જંતર -- ઘાણીનું તેલ જોઈએ !
લો. આખો ડબ્બો લો. )
એ તે કંઇ તેલ છે ?
ખોરૂં ને કટાણું,
વાસી ને ભેળવાળું.
(પડદા પાછળ જઈ આવી.)
દીવો આપો માઈ!
કોઇ અંબા ગાતો દીવો આપો.
આપો, આપો, માઈ આપો,
વહુઓ આપો, બેટીઓ આપો,
ગાઓ આપો, માસીઓ આપો.
વાઢી નથી માંગતો, કૂડો નથી માંગતો
માગુ છું કેવળ એક એક પળી.
ઘરની ગાય ને ઘરનું ઘી
બીજું મારે ના ખપે.
માઈ ! તમારે ઘેર
ત્રીસ ત્રીસ વરસો પર
ઘમ્મર વલોણા ગૂંજતાં
તાંસળી તાસળી માખણ ઊતરતાં
દહીં ને દૂધની ગંગા વ્હેતી,
રેલમછેલ થતી.
( નેપથ્યે :
એ રેલછેલ આડી પાળ બંધાઈ છે )
કોણે બાંધી ?
તમારાં છોકરાંનાં મ્હોડામાંથી
ઘી દૂધ કોણે છીનવી લીધાં ?
( નેપથ્યે : દૂધની ડેરીએ
ને મલાઈ ખાવાના મુંચાએ.)
(પડદા પાછળ આરો ગારી આવી)

તેલ ના મળ્યું, ઘી ના મળ્યું.
એક વાટકો આરો ગાળે તોય બસ છે.
ઓ ગંગા ડોસી, રામી વહુ,
સાંભળો છો કે ?
એક મૂઠી આટાની મારી ટહેલ છે.
મોટે મળસ્કે દળણાં દળાય ને
ઘંટીઓ ઘમ્મર ઘમ્મર ઘૂમે.
ઘંટી પાસે ઘોડિયાં હોય,
ને તેમાં પોઢ્યાં હોય તગારાં કુખનાં રતન
તમે દળતાં જાવ ને ઘોડિયું હિંચકતાં જાવ
લોટ દળાતો જાય ને હાલરડાં ગવાતાં જાય
એ લોટમાં અમી હોય છે અમી
એ અમીવાળો આરો આપજો બ્હેન !
મારી ટહેલ ટોપલીની નથી ટોપવાની નથી
છે કેવળ કાચલી આટાની.
મોટી વહુ ભરડે ને નાની વહુ છડે,
સાસુ બાઈ ઉપણે ને નણદી સ્હોવે;
જેવી તેમની મગઈ તેવી ચોખામાં મીઠાઈ;
જેવા એમના હૈયા ચોકખાં તેવાં છે એ
ચોખા ચોકખા.
એ ચોખા આપજો બ્હેન !
પાવભર આટા ઔર પાવભર દાલ,
દુપેરકો ખીચડી ઔર સાંજકો રોટી.
ખાખરા ને દુવા દઈશ.
આપો બાઈ આપો.
( દળવા ખાંડવાની મીલની સીસોટી વાગે છે
અરે ! આ બલા અહીં પણ છે કે ?
હાય ! હાય !
એ તો ઘંટ અને ઘટી
બધાને ભરખી ગઈ હશે.
( પડદા પાછળ આરો ગારી આવી. )
ઓ હીરા શેઠ !
તમારી હાટડીએ મારી ટહેલ છે.
ભૂખો છું બાપુ દિવસ ભગનો.
આપશો ?
ખજૂર ને ટોપરાં.
મણ એ મણ નથી માગતો બાપુ !

છૂટા પડતી વખતે પોતાનું તે વ્રત તાજું કરી ગયા છે.

પ્રશ્ન ૪—વેડછીના નિવાસને પરિણામે બીડી અને ચહાનાં વ્યસનો હોય તો છૂટ્યાં?

જવાબો—બીડી સંબંધમાં :—

૧૮ ભાઈઓને વ્યસન મૂળથી ન હતું.

૩૦ ભાઈઓને હતું, પણ હવે છોડયું છે.

૨ ભાઈઓ વ્યસન જીતી શકયા નથી.

ચહા સંબંધમાં :—

૨૨ જણને પ્રથમથી ટેવ ન હતી.

૨૮ જણને ટેવ હતી, પણ હવે છોડી છે.

આ જવાબો ઉપરથી વર્તનના ગુણ ગણવાનું જાણી જોઈને છોડી દીધું છે. આ બધી બાબતો પવિત્ર છે, નાજુક છે. માણસની આત્મશુદ્ધિને લગતી છે. એક જણે બીજાની પરીક્ષા લેવાના આ વિષયો નથી, પણ તે આત્મપરીક્ષાના વિષયો છે.

શિક્ષકોના જવાબોને પ્રતિજ્ઞા ગણી કાઢી તેમને બાંધી લેવાની અમારી ઈચ્છા નથી તેઓએ શ્રદ્ધાભાવે અને પ્રામાણિકપણે જવાબો આપ્યા છે એટલું અમારે માટે બસ છે..

### ૩. સત્રને અંતે લીધેલી ઉદ્યોગની પરીક્ષા પરથી ૧૭૫ ગુણ

આ ગુણ જુદા જુદા ઉદ્યોગોમાં નીચે પ્રમાણે ફાળવવામાં આવ્યા છે :—

| | | |
|---|---|---|
| તકલી — સવળા હાથે ગુણ | | ૩૦ |
| ,, — અવળા હાથે ગુણ | | ૩૦ |
| ,, — સમાનતા | ,, | ૨૦ |
| ,, — કસ | ,, | ૨૦ |

પરીક્ષા માટે તકલી પર અવળા તથા સવળા હાથે ૧ કલાકની હરીફાઈ રાખવામાં આવી હતી. પીંજણની પરીક્ષામાં ૨ આપવામાં આવ્યું હતું.

પરીક્ષામાં તકલીનું પરિણામ નીચે પ્રમાણે આવ્યું હતું:—

| | ઉત્તમ | મધ્યમ | કનિષ્ઠ |
|---|---|---|---|
| કલાક | ૧ | ૧ | ૧ |
| તાર સવળા હાથે | ૩૧૯ | ૧૯૦ | ૧૫૨ |
| ,, અવળા હાથે | ૨૫૭ | ૧૮૨ | ૧૩૦ |

### ૪. લેખિત પરીક્ષા પરથી ગુણ ૩૦૦

લેખિત પરીક્ષામાં ત્રણ પ્રશ્નપત્રો આપવામાં આવ્યા હતા. જેમાં નીચેના વિષયોનો સમાવેશ થતો હતો:—

| | | |
|---|---|---|
| ખાદી વિદ્યા | ૮૦ | ગુણ |
| શિક્ષણ શાસ્ત્ર | ૭૦ | ,, |
| હિન્દુસ્તાની | ૩૦ | ,, |
| સામાન્ય જ્ઞાન | ૧૨૦ | ,, |
| | ૩૦૦ | ,, |

ઉમેદવારો સામાન્ય જ્ઞાન વાંચન, રાષ્ટ્ર ઉત્થાનના વિષયોની માહિતી અને સામાન્ય અનુભવ વગેરે બાબતોમાં અતિ કાચા માલુમ પડયા ભાષા ઉપરનો કાબુ ઘણો જ કંગાલ જોવામાં આવ્યો. વર્ગની ટુંક મુદતમાં તેમાં મોટો સુધારો કરવાની આશા ન રાખી શકાય.

અમે જે કંઈ આપવાનો પ્રયત્ન કર્યો તે ઘણી માહિતી આપવાનો ન હતો પરંતુ શિક્ષકોમાં અભ્યાસી વૃત્તિ, જિજ્ઞાસા પેદા કરવાનો હતો. હવે ...ી તેઓ વર્તમાનપત્રો, શિક્ષણ વિષયક પુસ્તકો વધારે ...થી વાચશે, વિચારશે એવી અમને ખાત્રી છે.

તેમને વર્ધા યોજના વિષે કામચલાઉ સમજ ને અનુભવ આપી શકાયો, તેમજ હિન્દુસ્તાનીનું ...મ પુસ્તક ભણાવી શકાયું એટલી મ તોષની વાત છે.

સામાન્ય જ્ઞાનનો વધારો કરવામાં અમને કેટલાક માનવંતા વ્યાખ્યાતાઓએ ઘણી કિંમતી મદદ કરી હતી, તેની નોંધ આભાર સાથે અહીં લેવામાં આવે છે.

| વ્યાખ્યાતા | દિવસ | વિષય |
|---|---|---|
| ૧. શ્રી. કનૈયાલાલ ના દેસાઇ (પ્રમુખ, સૂરત જિ. સમિતિ) | ૧ | પ્રારંભિક ઉદ્બોધન |
| ૨. શ્રી. દેરાયરી (વર્ધા કેન્દ્ર, કતારગામ) | ૧ | વર્ધા યોજના |
| ૩. શ્રી સન્મુખલાલ શાહ (ગુજરાત ચરખાસંઘ) | ૨ | ખાદી |
| ૪. શ્રી. છોટુભાઈ ગો દેસાઈ (સરભણ આશ્રમ) | ૧ | હળપતિ પ્રશ્ન |
| ૫. ઉત્તમચંદ દી. શાહ. (બારડોલી આશ્રમ) | ૧ | મહાદેશનો પ્રવાસ |
| ૬. શ્રી. ચુનીભાઈ સાં. મહેતા (વેડછી આશ્રમ) | ૩ | રાનીપરજમાં રેંટિયો |
| ૭ શ્રી દિલખુશ ણ દિવાનજી (ગાંધી કુટીર, કરાડી) | ૭ | ખાદીશાસ્ત્ર |
| ૮. શ્રી. કલ્યાણજી વિ. મહેતા (પ્રમુખ. સૂરત જિ. સ્કૂલબોર્ડ | ૨ | શિક્ષક ધર્મ |
| ૯. શ્રી. દુર્લભજી પ. દેસાઇ (પ્રમુખ સૂરત જિ. લોકલ બોર્ડ) | ૧ | શિક્ષક ધર્મ |
| ૧૦. શ્રી. છગનલાલ આ. પટેલ (બિહાર, ચરખાસંઘ) | ૧ | બિહારમાં ખાદી પ્રવૃત્તિ |
| ૧૧. શ્રી સોમભાઇ કી પટેલ (સુણાવ) | ૩ | ખાતરોની માહિતી, મોન્ટેસોરી પદ્ધતિ બાળવાર્તા અને કવિતા વર્ગ સંચાલન. |
| ૧૨. શ્રી. શિવાભાઇ પટેલ (ભરૂચ ફાર્મ) | ૧ | ખેતીની સુધારણા |
| ૧૩. શ્રી. શિવાભાઇ ગો. પટેલ (વલ્લભ વિદ્યાલય, બોચાસણ) | ૨ | બ્રાહ્મચર્યજીવન, બોચાસણ વિદ્યાલય |
| ૧૪. શ્રી. હરરાય અ. દેસાઇ (માઇ. શાળા નિરીક્ષક) | ૨ | વાર્તા કહેવાની કળા, પ્રાથમિક શિક્ષણ, રમતો |
| ૧૫. શ્રી રતીલાલ ત્રિવેદી (સહકારીખા. આસી રજીસ્ટ્રાર) | ૧ | સહકારી પ્રવૃત્તિ |
| ૧૬. શ્રી ગુણવંતરાય ભટ્ટ (હિ સ્કા. એ.ના ઓર્ગેનાઇઝીંગ કમીશ્નર) | ૧૦ | સ્કાઉટીંગ |
| ૧૭. શ્રી. નરહરિભાઇ દ્વા. પરીખ. (હરિજન આશ્રમ સાબરમતી) | ૧ | વર્ધા યોજનાનો પાયો |
| ૧૮. શ્રી. મણિલાલ પટેલ (સુરત ફાર્મ) | ૧ | ખેતીવાડી ખાતાની પ્રવૃત્તિ |
| ૧૯. શ્રી. સ્વામી આનંદ (ગાંધી આશ્રમ, થાણા) | ૨ | ગાંધી જયંતિ |
| ૨૦. શ્રી. નરોત્તમભાઇ ડા. પટેલ (પાટીદાર આશ્રમ, સુરત) | ૧ | ભાવ માનસ. |
| ૨૧. શ્રી. બબલભાઇ મહેતા (વર્ધા કેન્દ્ર, થામણા) | ૧ | ગ્રામસેવા |
| ૨૨. શ્રી. પરાગજી પં. દેસાઇ (ઉપપ્રમુખ, સુરત, જિ. સો. બો.) | ૧ | વર્ગની પૂર્ણાહુતિનું પ્રવચન |

# વેડછી આશ્રમ અધ્યાપન વર્ગ

## સત્રાંત પરીક્ષાના પરિણામની વિગત

| ક્રમ | નામ | સત્રમાં કરેલા ઉદ્યોગના ૧૦૦માંથી | સામાન્ય વર્તન ૧૦૦માંથી | ઉદ્યોગ પરીક્ષા ૧૫૦માંથી | લિખિત પરીક્ષા ૩૦૦માંથી | કુલ ગુણ ૬૫૦માંથી | વર્ગ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | રતનજીભાઈ નાનાભાઈ પટેલ | ૧૦૦ | ૯૫ | ૧૫૧ | ૧૪૬ | ૪૯૨ | ૧લો |
| ૨ | ગોવિંદભાઈ નાનાભાઈ પટેલ | ૯૬ | ૯૩ | ૧૩૧ | ૧૬૧ | ૪૮૧ | ,, |
| ૩ | ગોવિંદભાઈ મકનજી | ૯૯ | ૮૩ | ૧૨૮ | ૧૪૩ | ૪૫૩ | ,, |
| ૪ | ગોકળભાઈ ન. ભક્ત | ૮૨ | ૭૮ | ૧૧૫ | ૧૬૮ | ૪૪૩ | ૨જો |
| ૫ | દેવજીભાઈ ડાહ્યાભાઈ પટેલ | ૮૪ | ૮૯ | ૧૧૧ | ૧૫૭ | ૪૪૧ | ,, |
| ૬ | માનસિંહ મ. ઠાકોર | ૭૬ | ૭૮ | ૧૧૭ | ૧૫૮ | ૪૨૯ | ,, |
| ૭ | જગનભાઈ આરાભાઈ દેસાઈ | ૮૫ | ૮૦ | ૧૧૯ | ૧૩૧ | ૪૧૫ | ,, |
| ૮ | ભાણાભાઈ ગંગાભાઈ | ૭૯ | ૮૮ | ૧૧૮ | ૧૨૮ | ૪૧૩ | ,, |
| ૯ | જગનલાલ છબીલદાસ પારેખ | ૫૨ | ૯૫ | ૮૯ | ૧૭૩ | ૪૦૯ | ,, |
| ૧૦ | ગણીભાઈ નાગરજી દેસાઈ | ૭૫ | ૮૧ | ૧૦૩ | ૧૫૦ | ૪૦૯ | ,, |
| ૧૧ | બળવંતસિંહ ર. પરમાર | ૭૦ | ૭૧ | ૮૭ | ૧૫૨ | ૪૦૩ | ,, |
| ૧૨ | ગોરધનભાઈ ના. પટેલ | ૭૨ | ૭૭ | ૧૧૧ | ૧૪૩ | ૪૦૩ | ,, |
| ૧૩ | દોલતરાય ભૂલાભાઈ દેસાઈ | ૬૯ | ૮૫ | ૧૦૩ | ૧૪૦ | ૩૯૭ | ,, |
| ૧૪ | મૂળજીભાઈ છનાભાઈ પટેલ | ૭૭ | ૮૪ | ૧૦૦ | ૧૩૫ | ૩૯૬ | ૨જો |
| ૧૫ | વમનજી દુર્લભભાઈ | ૮૬ | ૮૨ | ૧૦૪ | ૧૨૧ | ૩૯૩ | ,, |
| ૧૬ | ખુશીઆભાઈ પીરીઆભાઈ | ૭૮ | ૮૫ | ૯૮ | ૧૩૧ | ૩૯૨ | ,, |
| ૧૭ | સન્મુખરામ મ. અધ્વર્યુ | ૫૬ | ૮૪ | ૭૧ | ૧૮૦ | ૩૯૧ | ,, |
| ૧૮ | પ્રભુભાઈ રણછોડજી પટેલ | ૭૭ | ૮૬ | ૯૫ | ૧૩૨ | ૩૯૦ | ,, |
| ૧૯ | સુરજીભાઈ હરિભાઈ પટેલ | ૮૩ | ૮૭ | ૧૦૯ | ૧૦૪ | ૩૮૩ | ,, |
| ૨૦ | રણછોડજી ગોવિંદજી | ૭૬ | ૮૪ | ૧૦૮ | ૧૧૪ | ૩૮૨ | ,, |
| ૨૧ | છીતુભાઈ મહેશ્વરભાઈ | ૭૧ | ૮૧ | ૧૦૮ | ૧૨૦ | ૩૮૦ | ,, |
| ૨૨ | ધીરસિંહ નારસિંહ | ૭૮ | ૭૬ | ૧૦૧ | ૧૨૫ | ૩૮૦ | ,, |
| ૨૩ | ડાહ્યાભાઈ નાથુભાઈ નાયક | ૭૫ | ૭૩ | ૧૦૩ | ૧૨૫ | ૩૭૬ | ,, |
| ૨૪ | ભીખાભાઈ રવજીભાઈ પટેલ | ૮૯ | ૮૨ | ૧૦૦ | ૧૦૪ | ૩૭૫ | ,, |
| ૨૫ | પ્રભુભાઈ છનાભાઈ પટેલ | ૭૪ | ૭૮ | ૧૦૬ | ૧૧૬ | ૩૭૪ | ,, |
| ૨૬ | મોહનલાલ ભીખાભાઈ દેસાઈ | ૬૫ | ૮૧ | ૯૬ | ૧૨૧ | ૩૬૩ | ,, |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૭ પ્રભુભાઇ જગજીવન પટેલ | ૮૨ | ૮૩ | ૧૦૪ | ૯૪ | ૩૬૩ | ૨જો | ૩૯ કેસુરભાઇ જગાભાઇ | ૭૦ | ૮૪ | ૮૯ | ૯૪ | ૩૩૭ | ૩જો |
| ૨૮ ઠાકોરભાઇ મોરારજી મહેતા | ૭૧ | ૬૬ | ૯૮ | ૧૨૭ | ૩૬૨ | ,, | ૪૦ નાગરજી નારણજી નાયક | ૨૯ | ૪૭ | ૧૦૩ | ૧૫૮ | ૩૩૭ | ,, |
| ૨૯ પરશોતમ મો. પટેલ | ૬૦ | ૭૧ | ૧૧૩ | ૧૧૭ | ૩૬૧ | ,, | ૪૧ બાપુભાઇ હરિભાઇ દેસાઇ | ૫૫ | ૭૯ | ૮૪ | ૧૧૬ | ૩૩૪ | ,, |
| ૩૦ દયાળજી મોહનભાઇ નાયક | ૫૮ | ૫૭ | ૧૦૨ | ૧૪૪ | ૩૬૧ | ,, | ૪૨ દિગંતલાલ ભીખાભાઇ રાવળ | ૪૭ | ૬૦ | ૧૦૨ | ૧૧૮ | ૩૨૭ | ,, |
| ૩૧ બુધાભાઇ દે. પટેલ | ૭૬ | ૭૮ | ૧૦૭ | ૯૯ | ૩૬૦ | ,, | ૪૩ મહમદબેગ યસીનબેગ | ૪૯ | ૭૪ | ૮૦ | ૧૨૩ | ૩૨૬ | ,, |
| ૩૨ ખંડુભાઇ નાગરજી દેસાઇ | ૭૪ | ૮૪ | ૯૪ | ૧૦૭ | ૩૫૯ | ,, | ૪૪ ચંદુભાઇ સુરભાઇ પરમાર | ૪૩ | ૬૦ | ૮૮ | ૧૩૪ | ૩૨૫ | ,, |
| ૩૩ મંછાભાઇ ઉકાભાઇ પટેલ | ૬૮ | ૮૦ | ૯૬ | ૧૧૫ | ૩૫૯ | ,, | ૪૫ માધવભાઇ બહેચરભાઇ | ૪૧ | ૬૮ | ૧૦૬ | ૧૧૦ | ૩૨૫ | ,, |
| ૩૪ ભૂલાભાઇ સોમાભાઇ ,, | ૭૯ | ૭૪ | ૧૧૧ | ૯૨ | ૩૫૬ | ,, | ૪૬ લલ્લુભાઇ ગુલાબભાઇ | ૭૪ | ૭૯ | ૮૮ | ૬૪ | ૩૦૫ | ,, |
| ૩૫ રતિલાલ મણીભાઇ નાયક | ૭૨ | ૮૬ | ૮૬ | ૧૧૧ | ૩૫૫ | ,, | ૪૭ લલ્લુભાઇ ચામડીઆ | ૭૦ | ૭૧ | ૮૭ | ૬૮ | ૨૯૬ | ,, |
| ૩૬ રણછોડજી નાથુભાઇ પટેલ | ૪૩ | ૫૫ | ૯૦ | ૧૬૨ | ૩૫૦ | ,, | ૪૮ સુખાભાઇ છીતાભાઇ | ૫૮ | ૬૨ | ૭૮ | ૮૬ | ૨૮૪ | ,, |
| ૩૭ રણછોડજી પ્રેમાભાઇ ,, | ૮૨ | ૮૪ | ૯૬ | ૮૭ | ૩૪૯ | ,, | ૪૯ રસુલખા ઉમરખાં | ૪૯ | ૭૧ | ૮૧ | ૭૯ | ૨૮૦ | ,, |
| ૩૮ ભીખુભાઇ જમનજી દેસાઇ | ૫૪ | ૮૭ | ૧૦૭ | ૯૯ | ૩૪૭ | ,, | ૫૦ રતનજી પરસોતમ | ૪૫ | ૫૩ | ૯૭ | ૮૨ | ૨૭૭ | ,, |

સત્ર દરમ્યાન શિક્ષકોને ૧૦ દિવસની સ્કાઉટ માસ્તર તરીકેની તાલીમ મળી છે તેની ખાસ નોંધ લેવી ઘટે છે.

**તાલીમ પામેલા શિક્ષકો પાસે શું શું આશા રાખી શકાય ?**

આ અધ્યાપન વર્ગમાં તાલીમ લઈ ગએલા ભાઈઓ આપણા ગામડાંઓની શાળાઓ સુધારવાના બોર્ડના કાર્યક્રમમાં અનેક રીતે ઉપયોગી થઈ શકે તેમ છે. તે સંબંધમાં પ્રસંગોપાત અમે તેઓને સૂચનાઓ આપવાનું રાખ્યું હતું. તેઓ મારફત શાળાઓમાં નીચેની સુધારણાઓ સારી રીતે દાખલ કરી શકાય.

૧. શાળાઓમાં શૌચ, પેશાબ અને બીજી બાબતોમાં ઉત્તમ વ્યવસ્થા કરી સફાઈનું ધોરણ ઘણું ઉચ્ચ બનાવી શકાય. કારણ તેમને સફાઈના કામમાં ઠીક રસ પેદા થયો છે.

૨. વર્ધા યોજનાથી ચાલતી શાળાઓમાં તેમને મદદનીશો તરીકે મૂકવામાં આવે તો ત્યાંનું તકલી, પીંજણ આદિ ઉદ્યોગોનું શિક્ષણ ઘણું મજબુત બનાવી શકાય. તેઓને તકલી કાંતણ સારૂં આવડવા ઉપરાંત તેનો વર્ગ ચલાવવાને લગતી માહિતી ઠીક પ્રમાણમાં મળી છે.

૩. સામાન્ય શાળાઓમાં તેઓ પાસે બાહ્ય પ્રવૃત્તિઓ તરીકે કાંતણ અને પ્રૌઢશિક્ષણનાં કામો સફળતા સાથે લઈ શકાય.

૪. રમત ગમતો, કવાયત તથા સ્કાઉટીંગમાં તેઓ રસ રેડી શકશે.

જુગતરામ દવે

# ‘સ્વરાજ માટે કાંતો’

થોડા દિવસ પહેલાં કેટલાક છોકરાઓ અને બાળાઓ મારી પાસે આવ્યાં અને તેમણે મારા હસ્તાક્ષર માગ્યા. હસ્તાક્ષર ઉપરાંત કંઈ સંદેશ પણ લખી આપવાની તેમણે મારી પાસે માગણી કરી. એ બધાંને મેં સંદેશ લખી આપ્યો કે ‘સ્વરાજ માટે કાંતો.’ કારણ કે અત્યારે મારા મગજ પર કાંતણ અને સ્વરાજ સિવાય બીજી કોઈ વસ્તુ નથી. મેં તો ધાર્યું હતું કે મારા મુલાકાતીઓ કંઈક મારા ગજાના સૂત્રસંદેશોને બદલે તેમને કંઈક પ્રેરણા કરવાનો અને તે પણ કાંતણ જેવી શુષ્ક અને નીરસ વસ્તુ કરીને સૂતર પેદા કરવાનો સંદેશ મને લખી આપતો જોઈને ગભરાશે. પણ મેં પૂછી જોયું તો તેઓ કહે ‘અમે કાંતીશું’. શ્રી સીતારામ શાસ્ત્રી મને કહે છે કે લોકો રેંટિયા વગેરેની માગણી કરી રહ્યા છે. બીજા એક મિત્ર જેઓ જેલપંખી છે તેઓ મને કહે છે કે મારે કાંતણકાર્યને માટે, ખાદીને સર્વવ્યાપક બનાવવાને સારુ ચોક્કસપણે એક વરસ જુદું કાઢવું. પણ મુંબઈના એક એડવોકેટનો લખેલો નીચેનો કાગળ ઉપરના બધા સૂરોથી જુદો સૂર કાઢે છે

‘જો તમે મને હસી ન કાઢો તો હું વગર સંકોચે કહું કે એ કાર્યક્રમ સર્વવ્યાપક કાંતણનો છે’ આ શબ્દોમાં સંયુક્ત પ્રાંતના કોંગ્રેસવાદીઓ આગળ તમે વાત મૂકી જેમનામાં તમારા કહેવા મુજબ એવા કોંગ્રેસવાદીઓ પણ હતા ‘જેમણે રેંટિયાની અને અહિંસાની હાંસી ઉડાવી હતી.’ પણ ‘એમનામાં એ બેઉ વસ્તુઓ વિષે સદ્‌ભાવ જન્મેલો જોઈ’ આપ ‘આશ્ચર્યમાં ગરકાવ’ થઈ ગયા! આ સ્થિતિ આપને મૂંઝવણભરી લાગી

‘સંયુક્ત પ્રાંતના કોંગ્રેસવાદીઓની વતી બોલવાનો દાવો કર્યા વગર હું આપને કહી દઉં કે શા સારુ ઘણાખરા કોંગ્રેસવાદીઓ આપના ‘જો લાખોકરોડો પ્રજા સ્વરાજને અર્થે અને અહિંસાની ભાવનાથી કાંતે તો કદાચ સવિનય ભંગની જરૂર પણ ન રહે’ એવા કથનોનો સક્રિય વિરોધ કરતા નથી. આવાં આવાં આપનાં કથનો અને વિચાર, વાણી અને વર્તનથી અહિંસાપાલન વિષેનો આપનો આગ્રહ, જેનું પાલન તેઓ અશક્ય સમજે છે, અને જેને આપ પોતે પણ કબૂલ કરી ચૂક્યા છો તે પ્રમાણે પહોંચી શક્યા નથી, એ બધાંનો તેમના તરફથી વિરોધ થતો નથી એનું કારણ કેવળ એટલું જ છે કે આપ કોંગ્રેસના સામર્થ્યના પ્રતીકરૂપ બની ગયા છો, અને આમ પ્રજાની આગળ ‘ગાંધી’ અને ‘કોંગ્રેસ’ બેઉ શબ્દ એક જ અર્થ સૂચવનારા થઈ બેઠા છે તેથી કોંગ્રેસવાળાઓ આઝાદીની લડતની આજની ભજને આવડું શક્તિશાળી હથિયાર ગુમાવી બેસવા તૈયાર નથી. કોંગ્રેસમાંથી ગાંધીને બાદ કરવામાં આવે તો આજની કોંગ્રેસનું અડધું બળ પણ ન રહે. નાનામોટા તમામ કોંગ્રેસવાળા આ વાત સમજે છે, અને તે જ કારણથી તેઓ આપને રાજીખુશીથી કોંગ્રેસમાંથી ખસવા ન દે પછી ભલે તમે કહો છો તેમ તેને સારુ તેમને ‘આસ્થા વગરનું આજ્ઞાપાલન’ કરવા સુધીની કિંમત તેને ચૂકવવી પડે. આ તો થયું પ્રાથમિક કારણ. એ ઉપરાંત કોંગ્રેસ તંત્રમાં પાછો ‘એક કોઠામાં બત્રીસ કોઠા, તેમાં રમે નાનામોટા’ વાળો ઘાટ છે, ‘જમણા’ છે, ‘ડાબા’ છે, બીજા પણ ભાતભાતના ને જાતજાતના અભિપ્રાયોવાળા ને વિચારસરણીઓવાળા પડયા છે ‘જમણા’ ‘ડાબેરી’થી અને તેમના સમાજવાદી સિદ્ધાંતોથી

થયરે છે પ્રજા આગળ આપના નામની મોહ ી કેવડી છે એની તેમને ખબર છે તેથી જનતા જોડે સપર્ક સાધવાના 'ડાગા' ઓના પ્રયત્નો સામે તેઓ આબાદ રીતે આપના નામને વગવે છે. આમ માવ સામાન્ય ઘડતરના માણસો–દાખના તરીકે મિલમ નિકો–પોતાના અગત હિતો સામે જર્ઈને ખાદીને ટેકો આપતા જેનાનો અજબ દેખાવ નજરે પડે છે! આમ કેમ? એક જાણીતા અર્થશાસ્ત્રી જેમના પર આપ ી મીઠી નજર છે તેમણે મને કહેલુ કે આપ મૂડીવાળાઓની છેલ્લી આશા છો તેઓ બરાબર જાણે છે કે ખાદી આમવર્ગને પોષાય એટલી સસ્તી કદી થવાની નથી અને તેથી પોતાના હિત કદી જોખમાવાના નથી. એથી ઊલટુ ખાદી અને 'અહિંસા' પર દંભની ભક્તિ વરસાવ્યેથી આપના 'વાલીપણા'ના સિદ્ધાંતની ખાસી ઓથ કામદારો જોડેના વહેવારમા તેમને મળી શકે, અને અમદાવાદી નમૂનાનો નહિ એવા સામાન્ય ઢબના મજૂર મહાજનો ચલાવવાનુ અશક્ય કરી મેલી શકાય મૂડીવાળા જમીનદારો અ ે રાજાઓ પણ (બધા નહિ) 'અહિંસા' અને 'સત્ય' વગેરે શબ્દોની તેમને ફાવતુ આવતુ હોય છે ત્યા સુધી છૂટથી ફેંકાફેંક કરે છે બાકી રહ્યા 'ડાગા' તેઓ પણ આપનું નામ વગવવામા 'જમણા' ઓથી ઓછા ઊતરે એમ નથી. તેમને પણ જનસપર્ક સાધવામા આપનુ નામ જોઈએ તેથી જ તો તેઓ ચારઆની સભ્યામા કોંગ્રેસમા પેસી રહ્યા છે અહિંસાને ફાવતી વાત તરીકે સ્વીકારીને આપને રીઝવી લેવામાં તેમને વાંધો નથી બલ્કે તેમનુ કહેવુ છે કે અહિંસા એમને ગળે ઊતરી છે એટલે સુધી તેઓ કહે તોયે તેમા વાંધો નહિ. કોઈ કોંગ્રેસવાદી એવાયે હશે જેઓ આપના સિદ્ધાંતમા સાચેસાચ માનતા હશે એ વાતની હુ ના નથી પાડતો પણ મોટા ભાગના કોંગ્રેસવાદીઓ તો એવા જ છે કે જેમને પોતપોતાના સ્વાર્થ સાધવાના હોય છે.

કોંગ્રેસવાદીઓને હુ આપ ા કરતા વધુ ઓળખુ છુ એમ કહેવાનુ સાહસ તો ન કરું. પણ આપની પેઠે હુયે આપ ી 'મૂઝવણભરી સ્થિતિ'થી 'આશ્ચર્યમાં ગરકાવ' થઈ જાઉ છુ સિવાય કે આપ કહો છો તેમ સેગાવમા પુરઈને બેસી જવા'થી આપનો 'જનતા જોડે કશો સીધો સપર્ક રહ્યો નથી' એમ માનુ વહાલા ગાંધીજી, હુ આપને ખાતરી આપુ છુ કે જો આપ સામાન્ય કોંગ્રેસવાદી–બલ્કે સામાન્ય કરતા ચડિયાતી કોટિના પણ–માનવીઓ (અને કોંગ્રેસવાદીઓ પણ સામાન્ય કોટિના જ માનવીઓ છે) ને રોજ વહેવારોમા પ્રેરનારા પ્રાથમિક હેતુઓને નિગાહમા લો તો આપની બધી 'મૂઝવણ' બડી આબાદ ી ઝાકળ સહસ્રરશ્મિ સૂર્યના તપ આગળ ઉડી જાય તેમ તત્કાળ મટી જાય."

લેખકની દલીલ સચોટ છે એ વાતની મારાથી ના પાડી શકાય એમ નથી પણ મારી આખી જિંદગી સાથીઓના શબ્દને, તેમની અપ્રમાણિકતા ખુલ્લી ન જણાઈ આવે ત્યા સુધી, બારોબાર સાચા ગણીને હુ ચાલતો આવ્યો છુ મારા એવા વિશ્વાસથી મે કદી ગુમાવ્યું નથી ઊલટુ એવા દાખલા મને યાદ છે જેમા આરભે અધકચરા લોકો અતે ખરી ધગશવાળા નીવડયા જ્યા મોટી સખ્યાઓમા અનેક સ્ત્રીપુરુષો જોડે કામ લેવાનુ છે ત્યા અવિશ્વાસથી જ આરભ કરવો એ ખોટી નીતિ છે

જે મિલમાલિકો રેંટિયા પ્રચાર માટે પણ મને પૈસા આપે છે તેઓ મને ખુલ્લા દિલે સભળાવે છે કે તેમને એની હરીફાઈનો ડર નથી જે કઈ હેતુ તેમના મનમા છે તે કદી

અમુક પ્રદેશમા ખાદી કેટને અશે સાર્વત્રિક થઈ એ શોધી કાઢવુ તો સાવ સહેલ છે તેથી એકના ખાદી કામ માટે એક ખાસ અનાવટો મુ તી કાર્યક્રમ ઘડવની પેના મિત્રની સૂચનાને મે પૂર્ણપણે સ્વીકારી નથી હુ તો પરિણામ તપાસીનેજ એકદમ પ્રયત્નનુ માપ કાઢના માગુ છુ મે તો ગણિતને હિસાબે દઇને પુરવાર કરી આપ્યુ છે કે વસ્ત્રસ્વાવલબન ની રીતે કાતીને ગરીબમા ગરીબ દેહાતી પણ ખાદી પહેરી શકે છે કતણ અને તેની પૂર્વક્રિયાઓમા ઓછામા ઓછી મૂડીએ અને પ્રમાણે અમખ્ય દેહાતીઓના ગજવામા આટલી કમાણી મૂકી દેવાની શક્તિ બીજા કોઇ પણ ગ્રામઉદ્યોગમા નથી

કોંગ્રેસવાદીઓ જાણી લે કે હિંદભરમા ખાદીકામ સફળ થયાની નક્કર સાબિતી મને ન મળે ત્યસુધી બીજી મુશ્કેલીઓ બધી દૂર થઈ જાય તોપણ સવિનય ભગની લડત ઉપાડવાને સારૂ જોઇનો આત્મવિશ્વાસ મારા પોતાને વિષે અગર તો તેમને વિષે મને આવવાનો નથી કોંગ્રેસવાદીઓના વિશાળ સમુદાયને પક્ષે આકરા અવિરત અને બુદ્ધિપૂર્વકના પ્રયાસ થયા વગર આમ થવુ શક્ય નથી તેથીજ હુ કહુ છુ કે 'સ્વરાજ માટે કાતો'

('હરિજન'માથી) મહાત્મા ગાંધીજી



# ગામના નાના નોકરોની ફરજો

[ગામડામા વસતા વેઠિયા વરતનિયા વિ નાના નોકરોને તેમને પોતાને શુ શુ ફરજો બજાવવાની છે તેની પૂરેપૂરી ખબર હોતી નથી વર્ષોથી એ નાના નોકરો, પટેલ, તલાટીઓ ને બીજા અમલદારો તરફથી હડધૂત થતા આવ્યાના અનેક પ્રસગો ઉભા થયા છે ઘણે ઠેકાણે જોવામા આવે છે કે પોલીસ પટેલો વેઠિયાઓ વિ પાસે સરકારી કામ સિવાય પોતાના ખાનગી કામો-ખેતી-ઢોર ચરાવવાનુ ગાણી હકાવવાનું-કરાવે છે આ વિષે સરકારને વારવાર અરજીઓ કરવામા આવે છે કે તેમની ફરજો સ્પષ્ટ રીતે ઠરાવવી કે જેથી તેમને કઈ ફરજો બજાવવાની છે તે તેઓ બરાબર સમજી શકે અને સરકારી અમલદારોના ખાનગી કામ તેમને કરવી પડે નહિ તેથી મુબઈ સરકારે નાના ગામ નોકરોની ફરજ જણાવતુ નીચેનુ પત્રક પ્રસિદ્ધ કર્યું છે તે જાહેર જનતાની જાણ માટે અત્રે રજુ કરવામા આવે છે તત્રી]

### મહાર, ઢેડા, વેઠિયા, ભગી અને માહવીઓની ફરજો.

(૧) સરકારી ભરણા પેગ-તિજોરીમા પહોચતા કરવા (૨) સરકારના લેણા નાણા ભરવા માટે ગામનોકરો ચોરા પર બેસાડવા (૩) ગામના દફતરો તલુકા કચેરીએ લઇ જવા તથા ત્યાથી પાછા લાવવા (૪) ગામમા જે સરકારી નાણા અને ઓફિસના દફતરો હોય તે પર તથા સરકારના લેણા નાણા વસુલ કરવા સારૂ જપ્ત કરેલી મિલકત પર દેખરેખ રાખવી (૫) સરકારી ટપાલ ઓફિસે તથા ત્યાથી લઇ જવી અને સરકારી અમલદારો મુસાફરીએ નીકળ્યા હોય ત્યારે, જ્યાં ટપાલ મોકલવાની સગવડ ન હોય ત્યા, તેમની સરકારી ટપાલ લઇ જવી (૬) પગી તથા હદનિશાનીના પહાણી વખતે ગામના અમલદારો તથા મુસાફરીએ નીકળેલા અમલદારોની સાથે જવું અને અમલદારો તેમજ બીજા મુસાફરોને રસ્તા

બતાવવા (૭) ગામના અમલદારોને જન્મ અને મરણની ખબર પહોંચાડવી (૮) જપ્ત કરેલી જંગમ મિલકત ગામના ચોરા પર લઇ જવી (૯) જે શખસોપર નોટિસ વગેરે બજાવવાના હોય તેમને બોલાવી લાવવા તથા મેજીસ્ટ્રેટ, પોલિસ વગેરેએ કહાડેલા સમનની બજાવણી કરવામા પોલિસ પટેલને મદદ કરવી (૧૦) સરકારી કામ માટે, સાંકળો અને ક્રોસ-સ્ટાફ, પ્લેઇન ટેબલ અને માપણી કરવા માટેના બીજા સાધનો ખેતરે લઇ જવા (૧૧) જ્યા જ્યા જાગનિયાઓ નીમવામા આવ્યા ન હોય ત્યા ત્યા રાતના રોન ફરવા જવા, પોલિસ પટેલ અથવા પોલિસની સાથે જવુ. (૧૨) ગામમા દાંડી પીટીને સરકારી હુકમો જાહેર કરવા (૧૩) જરૂર પડે ત્યારે ડબામા પુરેલા ઢોર હરરાજી માટે કચેરીએ લઇ જવા (૧૪) શીતળા ટાંકવા માટે બાળકોને એકઠા કરવામા શીતળા કહાડનાર (વેક્સીનેટર)ને મદદ કરવી (૧૫) ગામમા મળી આવતા બિન વારસી મડદાઓને ઠેકાણે પાડવામા મદદ કરવી તથા જ્યારે જ્યારે પોલિસ ફરમાવે ત્યારે મડદાઓને મરણોત્તર તપાસ માટે લઇ જવામા પોલિસને મદદ કરવી (૧૬) અકસ્માત મરણ થાય, આગ લાગે અગર રોગચાળો તથા જનાવરોનો રોગ ફાટી નીકળે તેવે પ્રસંગે પોલિસ પટેલને મદદ કરવી (૧૭) ગુન્હા કરનારી જાતો અને ગુન્હેગારોની હિલચાલની ખબર આપવી તથા ગુન્હાની તપાસ કરવામા અને તે તે થતા અટકાવવાની બાબતમા પોલિસને મદદ કરવી (૧૮) પોલિસ પટેલના હવાલામાના કેદીઓ પર પહેરો રાખવો (૧૯) ગામમા મુકામી (કેમ્પ) ઓફિસો તૈયાર કરવી

## રામોશી અથવા રાવણિયા તથા વરતણિયાની ફરજો.

(૧) જમીન મહેસુલ વસુલ કરવામા આવે તે વખતે ચોરાપર હાજર રહેવુ (૨) તાલુકાના સદર સ્ટેશને ભરણા લઇ જનારા મહાર અથવા ઢેડાઓની સાથે જવુ (૩) સરકારી કામ માટે ગામમા ડયુટીપર હોય તેવા અમલદારોને મદદ કરવી (૪) સરકારના લહેણા વસુલ કરવામા જપ્ત થયેલી મિલકત પર દેખરેખ રાખવી (૫) (જમીન મહેસુલ) વસુલ કરવામા આવે તે વખતે જરૂર પડે ત્યારે લોકોને બોલાવી લાવવા (૬) રાતે રોન ફરવી અને પોલિસને રાતની ડયુટી વખતે રોન ફરવામા, ગુન્હેગારોની ધરપકડ કરવામા ગુન્હા શોધી કહાડવામા તથા અકસ્માત થયેલ મરણની બાબતમા ઇન્કવેસ્ટ વખતે મદદ કરવી (૭) ચોરી તથા બીજા ગુન્હાઓ થતા અટકાવવામા મદદ કરવી. (૮) ગુન્હા કરનારી જાતો અને નામચીન ગુન્હેગારોની હિલચાલની તથા ગુન્હાઓ અને અકસ્માત વગેરેને લગતી ખબર પોલિસ પટેલને આપવી (૯) ગામના અમલદારોના દફતરો ઉંચકી તેમની સાથે ફરવુ (૧૦) જમીન મહેસુલ વસુલ કરતી વખતે ગામના અમલદારોને મદદ કરવી (૧૧) પાકની પહાણી વખતે ગામના અમલદારોની સાથે જવુ (૧૨) પોલિસ પટેલના હવાલામાના

### જાગલિયાઓની ફરજો.

( ૧ ) રાતે ચોકી કરવી, ગામમા આવ્યા ગયા લોકો વિષે ખબર રાખવી, ગામમાં અજાણ્યા શખસો આવે તે વિષે ધ્યાન રાખવુ અને શક પડતા સઘળા શખસો વિષે પોલિસ પટેલને ખબર આપવી ( ૨ ) ચોરોના પગલા કહાડવા ( ૩ ) ગુન્હાની તપાસ કરવામાં પોલિસને મદદ કરવી. ( ૪ ) ગામમાથી તાલુકે મોકલવામા આવતા ભરણા લઇ જનારાની સાથે જવુ ( ૫ ) પાકની તથા હદનિશાનની પહાણી વખતે ગામના અમલદારોની સાથે જવું.

### તાળવાડીઓ અને કોળીઓની ફરજો.

( ૧ ) ચોરો વાળી લીંપીને સાફ રાખવો તથા તેમા દિવાબત્તી કરવા. ( ૨ ) પાક તથા હદનિશાનની પહાણીને લગતા કામમા ગામના અમલદારોને મદદ કરવી ( ૩ ) સરકારી અમલદારોનો મુકામ ગામપર થાય ત્યારે એવા અમલદારોના સરકારી કામની દૃષ્ટિએ જરૂરી હોય તેવો બદોબસ્ત કરવો.

### સનંદી અથવા વાલિકર, તલવાર, કોળકર તથા ઉગરણીઓની ફરજો.

( ૧ ) સરકારી મહેસુલ વસુલ કરવામા ગામના અમલદારોને મદદ કરવી ( ૨ ) મેજિસ્ટ્રેટ અથવા પોલિસે મોકલેલા સમન વિગેરે બજાવવામા પોલિસ પટેલને મદદ કરવી. ( ૩ ) ગામમા, ગામના દફતર, તથા સરકારી નાણા, અથવા "મુદ્દામાલ" પર ચોકી રાખવાની જરૂર પડે ત્યારે તેમના પર ચોકી રાખવી ( ૪ ) તાલુકા કે મહાલની પેટા-તિજોરીમા ખજાનો અથવા ભરણા લઇ જવામા આવે ત્યારે તેની સાથે જવું ( ૫ ) જ્યા ટપાલ લઇ જવા લાવવાની બીજી સગવડો ન હોય ત્યા ગામના અને મુસાફરીએ નીકળેલા અમલદારોને એક ગામથી બીજે ગામ જવાનો રસ્તો, સ્પષ્ટ દિશા સુઝી આવે તેટલે દૂર સુધી તેમની સાથે ચાલતા જઇને, બતાવવો ( ૯ ) જન્મ અને મરણની ખબર પોલિસ પટેલને પહોચાડવી. ( ૧૦ ) સરકારી કામને માટે, જરૂર પડે ત્યારે, ગામલોકોને ગામના ચોરાપર બોલાવવા. ( ૧૧ ) ખેતરની પહાણી માટે નીકળેલા ગામના અમલદારો અથવા તેવાજ બીજા કોઇપણ અમલદારોની સાથે જવુ. ( ૧૨ ) શીતળા ટાકવા માટે બાળકોને એકઠા કરવામાં શીતળા કહાડનારને મદદ કરવી ( ૧૩ ) ગામના દફતરો ગામથી તાલુકે અને ત્યાથી ગામપર લઇ જવા. ( ૧૪ ) ગામની તપાસ માટે મુસાફરીએ નીકળેલા ગામના અમલદારોને તેમની સરકારી ફરજો બજાવવામા મદદ કરવી (૧૫) ગામના ચોરા સાફ રાખવા (૧૬) ગામમા કેમ્પ ઓફિસો તૈયાર કરવી.

### ચમારોની ફરજો.

( ૧ ) ગામના ચોરા સાફ રાખવા.

"આ દેશમાં મુખ્ય સવાલ એ છે કે એ (ખેડૂત) આખી પ્રજાને વરસનો ચોથો ભાગ કશું જ કામ હોતું નથી તેને કામ કેવી રીતે આપવું. મહામારી, કંગાલીઅત અને ભુખમરાને અટકાવવાં હોય તો એને માટે ખાદી અને બીજા ગ્રામઉદ્યોગો સિવાય બીજો ઇલાજ નથી."

ગાંધીજી

માહોમાહે ગાળાગાળી અને સાધારણ મારામારી કરે અને તેમાંથી એક જણ પટેલ પાસે ફરિયાદ કરે એટલે પટેલ બીજાને બોલાવી મગાવે અને લાલચુ પટેલ હોય તો સંજોગ પ્રમાણે બન્ને પાસેથી કઢાવાય એટલી રકમ કઢાવી લઇ બન્નેને રજા આપે છે. સજ્જન પટેલ આવા કેસમાં બન્નેને સમજાવી પોતપોતાને ઘેર મોકલે છે. ગામમાં કોઈ કુમારિકા અગર વિધવાને હરામ હમેલ રહ્યા એવી ખરી કે ખોટી નનામી અરજી આવે તેમા પુષ્કળ પૈસાની બરબાદી થાય છે. આબરૂ જવાના ખોટા ભયથી અગર સ્ત્રી વર્ગને કોર્ટમાં અથડાવુ પડશે એવા ખ્યાલથી આવા કામોમા લોકો પુષ્કળ પૈસા લાચ તરીકે આપે છે. કોઈ પણ રેવન્યુ અગર ફોજદારી તપાસમા મામલતદાર અગર ફોજદાર તરફથી સમન્સ મળે એટલેજ પૈસાની આપ લે થયનુ મહારા અનુભવમા આવ્યુ છે લાચ લેવાના એટલા બધા અને અવનવા કિસ્માઓ હોય છે કે તેનુ પુરૂ વર્ણન કરવામાં આવે તો આ લેખ ઘણો લાંબો થઇ જાય. મુખ્ય વાત વિચારવાની એ છે કે આ બદીમાથી પ્રજા શી રીતે મુક્ત થઇ શકે. આ બદીની જવાબદારી બે પક્ષે રહેલી છે. અને તેને માટે બન્નો પક્ષો જવાબદાર છે. આ બદીને માટે એક વહિવટી તંત્ર જેટલુ જવાબદાર છે તેટલી જ જવાબદારી લોકોની પણ છે. આ રૂશ્વત લેનારાઓ કંઈ પરદેશથી આવ્યા હોતા નથી. એ ભાઇઓ આપણા સમાજના જ અંગો છે. અને તે મોટે ભાગે ઉચ્ચવર્ણના અને કેટલાએક વિદ્યાપીઠની ઉચી ડીગ્રી ધરાવનારા પણ હોય છે. સમાજની યોગ્યતા પ્રમાણેની જ તે સમાજની સરકાર પણ હોય છે. આ સૂત્ર ખરૂ લાગે છે. જે સમાજનું નીતિનું ધોરણ ઉચુ હોય છે તે સમાજમાંથી આવતા નોકરો પણ ઉચી નીતિ વાળાજ હશે. એ આપણે સ્વીકારી લેવુ પડશે. હાલની આપણી સમાજ રચના શોષણના ધોરણ ઉપર થએલી હોવાથી લાચ જેવા ભયંકર ગુન્હા માટે આપણી સમાજને તિરસ્કાર રહ્યો નથી

એનાથી ઉંદુ ઘણાને આપણે કૃત્યમા ગૌરવ લેતા જોઇએ છીએ. લાચ લઈ પૈસાદાર થએલા માણસનું સમાજમા સારૂ સ્થાન અને પ્રતિષ્ઠા જોવામા આવે છે અને તેથી જ રેલ્વે જેવા આ જાતની વધુ બદીવાળા ખાતાઓમા નોકરીઓને માટે પડાપડી થતી જોવામા આવે છે. એવુ પણ સાંભળવામા આવ્યુ છે કે એ નોકરીઓ મેળવવા મોટી રકમો પણ ખર્ચવામાં આવે છે. જે ગુન્હો કરવાથી સમાજમા પ્રતિષ્ઠા ઓછી થતી ન હોય તે ગુન્હો ઓછો કરવાનું કામ કેટલુ મુશ્કેલ છે તે સહેજે સમજાય એવી બાબત છે લાચના કૃત્યમાં ચોરી અને છેતરવાના બન્ને ગુન્હાઓ સમાયલા હોય છે. લાચ લેનાર તેના માલીકને બીનવફાદાર થઇ તેનો દ્રોહ કરે છે અને હરામખોરીથી ગરીબ અને અજ્ઞાન માણસ પાસે પૈસા પડાવી લે છે. એટલા પ્રમાણમા તે ચોરી કરે છે વધુમાં ખરૂ ખોટુ સમજાવી લાચ આપનાર અજ્ઞાન માણસને તે છેતરે છે. કોઈ પણ સારો માણસ ચોરી કરનારને પાસે ઉભો રાખે નહિ અને એવા માણસનુ સમાજમા કાંઈપણ સ્થાન પણ હોતુ નથી, પણ લાચ લેનાર ધોળે દહાડે ચોરી કરનાર હોવા છતા તેની પ્રતિષ્ઠાને હાની થતી નથી એ ખરેખર દુ:ખદ છે. વધારે કમનસીબીની વાત તો એ છે કે વિદ્યાપીઠમાથી ઉચી ડીગ્રી પ્રાપ્ત કરેલા માણસોને પણ જ્યારે લાચ લેતા જોઇએ છીએ ત્યારે જે કેળવણી આવી વિદ્યાપીઠોમાંથી મળે છે તેની નિષ્ફળતા પ્રત્યક્ષ થાય છે. આ ભયંકર અનિષ્ટનું કારણ પશ્ચિમના દેશોની સંસ્કૃતિ

સાધેનો આપણે સંપર્ક છે. આ સંસ્કૃતિ પ્રમાણે જીવનનુ ધ્યેય-કેમનો ભોગવવા માટે સાધનો પ્રાપ્ત કરવાં અને આ સાધનો પ્રાપ્ત કરવા એગ્ગે પૈસા પ્રાપ્ત કરવા જ્યારે આપણી સંસ્કૃતિ પ્રમાણે જીવનનું ધ્યેય પ્રભુ પ્રાપ્તિ છે અને તે માટે ધર્મ અને નીતિ જીવનના પાયા બનવા જોઇએ પૈસા મેળવવાની ઘેલછામાં આપણે આપણી શાન્તિ અને પરમસુખ આપનાર આપણી સંસ્કૃતિનો નાશ કરી રહ્યા છીએ દ્રવ્ય પ્રાપ્ત કરવુ એ વ્યવહારનો જરૂરી ધર્મ છે પણ તે પ્રાપ્ત કરવામાં આપણે ધર્મ અને નીતિને બાજુએ મુકી શકીએ નહિ. જ્યાં સુધી સમાજમાં સામાન્ય રીતે ધર્મ અને નીતિને ઉંચુ સ્થાન મળે નહિ ત્યાં સુધી આવી અનિષ્ટ બદીઓ સમાજમાંથી નાશ થવી અશક્ય છે અને તેથી જ મહાત્માજીએ આપણને આત્મશુદ્ધિ કરવાનો સંદેશો આપ્યો છે

આ બદી સમાજમાં કેટલી એતપ્રોત થઈ ગઈ છે તે મ્હાન અનુભવના એક દાખલાથી જણાશે મહેસુલી અમલદાર તરીકે ભરૂચ જીલ્લામાં જ્યારે હુ કામ કરતો હતો ત્યારે એક ગામના પરિચિત એક સજ્જને મને કહ્યુ કે અમલદાર તરીકે તમે કંઇ જ કામના નથી. તમારી પદ્ધતિ તો 'મહેતાજી મારે નહિ અને ભણાવે નહિ' તેના જેવી છે મે પુછ્યુ કે 'એમ શા માટે કહો છો.' તો તેમણે જવાબ આપ્યો કે 'તમારા વખતમા હમે કંઈ કામ કરાવી શકતા નથી પહેલા તો હમારૂ કામ અમલદારને થોડા પૈસા આપીને થઇ જતુ જ્યારે તમારા વખતમા આવું થઈ શકતું નથી માટે તમે શુ કામના' એ સજ્જને વધુમા કહ્યુ કે હમને તો પૈસા લઇને પણ હમારૂં કામ કરી આપે એવા અમલદારો વધુ પસંદ છે. આ વાર્તાલાપ આપણા સમાજનુ કેવું નૈતિક અધઃપતન થઇ રહ્યુ છે તેનો ખ્યાલ આપવા બસ થશે.

કેટલીએક વખત વહિવટિ તંત્રની જડતાને લીધે પણ રૂશ્વતખોરીને ઉત્તેજન મળે છે. આ બાબતમા મ્હારા અનુભવનો તાજેતર દાખલો આપીશ આ પ્રકરણ સાથે સંબંધ ધરાવનારા અમલદારો પ્રમાણિક અને સાચા હતા એક ગામના ભાઈના છોકરાના છોકરાનુ નામ જન્મ મરણ પત્રકે ભુલથી ખોટુ લખાયુ હતુ આ ગામના પટેલને કંઈક લાંચ આપી હોત તો આ સુધારો તુરત જ થઇ જાત. પણ આ ભાઇને એ પ્રમાણે કરવાનુ અયોગ્ય લાગ્યુ. એમણે તો પટેલને જરૂરી સુધારો કરવાની વિનતિ કરી પણ એક યા બીજુ બહાનુ કાઢી પટેલે વાત ઉડાવ્યા કરી કારણ કે તેની દાઢ ગળી થઇ નહતી પરિણામે એક બે મહિના થઇ ગયા અને પત્રકનો ઉતારો મોકલતા પહેલા સુધારો થયો નહિ એટલે આખરે ઉપરી અમલદારને અરજી કરવાની જરૂર પડી આ અમલદારે તપાસ કરી અને અરજીની માગણી સાચી જણાઈ પણ સુધારો કરવાનો હુકમ આપવાને બદલે તેમણે ખરી હકીકતનો ઉપરી અધિકારીને રીપોર્ટ કર્યો પણ એમણે અરજદારની માગણી ના મંજુર કરી. આટલુ વિરૂદ્ધનુ પરિણામ લાવવામાં પણ અરજદારને તકુલના અનેક ધક્કાઓ થયા. મોટર ભાડાઓ વિગેરેનો સારો જેટલો ખર્ચ થયો છતા સાચી ભૂલ પણ સુધારી શકાઈ નહિ આ અમલદાર લેખકને ઓળખતા હતા અને તેમણે બધી હકીકત તેને કહી. આટલી સારી અને સાચીવાતનો નિર્ણય કરવાને માટે કેટલી બધી મુશ્કેલી અને પરિણામ શું થયા! આ બધી હકીકત મે કલેક્ટર સાહેબના ધ્યાન ઉપર આણી અને તેમણે કાગળો મંગાવી નામનો સુધારો કરવાનો હુકમ આપ્યો, આ હકીકત

ઉપરથી રૂસ્વતખોરી કેમ ચાલે છે તે બા ાત ઉપર મે કલેકગ્ગ સા નુ ખાસ ધ્યા। ખેચ્યુ જો અરજ.રે પટેનો પહેલેથી બે પાચ રૂપિયા એકી દેરીગા આપ્યા હોત તો પૈસાની અને ।ખત ાી જે ભારે જહેમત અરજદારો ઉઠા ાી પડી તે ઉઠા ાી પડત નહિ આ ઉપરથી જાણવા મળે છે કે જ્યા સુધી વહિવટી તત્રા ાી જડતા ઓછી થય નહિ ત્યા સુધી રૂસ્વત ખોરીની બદી ઘગાડવાનુ ામ ખરેખર મુસ્કેલ છે (અપૂર્ણ)

ડુ. પ.

# "સેપ્ટીક ટેંક" વાળા જાજરૂ

શહેરોમા ગામડાઓમા કે ગોઈ પણ જગાએ માણસોના દરેક વસવાટની સાથે જાજરૂની આવશ્યકતા હોય છે જ અને તે માટે જાજરૂ ાા મેનાનો પદ્ધતિસર અને શારીરિક તદુરસ્તીો નુકમાનકારક ન થાર તેવો સુઘડ નિકાલ કરવો એ ઘણુ જરૂરનું છે હિદુસ્તાન ાા ઘણા ખરા શહેરો ાને ખાસ કરીને તમામ ગામડાઓમા આ પ્રશ્ન તરફ પૂરતુ લક્ષ । આપવાને કા ાણે બીજા દેશો કરતાં હિદુસ્તા ાના શહેરો તથા ગામડાઓમા કે તેરા, ટાઈફોઇડ વિ ગભીર પ્રકારના રોગો વધુ પ્રમાણમા ક ાી નીકળે છે આવા પ્રકારના રોગો અગ્ગાઉ ાથી મરણનુ પ્રમાણ ઓછુ થાય એ દેખીતી વાત છે ઉપરાત ગામડાના સ્ત્રી પુરૂો વરસાદ, ઠડી તાપ કાન કીચડ કાટા વિ વિટ મણાઓ વેઠી, મર્યાદા । જળવાય તે રીતે વખત કવખત ગામને પદરે ખુલ્લા મા પોતાની દૈનિક હાજતનો ઘણીજ ગદી રીતે નિકાલ કરે છે આો પોતે બેસુમાર દુ ખ તથા એશરમી ભોગવવા ઉપરાત ગામના પાદરને મલિન કરી મૂકે છે આ પરથી એ ચોકખુ સમજાશે કે જાજરૂ ાા મેનાનો નિકાલ શારીરિક તદુરસ્તીો હાનિકારક ન થઈ પડે તે પ્રમાણે ચીવટ અને સુઘડતાથી કરવો એ સામા ાય ગદદ્દની નહિ પરતુ જીવન મરણ જેવી ઘણીજ ગભીર આો વિચારવા લાયક બાબત છે આ લેખમા મુખ્યત્વે ગામડાઓ ાી સ્થિતિનો વિચાર કરી ઓછા ખર્ચે તેમનાથી અમલમા મૂકી શકાય તેમજ વ્યવહારમા અનુકૂળ થઈ પડે તેવા પ્રકારના જાજરૂ આો તે સાથે બાધવાના સેપ્ટીક ટેકાી વ્યવસ્થા માટે સાદી સમજ આપવામા આાી છે

જાજરૂઓના સામાન્ય પ્રકાર અને તેની ટુકી સમજ ાીચે આપ્યા છે —

૧ પાયા ચણતરા ાા અગર કાચી બનાવટ ાા જાજરૂ જેમા માત્ર મેલુ જાજરૂ નીચે તગરામા અથવા ડોલમા એકઠુ કરવામા આવે છે અને પેશા । તેમજ ગદા પાણીનો પાકી અગર કાચી ગટર મારફત ખાળકુવા વિ મા નિકાલ કરવાનો રહે છે મેલુ ઉઠાવી તેનો છેવટનો યોગ્ય નિકાલ કરવા આ ાા પ્રકારના જાજરૂ માટે ભગી વિ રાખવાની જરૂર રહે છે આવા પ્રકારના જાજરૂ ખાસ કરીને ાાની મ્યુનિસિપાલીટીવાળા કસબા ાા ગામોને થોડે ઘણે અશે અનુકૂળ થઈ પડે છે આ પદ્ધતિ ખર્ચાળ આો ગદી છે તે ઉપરાત સિદ્ધાત ાી દૃષ્ટિએ પણ એક સશક્ત મનુષ્યનુ મેલુ બીજો માણસ હરહમેશ પોતાના હાથથી સાફ કરે તેમા મેલું સાફ કરનાર માણસ બાર ર રોગોના જતુઓના હુમલાનો પાત્ર થાય છે એટલુ જ નહિ પણ એ વસ્તુ મનુષ્ય જાતને હીણપતભરી છે અસ્પૃશ્યો ગદકી સાફ કરવાનું કામ કરે છે એ જો

કે સમાજની મોટામાં મોટી સેવા છે, પરંતુ તે કારણે પણ તેઓને સ્પર્શ કરવામાં સુગ માનવામાં આવે છે એ વસ્તુ ઘણી જ દુખિત, અન્યાયી, તદુપરાંત અસ્પૃશ્યતાના દૂષણને ટેકો આપનારી છે એ બીના ખાસ લક્ષમાં રાખવા જેવી છે. ઉપરના કારણો વિ ને લઈ આ પદ્ધતિ જનતા માટે અનુકૂળ તેમજ વ્યાજબી જણાતી નથી

૨. **વોટર કેરેજ સીસ્ટમ**:—આ પદ્ધતિ કેવળ મોટા શહેરોને ઉપયોગી થય તેવી છે તેમજ શરૂઆતના ખર્ચમાં ઘણી જ ખર્ચાળ અને જ્યાં પાણીના નળ હોય, વધુ પાણી સહેલાઈથી મળી શકે તેમ હોય તેવા શહેરોને જ અનુકૂળ છે. આ પદ્ધતિથી મેલું, પેશાબ તથા ગંદુ પાણી વિ. તમામ ચીજ પાઈપ દ્વારા દરિયાના પાણીમાં અગર તેને શુદ્ધ કરી મોટી નદીઓમાં છોડવામાં આવે છે, અથવા શાસ્ત્રીય પદ્ધતિથી મેલાં વિ ને અમુક દરજ્જે શુદ્ધ કરી "સુએજ ફાર્મ" પર ખેતીના ઉપયોગમા લેવામાં આવે છે. આ પદ્ધતિ પણ ગામડાંઓ.માટે હાલના સંજોગોમાં અનુકૂળ નથી.

૩. વસવાટવાળી જગ્યોએથી થોડે દૂર ખાડા ખોદી તે ઉપર એક જગ્યાએથી બીજી જગ્યાએ ફેરવી શકાય તેવા કાચા જાજરૂ: જો કે ઓછા ખર્ચાળ છે, પરંતુ હર વખતે જાજરૂનો ઉપયોગ થયા બાદ, મેલાં ઉપર માટી ઢાંકી વળવા માટે જોઈએ તેવી ચીવટ સામાન્ય માણસો રાખતા નથી. ઉપરાંત, ચોમાસામા આવા જાજરૂઓ અનુકૂળ પડતા નથી, છતા જે લોકો સેપ્ટીક ટેંકવાળા જાજર–ખર્ચના કારણે બનાવવા તૈયાર ન હોય તેમણે આવા કાચા જાજરૂ બનાવવા જોઈએ કે જેથી ખુલ્લામા જાજરૂ જવાની પ્રથા બંધ થાય અને ખુલ્લી જમીનવાળા મળ ઉપર બેઠેલી માખો આપણા ખોરાક ઉપર બેસવાનો સભવ રહે નહિ. હરિપુરા મહાસભાના અધિવેશન વખતે આવા કાચા જાજરૂઓ બનાવવામાં આવ્યા હતા અને તે દરેક જણ સહેલાઈથી પોતાના વાડામાં બનાવી શકે છે. કોઈ પણ સંજોગોમાં ખુલ્લામાં જાજરૂ જવાની પ્રથા બધ કરવી જોઈએ જો જાજરૂ બહુ દૂર ખેતરોમાં જવામાં આવે તો કઈ હરકત નથી પણ સ્ત્રી વર્ગ અને બાળકોને માટે તેમ કરવું મુશ્કેલ હોવાથી આવા કાચા જાજરૂની ખાસ ભલામણ કરવામાં આવે છે. પણ જેઓ પાકા જાજરૂ બનાવી શકે એવી સ્થિતિના હોય તેમને માટે નીચે બતાવેલી "સેપ્ટીક ટેંક વાળા જાજરૂ"ની યોજના ખાસ આવકારદાયક થઈ પડશે.

૪. **સેપ્ટીક ટેંકવાળા જાજરૂ**.— આ પદ્ધતિમા લગભગ ભગી જાજરૂની ઢબનું પાકું જાજરૂ બાંધવામાં આવે છે અને જાજરૂની પાછળ શાસ્ત્રીય પદ્ધતિ મુજબની પાકી ટાંકી એટલે સેપ્ટીક ટેંક બાંધવામા આવે છે. જાજરૂમા પડતું મેલુ, પેશાબ તથા ગંદુપાણી વિ. તમામ મેલી વસ્તુઓ પાઇપ મારફત સેપ્ટીક ટેંકમાં લઈ જવામાં આવે છે. સેપ્ટીક ટેંકનું કાર્ય મુખ્યત્વે મેલાની અંદર જ રહેલા જંતુઓની ક્રિયાદ્વારા, બની શકે તેટલા પ્રમાણમાં, મેલાને પ્રવાહી સ્થિતીમાં લાવવાનું અને સાથે સાથે મેલાની અદર રહેલા દુર્ગંધી અને હાનિકારક તત્ત્વોને વાયુના રૂપમા બનાવી તે વાયુને સેપ્ટીક ટેંકને મથાળે મૂકવામાં આવતી ઉંચી વાયુનળી (વેન્ટ પાઇપ) મારફત આકાશમાં બહાર કાઢી નાંખવાનું હોય છે. આ મુજબ જંતુક્રિયાથી મેલામાના ઓરગેનીક એટલે કોવાય તેવા હાનિકારક વન પદાર્થો પ્રમાણમાં 'સેપ્ટીક ટેન્ક'માં

પ્રવાહી તથા વાયુરૂપ થઇ પછી જાય છે અને ન પચી શકે તેવા બાકીના ઘનપદાર્થો જે મોટા ભાગે ' ઇનઓરગેનીક ' હોઇ નિર્દોષ હોય છે તે સેપ્ટીક ટેકને તળીયે બેસી જાય છે ઉપર પ્રમાણેની સેપ્ટીક ટેકમાં થતી ક્રિયાથી સેપ્ટીક ટેકમાથી બહાર નીકળતો પ્રવાહી પદાર્થ એવી સ્થિતિનો હોય છે કે સૂર્યના તાપ વિગેરેથી તેના હાનિકારક તત્વો થોડા વખતમા જ બીજા નિર્દોષરૂપમાં ફેરવાઈ જાય છે, અને તેથી કોઈ પ્રકારની ખાસ ગંદકી માલુમ પડતી નથી

સેપ્ટીક ટેકવાળા જાજરૂ વાપરનારે નીચેની બાબતો ખાસ લક્ષમા રાખવી જોઈએ —

૧ સેપ્ટીક ટેક ઉપયોગમા લેતા પહેલા તેને પ્રથમ પાણીથી ભરી ત્યાર બાદ જાજરૂનુ મેલુ તેમા દાખલ થવા દેવુ

૨ જાજરૂનો ચાલુ ઉપયોગ રાખવો અને પાણીનો છૂટથી ઉપયોગ કરવો જાજરૂનો ઉપયોગ કરી દર વખતે જાજરૂની બેઠકમા એક મોટી બાલદી પાણી નાખી મેલું બરાબર સાફ કરવુ

૩ બહારગામ જવા વિગેરે કારણે જાજરૂનો કદાચ ચાલુ ઉપયોગ ન થાય અને તે કારણે સેપ્ટીક ટેકની અદરનો પ્રવાહી પદાર્થ સુકાઇ જાય તો સેપ્ટીક ટેકમા ફરી પૂરેપૂર પાણી ભરી ત્યાર બાદ જાજરૂનો ઉપયોગ કરવો

૪ સેપ્ટીક ટેકમાથી બહાર નીકળતો પ્રવાહી પદાર્થ જ્યારે જ્યારે દુર્ગંધવાળો જણાય ત્યારે સેપ્ટીક ટેકમા નીચે બેસી ગએલુ કચરૂ સાફ કરી ફરી સેપ્ટીક ટેકમા પૂરેપૂરૂ પાણી ભરી ત્યાર પછી તેને કામમા લેવુ

૫ સેપ્ટીક ટેકમાથી બહાર નીકળતુ પ્રવાહી મેલુ પાણી જેવુ અને મોટે ભાગે દુર્ગંધહીન હોય છે પણ તેમા જતુએનુ પ્રમાણ ઘણુ હોઈ તે નુકસાનકારક હોય છે જેથી તેને સચવાઈ તપથી શુદ્ધ કરવુ ખાસ જરૂરનું છે આ માટે સેપ્ટીક ટેકો બીજો છેડે એક પકી-નાની કુડી બાવી તેમા થોડો કળી ચૂનો અગર ચૂનાના પત્થરના ટુકડાઓ ભરી તેમા થઈ તે પાણી ખુલ્લામા અથવા તો ફુવઝડ વિગેરે વાળી જમીનમા વહેવા દેવુ

સેપ્ટીક ટેકની રચના નીચે ટુકમા બતાવી છે તેમજ સાથે તેની અદરના મેલામાં થતા ફેરફારો વિગેરેની ક્રિયા જો કે સામાન્ય માણસોની સમજ માટે ગુચવણભરેલી છે છતા બને તેટલી સરળ ભાષામા ટુકી રીતે નીચે દર્શાવી છે —

સેપ્ટીક ટેક એટલે એક લબચોરસ પાકી ટાકી જેમા વચ્ચે એક આડી દિવાલ મૂકી બે વિભાગ પાડવામા આવે છે વચની દિવાલનુ ગચળુ જે લેવને મેલુ તથા ગદુ પાણી ટાકીમા પ્રવેશે તથા ટાકીમાથી બહાર નીકળે તેજ લેવને જોઈએ ટાકીના બન્ને વિભાગોનુ તળીયુ વચની દિવાલ તરફ સ્હેજ ઢળતુ રાખવામા આવે છે કે જેથી મેલાની અદર રહેલી ભારે અને ન ઓગળી શકે તેવી વસ્તુઓ વચની દિવાલ પાસે બન્ને બાજુ સહેલાઇથી એકઠી થાય પ્રવેશદ્વારથી થોડેદુર નીચે એક લટકતી દિવાલ રાખવામા આવે છે આ લટકતી અદર દિવાલ હોવાને કારણે પ્રવેશદ્વા માથી આવતુ મેલુ સીધેસીધુ બીજા વિભાગમા જઇ શકતુ નથી પરતુ આ લટકતી દિવાલની નીચે થઇને ફરજીયાત જાય છે, અને તેમ થવાથી ભારે પદાર્થો વચની દિવાલ આગળ રહેલાઇથી જમા થઈ જાય છે, આ મેલાને પચવામા એટલે કે

પ્રવાહી સ્થિતિમા આવવામા સરળતા થાય છે વચલી દિવાલમા પણ ઉપરના ભાગમા એક વજેલો પાઈપ મુકવામા આવે છે જે મારફત મેલાનો અમુક અંગે પચેલો પ્રવાહી ભાગ પહેલા વિભાગમાંથી બીજા વિભાગમા જાય છે. ટાંકીનુ પ્રવેશદ્વાર અને ગંદુ પાણી બ્હાર નીકળવાનુ બાહ્યદ્વાર બન્ને ટાંકીના એક તરફના છેડા પર સામ સામી અને ભેગ્જ લીટીમા હોય છે, પરતુ વચલી દિવાલનો વજેલો પાઇપ ટાંકીના બીજા છેડા તરફ હોય છે આ પ્રમાણેની વ્યવસ્થાથી પ્રવેશદ્વારમાથી જે મેલુ ટાંકીમા દાખલ થાય છે તે સ્હેલાઈથી બાહ્યદ્વાર સુધી જઈ શકતું નથી પરતુ વચ્ચેની દિવાલની ઉપરના ભાગમા વજેલો પાઇપ બીજીબાજુ હોઇ બે વળાંક લઈ તથા ઉપર નીચે થઇ મેલુ મુશ્કેલીથી બાહ્યદ્વાર સુધી જઇ શકે છે અને તેમ થવાથી મેલાની અંદર રહેલા ઓગળી શકે તેવા હાનિકારક પદાર્થો પુરતા પચી જઇ વધુ પ્રવાહી સ્થિતિમા આવી જાય છે અને ફક્ત વજનમા ભારે અને ન પચી શકે તેવા પદાર્થો (ઇન ઓરગેનીક પદાર્થો) ટાંકીના તળીયે બેસી જાય છે જે પદાર્થ ટાંકીના તળીયે બેસી જાય છે તે ખાસ કરીને હાનીકારક હોતા નથી અને જરૂર પડયે ઢાંકણા ખસાળા ઢાંકણુ ખુલ્લા કરી તો બહાર કાઢી ટાંકી સાફ કરી શકાય છે ટાંકીના પ્રવેશદ્વાર આગળ અંગ્રેજી અક્ષર 'ટી'ના જેવો પાઇપ મૂકી તેના ઉપરના છેડા સાથે વાયુનળી ગોઠવી જાજરૂના છાપરાથી પાંચથી વધુ ફુટની ઉંચાઈ સુધી લઈ જવામા આવે છે અને ટાંકીના બીજા વિભાગમા ચીનાઈ માટીનો વજેલો પાઇપ ટાંકીના ઢાંકણમા કાણુ પાડી જડવામા આવે છે. આ પ્રમાણે થવાથી ટાંકીની અંદર હવાની આવ-જા થાય છે અને દુર્ગંધ આપવાવાળા નુકશાનકારક હલકા વાયુઓ ઉંચી વાયુનળી મારફત આકાશમા જઈ શકે છે ટાંકીનુ બાહ્યદ્વાર ટાંકીના પ્રવેશ દ્વાર કરતાં આશરે બે ઇંચ જેટલું નીચુ રહે છે કે જેથી બીજા વિભાગનુ ગંદુપાણી પહેલા વિભાગમા પાછુ હેલાય નહિ. વાયુ નળીને મથાળે તારનુ ઢાંકણુ રાખવામા આવે છે કે જેથી બહારની વસ્તુ તેમાં પેસી શકે નહિ. ટાંકીના અંદરના તમામ ભાગો સીમેન્ટ પ્લાસ્ટર કરવુ ખાસ જરૂરી છે. ટાંકીની ગંદી હવા જાજરૂમા દાખલ ન થય તે માટે ઇન્ટર સેપ્ટીક ટ્રેપ વાળો 'P' અથવા 'S' આકારનો ચીનાઇમાટીનો સેપ્ટન-પેન જાજરૂની બેઠકમા વાપરવો. સલાહકારક છે.

ઉપર પ્રમાણે સેપ્ટીક ટેંકની બનાવટ જો કે સ્હેલી છે છતા તેમા કોઈ ખામી રહેવા ન પામે તે માટે આ બાબતના નિષ્ણાતની સલાહ લઈ કામ કરવુ ફાયદાકારક થઈ પડશે. આ તમામ બાબતો સબંધી જરૂર જણાતી વધારાની દરેક માહિતી છ. લો બોર્ડ, ઑફીસ, સુરત મુકામે રૂબરૂમા આવી મળવાથી આપવામા આવશે

પાંચ માણસોવાળા એક કુટુબ માટે સાદામા સાદા આ જાજરૂ અને સેપ્ટીક ટેંક બન્ને મળીને ખર્ચ આશરે રૂા ૨૫૦) થાય છે, જે પૈકી જાજરૂનો ખર્ચ આશરે રૂા. ૧૭૦) અને સેપ્ટીક ટેંકનો ખર્ચ આશરે રૂા ૮૦) સામાન્ય સંજોગોમા થશે. સેપ્ટીક ટેંકની લબાઇ તેની પહોળાઈના કરતા ત્રણથી ચાર ગણી ગણવી અને તેની ઉચાઇ ચાર ફુટ અને તેથી વિશેષ, માણસોના પ્રમાણ પ્રમાણે રાખવી દાખલા તરીકે ૨૦ માણસોનું કુટુંબ હોય તો તેના માટે દરેક માણસ દીઠ ઓછામા ઓછા અઢી ઘનફુટના હીસાબે ૫૦ ઘ. ફુટ જગ્યાવાળુ સેપ્ટીક ટેંક બાંધવુ જોઇએ અને તેની ઉચાઈ જો અઢીફુટ નક્કી કરવામા આવે તો તેની પહોળાઇ અઢીફુટ

પ્રવાહી તથા વાયુરૂપ થઇ પચી જાય છે અને ન પચી શકે તે। બાકીના ઘનપદાર્થો જે મોટા ભાગે "ઇનઓરગેનીક" હોઇ નિર્દોષ હોય છે તે સેપ્ટીક ટેકને તળીયે બેસી જાય છે ઉપર પ્રમાણેની સેપ્ટીક ટેકમા થતી ક્રિયાથી સેપ્ટીક ટેકમાથી બહાર નીકળતો પ્રવાહી પદાર્થ એવી સ્થિતિને બને છે કે સૂર્યના તાપ વિ. થી તેના હાનિકારક તત્ત્વો થોડા વખતમા જ બીજા નિર્દોષરૂપમાં ફેરવાઈ જાય છે, અને તેથી કોઈ પ્રકારની ખાસ ગદકી માલુમ પડતી નથી.

સેપ્ટીક ટેંકવાળા જાજરૂ વાપરનારે નીચેની બાબતો ખાસ લક્ષમા રાખવી જોઈએ —

૧. સેપ્ટીક ટેક ઉપયોગમા લેતા પહેલા તેને પ્રથમ પાણીથી ભરી ત્યાર બાદ જાજરૂનું મેલુ તેમા દાખલ થવા દેવુ.

૨ જાજરૂનો ચાલુ ઉપયોગ રાખવો અને પાણીનો છૂટથી ઉપયોગ કરવો. જાજરૂનો ઉપયોગ કરી હર વખતે જાજરૂની બેઠકમા એક મોટી બાલદી પાણી નાખી મેલુ બરાબર સાફ કરવુ.

૩ બહારગામ જવા વિ. ના કારણે જાજરૂનો કદાચ ચાલુ ઉપયોગ ન થાય અને તે કારણે સેપ્ટીક ટેકની અદરનો પ્રવાહી પદાર્થ સુકાઇ જાય તો સેપ્ટીક ટેકમા ફરી પૂરેપૂરૂં પાણી ભરી ત્યાર બાદ જાજરૂનો ઉપયોગ કરવો

૪ સેપ્ટીક ટેકમાથી બહાર નીકળતો પ્રવાહી પદાર્થ જ્યારે જ્યારે દુર્ગંધવાળો જણાય ત્યારે સેપ્ટીક ટેકમા નીચે ભેગી થએલુ કચરૂ સાફ કરી ફરી સેપ્ટીક ટેકમા પૂરેપૂરૂ પાણી ભરી ત્યાર પછી તેને કામમા લેવુ

૫. સેપ્ટીક ટેકમાથી બહાર નીકળતુ પ્રવાહી મેલુ પાણી જેવુ અને મોટે ભાગે દુર્ગંધવાળુ હોય છે પણ તેમા જતુઓનુ પ્રમાણ ઘણુ હોઈ તે નુકસાનકારક હોય છે જેથી તેને સૂર્યના તાપથી શુદ્ધ કરવુ ખાસ જરૂરનું છે આ માટે સેપ્ટીક ટેકને બીજે છેડે એક પાકી-નાની કુડી બાધી તેમા થોડો કળી ચૂનો અગર ચૂનાના પત્થરના ટુકડાઓ ભરી તેમા થઈ તે પાણી ખુલ્લામાં અને બને તો ફુલઝાડ વિ વાળી જમીનમા વહેવા દેવુ

સેપ્ટીક ટેકની રચના નીચે ટુકામા બતાવી છે તેમજ સાથે તેની અદરના મેલામાં થતા ફેરફારો વિ. ની ક્રિયા જો કે સામાન્ય માણસોની સમજ માટે ગુચવણભરેલી છે છતા બને તેટલી સરળ ભાષામા ટુકી રીતે નીચે દર્શાવી છે :—

સેપ્ટીક ટેક એટલે એક લબચોરસ પાકી ટાકી જેમા વચ્ચે એક આડી દિવાલ મૂકી બે વિભાગ પાડવામા આવે છે. વચલી દિવાલનુ મથાળુ જે લેવલે મેલુ તથા ગદુ પાણી ટાકીમા પ્રવેશે તથા ટાકીમાથી બહાર નીકળે તેજ લેવલે જોઇએ ટાકીના બન્ને વિભાગોનું તળીયુ વચલી દિવાલ તરફ સ્હેજ ઢળતુ રાખવામા આવે છે કે જેથી મેલાની અદર રહેલી ભારે અને ન ઓગળી શકે તેવી વસ્તુઓ વચલી દિવાલ પાસે બન્ને બાજુ સહેલાઇથી એકઠી થાય પ્રવેશદ્વારથી થોડેદુર બીજી એક લટકતી દિવાલ રાખવામા આવે છે. આ લટકતી અદ્ધર દિવાલ હોવાને કારણે પ્રવેશદ્વારમાથી આવતુ મેલુ સીધેસીધુ બીજા વિભાગમા જઇ શકતું નથી પરતુ આ લટકતી દિવાલની નીચે થઇને ફરજીયાત જાય છે; અને તેમ થવાથી ભારે પદાર્થો વચલી દિવાલ આગળ સ્હેલાઇથી જમા થઈ જાય છે, આ મેલાને પચાવમા એટલે કે

પ્રવાહી સ્થિતિમા આવવામા સરળતા થાય છે વચની દિવાલમા પણ ઉપરના ભાગમા એક વળેલો પાઇપ મૂકવામા આવે છે જે મારફત મેલાનો અમુક અંશે પચેલો પ્રવાહી ભાગ પહેલા વિભાગમાથી બીજા વિભાગમા જાય છે ટાંકીનુ પ્રવેશદ્વાર અને ગંદુ પાણી બ્હાર નીકળવાનુ બાહ્યદ્વાર બન્ને ટાંકીના એક તરફના છેડા પર સામ સામી અને એકજ લીટીમા હોય છે, પરંતુ વચની દિવાલનો વળેલો પાઇપ ટાંકીના બીજા છેડા તરફ હોય છે આ પ્રમાણેની વ્યવસ્થાથી પ્રવેશદ્વારમાથી જે મેલુ ટાંકીમા દાખલ થાય છે તે સ્હેલાઇથી બાહ્યદ્વાર સુધી જઈ શકતુ નથી પરંતુ વચ્ચેની દિવાલની ઉપરના ભાગમા વળેલો પાઇપ બીજી બાજુ હોઇ એ વળાંક લઈ તથા ઉપર નીચે થઇ મેલુ મુશ્કેલીથી બાહ્યદ્વાર સુધી જઇ શકે છે અને તેમ થવાથી મેલાની અંદર રહેલા ઓગળી શકે તેવા હાનિકારક પદાર્થો પુરતા પચી જઇ વધુ પ્રવાહી સ્થિતિમા આવી જાય છે અને ફક્ત વજનમા ભારે અને ન પચી શકે તેવા પદાર્થો (ઇન ઓરગેનીક પદાર્થો) ટાંકીના તળીયે બેસી જાય છે જે પદાર્થ ટાંકીના તળીયે બેસી જાય છે તે ખાસ કરીને હાનીકારક હોતા નથી અને જરૂર પડયે ટાંકીના મથાળાના ઢાંકણુ ખુલ્લા કરી તેને બહાર કાઢી ટાંકી સાફ કરી શકાય છે ટાંકીના પ્રવેશદ્વાર આગળ અંગ્રેજી અક્ષર 'ટી'ના જેવો પાઇપ મૂકી તેના ઉપરના છેડા સાથે વાયુનળી ગોઠવી જાજરૂના છાપરાથી પાચથી સાત ફુટની ઉંચાઈ સુધી લઈ જવામા આવે છે આ ટાંકીના બીજા વિભાગમા ચીનાઈ માટીનો વળેલો પાઇપ ટાંકીના ઢાંકણમા કાણુ પાડી જડવામા આવે છે આ પ્રમાણે થવાથી ટાંકીની અંદર હવાની આવ-જા થાય છે અને દુર્ગંધ આપનારા નુકશાનકારક હલકા વાયુઓ ઉંચી વાયુનળી મારફત આકાશમા જઈ શકે છે ટાંકીનુ બાહ્યદ્વાર ટાંકીના પ્રવેશ દ્વાર કરતાં આશરે બે ઇંચ જેટલુ નીચુ રહે છે કે જેથી બીજા વિભાગનુ ગંદુ પાણી પહેલા વિભાગમા પાછુ ઠેલાય નહિ વાયુ નળીને મથાળે તારનુ ઢાંકણુ રાખવામા આવે છે કે જેથી બહારની વસ્તુ તેમા પેસી શકે નહિ ટાંકીના અંદરના તમામ ભાગો સીમેન્ટ પ્લાસ્ટર કરવુ ખાસ જરૂરી છે. ટાંકીની ગંદી હવા જાજરૂમા દાખલ ન થાય તે માટે ઇન્ટર સેપ્ટીક ટ્રેપ વાળો 'P' અથવા 'S' આકારનો ચીનાઈમાટીનો સેઇન-પેન જાજરૂની બેઠકમા વાપરવો સલાહકારક છે.

ઉપર પ્રમાણે સેપ્ટીક ટેંકની બનાવટ જો કે સ્હેલી છે છતા તેમા કોઈ ખામી રહેવા ન પામે તે માટે આ બાબતના નિષ્ણાતની સલાહ લઈ કામ કરવુ ફાયદાકારક થઈ પડશે. આ તમામ બાબતો સબંધી જરૂર જણાતી વધારાની દરેક માહિતી જી લો બોર્ડ, ઓફીસ. સુરત મુકામે રૂબરૂમા આવી મળવાથી આપવામા આવશે

પાંચ માણસોવાળા એક કુટુંબ માટે સાદામા સાદા આ જાજરૂ અને સેપ્ટીક ટેંક બન્ને મળીને ખર્ચ આશરે રૂા ૨૫૦) થાય છે, જે પૈકી જાજરૂનો ખર્ચ આશરે રૂા ૧૭૦) અને સેપ્ટીક ટેંકનો ખર્ચ આશરે રૂા ૮૦) સામાન્ય સંજોગોમા થશે સેપ્ટીક ટેંકની લંબાઇ તેની પહોળાઈના કરતા ત્રણથી ચાર ગણી ગણવી અને તેની ઉંચાઇ ચાર ફુટ અને તેથી વિશેષ, માણસોના પ્રમાણ પ્રમાણે રાખવી દાખલા તરીકે ૨૦ માણસોનું કુટુંબ હોય તો તેના માટે દરેક માણસ દીઠ ઓછામા ઓછા અઢી ઘનફુટના હીસાબે ૫૦ ઘ. ફુટ જગ્યાવાળુ સેપ્ટીક ટેંક બાંધવુ જોઇએ અને તેની ઉંચાઈ જો અઢીફુટ નક્કી કરવામા આવે તો તેની પહોળાઇ અઢીફુટ

અને લંબાઇ ૮ આઠ ફુટ ઉપરના હીસાબે રાખના જોઇએ દર ગાણુસદીઠ અઢી ઘનફુટને બદલે ચાર ઘન ફુટ પ્રમાણે સેપ્ટીક ટેન્ક બાંધ્યું હોય તો તે લાબે અંતરે સાફ કરવું પડે.

ઇન્ડીયન હ્યુમપાઇપ કંપની પણ ગોળ પઈપના તૈયાર સેપ્ટીક ટેંક બનાવી તેનું વેચાણ કરે છે અને તે સંબંધી માહિતી તથા તેના ભાવ વિ. કંપનીની ઓફીસે પૂછાવવાથી મળી શકે છે

શાસ્ત્રીય પદ્ધતિના સુઘડ જાજરૂ અને સેપ્ટીક ટેંક બાંધી વાપરવાની યોજનાને પ્રજા જેટલા વધુ પ્રમાણમાં આકાર આપશે તેટલાજ પ્રમાણમાં લોકોની તંદુરસ્તી અને સગવડતા વધશે એ ખાસ નાંધવા લાયક વસ્તુ હોઈ આ ટુંકા લેખનો સમજણપૂર્વક સર્વ કોઈ માણસ અમલ કરશે એવી આશા રાખવામાં આવે છે.

જશભાઈ પટેલ
એન્જીનિયર,
જિ લો બોર્ડ. સુરત

# પ્રાથમિક શાળાઓ અને ખાદી

'સ્થાનિક સ્વરાજ્ય'ના ગયા અંકમાં શ્રી દુર્લભજીભાઇએ જીલ્લાની પ્રજા આગળ રેંટિયા અને ખાદીનો સંદેશ મૂકયો છે ગાંધીજી પ્રતિ આ જીલ્લાની પ્રજાના ભાવ ભક્તિ વિશેષ છે ગાંધીજીને પ્રિય અને આપણી પ્રજાનું સાર્વત્રિક કલ્યાણ કરવાની જેમાં પ્રચંડ શક્તિ પડી છે એ રેંટિયાનું મહત્વ જીલ્લાની પ્રજા થોડા પ્રમાણમાં પણ સમજે તો કેટલું અદ્‌ભુત કામ થઇ શકે એનો રહેજ વિચાર કરીએ. ગયે વર્ષે ગ્રામ સુધારણા સપ્તાહના કાર્યના ચમત્કારનો અનુભવ તો આપણે મેળવ્યો છે. જો પ્રજામાં સંઘબળ હોય તો આપણે ઘણું કામ કરી શકીએ છીએ. ખાદીનો જ પ્રશ્ન હાલ વિચારીશું જીલ્લાની પ્રજા તો પાંચ લાખ ઉપરાંત છે. આપણે સમસ્ત પ્રજાનો પણ વિચાર હાલ છોડી દઇએ. જીલ્ના લોકલ બોર્ડ હસ્તક જે પ્રાથમિક શાળાઓ ચાલે છે એનો જ વિચાર કરીએ જીલ્લાની પ્રજા તો અંગ ગમ્મણુ ગણાય. એમાં જે સૌથી વધારે શિક્ષિત વર્ગ છે તે આ શાળાઓમાં છે અને તૈયાર થાય છે. એઓ જો ગાંધીજીના ખાદીના સંદેશને પોતાના જીવનમાં થોડા પ્રમાણમાં પણ ઉતારે તો ગરીબોની ભારે સેવા એઓ ઘેર બેઠા કરી શકે ગાંધીજીનો કાર્યક્રમ એવો સરળ છે કે એમાં કશી મોટી ભાંજગડ નથી. કશી મોટી હોશીયારીની જરૂર નથી ગાંધીજી આ બે વસ્તુ આપણી પાસે માગે છે, દેશપ્રેમ અને એ માટે થોડો ઘણો ત્યાગ ખાદીમાં આ બે વસ્તુઓનો બહુ જ સુંદર સુમેળ થાય છે. આપણે કશી દેશસેવાનો મોટો કાર્યક્રમ કરવાનો નથી ફક્ત પોશાકની યોગ્ય પસંદગીમાં જ આપણી દેશસેવા સમાઈ રહી છે. દેશ માટે કંઈક લાગણી હોય તો થોડો ઘણો ત્યાગ કરવાની તૈયારી રાખીએ અને હાથે કાંતેલી અને હાથે વણેલી ખાદીનો જ પોશાક વાપરવાનું શરૂ કરી દઈએ સામાન્ય રીતે એમ ગણના થાય છે કે જીલ્લામાં લગભગ ૪૫૦૦૦ બાળકોને પ્રાથમિક કેળવણી મળે છે અને એ માટે લગભગ ૧૨૦૦ જેટલા ભાઇબ્હેનો શિક્ષણનું કામ કરે છે. આપણા જીલ્લામાં ખાદી પ્રચાર માટે આજે તો આ બે વર્ગનો વિચાર કરીશું. હવે જો ખાદીપોશાકની શરૂઆતની જ આ વર્ગો વિષે વાત કરીએ તો પ્રત્યેક શિક્ષક અથવા શિક્ષિકા વર્ષ દરમ્યાન

ઓછામાં ઓછી ૧૦ રૂપિયાની ખાદી ખરીદી જ શકે. જો એઓ આટલી ખાદી ભાવનાથી ખરીદે તો પછી એમની પાસે ભણતાં બાળકોને તો એનો ચેપ જરૂર લાગે જ. એઓ પણ વર્ષે ૩ રૂપિયાની ખાદી તો રમતમાં ખરીદી લે. જો શિક્ષકો, શિક્ષિકાઓ અને પ્રાથમિક શાળાનાં બાળકો ગાંધીજીની ખાદીને આ રીતે અલ્પ પ્રમાણમાં પણ અપનાવી લે તો ૧૯૪૦ ના વર્ષમાં સુરત જીલ્લામાં બાળકો ૪૫૦૦૦ × ૩ = ૧૩૫૦૦૦ રૂપિયા, શિક્ષક શિક્ષિકા ૧૨૦૦ × ૧૦ = ૧૨૦૦૦ રૂપિયા, કુલ ૧૪૭૦૦૦.

૧૪૭૦૦૦ એટલે કે લગભગ દોઢ લાખની ખાદી ખરીદી લે. આટલું જ એઓ કરે તો જીલ્લામાં દોઢ લાખની ખાદી વર્ષે દહાડે ખપવા માંડે અને આ વર્ગ તો જીલ્લાની વસ્તીનો બહુ નાનો ભાગ ગણાય. ૧૦ મો ભાગ પણ ન થાય. પરંતુ જો શિક્ષિત વર્ગ અથવા શિક્ષણ પામતો વર્ગ આટલું જ કરે તો પછી એ ખાદીપ્રચાર મર્યાદા વટાવી જીલ્લાની પ્રજામાં જરૂર પ્રવેશ કરશે જ.

આથી પ્રાથમિક શાળાઓ જો આ દોઢ લાખની ખાદીની વાત યાદ રાખે તો જીલ્લાની પ્રજાને આગળ લઇ જવામાં બહુ કીમતી ફાળો આપશે બાળકોને આથી જે પ્રચારનું શિક્ષણ મળશે તે સર્વોત્તમ નીવડશે જ. પ્રાથમિક શાળાઓ આ દોઢ લાખની ખાદીની વાત વિચારશે સદ્‌ભાગ્યે આ ખાદી કાર્યની શુભ શરૂઆત આપણા જીલ્લાના એક ગામડાની શાળામાં તો થઇ ચૂકી છે જલાલપુર તાલુકામાં બોરીફળીયાનું ગામ છે ત્યાંની પ્રજા કોળીઓની છે. એમાં લોકલ બોર્ડ તરફથી એક સારી પ્રાથમિક શાળા ચાલે છે. લગભગ ૩૦૦ જેટલા વિદ્યાર્થીઓ છે એમના આચાર્ય શ્રી. નીછાભાઇ છે. એમના અંતરમાં ખાદીની ભાવના વસી ગઇ અને લોકલ બોર્ડની શાળાના એ શિક્ષક લોક સેવક બની ગયા. એમના સંસ્કારી વર્તનથી ગામના કાર્યકરોએ એમને બધી સાથ આપ્યો. એમણે સંકલ્પ કરી દીધો કે મારી શાળાના વિદ્યાર્થીઓ બધાજ ખાદીધારી થઇ જાય અને એ ખાદી પણ પોતાના કાંતણ કાર્યમાંથી મેળવી લે. ગામના શ્રીમંત ખાદી પ્રેમી સજ્જન ભાઇ છીમાભાઇએ એમના ઉત્સાહને વધાવી લઇ શાળા માટે ૩૫ રેંટિયા વસાવી આપ્યા પછી તો નિછાભાઇ એ કામમાં તન્મય થઇ ગયા. વારાફરતી બધા વિદ્યાર્થીઓને રોજ એક કલાક તો કાતવાને મળેજ. એ રીતનું સમય પત્રક ગોઠવી દીધું. શાળાનો અભ્યાસ પણ ન પડે એ રીતે શાળા બહારના ફાજલ સમયને એ સમય પત્રકમાં સમાવી દીધો. પુણી માટે પગ પીંજણ પણ ગામમાં આવી ગઈ. બાળકોમાં પણ ખૂબ ઉત્સાહ જાગ્યો એટલે એમને માટે તકલી આવી. જોત જોતામાં શાળાના સેવા ભાવી આચાર્યના ઉત્સાહ અને ખંતથી ૪-૫ માસમાંજ ૧૦૪ બાળકો રેંટિયા પર કાંતતા થયા. ૧૨૪ બાળકો તકલી ચલાવતા થઇ ગયા હું બે વખત એ ખાદીશાળાનાં દર્શન કરી આવ્યો. શાળાનું આખું મકાન કાળકા અને અરેરણુ પર ઉતારેલા સુંદર સુતરથી શોભી ઉઠે છે. પાસેજ આવેલા ગાંધીકુટિર ખાદી ઉત્પત્તિ કેન્દ્ર તરફથી એમને બધો જ સહકાર મળી ગયો. વિદ્યાર્થીઓએ એવો નિર્ણય કરી દીધો કે જે સુતર ઉત્પન્ન થાય તેના બદલામાં ખાદી જ લઇ લેવી. બાળકો પુણી જાતે ખરીદી લે છે અને કાંતીને સુતર વેચી બદલામાં ખાદીજ લઇ લે છે. નિછાભાઇનો ઉત્સાહ ઓર વધવા લાગ્યો. એમણે વિદ્યાર્થીઓના વેકાઈ જતા બધાએ ફાજલ સમયનો સદુપયોગ કરવા ઠરાવ્યું. રાત્રે ૨૫-૩૦ વિદ્યાર્થીઓ શાળામાં સુવા આવ્યા અને રાત્રિએ અને વહેલા પ્રભાતમાં પણ શાળામાં રેંટિયા ગુંજવા લાગ્યા.

નિછાભાઇમાં ઉત્સાહ છે, સેવા વૃત્તિ છે, તનમય થઇ જવાની તમન્ના છે. શાળાજ નિછાભાઇનુ ઘર થઇ પડયુ છે અને રેંટિયા અને તકલી અને ખાદીથી જ એમના વિચારો ભરેલા રહે છે. કંઇ કંઇ પ્રગતિની યોજના વિચારે છે. ગાંધી જયંતિ આવી અને કાતણનો સંદેશ વિદ્યાર્થીઓને અપાઇ ગયો. જે સુતર કંતાય તેની ખાદી હરિજનોને આપવી એવુ નક્કી થયુ જોત જોતામા ૩૱ રતલ સુતર તૈયાર થઇ ગયુ અને એની રૂા ૭-૪-.ની ખાદી હરિજનોમા વહેચી દીધી.

આ પ્રાથમિક શાળાની આ ખાદી પ્રવૃતિનો ચેપ ગામને પણ લાગ્યો. ગામના કાર્યકરોનો પુરતો સાથ તો હતોજ. શ્રી. છીણુભાઇના ભત્રિજા પરસોતભાઇ પણ આમા પુરા ઉત્સાહથી ભળ્યા. આજે ૯૦ ઘરના ગામમા ૫૦ ઉપરાન રેંટિયા ચાલે છે. જીનમાં જતી ૩૦ બેનોએ સકલ્પ કર્યો કે જીન છોડી રેંટિયો જ લઇ લેવો. એ બધી બ્હેનો સુદર સુતર કાંતવા લાગી. જયંતિ પ્રસંગે એમની કાતણ હરિફાઇ ગોઠવાઇ તેમા ૪ ઇનામો વહેંચાયાં હરિફાઇનુ પરિણામ જાણવા જેવુ છે.

કલાકની હરિફાઇ

| ક્રમ | નામ | તાર | આક | કસ | કતામણી |
|---|---|---|---|---|---|
| ૧ | શાતાબ્હેન | ૨૩૬ | ૩૮ | ૫૦ | ૫ા પાઇ |
| ૨ | વજીયાબ્હેન | ૨૩૨ | ૩૮ | ૯૦ | ૫ા પાઇ |
| ૩ | રામીબ્હે। | ૨૪૫ | ૨૬ | ૮૦ | ૪ા પાઇ |
| ૪ | મીઠીબ્હેન | ૨૭૦ | ૨૨ | ૫૫ | ૪ પાઇ |

પ્રાથમિક શાળાના શિક્ષકો પૂ. ગાધીજીની રેંટિયા પ્રવૃત્તિમા કેટલે સુધી કામ કરી શકે છે તેનું જ્વલત દ્રષ્ટાત બોરીફળીયાના આચાર્ય નીછાભાઇ સૌ પ્રાથમિક શાળાઓ આગળ મૂકી દે છે. એક બે વર્ષમા ત્યાના ૩૫૦ જેટલા બાળકો ખાદીધારી થઇ જશે એટલે વર્ષે કઇ નહિ તો ૧૨૫૦ રૂપિયાની ખાદી એ શાળા જ ખપાવી દેશે. ખાદી મોઘી પડે? ફાજલ સમયનો સદુપયોગ કરતા અને રેંટિયો જાતે ચલાવતા થઇ જઇયે તો ખદી સસ્તીજ થઇ જાય.

બોરીફળીયાની એ શાળાનો ચેપ બીજી શાળાઓને લાગશે?

દિલખુશ દિવાનજી

# ગામ સુધારણા સપ્તાહ

## —: એક ચેતવણી :—

*હવે તો જીલ્લાના લોકોના જાણવામા આવી ગયુ છે કે જીલ્લા લોકલ બોર્ડના ગામ* સુધારણા સપ્તાહનો હેતુ ગામ લોકોએ સ્વાશ્રયથી સમુહમાં કામ કરી પોતાના ગામને રહેવા લાયક બનાવવાનો છે. આ હેતુ તેજ ગામે બર લાવી શકાય કે જ્યા પક્ષાપક્ષી ન હોય એક વર્ષના અનુભવે બતાવી આપ્યુ છે કે જે ગામોમા પક્ષાપક્ષી હતી ત્યાં ગામ સુધારણાનું કામ થઈ શકયુ નથી. એટલુ ખરૂ કે આ યોજનાને લીધે કેટલાએક ગામોમા કુસંપ હતો ત્યાં સપ આવ્યો છે. વર્ગો વર્ગો વચ્ચેની અસમાનતા થોડે અશે ઓછી થઈ છે પણ કેટલીએક ત્રુટીઓ પણ જોવામાં આવી છે. ઘણા ગામોમાં રસ્તાઓ પહોળા કરવાનું કામ લોકોએ સંપ અને સ્વેચ્છાથી કર્યું છે પણ કેટલાએક ગામમા ગામ સુધારણા સમિતિએ

અનિચ્છનીય રીતિએ કામ કર્યું છે. સ્વેચ્છાથી રસ્તો પહોળો કરવાનું કામ ત્યારે જ કરવું જોઈએ કે એ કરવામાં જેની જમીન જતી હોય એવી કોઈ પણ વ્યક્તિનો વાંધો ન હોય. આવા કામમાં એક વ્યક્તિ પણ વાંધો ઉઠાવે અને પોતાની ખાનગી જમીન આપવા ના પાડે તો ગામ લોકો મોટી બહુમતિના જોરે ના પાડનાર વ્યક્તિની જમીન પડાવી ન શકે. આમ કરવાથી ગુન્હો થાય છે એટલું જ નહિ પણ એ કૃત્ય નીતિ વિરુદ્ધ છે. આપણે તો સત્ય અને અહિંસાથી જ કામ કરવા માગીએ છીએ ના પાડનાર એક વ્યક્તિની જમીન બળ જબરીથી પડાવી લેવાની કોશિષમા હિંસા રહેલી છે એટલું જ નહિ પણ ગામની સમિતિના દરેક સભ્ય ગુન્હાને પાત્ર છે. આવી જુજ ફરિયાદો હમારી પાસે આવી છે. અને તેથી જ આ ચેતવણી સિવાય બીજો રસ્તો હોતો નથી. સમજાવવા છતાં વિરોધ કરે તો વિરોધ કરનારની જમીન પડતી મુકવી જોઈએ. અને એમ કરવાથી જો બધી જ યોજના પડી ભાંગતી હોય તો તેમ થવા દેવુ બહેતર છે. દવાણુ કઢાવવાની બાબતમાં પણ કોઈ વ્યક્તિ કાઢવાને વાંધો ઉઠાવે તો તે સરકાર મારફત કઢાવવા તજવીજ કરવી જોઈએ આવા અનેક દબાણો અમલદારોની મારફત કઢાવવામાં આવ્યા છે. દબાણ કઢાવવામાં વિલંબ થતો હોય તો યોજના દબાણ નીકળે ત્યાં સુધી મુલતવી રાખવી જોઈએ. મને જણાવતા આનંદ થાય છે કે ગણ્યાં ગાંઠ્યા અપવાદ સિવાય ઉપરના ધોરણને જ અનુસરીને સેંકડો બલકે હજારો લોકોએ સુધારણા માટે દબાણો કાઢી નાંખ્યા છે. અને ખાનગી જમીન જાહેર ઉપયોગ માટે આપી છે.

હું આશા રાખું છું કે આ વર્ષના કાર્યક્રમમા જે જુજ ફરિયાદો આવી છે તેટલી પણ આવશે નહિ.

### સમીક્ષા

ગામ સુધારણા સપ્તાહની યોજનાની એક વર્ષની કાર્યવાહી પૂરી થઈ છે એટલે એના મૂળ હેતુમાં આપણે કેટલા ફત્તેહમંદ થયા છીએ અને કેટલે અંશે નિષ્ફળતા મળી છે એ વિચારવું જરૂરી છે. યોજના અંગે શું કામ થયુ છે એનો સત્તાવાર હેવાલ 'સ્થાનિક સ્વરાજ્ય'ના ઑગસ્ટ-સપ્ટેમ્બરના ૩૯ના અંકમા પ્રસિદ્ધ કરવામા આવ્યો છે તે પરથી જોઈ શકાશે અને તેથી ફરીથી અહિં જણાવવાની જરૂર નથી. પણ કઈ કઈ બાબતમાં આપણી ત્રુટી જણાઈ છે અને કઈ કઈ દિશામા સુધારો કરવાની જરૂર રહે છે એ બીજા વર્ષનો કાર્યક્રમ માટે જાણી લેવુ આવશ્યક છે.

(૧) ગયા વર્ષ દરમ્યાન થયેલા કામોના પત્રક પરથી માલમ પડશે કે જીલ્લાના ૮૨૬ ગામો પૈકી ૩૬૨ ગામોમા ગામ સુધારણા સપ્તાહ અંગે કામ થયું છે એ પરથી એમ કહી શકાય કે આપણે ૪૬૪ ગામોમા આપણો ગામ સુધારણા સપ્તાહનો સંદેશો અસરકારક રીતે પહોંચાડી શકયા નથી. એ બનવા સંભવિત છે કે એમાંના કેટલાંક ગામોમાં પુરતો ઉત્સાહ કેળવવાના અભાવે એમ બન્યુ હશે આવી મોટી સખ્યાના ગામોમાં યોજનાનો અમલ ન થાય એનાં ઘણા કારણો હોઈ શકે.

એક તો સ્વાવલંબની આ નવીન યોજના પહેલીજ વેળા કરવામાં આવી હતી. આગળ વધેલાં ગામો એ યોજનાનો ઉદ્દેશ અને જરૂરીયાત સમજી શકયા હતાં. જ્યારે પછાત ગામો તેમ કરવામાં શક્તિમાન થયા ન હતાં. પણ એથી કાંઈ વિસ્મય થવાનું નથી. કારણ કે એ

તો ધારેલુજ હતુ તાલુકાવાર થએલા આકડા જોતાથી માલમ પડશે કે જલાલપોર તાલુકામાં સૌથી વધારે કામ થએલુ છે, ને એનુ કારણ એ છે કે એ તલુકામા આગળ વધેલા ગામોની સખ્યા મોટી છે અને કાર્યકરો મોટા પ્રમાણમા ધ્યાન આપી શકયા હતા. માડવી તાલુકામા ઓછામા ઓછુ કામ થયુ છે તેનુ કારણ પણ આ પરથી સમજી શકાશે કે એ તલુકામા મોટે ભાગે કાળીપરજ વર્ગના લોકોની વસ્તી છે અને કાર્યકરોની સખ્યા પણ નાની છે જે બારડોલી તાલુકો હમેશા કોઈ પણ લડતની મોખરે રહ્યો છે અને રચનાત્મક કાર્યમાં પણ આગળ છે તેનો નબર ત્રીજે રહ્યો છે એ દીલગીરીભર્યુ છે પણ એનુ એક જાણીતુ કારણ છે. આ કામો દરમ્યાન હળપતિ ચળવળમા તાલુકાના લોકો ગુંથાયલા હતા, અને તેથી આ બાબતમા પુરતો વખત આપી શકયા ન હતા ચીખલી તાલુકા માટે સારી આશા રાખવામાં આવી હતી. પરતુ સ્થાનિક પક્ષોને લઇ જોઇએ એવુ બન્યુ નથી ચોર્યાસી તાલુકો શરૂઆતમા પાછળ હતો પણ પછીથી કાર્યકરોના ભારે ઉત્સાહને લઈ પનરો આવ્યો હતો અને બીજે નબરે આવી શકયો છે.

આ પરથી આપણને શીખવાનુ એ મળે છે કે આ વર્ષે પછાત ગામો માટે આપણે ગભીર પ્રયત્ન કરવો જોઈએ અને ગામ સુધારણા સપ્તાહના કામો હાથ પર લેવા પુરતો ઉત્સાહ કેળવવો જોઈએ. આપણે આશા રાખીએ કે બારડોલી તાલુકો આ વર્ષે મોખરે આવશે અને આઠે તાલુકાના સઘળા ગામોમા આ કામ હાથ પર લેવાશે

(૨) થએલા કામોની સંગીનતા જોતા પરિણામ બહુ સતોષકારક કહેવાય નહિ. કામોમા ગામઇ રસ્તા બનાવવાનુ કામ મુખ્ય હતુ. રસ્તા બનાવવાનુ પહેલુ પગથીયુ રસ્તાને જોઇતી ઉચાઇએ લાવી યોગ્ય રીતે ઢોળાણ લાવી માટીકામ કરવાનુ હોય છે. રસ્તાનુ બાધકામ હુન્નરી જ્ઞાન માગી લે છે અને આપણા ગામના રસ્તા સ્વાશ્રયથી બનાવવા માગીએ છીએ એટલે એ વિષેના મુખ્ય સિદ્ધાતો આપણે જાણી લેવા જોઇએ. જીલ્લા લોકલ બોર્ડ તરફથી આ વિષય પર પત્રિકા પ્રસિદ્ધ કરી વ્હેંચવામા આવી છે. અને તેથી આમ્ર હમારી વિનંતી કરવાની કે સર્વે લાગતા વળગતાએ આ પત્રિકા વાચી અભ્યાસ કરી તેમા જણાવેલા સિદ્ધાતો જાણી લેવા જોઇએ અને તેમા આપેલી સુચનાઓ પ્રમાણે કામો કરવાં જોઇએ. ગામ રસ્તાઓના કામમા એ વસ્તુ ખાસ જરૂરી છે એક તો રસ્તા પર પાથરવાનો માલ અને બીજુ જ્યા જ્યા જરૂર જણાય ત્યા ચોમાસાના પાણીના નિકાલ માટે જોગવાઇ, દાખલા તરીકે ગરનાળુ, હયુમ પાઈપ વિ પહેલી જરૂરીયાત માટે લોકોએ પાસેની નદી અગર ખાડી અગર બીજી જગ્યાએથી પોતાના બળદ ગાડાથી જોઇતો માલ લાવી પત્રિકા ન. ૫ અને ૮ મા આપેલી સૂચનાઓ પ્રમાણે રસ્તા પર પાથરવો જોઇએ જે ગામોના રસ્તાના કામ અંગે માટીકામ થઇ ગયુ છે તે લોકોએ આ વરસે આ કામ પહેલુ કરવું જોઇએ પાણીના નિકાલ માટે જોઇતી જોગવાઇ સબધી જીલ્લા બોર્ડ સરકાર પાસે થોડી ગ્રાન્ટ મેળવવા પ્રયત્ન કરી રહી છે, અને એ મળે ત્યા સુધી થોભવુ પડશે

(૩) યોજનાનો મુખ્ય હેતુ એ છે કે દરેક સશક્ત સ્ત્રી અને પુરુષે સમૂહમાં રહી કાયમી ઉપયોગના કામ પાછળ પોતાની જાતમહેનત આપવી જોઇએ પણ આ હેતુ ફળીભૂત થયો નથી. સમૂહમા રહી ઘણા દિવસ સુધી સર્વે લોક કામ કરી શકે નહિ એ સમજી શકાય

# સુરત જિલ્લા સ્કૂલબોર્ડની કાર્યવાહી

ગઈ તા. ૨૩-૧૨-૩૯ને શનિવારે શ્રી કલ્યાણજી વિ. મહેતાના પ્રમુખપદે મળેલી સુરત જિ. સ્કૂલબોર્ડની સભાના કામકાજનો અગત્યનો ભાગ અહીં આપવામાં આવે છેઃ- (૧) નીચેની સેકન્ડગ્રેડ શાળાઓને-ફર્સ્ટગ્રેડમાં તા. ૧-૪-૪૦થી ફેરવવીઃ-ઓલપાડ-મોર, ભગવા, કીમ, આગીતા, ચોર્યાસીઃ-હજીરા, મગદલ્લા, મહોણી, બુડીઆ, બારડોલીઃ-ખોજપારડી, વાલોડઃ-શિદેર, જલાલપોરઃ-નાગધરા, ઈચ્છાપોર, કલથાણ, ચીખલી- આગધરા, કુકેરી, ખરોલી, પારડી-ગોનવાડા, બામણ,-કરવડ, ડુગરવાડી, (પટેલ ફળીઆ) (૨) નવાગામ (ચોર્યાસી) માં લો. બોર્ડ શાળા ખોલવી અને નીચેના ગામોની લોકશાળાઓને બોર્ડના ચાર્જમાં લેવાની જિ. બોર્ડને ભલામણ કરવામાં આવે છે. ચીખલીઃ-સમરોલી (ધારફળીઆ), સોનારી ફળીઆ, (સાદડવેલ), સુધાવાડી ફળીઆ, (હરણગામ), પારડીઃ-વાપી કોળીવાડ, વાપી નાયકવાડ, કરાયા, વાલોડ-રાનવેરી, મોરદેવી, દાદરીઆ, વલસાડ-શીત તળાવ (જહેલી) (૩) આ જિલ્લામાં સિદ્ધાંતને અનુસરીને શિક્ષકોની ઓછામાં ઓછી સંખ્યા ૧૫૪૫ હોવી જોઈએ તેને ઠેકાણે આજે મંજુર કરવામાં આવેલા શિક્ષકોની સંખ્યા ફક્ત ૧૨૭૫ જ છે એટલે જિલ્લામાં જરૂર કરતાં ૨૭૦ ઓછા શિક્ષકોથી કામ ચલાવવુ પડે છે. પુખ્ત વિચાર પછી આ બોર્ડ એવા અભિપ્રાય પર આવી છે કે આ વસ્તુસ્થિતિને કારણે સાડાપાંચ લાખ રૂપિયાની રકમ કે જે સરકાર તેમજ લોકલ ઓથોરીટી મળીને આ જીલ્લાના પ્રાથમિક શિક્ષણ પાછળ ખર્ચી રહ્યા છે તે મોટે ભાગે પાણીમાં જઈ રહી છે તેથી અત્યારે સરકારે મંજુર કરેલા શિક્ષકોની સંખ્યા છેકજ અપૂરતી છે તે બાબત ઉપર સરકાર ગંભીરતાપૂર્વક ધ્યાન આપે એવો આ બોર્ડ તેને માનપૂર્વક પરંતુ પૂરા માનસહિત આગ્રહ કરે છે. જો સરકાર કાર્યક્ષમ શિક્ષણના હેતુને ખાતર આવશ્યક એવી શિક્ષકોની પૂરતી સખ્યા મંજુર ન કરશે તો એવા અપૂરતા સ્ટાફથી

ચલાવવુ એ મિથ્યા છે આ બાબતમા આ પહેલા સરકારને લખાણ કરવામા આવ્યુ છે અને આથી તે ફરીથી ભારપૂર્વક તેના ધ્યાન પર લાવવામા આવે છે- હવેથી આ મહત્વની બાબત પર જો સરકાર તરફથી આશા પડતો જવાબ નહિ આવશે તો બોર્ડે આ બાબતની જવાબદારીઓ વહન કરવી કે તેમાંથી ખસી જવું એનો તેને વિચાર કરવો પડશે. (૪) વાઘછીપા (પારડી) માં સર પી ટી યોજના પ્રમાણે બંધાયલા લો. બો. શાળાના મકાનની ચાલુ મરામત બાબતમા ત્યાનાં શ્રી. મોતીભાઇ હીરાભાઈ અને શ્રી ડાહ્યાભાઇ હીરાભાઇનો જવાબ તેમની તા. ૧૫-૬-૩૨ની કબુલત સાથે બંધ બેસતો નથી એ બાબતમાં જિ. બોર્ડના પ્રમુખને એ બન્ને ગૃહસ્થો સાથે વાટાઘાટ કરી યોગ્ય કરવા વિનતિ કરવી. (૫) વેસુ (ચોર્યાસી) ની લો બો. શાળાના મકાન માટે સદ્દગત ગામના ઈનામદારે જમીન ઉદાર સખાવતથી આપી હતી તેવી જ રીતે બાળકોની રમતગમત માટે વગર ભાડે જમીન આપવા વિનતિ કરવાની લો. બોર્ડના પ્રમુખશ્રીને ભલામણ કરવી. (૬) હ્રાઈટ હાઉ કોમર્શીઅલ સ્કૂલ-રાંદેર બંધ થઇ ગયેલી હોવાથી તેની મંજુરી ખેંચી લેવી. (૭) વેડછી શિક્ષક તાલીમ વર્ગ હવેથી પાચ મહીનાને બદલે ૨॥ મહિનાનો રાખવો ને તેને મંજુર કરવા ડી પી. આઈ. ને વિનતિ કરવી (૮) ઓરપાડ કન્યાશાળાના મકાન માટે શ્રી. ભોગીલાલ ધીરજલાલ લાલાએ પોતાની માલીકીની જમીન આપવાની ઇચ્છા દર્શાવી છે તે જમીન એ ઓ.એ જોવી ને તેમને પસદ પડે તો તેમની માગણી સ્વીકારવી અને સદ્દહું કન્યાશાળાનું મકાન બાંધવા માટે રૂા. ૧૦૦૦) ને બદલે રૂા. ૧૫૦૦) આપવા શ્રી. ભોગીલાલ લાલાને વિનતિ કરવી.

# પ્રાસંગિક નોંધ

**અમારી નેમ**—'સુરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય'ના પ્રકાશનને ગૂજરાતના પત્રો ને માસિકોએ આવકાર આપ્યો છે, તે સાથે કેટલાક મિત્રોએ કેટલીક સૂચના પણ આપી છે. એક પત્ર-મિત્રે આ માસિકનો ઉપયોગ મહાસભા પક્ષ કે બીજા કોઈ પક્ષના પ્રચારાર્થ તરીકે અગર ચૂંટણીમાં મત મેળવવાના હેતુ માટે ન થાય તે તરફ અમારું ખાસ ધ્યાન ખેંચ્યું છે. આ તકે અમે સ્પષ્ટ કરવા માગીએ છીએ કે—'ગામડાની દૂર દૂર વસતી જનતાને તેમના રોજબરોજના વહેવારમાં એક સાધનરૂપ થઈ પડે ને તેઓ લો. બોર્ડ અને ગામ-પંચાયત જેવી સ્થાનિક સ્વરાજની સંસ્થાઓના વહીવટથી માહિતગાર રહે તેમજ ગામજનતા સ્વમાનથી અને સરળ રીતે જીવન ગુજારી શકે એ માટેના બનતા બધા પ્રયાસો કરવાની આ માસિકદ્વારા અમારી નેમ છે. કોઈપણ પક્ષનું વાજીંત્ર બનાવવાની આ માસિકના સંચાલકોની નેમ નથી તે તો અત્યાર સુધીના પ્રગટ થયેલા અંકો જોવાથી જોઈ શકાશે. અમારા આ માસિકને સચિત્ર બનાવી ગામ ગામડે સ્વચ્છતા, શાળાઓ, રસ્તાઓ, કુવા, બજાર વિ. સંબંધી પ્રચાર કરવાની અમારી મુરાદ છે જ ને સંજોગ પ્રમાણે અમે તે કાર્ય હાથ ધરવાની આશા રાખીએ છીએ. છેવટે આ માસિકના પહેલા પાને 'આ માસિક શા માટે?' એ મથાળા હેઠળ કરવામાં આવેલી ચોખવટ તરફ ફરીથી અમે સૌનું ધ્યાન ખેંચીએ છીએ ને ગામડાંની પછાત પ્રજાને કોઈપણ રીતે ઉન્નત કરવાના હેતુ સિવાય બીજા કોઈ કાર્ય માટે આ માસિકનો ઉપયોગ નહિ જ થાય એની અમે ફરીથી ખાત્રી આપીએ છીએ; તે સાથે આવી બાબતોમાં ધ્યાન ખેંચતા અમારા પત્ર-મિત્રોનો અમે આ તકે આભાર માનીએ છીએ.

મકનજી પટેલ

**આશીર્વાદસમાન**—સૂરત જિલ્લાના સદ્ભાગ્યે ગૂજરાતના બીજા જિલ્લાઓ કરતાં પ્રાથમિક કેળવણી માટે શાળાઓનાં મકાનો, બાળપુસ્તકાલયો, વિ.ની સારી જેવી સગવડ સૂરતનાં જ વતની ને મુંબઈમાં વસતા સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ તરફથી કેટલાંક વર્ષોથી કરવામાં આવી છે. જિલ્લાભરમાં આજ સુધીમાં સર પી. ટી. યોજના મુજબ નિશાળનાં આશરે ૧૨૫ મકાનો બંધાયા છે ને ૩૦૦ ઉપર બાળ લાયબ્રેરીઓ ચાલે છે. છેલ્લા બેએક વર્ષોથી તેમણે મકાન બંધાવવાનું બંધ રાખ્યું હતું, પણ હમણાં જ તેઓ આ જિલ્લાની મુલાકાતે આવી ગયા તે પ્રસંગે સસ્તી કિંમતમાં મકાન બંધાય એવા પ્લાનની મંજુરી આપી છે ને હવે એ પ્લાન મુજબ સૂરત જિલ્લામાં આશરે વીસેક ગામોએ જ્યાં નિશાળનાં મકાન ન હશે તે ગામોએ સંજોગ પ્રમાણે મકાનો બંધાવવામાં આવશે. બાળ લાયબ્રેરીવાળી યોજના તો તેમની ચાલુ જ છે. આશા છે કે જિલ્લાના જે ગામો આ બંને સાધનોથી વંચિત હશે તેઓ આ યોજનાનો પૂરો લાભ લેશે જ. સૂરત જિલ્લા તરફ મમતા ધરાવી સર પુરૂષોત્તમદાસે મહાપુણ્યનું કાર્ય કર્યું છે તે માટે આ જિલ્લાની જનતા હંમેશ ઋણી રહેશે. તેમણે આદરેલા આ પુનીત કાર્યને માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ અને હજી પણ એ ચાલુ રાખશે જ એવી આશા સાથે અમે વિરમીએ છીએ.

જયોત્સ્ના શુક્લ

---

સૂરતના ભાઈ બળદેવ મોદીઆ તરફથી હાસ્યરસનું પ્રગટ થયેલું 'વાતોનાં વડાં'નું પુસ્તક મળ્યું છે, તેનો સાભાર સ્વીકાર કરીએ છીએ.

# રોજનીશી ડિસેમ્બર-જાન્યુઆરી

**ડિસેમ્બર તા. ૧૧**—બારડોલી તાલુકાના ખેડૂતોની બારડોલીના પટેલ ભુવનમા મળેલી સભામા શ્રી. મોરારજી દેસાઈએ સહકારી પદ્ધતિએ કામ કરવાથી થતા ફાયદાની સમજુત આપી એ સભાએ 'બારડોલી તાલુકા ખેતી સુધારણા અને ઘી વેચાણનુ' સહકારી મડળ' કાઢવાનુ નક્કી કર્યું

**તા. ૧૩**—સુરતના હિન્દી પ્રચારક મડળના પુસ્તકોત્સવની શ્રી. મોરારજી દેસાઈએ મુલાકાત લીધી હતી ને સસ્થાના કાર્ય માટે ઉત્તમ અભિપ્રાય આપ્યો.

**તા. ૧૪**—ચોર્યાસી તાલુકા દૂધ ઉત્પાદક મડળીની કાર્યવાહક સમિતિની સભાએ મડળીને રજીસ્ટર કરાવવાનુ ઠરાવ્યુ

**તા. ૧૫**—પૂનાની જિલ્લા બોર્ડે રૂ ૩૦ કે તેથી ઓછા પગારના નોકરોને માસિક રૂ ૩)નુ એલાવન્સ આપવાનો ઠરાવ કર્યો

**તા. ૧૫**—કુભારીઆ (જિ. સુરત) ગામે આજુબાજુના ગામોના શાકભાજી ઉત્પન્ન કરનાર ખેડૂતોની સભા મળી આસિ રજીસ્ટ્રાર શ્રી ત્રિવેદીએ શાકભાજીના એકત્ર વેચાણ માટે મડળી સ્થાપવાની સમજુત આપી હતી

**તા. ૧૮**—ખેડા જિલ્લાના માધ્યમિક શિક્ષક પરિષદ નડિયાદમાં પ્રો રમણલાલ યાજ્ઞિકને પ્રમુખપદે મળી હતી

**તા. ૨૦**—નવસારી તાલુકા પ્રજામડળે પાક નિષ્ફળ જવાથી ઉમરાઠ, વાસી દાતી વિ ગામોને પૂરી મહેસુલ માફી મળે તે માટે માગણી કરી.

**તા. ૨૨**—દાહોદના ૧૨૧ માથી ૪૦ ગામોનુ આખુ મહેસુલ દુષ્કાળને કારણે મુબઈ સરકારે માફ કર્યું, ૬૮ ગામનુ અડધુ' તેમજ ૧૩ ગામનુ મુલતવી રાખવા ઠરાવ્યુ.—ચોર્યાસી તાલુકા દૂધ વેચાણ કરનારી સહકારી મડળીને રજીસ્ટર કરવામા આવી.

**તા. ૨૩**—વર્ધામા મળેલી મહાસભાની કારોબારી સમિતીએ રાજકીય પરિસ્થિતિની ચોખવટ કરતું લબાણુ નિવેદન પ્રગટ કરી તા ૨૬ મી જાન્યુ એ સ્વાતંત્ર્યદિનની ઉજવણી કરવાની પ્રજાને અપીલ કરી

**તા. ૩૧**—ગૂજરાત કાઠિયાવાડના યુવાન કાર્યકરોનુ સમેલન સુરતમા શ્રી એરકીના પ્રમુખપદે મળ્યુ

***જાન્યુઆરી '૪૦* તા. ૧**—સુરત જિલ્લામા સરકારે સસ્તા અનાજની દુકાનો ખોલવાનુ ઠરાવ્યુ

**તા. ૪**—મુબઈ અને કચ્છ વચ્ચે વિમાની વ્યવહાર શરૂ થયો

સુરત જિલ્લાના કોંગ્રેસ કાર્યકરોની બારડોલીમા મળેલી સભામા સરદાર વલ્લભભાઈએ દેશની રાજકીય પરિસ્થિતિ વિષે ભાષણ આપ્યુ ને રચનાત્મક કાર્યમા મડી પડવાની સલાહ આપી

**તા. ૬**—ચીખલી કસ્બામા પશુ દવાખાનુ એકજ હોવાથી તાલુકાના ઉત્તરના દૂરના ગામો તેનો લાભ લઈ શકતા ન હતા તેથી ગણદેવામા મામલતદારે પશુ દવાખાનુ સુરત જિ. બોર્ડ તરફથી શરૂ થયુ એ દવાખાનામા ચીખલી પશુ દવાખાનાના ડોક્ટર દર અઠવાડિયે બુધવારે ને શનિવારે બપોરે પછી ઢોરની સારવાર માટે હાજર રહેશે આ ગોઠવણનો લાભ લેવા આજુબાજુના ગામલોકોને જિ બોર્ડના પ્રમુખશ્રી વિનતિ કરે છે

# અનુક્રમ

| | વિષય | | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | લોકશાસન તંત્ર | શ્રી દુર્લભજી પરાગજી દેસાઇ | ૨૧૩ |
| ૨ | મોટી નિશાળ | ધા પ્ર | ૨૧૬ |
| ૩ | આ તે સ્થાનિક સ્વરાજ્ય કે તેની હાસી? | શ્રી દુર્લભજી પરાગજી દેસાઇ | ૨૨૩ |
| ૪ | કામ મનોનકરની શિક્ષકોનો સંવાદ | | ૨૨૭ |
| ૫ | નિરક્ષરતા નિવારણ | શ્રી લલ્લુભાઇ હરિભાઇ પટેલ | ૨૩૪ |
| ૬ | ચીનગારી | શ્રીમતી જ્યોત્સ્ના શુક્લ | ૨૩૬ |
| ૭ | નચ યાની રૂશ્વતખોરી | શ્રી દુર્લભજી પરાગજી દેસાઇ | ૨૩૭ |
| ૮ | નામ ગિક નોંધ | શ્રી કલ્યાણજી વિ મહેતા | ૨૪૦ |
| ૯ | સુરત જિલ્લા સ્કૂલબોર્ડની કાર્યવાહી | | ૨૪૩ |

## ગ્રાહકોને

જેમના લવાજમના પૈસા બાકી હોય તેમને તે તાકીદે મોકલી આપવા વિનતિ છે


તંત્રી મંડળ

શ્રી દુર્લભજી પરાગજી દેસાઈ
શ્રી કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા
શ્રી જયોત્સ્ના બ્હેન શુક્લ
શ્રી મકનજી પુરુષોત્તમ પટેલ
શ્રી લલ્લુભાઈ હરિભાઈ પટેલ

વ્યવસ્થાપક
શ્રી ઠાકોરભાઈ મણિભાઈ દેસાઈ
ચિફ્ ઑફિસર
સુરત જિલ્લા લો. બોર્ડ

મુદ્રક
શ્રી નાન ઇચ્છારામ દેસાઈ
લોકશાહી મુદ્રણમંદિર
ચૌટાપુલ સુરત

આ માસિક દર મહિનાની ૧૫ મી તારીખે પ્રગટ થશે.
વાર્ષિક લવાજમ રૂા. ૧-૮-૦

# સૂરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય

[ માસિક ]

વર્ષ ૧ ]     ફેબ્રુઆરી ૧૯૪૦     [ અંક ૭

## લોકશાસન તંત્ર

### પક્ષપદ્ધતિ

[ ૪ ]

પક્ષપદ્ધતિની નીચેની વિશેષતાઓ સંબંધી આ લેખમાં ઉલ્લેખ કરવામાં આવશે.

(૧) પક્ષના પ્રાથમિક સભ્યોની પક્ષ તરફ વફાદારી.

(૨) ધારાસભા તથા લો. બોર્ડ વગેરે સંસ્થાઓના ઉમેદવારોની પસંદગી.

(૩) શિસ્તપાલન.

(૪) પક્ષપદ્ધતિના લાભાલાભ.

(૧) પક્ષના પ્રાથમિક સભ્યોની પક્ષ તરફની સંપૂર્ણ વફાદારી સિવાય કોઈ પણ પક્ષને ફતેહમંદ બનાવી શકાય નહિ. કોઈ પણ પક્ષના સભ્ય થતા પહેલા દરેક વ્યક્તિએ પૂરેપૂરો વિચાર કરી લેવો જોઈએ. દરેક હિન્દીને પ્રથમ સ્વાધીનતા જોઈએ છે, અને તેથી જ આજે દરેક પક્ષે પોતાનું ચોક્કસ ધ્યેય ઠરાવ્યું હોય છે અને તે પ્રાપ્ત કરવાનાં સાધનો નક્કી કરેલાં હોય છે. આ ધ્યેય અને સાધનો તથા પક્ષના બંધારણના અમલો સમજીને જ પક્ષના સભ્ય થવું જોઈએ અને સભ્ય થયા પછી તેને સંપૂર્ણ વફાદાર રહેવું જોઈએ. દાખલા તરીકે મહાસભાના સભ્ય થયા પછી મહાસભા અને તેની કારોબારી જે જે ઠરાવો કરે તેનું યથાશક્તિ પાલન કરવાની કોશીશ કરવી જોઈએ. સભ્ય થયા પછી પક્ષના ધ્યેય અને સાધનો સંબંધે શંકા ન બતાવવી જોઈએ. જો કોઈ નિયમ અગર ઠરાવની સામે કોઈ સભ્યને વિરોધ હોય તો તે બંધારણપૂર્વક ફેરવાવી શકે છે, પણ પોતાને કોઈ નિયમ અગર ઠરાવ પસંદ ન હોય તેથી તે પક્ષ સામે વિરોધ કરી શકે નહિ. પક્ષ તરફની વફાદારી કેટલી બધી દીપવાળી છે તેના દાખલાઓ પણ જોવામાં આવ્યા છે. મહાસભાએ જ્યારથી પ્રાંતિક સરકારનો વહીવટ હાથમાં લીધો ત્યારથી મહાસભા સાથે કંઈ પણ સંબંધ વગરના અને વિરોધીઓએ પણ મહાસભામાં દાખલ થઈ સમિતિ અને બીજી સંસ્થાઓમાં દાખલ થવાની કોશીશ કરી હતી. આવા એક સભ્યે લો. બો. ની ચૂંટણી વખતે પ્રતિજ્ઞાપત્ર પર

સહી કરી પોતાની ઉમેદવારી નોંધાવી હતી ઉમેદવારોની પસંદગી કરવાની ફરજ મધ્યસ્થ સમિતિની હતી અને એ સમિતિએ આ ભાઈની ઉમેદવારી મંજુર રાખી નહિ પ્રતિજ્ઞા પ્રમાણે એમનાથી સ્વતંત્ર ઉમેદવારી કરી શકાય નહિ એટલું જ નહિ પણ પસંદ થયેલા ઉમેદવારને બનતી મદદ આપવાને તે બંધાએલા હતા. પણ આ ભાઈએ પ્રતિજ્ઞાનો સદંતર ભંગ કરી પોતાની પસંદગી ન થવાથી સ્વતંત્ર ઉમેદવારી કરી આવા પ્રતિજ્ઞા ભંગ કરનારને પણ મત આપનારા મળી આવે છે, કારણ કે પ્રતિજ્ઞાભંગ એ કેવો ગંભીર ગુન્હો છે, તેનું ભાન મતદારોને હોતું નથી. બીજા કેટલાક ભાઈઓ જેમની ઉમેદવારી પસંદ ન થઈ હતી તેમણે સ્વતંત્ર ઉમેદવારી તો ન કરી હતી પણ મહાસભાના ઉમેદવારોને મદદ કરવાને બદલે છુપી રીતે સ્વતંત્ર ઉમેદવારને મદદ કરી હતી આ પણ પ્રતિજ્ઞાનો ભંગ જ હતો આ વર્તનને આપણે પક્ષની વફાદારી કહી શકીએ નહિ મતદાર ભાઈઓએ આવા બીનહરિફ સભ્યોથી ચેતતા રહેવું જોઈએ

(૨) ધારાસભા અને લો બોર્ડ જેવી સંસ્થાઓ માટે ઉમેદવારોની પસંદગી

પક્ષપદ્ધતિમાં પક્ષ તરફથી ચૂંટણીમાં જે ઉમેદવારો ઉભા રાખવાના હોય છે તેની પસંદગી કરવા માટે પક્ષના આગેવાનોની એક નાની સમિતિ નીમવામાં આવે છે. જેમને પક્ષ તરફથી ઉમેદવારી કરવાની ઈચ્છા હોય તેમણે આ સમિતિને ઠરાવેલા પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરીને અરજી કરવાની હોય છે અને આવા ઉમેદવારોમાંથી જે તે મત વિભાગની જગ્યા પૂરતા ઉમેદવારોની પસંદગી કરવામાં આવે છે. આ પસંદગી કરવાનું કામ ઘણું જોખમદારીનું હોય છે, એટલું જ નહિ પણ તે નિષ્પક્ષપાત વલણ પણ માગી લે છે અને તેથી જ પક્ષ તરફથી આવી સમિતિ માટે પીઢ અને ઊંચા ચારિત્ર્યવાળા મોવડીઓની પસંદગી થાય છે આ ઉમેદવારોની પસંદગી કરવામાં અનેક દૃષ્ટિથી વિચાર કરવો પડે છે. ઉમેદવારોના ત્યાગ, સેવાવૃત્તિ ઉપરાંત તેમની કાર્યકુશળતા પણ જોવામાં આવે છે. તે ઉપરાંત હાલના આપણા દેશના સંજોગોને લઈને કોમોની વસ્તીનું પ્રમાણ પણ વિચારમાં લેવું પડે છે.

ઉમેદવારોની ઉપર પ્રમાણે પસંદગી કરવાના અનેક કારણો છે. જ્યારે કોઈ પણ પક્ષને ચૂંટણીમાં પોતાના ઉમેદવારો મૂકવાના હોય ત્યારે જગ્યાઓ જેટલા જ ઉમેદવારો મૂકી શકાય. કારણ કે એક જ પક્ષના ઉમેદવારોમાં માંહોમાંહે હરિફાઈ થાય તો તેથી વિરુદ્ધ પક્ષને લાભ થાય છે આ પક્ષપદ્ધતિ પશ્ચિમના લોકશાસનવાળા દેશોમાં ઘણા વર્ષોથી ચાલે છે અને ઉમેદવારોની પસંદગીનું કામ પક્ષના મોવડીઓ જ કરે છે, અને એ બાબતમાં મતદારોને કંઈ પણ શંકા રહેતી નથી. પણ આપણા દેશના આવા સંજોગોમાં મહાસભાનો એક મોટામાં મોટો અને વ્યવસ્થિત પક્ષ હોવા છતાં તેની સામે સામાન્ય રીતે સ્વતંત્ર ઉમેદવારો જ પોતાના પૈસા અને લાગવગના બળ ઉપર ઊભા રહે છે. હાલની ધારાસભામાં મુસ્લીમ લીગના સભ્યોને બાદ કરતા બે ત્રણ નાના પક્ષો સ્થપાયા છે ખરા પણ તેનું ગુજરાતમાં અસ્તિત્વ નથી. આ કારણોને લઈને ગુજરાતની ધારાસભા અને લો. બોર્ડોની ચૂંટણીમાં મહાસભા પક્ષના ઉમેદવારોની સામે જે ઉમેદવારો ઉભા રહ્યા હતા તેઓ સ્વતંત્ર ઉમેદવાર તરીકે જ ઉભા રહ્યા હતા. આ ઉમેદવારો પાસે કોઈ કાર્યક્રમ અગર સિદ્ધાંત નહોતા મતદારોની અજ્ઞાનતાને

અમલ કરવાને પ્રતિજ્ઞાથી બંધાયલા હોય છે તેમના પર રહે છે. જો એક જ પક્ષના ઉમેદવારો આવી વફાદારીની પ્રતિજ્ઞા લઇ સીધા મતદારો પાસે પોતાની પસંદગી કરાવે તો પ્રથમ પક્ષમાં માંહોમાહે હરિફાઈ થાય અને તેથી પક્ષ નિર્બળ બને, તે ઉપરાંત સામાન્ય મતદારોમાં ઉમેદવારોની લાયકાત બાબત પસંદગી કરવાની ભાગ્યે જ લાયકાત હોય છે. ઉમેદવારોની આવી પસંદગી કરવામાં આપણે ઉપર જોયું તેમ અનેક દૃષ્ટિબિંદુથી જોવું પડે છે. આ ફરજ મતદાર બરાબર બજાવી શકે નહિ. પક્ષપદ્ધતિમાં ખરી રીતે મતો પક્ષને એટલે કે પક્ષના કાર્યક્રમને માટે આપવામાં આવે છે નહિ કે વ્યક્તિને. આ વાત દરેકે દરેક મતદારે યાદ રાખવી જોઇએ. અને તેથી પ્રચાર વખતે મતદારો આગળ રજૂ કરવાની મુખ્ય વાત ઉમેદવારની લાયકાત કે ગેરલાયકાતની નહીં પણ પક્ષના કાર્યક્રમની છે. ઉમેદવારની યોગ્યતા બારીક ઝીણવટથી પક્ષના મોવડીઓએ તપાસી હોય છે અને એ પ્રશ્નનો નિર્ણય ઉમેદવારોને કરવાનો રહેતો નથી. આવી બધી હકીકત મતદારોએ બરાબર સમજી લેવી જોઇએ એ સમજાય તો જ દેશહિત ખાતર કોને અને કેવા કારણસર પોતાનો મત આપવો તેની મતદારોને બરાબર સમજ પડે

હવે પછીના લેખમાં શીસ્ત પાલન અને પક્ષપદ્ધતિના ગુણદોષ સંબંધી ઉલ્લેખ કરવામાં આવશે. (અપૂર્ણ)

દુર્લભજી પરાગજી

# મોટી નિશાળ

સ્ટેશનેથી નીકળેલો ભાડાની મોટરનો ખટારો સમીસાંજે આમ્રપલ્લી ગામને પાધરે પહોંચ્યો. તેમાંથી એક જુવાન નીચે ઊતર્યો.

એ ઉતારૂને "આવો, આવો, તમેજ વીરૂભાઇને?" બોલી એક વનમાં ગએલી વયના ગૃહસ્થે આવકાર આપ્યો.

"હાજી, હુંજ વીરૂભાઇ, તમે ત્યારે ધીરૂભાઇ નહિ ?" એ ઉતારૂએ પોતાની ઓળખ આપી અને સામાની ઓળખ પૂછી.

એ બંને વ્યક્તિઓ પ્રાથમિક નિશાળના શિક્ષકો હતી. ધીરૂભાઇ સરકારી કાયદા પ્રમાણે નિવૃત્ત થતા હતા. વીરૂભાઇની તેમની જગ્યાએ નીમણુક થઇ હતી. આજે તે પોતાના એ હોદ્દાનો ચાર્જ લેવા આવ્યા હતા ધીરૂભાઇ ઘરડા હતા અને લાંબા વખતથીજ ગામડામાં વસ્યા હોઇ દેખાવે સફાઇદાર ન હતા વીરૂભાઇ યુવાન હતા, શહેરમાંની કેળવણીની કૉલેજમાં તાલીમ પામ્યા હતા અને ત્યાંથી હજુ તાજાજ આવતા હતા એટલે સુઘડ અને અક્કડ જણાતા હતા

વાળુપાણી પૂરાં થતાં બંને ધંધાબંધુઓ નિશાળમાં આવ્યા. ધીરૂભાઇના હાથમાં ફાનસ હતું ને તે નવા શિક્ષકને દોરી રહ્યા હતા.

"ચાર્જ આજેજ લેશોને ?" ધીરૂભાઇએ નિશાળ ઉઘાડતાં ઉઘાડતાં પૂછ્યું.

"હાજી: તુમારમાં એવો હુકમ છે." વીરૂભાઇ દેખાવે અક્કડ હતા પણ બોલવામાં મીઠા અને સ્વભાવે વિનયી જણાયા.

"તો ચાલો કરું શરૂઆત." જૂના શિક્ષકે નવાને ચાર્જ સોંપવા માંડયો. દફતર, હિસાબ, કિતાબ, રાસ, સ્ત્રીલાં: દરેકની ગણતરી થઇ ને મેળવણી થઇ. એ મેળવણી અંતે વીરૂભાઇએ હાશ! કહી છૂટકારાનો દમ ખેંચ્યો. તે બોલ્યા "ધીરૂભાઇ! લાવો એ યાદી, મેં ઉપરની વસ્તુઓનો આજરોજે ચાર્જ લીધો છે એવું લખી સહી કરી આપું."

"સહી! સહી અત્યારથી! ધીરૂભાઇએ ઉદ્‌ગાર કાડયો. અત્યારે તે ખૂબ ગંભીર અને વિચારમગ્ન હતા, જાણે કે તેમનું શરીર નિશાળમાં છતાં મન બીજે હતું એવું જણાતું હતું.

'કેમ! હજુ બીજા કશાનો ચાર્જ આપવો બાકી છે!" વીરૂભાઇએ નવાઇ બતાવી જીજ્ઞાસુની આતુરતાથી પૂછ્યું.

"હા!"

"શાનો? હવે તો કંઇ બાકી રહ્યું નથી."

"ભાઇ! આ તો પાશેરામાં પહેલી પૂણી થઇ. જેનો ખરો ચાર્જ આપવાનો છે તેજ તો હજુ મેં તમને બતાવ્યું નથી." ધીરૂભાઇ અત્યારે કોઇ રહસ્યવાદી તત્ત્વવેત્તા જેમ બોલતા હતા. એના રહસ્યમય શબ્દોનો અર્થ વીરૂભાઇ વર્તી ન શક્યા.

"શું બતાવ્યું નથી?" વીરૂભાઇના સ્વરમાં હવે અચરજનો ભાવ આવ્યો.

"મોટી નિશાળ!" એ શબ્દોચ્ચારે ધીરૂભાઇનો ચ્હેરો ગંભીરતા છોડી હસમુખો થયો.

"મોટી નિશાળ" મોટી ને નિશાળ જેવા બે સાદા શબ્દોનો અર્થ પણ વીરૂભાઇ સમજ્યા ન હતા એવું એનો ઉદ્‌ગાર દર્શાવતો હતો

"હા, ભાઇ, મોટી."

"મોટી તે કેવડીક?"

"આખા ગામ જેવડી. ગામબધાંનાં ઘર ને ખેતર, વાડા ને ઝૂંપડાં એ એનાં મકાન. આખી વસ્તીની પ્રજા-ઊંચ કે નીચ, મોટાં કે નાનાં, એ એનાં નિશાળિયાં. નથી એ નિશાળમાં રજા કે નથી રાત. આઠે પહોર તે ઉઘાડી છે. માણસ ઊંઘે કે જાગે છતાં તેનામાં રહેલું જીવન જાગતુંજ રહે છે. તેવીજ છે આ મોટી નિશાળ હરહમેશાં ચાલુ ને ચાલુ." કોઇ કવિ કલ્પનાચિત્ર દોરે ત્યારે તેની આંખમાં જે આનંદ ચમકે તેવોજ ચમકારો વીરૂભાઇએ ધીરૂભાઇની આંખમાં જોયો. તે દિગ્મૂઢ જેવા બોલ્યા.

"ધીરૂભાઇ! તમારી મોટી નિશાળની કલ્પના હજુ મને સ્પષ્ટ સમજાતી નથી."

"કલ્પના!" મારી જીવનભરની તપસ્યા ને સિદ્ધિ તે કલ્પના! ના. ના. એ કલ્પના નથી, જલ્પના નથી પણ છે હકીકત. તમે ને હું કલ્પના હોઇશું તો તમે કલ્પના, નહિ તો નહિ." ધીરૂભાઇ ઉત્તેજિત થઇ વીરૂભાઇ ભણી તાકી રહ્યા. તેની તારા જેવી આંખોનું તેજ અમાસના અંધારામાં પ્રકાશ પાડવા તારાઓ મથતા હોયની તેવી રીતે વીરૂભાઇના મગજના અંધારામાં પ્રકાશ પાડવા પેસી રહ્યું હોયની એવો તેને ભાસ થયો.

છતાં હજુ વીરૂભાઇ ધીરૂભાઇની મોટી નિશાળને ઓળખી ન શક્યા. તે ગુંચવાએલા સ્વરે બોલ્યા.

"પણ એકજ ગામમાં બે નિશાળ!"

"હા, બે. એક છોકરાંની તો બીજી તેમનાં વાલીવડીલની."

"સરકારી દફતરે તો એકનુંજ નામ છે."

"ખરી વાત. કારણ બીજી નિશાળ સરકારી નથી."

"તો પછી હુકમ પ્રમાણે તો હું આ સરકારી નિશાળનોજ ચાર્જ લેવા બંધાએલો છું."

"એ પણ ખરી વાત. પણ સાચા શિક્ષકે એકની સાથે બીજી નિશાળનો ચાર્જ પણ લેવો ઘટે. પહેલાનો ચાર્જ એ પોતાની નોકરીની ફરજ સમજી લે છે. બીજાનો ચાર્જ એ પોતાનો શિક્ષકનો સાચો ધર્મ ઓળખીને લે છે, વીરૂભાઇ! તમે તો કેળવણીની કોલેજમાં જઇ આવ્યા છો, નવા યુગનાં આંદોલનો ઝીલી આવ્યા છો એટલે એ મોટી નિશાળનો ભાર પણ તમે રાજીખુશીથી લેશો એવી મને શ્રદ્ધા છે."

"તમારી શ્રદ્ધાને અપાત્ર ન નીવડું તો ઠીક. પણ ધીરૂભાઇ! ચાલો પ્રથમ એ મોટી નિશાળનાં દર્શન તો કરાવો." વીરૂભાઇ નમ્ર અવાજે બોલ્યા. "ભલે, ચાલો, દર્શન કરતા જાઓ ને ચાર્જ પણ લેતા જાવ."

બંને નિશાળના ટેકરેથી નીચે ઊતર્યા. આગળ હતા ધીરૂભાઇ, તે કોઇ તપોમૂર્તિ મુનિ મહારાજ જેવા ને પાછળ હતા વીરૂભાઇ તે વિનયનમ્ર એવા કોઇ રૂપિશિષ્ય જેવા જણાતા હતા.

પાધર પૂરૂં થયું ત્યાં દેખાઇ એક ફૂલવાડી. થોડાક વર્ષો પર અહીં થોડાક ખાડા ટેકરા હતા. તે અવડ પડયા હતા. એ જગ્યાએ હતાં છાણ ને છાણાં, ધૂળ ને ઢેફાં, કાંટા ને કાંકરા. પશુ, પંખી અને માણસો અત્રે વિના સંકોચે મળ વિસર્જન કરતાં. એ કારણે એનું નામ પડયું હતું 'અઘારખાડી.'

નર્કમાથી સ્વર્ગ જન્મે એવી ચમત્કારભરી રીતે એ 'અઘારખાડી' આજે ફૂલવાડી બની હતી. એમાં ગુલાબ હતા ને ગલગોટા હતા, ડમરા હતા ને ડોલરિયા હતા, તુલસી હતી ને તગર હતી. ગામની એબ હવે ગામની શોભા બની હતી.

એ વાડી બનાવના બનાવતાં ધીરૂભાઇ બોલવા લાગ્યા. "વીરૂભાઇ! મારી એ નિશાળનું ખાતમૂહૂરત આ ટેકરાઓ પર થયું હતું. દર સ્હવારે લોકો એને ગંદો કરતા અને દર સાંજે હું એને વાળી ઝડી સાફ કરતો. થોડા દિવસ અમારી હરીફાઇ ચાલી. બંને પક્ષ આગ્રહે ને હઠે ચ્હડયા. અંતે હું જીત્યો ને લોકો હાર્યા. મારો જય એ એમનો પણ વિજય હતો કારણ આ ફૂલવાડી મારી નથી પણ ગામ બધાની છે. જ્યાં લોકો દુર્ગંધ છોડવા આવતા ત્યાં હવે સુગંધ સૂંઘવા આવે છે. એ સુગંધ ફેલાવનાર છોડ ને વેલા મને મારા બાળક જેટલા વ્હાલા છે. એમને મેં મારે હાથે પાણી પાયાં છે, ગોડયા છે ને નીંદ્યા છે. પણ ના ના. મારા જેવા ક્ષુદ્ર પ્રાણીને એવું અભિમાન ન ઘટે. આ બધાના ઉદ્ધારમાં પ્રભુનો ને પ્રજાનો પણ ફાળો છે. પ્રભુએ મને પ્રેરણા આપી, તેનો મે અમલ કર્યો અને શુભ કાર્યનાં એ પગરણને લોકોએ પેતાનું માની વધાવી લીધું. વીરૂભાઇ! આજથી આ વાડીના તમે માળી."

વાડી છોડી ધીરૂભાઇ આગળ ચાલ્યા.

"કયાં જાઓ છો ધીરૂભાઇ?" વીરૂભાઇએ પાછળ પાછળ પગલાં ભરતાં પૂછયું.

"હરિજનવાડે"

"ઢેડવાડે?"

"ના. હરિજનોના વાડે "

"ત્યાં તો ચામડાંના કુંડ અને હાડમાંસના ઉકરડા સડતા હશે."

ધીરૂભાઇની એ શંકા અસ્થાને હતી. દરેક વસ્તુને માણસ સડવા દે તો સડે ને શોભાવે તો શોભે છે. અને ધીરૂભાઇએ હાડફોડવાડને પણ બ્રાહ્મણવાડા જેવી ચોકખી બનાવી હતી.

ત્યાં પહોંચી ધીરૂભાઇ બોલ્યા. "બંધુ ! આ રહ્યો મારી નિશાળનો બીજો ઓરડો."

. વીરૂભાઇએ જોયું જાણ્યું હતું કે ઢેડાંભંગિયાંનાં ભાગ્યમાં વળી કૂવાનાં જલ ! એતો પીએ હેરનાં પાણી, મેલાં ને વાસી-જે પાણી પીએ છે ઢોરઢાંખર, કૂતરબિલાડાં ને ચકલાં ચીબરાં. પરંતુ અહીં તેણે જોયું કે ત્યાં કૂવો છે, અને તે પણ ખાંડિયો, નથી ગોબારો કે નથી કોયરાની સાલનો અવાવરો. એ કૂવા પાસે કુંડીઓ હતી, ચામડાં પકવવાના કુંડા હતા. સામાન્ય સમજે કુંડી એટલે ગંદકી અને કૂંડ એટલે દુર્ગંધ. અત્રે એ બન્ને મેલાં ન હતાં, સડતાં ન હતાં, ને ગંધાતાં ન હતાં. જેમ અસ્પૃશ્યો હરિજનના નવા નામે નવો અવતાર પામ્યા હતા તેમ તેમનાં ઘર, આંગણાં, કુંડ અને કુંડીઓ પણ નવા અવતારે એબરૂપ નહિ પણ શોભારૂપ થયાં હતાં.

એ બતાવી ધીરૂભાઇ બોલ્યા. "ભાઇ! આ નિશાળ, એનાં નિશાળિયાં ને એનું ભણતર એ બધાનો ચાર્જ પણ હવે તમારે માથે છે. મેં એમને ચોકખા રહેતાં શીખવ્યું છે. વ્હેલી સ્હવારે કે બળતા બપોરે, રાતે કે અધરાતે જ્યારે વખત મળે ત્યારે આવજો ને આ પાઠ એમને યાદ કરાવી જજો. એ પાઠ મોતીના દાણા જેવા અક્ષરોવાળી ચોપડીઓમાંથી વાંચી સંભળાવવાનો નથી એ પાઠ આપવાનો છે આપસેવાથી.

પેલી મેલા પાણીની નીકોરી ગંધાતી હશે તો તમારે તે ધોઇ દેવી પડશે. કુંડી ને કુંડ ઊભરાતા હશે તો તમારે તે ઉલેચી દેવા જોઇશે એમનાં બાળક ન્હાયાધોયાં નહિ હોય તો તમે માતાની પેઠે વ્હાલ કરી તેમને ન્હવડાવજો. સંસ્કાર અને શ્રમનો અમએ દૂર ફેંકી એમની જોડે કામ કરવા બેસજો. લીલાં ચામડાં પરથી માંસચરબી ઉખેડજો, કાચાં ચામડાંને કપાવી પાકાં કરજો, પાકાં ચામડાંને વેતરી જોડા ને સપાટ શીવજો. તમે નાતે બ્રાહ્મણ છો, હું પણ છું. પણ જ્યારે આપણે જ આપમેળે આ ચામડિયા ધંધાની સૂગ છોડશું ત્યારે એ ધંધાવાળા પણ બ્રાહ્મણો જેટલા જ શુદ્ધ થશે, સુઘડ થશે ને સંસ્કારી થશે. મેં એમને એ પંથે વાળ્યા છે. હજુ તે પહેલે પગથિયે છે. તમે તેને ઊંચે ટોચે પહોંચાડજો."

ધીરૂભાઇએ હરિજનવાસને પોતાની સેવાના તપથી મંદિર જેટલો પવિત્ર બનાવ્યો હતો અને સાચે જ હરિજનોએ પોતાના વાસમાં એક મંદિર પણ રચ્યું હતું. એને ઇંટચૂનાની પાકી દિવાલો ન હતી પણ હતા માટી ને છાણના પીંડાર. એમાંના દેવ કોઇ શાલીગ્રામ કે સીતારામ ન હતા, પણ હતો એક સાવરણો. એ સાવરણો લઇને ધીરૂભાઇ પ્રથમ આ વાસમાં આવેલા ને વાળવા મંડેલા. એ પ્રથમ વાળઝૂડમાંથી આખા વાડાની અશુદ્ધિની વાળઝૂડ જન્મી હતી એટલે એ સાવરણો એમને મન દેવનો પણ દેવ હતો.

હરિજનવાસનો ચાર્જ સોંપી ધીરૂભાઇ હળપતિઓના વાડે આવ્યા. ગામને સીમાડે ખાડી કાંઠેની એક ટીંબલી પર એમનાં ઝૂપડાં હતાં. ત્યાં ફરતે ઝૂંપડાં ને વચ્ચે એક મોટો

ચોક હતો. એ ચોકમાં એક મોટી તાપણી બળતી હતી. એને કુંડાળે ઘેરી બધા પોતપોતાના કામમાં મસ્ત હતા.

ગામના ગોવાળો ઘેરિયા નાચ કરતા હતા. પ્રૌઢ હાળીઓ લીંપેલી પરસાળ પર કોલસાના કકડે કક્કા લખતા હતા. વૃદ્ધ મજૂરોમાંથી કોઈ ખજૂરીની સાદડી ગૂંથતો, કોઈ પ્હાડવેલાના ટોપલા બનાવતો, તો કોઈ ઘેટાંબકરાનું ઊન કાંતતો હતો.

એમને બતાવી ધીરૂભાઈ કહેવા લાગ્યા "વીરૂભાઈ આ રહ્યો એ મોટી નિશાળનો ત્રીજો ઓરડો. આભનું છાપરૂં, ધરતીની પરસાળ અને દીશાની દિવાલો: એ છે આ નિશાળનું મકાન.

ભાઈ! એક દિવસ એ બધાને માથે ધણી-ધણીઆમા હતા, છતાં તેઓ હતા નધણીઆતા. ખુદ પોતે પોતાના ધણી ન હતા, એમના હાથ પગ ગામના ખેડૂતોને ઘેર બાંધેલા હતા. આજે એ છૂટા થયા છે, પોતે પોતાના ધણી થયા છે. આજલગી આ લોકો દૂબળા બળ વગરના હતા. હવે એ થયા છે દૂ-બલા-એ બળવાળા. એ બળમાંનું પહેલું તે એમનું જાગેલું આત્મભાન અને બીજું તે તેમની સ્વાધીનતા.

આજે એમણે બૂરી આદતો છોડી છે, ગંદા વ્યસનો તજ્યાં છે. એ જનાવર જેવા હતા તે માણસ થયા છે. એની માણસાઈ વધારે વધારે સતેજ કરવાનો ભાર તમારે માથે છે. એક દિવસ આ વસ્તી મને ગાંડો ગણતી ને ગામ લોકો હું તેમના સાથીઓને ફગાવું છું કહી મને મારવા દોડતા. આજે બંનેને પોતાની ભૂલ સમજાઈ છે. એમની એ સમજ કાયમ રાખવી એ કામ તમારૂં છે. ભાઈ! આ હળપતિઓ નાગા ન રહે ભૂખ્યા ન રહે, અને ખાય ત્યારે લાત, ઠાપટ કે ગાળ નહિ પણ પેટ ભરાય તેટલું અન્ન ખાય એ જોવાનું તમારે માથે છે".

હળપતિવાસની સોપણી નોકણી પછી ધીરૂભાઈ ગામ તરફ વળ્યા. બંને ભાગોળે આવ્યા. ગામની ચારે દિશામાં ચાર ભાગોળ હતી. એક ભાગોળે આટિયાપાટિયા-બીજીએ હુતૂતૂ, ત્રીજીએ ચકભિલ્લુ ને ચોથીએ ઠીકરીદડા રમતા હતા.

ધીરૂભાઈને જોઈ રમતા છોકરાઓ દોડી આવ્યા કોઈ તેની આંગળીએ વળગ્યું તો કોઈ તેના આંગરખે મોટાભાઈ એક વડના થડિયાં પર બેઠા. એટલે એક બાળકે તેમની ચોટલી, બીજાએ જનેઈ, ને ત્રીજાએ પગ પકડયો. ધીરૂભાઈ બધાને વારાફરતી સોડમાં લેવા ને પંપાળવા લાગ્યા. જાણે કે માતા પોતાનાં પેટજાયાને વ્હાલ કરી રહી હતી!

"વીરૂભાઈ! આ તમારા વિદ્યાર્થીઓ; એમને કેવળ નિશાળમાંજ પૂરી ન રાખતા, બાળક ને પંખી બરાબર. બંનેને બેડી કે માળામાં ગોંધાઈ રહેવું ન ગમે. પંખીને ઊડવા દો તો તે બુલબુલ ન હોવા છતાં તેના જેવું ગાયન કરશે, ઝરણાંને વિના વિરોધે વહેવા દો તો તે નિર્જીવ છતાં સજીવ એવી કોઈ વારાંગનાના જેવો નાચ કરશે એ પ્રમાણે બાળકને છૂટો મૂકશો તો તે મુક્તક કે કિલ્લોલ કરશે. એમના કંઠમાં ત્યારે કિન્નરોનો સૂર પુરાશે."

રાત વધતી જતી હતી. વીરૂભાઈની નવાઈ વધતી જતી હતી પણ ધીરૂભાઈની નિશાળ ખૂટતી ન હતી. તે એક પછી એક નવા ઓરડા બતાવતા હતા. સમાજજીવનના એકેએક ઓરડે ધીરૂભાઈ પ્રવેશી ચૂક્યા હતા. તે કેવળ નિશાળનાજ નહિ પણ સમસ્ત

સમાજના શિક્ષક થયા હતા. એ સાચેજ આખા ગામના ગુરુ બન્યા હતા. એનું એ ગોરપદું તે હવે વીરૂભાઈને સોંપતા હતા.

બંને વસવાયાવાડમાં આવ્યા. ત્યાં ભજનમંડળી બેઠી હતી. ભોજાના ચાબખા, ધીરાની કાફી, શામળના છપ્પા ને દયારામનાં પદોમાં મંડળી મસ્ત હતી.

તેમને બતાવી ધીરૂભાઈએ કહ્યું, "વીરૂભાઈ! આ એોરડે બબ્બેજણામાંથી ભજનો ઘડાય છે. મેં તો માત્ર એકજવાર એમને ચાનક લગાડી હતી પછી તો એમની વિવેકબુદ્ધિ આપમેળે આળસ મરડી બેઠી થઈ છે. સૂર્યનારાયણ બરફને એકવાર પીગળાવે છે પછી તો એ જળ આપકુદરતે વહ્યે જાય છે.

ભાઈ! એકવાર આ લોકોને ગામે તેડી લાવી લાવીને વસાવ્યા હતાં એમના વસવાટે દરેક ગામ સ્વાશ્રયી થયું હતું. પશ્ચિમના પવને ને સભ્યતાએ ગામડાં પરાધીન થયાં અને આ આનમાન આપી વસાવેલો વસવાયાવાડ ઉજ્જડ થવા લાગ્યો. એ ઉજ્જડ થતા વાડાને મેં ફરી વસાવ્યો છે. ઘાંચી-મોચી, લુહાર, સુથાર, વણકર ને કારીગર બધાની રોજી ચાલે એવો બંદોબસ્ત કરાવી આપ્યો છે. એ બંદોબસ્ત ચાલુ રહે તેની ચોકી તમારે કરવાની છે. આ વસ્તી બાપદાદાનો ક્રમજ ભૂલવાની અણી પર હતી હું તેને જમલોકના દ્વારેથી પાછો લઈ આવ્યો છું. હવે તેને સાચવી રાખવું એ કામ તમારૂં છે."

રાત વધતી જતી હતી એટલે ધીરૂભાઈએ જલદીથી પગ ઉપાડ્યા. તે વીરૂભાઈને ઘણાં ઘણાં કામોનો ઊતાવળથી ચાર્જ આપવા લાગ્યા.

પ્રથમ આવી પંડ્યા ખડકી. ત્યાં હરિકથા વંચાતી હતી. આ કથા પહેલવહેલાં શરૂ કરવા ધીરૂભાઈ પ્રાણભટ થયા હતા પછી તો એ આપોઆપજ ચાલુ રહી હતી. આમ જ્યાં આ પાનની પથારી પર ગામ પરગામના ગપાટા હંકાતા ત્યા હવે ભગવદ્‌ભજન થતું હતું.

પછી આવી અબામાનાની દહેરી એના ચોકમાં ગામની વહુબેટીઓ ગરબે ઘૂમતી હતી. લજ્જામરજાદા અને હૈયાહોળીએ મુંઝાઈ મરતી નારી અહીં મસ્ત હાસ્યે ખેલતી હતી. એમના કારાવાસનાં તાળાં ધીરૂભાઈએ ઉઘાડ્યા હતાં. તે એમના ધર્મના ભાઈ થયા હતા.

આગળ પર આવી ધર્મશાળા. ત્યા ગામની પ્રૌઢ સ્ત્રીઓ ગૃહઉદ્યોગનો યત્ન કરતી હતી. કોઈ કાપડાં ભરતી હતી તો કોઈ રેંટિયો કાંતતી હતી વહુઓનાં જીવનને ઝેર જેવાં કરી મૂકવામાં વેડફાતી શક્તિ અહીં સારા કામમાં વપરાતી હતી એ વઢકણી સાસુઓને સન્માર્ગે વાળનાર ગુરુ તે પણ ધીરૂભાઈ જ હતા.

ધીરૂભાઈ આગળ ચાલ્યે જતા હતા. ફળિયે ફળિયે તેને કોઈને કોઈ બોલાવતું.

એક જણે બૂમ મારી "મોટાભાઈ! ભગલાના બાપાને કાગળ લખવો છે. લખી આપતા જાવ."

બીજે ફળિયે કોઈ સ્ત્રીએ તેમને વિનવ્યા. "કાકા! તમારા જમાઈનો કાગળ આવ્યો છે વાંચી આપતા જાવ."

ત્રીજે મહોલ્લે કોઈ જણે રાવ ખાધી. "ભાઈ! મારો મકન તો લડાઈમાં ગયો તે ગયો. ન કાગળ કે ન ઉત્તર, ન ખર કે ન ખબર."

કોઈનાં કામ કરતાં ને કોઈને સાંત્વન આપતા ધીરૂભાઈ પાધરે આવ્યા ત્યાં તો મેડિયામાંથી મુખીએ બોલાવ્યા. "ભાઈ! પેલી પંચાયતની અરજી લખતા જાવને. મોડું થશે તો પછી કલેક્ટર સાહેબ ડીસ્ટ્રીકટમાં નીકળી જશે એટલે તેનો નિકાલ નહિ થાય."

એ કામ પૂરૂં થયું ત્યાં રામીબ્હેને કામ કાઢ્યું. "મોટભાઈ! મારો રેંટિયો સમારતા જજો"

રેંટિયો સમારી ધીરૂભાઈ આગળ ચાલ્યા. ત્યાં ઇસપભાઈએ હાથ જોડ્યા. "મહેરબાન! ચોટા પનાના ચારસાનો તાણોવાણો માંડ્યો છે. જરા જોઈ જાઓને બધું બરાબર છે કે નહિ!"

વીરૂભાઈને આવાં આવાં અનેક કામ બતાવતા બતાવતા ધીરૂભાઈ રાતના દશે ઘરે પહોંચ્યા.

પથારીમાં પડવા છતાં આજે વીરૂભાઈને ઊંઘ ન આવી. તે કેળવણીની કોલેજમાંથી તાજાજ આવતા હતા પોતાની નવી પદ્ધતિની શાસ્ત્રીય તાલીમનો તેમને ગર્વ હતો. એ ગર્વ ધીરૂભાઈનું કામ જોઈ ઓગળી ગયો. તે આખે રસ્તે વિચારતા આવ્યા હતા કે પોતે એક જૂની ઘરેડના એવા જૂના શિક્ષકને પોતાની તાલીમના ઓંથી આંજી દેશે પણ અત્રે આવીને તે પોતેજ અંજાઈ ગયા. તે સમજ્યા કે પોતે ચંદ્રમા આગળ આગિયા જેવા ક્ષુદ્ર છે. પડખું ફેરવી તેણે ધીરૂભાઈને પૂછ્યું. "ધીરૂભાઈ! તમે કઈ કોલેજમાં તાલીમ લીધી હતી?"

ધીરૂભાઈની આંખમાં ઊંઘ હતી. તેમણે તે ઘેનભરી આંખે, મનાં સૂતાંજ, સ્વગત બોલતા હોય તેમ બોલવું શરૂ કર્યું.

"તાલીમ! મારા વખતમાં તાલીમ કેવી ભાઈ! મેં તો કોલેજનું બારણુંય જોયું નથી. ગાંડ ગાંડ સાત ધોરણ પૂરાં કર્યાં હતાં. બાકી તમે આ જે જોયું છે તે તો કામે કામને શીખવ્યું છે. તમે કહેશો આખા ગામનો હું ગુરુ છું. પણ હું કહીશ કે આખું ગામ મારૂં ગુરુ છે.

જુઓ સાંભળો, પેલી વ્હાલી વહુ એ મારી ગરબા ગુરુ ને પેલી બાંગી ડોસી એ મારી રેંટિયા ગુરુ. કોળીવાડે ભગલો ભગત હતો તે મારો ભજનગુરુ ને હાળી-વાડે કલિયો કવિયો હતો તે મારો દાંડિયા-ઘેરનો ગુરુ.

કોને ગણુ ને કોને બાદ મૂકું. ઘાંચી, મોચી, સુથાર, કુંભાર, ખેડવાયાં ને વસવાયાં બધાં પાસેથી હું કંઈ ને કંઈ શીખ્યો છું. અને જે શીખ્યો છું તે મેં બીજાને શીખવ્યું છે. કેળવણીની ખરી કૉલેજ ગામમાંજ છે. ત્યાં તમે નમ્રભાવે શીખવા જશો તો તમનેય ઘણું ઘણું શીખવાનું છે. કસબ અને વિદ્યા બધું એમની પાસે છે. આપણે તો કેવળ એને નવી દૃષ્ટિથી સજીવન કરવાના છે."

"ધીરૂભાઈ! તમારી તપસ્યા જબરી છે, અને જેવું તમારૂં તપ તેવી જ સિદ્ધિ તમને વરી છે." વીરૂભાઇએ પ્રશંસાભર્યા સ્વરે કહ્યું.

'સિદ્ધિ! સિદ્ધિ" ધીરૂભાઇએ અડધી ઊંઘમાં કહેવા માંડ્યું.

"હજુ તો મેં માત્ર શ્રીગણેશ માંડ્યા છે. મારાં આદરેલાં કામ હજુ તો અધુરાં છે. પૂરાં કરશો ને વીરૂભાઈ?

ગામના માર ને ગરાસીઆ અરીણુના બંધાણમાંથી છૂટી શૂરાતનના કસુંબા પીવા કોઈ ગુરુની રાહ જુએ છે. ગામના જૂના ઉત્સવો, વ્રતો, ઉજાણીઓ ને પરબો ભરવાની આળસે

જીવે છે. એમાં નવો પ્રાણ પૂરે એવા કોઈ જાદુગરની તે વાટ જુએ છે. ગામના ગરબા, ગરબી, રાસડા, જોડકણાં, ફટાણાં, મરશિયા બધામાં પ્રજાનો ઇતિહાસ બંધાઈ પડ્યો છે તેનાં બંધન ખોલે એવા કોઈ મુક્તિદાતાની તેઓ કાગના ડોળે પ્રતીક્ષા કરે છે, અને કોણ વાટ નથી જોતું? ગંદી ગોહાણ, કાદવભર્યા રસ્તા, અંધારી નેળો, અને એવાં એવાં તો હજારો કામો કરવૈયાની રાહ જુએ છે."

વીરૂભાઈ! એ સાદને સાંભળશો ને? એ આહ્વાનને માન આપશો ને? તમારી નોકરીની ફરજ ભલે પેલી ચાર દીવાલની નિશાળમાં પૂરી થતી હશે પણ તમારી માનવતાની ફરજ તો આ સાદને સાંભળશો ત્યારે જ અદા થઈ ગણાશે.

હું તો કાલે નિવૃત્ત થઈશ. વનનમાં જઈ જે થશે તે કરીશ પણ ભાઈ! મારાં આદરેલાં અધૂરાં રહ્યાં છે તેનો વારસો તમને સોંપી જાઉં છું. મારી મોટી નિશાળ તમારે ભરસે છે. સરકારી નિશાળમાં તો અમલદારોની દેખરેખને દબાણ છે પણ આ મોટી નિશાળમાં તો આપણા ધર્મને ઓળખીનેજ આપણે બધું કરવાનું છે. મને વિશ્વાસ છે કે તમે ........"

આમ બોલતા બોલતા ધીરૂભાઈ અટકી પડયા. કારણ નીદ્રાદેવીએ તેને પોતાના દેશમાં બોલાવી લીધા હતા.

પ્ર.

# આ તે સ્થાનિક સ્વરાજ્ય કે તેની હાંસી?

આ લેખનું મથાળું વાંચી ઘણાને આશ્ચર્ય થશે, પણ આ લેખ વાંચ્યા પછી હું ધારું છું કે આ આશ્ચર્યની લાગણી બદલાઇ જશે.

આ લેખ બધી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને લાગુ નથી. જેવી કે શહેર સુધરાઇઓ અને ગામપંચાયતો, પણ જિલ્લા લો. બો. ને અનુલક્ષીને આ લેખ લખવામાં આવ્યો છે.

આ લેખમાં જિલ્લા લો. બોર્ડોની હાલની પરિસ્થિતિની સમાલોચના કરવામાં આવી છે. મને લાગે છે કે આવી સમાલોચના કરવાનો અધિકાર મે પ્રાપ્ત કર્યો છે. આ સંસ્થાઓનો મને લાંબો અનુભવ થયો છે. લગભગ પા સદી ઉપર હું એક તાલુકા લો. બો. અધિકારી–ઉપપ્રમુખ હતો. ને ૧૯૧૭ થી ૧૯૨૬ સુધી ભરૂચ જિલ્લા લો. બો. ના ચિફ ઓફિસર તરીકેની ફરજો લગભગ નવ વર્ષ સુધી બજાવી હતી અને ચાલુ પ્રજા સાશનના વખતમાં છેલ્લા દોઢ વર્ષથી સૂરત જિલ્લા બોર્ડના પ્રમુખ તરીકેની ફરજ બજાવવા મ્હારી પસંદગી કરવામાં આવી છે. એટલે આ લેખમાં જે વિચારો દર્શાવવામાં આવ્યા છે તે વિચારો પુસ્તકોના વાંચન ઉપરથી નહિ પણ અંગત મેળવેલા અનુભવ ઉપરથી દર્શાવવામાં આવ્યા છે.

સને ૧૯૨૬ માં જિલ્લા લો. બોર્ડોની સ્વતંત્રતા અને સત્તાની જે પરિસ્થિતિ હતી તેના કરતાં આજે આપણે આગળ વધવાને બદલે કેટલીએક બાબતમાં પાછળ હટયા છીએ. એ ખરેખર શોચનીય છે. જિલ્લા લો. બો. મુખ્યત્વે નીચેની ફરજો બજાવે છે.

(૧) માણસોના ઉપયોગના દવાખાનાઓ ચલાવે છે.

(૨) ઢોરના ઉપયોગના દવાખાના ચલાવે છે.

(૩) શીતળાખાતું ચલાવે છે.

(૪) રસ્તા બનાવવાનુ તથા દુરસ્ત રાખવાનુ કામ કરે છે

(૫) તળાવ કુવા વિગેરે જળાશયો બનાવવાનુ અને દુરસ્ત રાખવાનુ કામ કરે છે

(૬) પ્રાથમિક શાળાઓના મકાન બધાવવાનુ તથા મરામત કરવાનું કામ

ઉપરની ૬ જે બજાવવામા છે લો બોર્ડ કેટલી સ્વતત્રતા અને સત્તા ભોગવે છે તે આપણે તપાસીશુ

(૧) માણસના ઉપયોગના દવાખાનાઓના ખર્ચનો ઘણો મોટો ભાગ લો બોર્ડ ભોગવે છે અને સરકાર તરફથી મોટી મદદ મળે છે આ દવાખાનાના ડોકટરો સરકારી ખાતાના હોય છે અને તેઓ જિલ્લાના સિવિલ સર્જન અને સર્જન જનરલના તાબામા કામ કરે છે તેમના ઉપર જિલ્લા લો બોર્ડની કઇ હકુમત નથી એટલે દવાખાનાઓ કહેવાય લો બો ના પણ ખરૂ સચાલન સરકાર જ કરે છે દરેક ડાકટરનો માસિક પગાર રૂા ૮૦-૮૦ પ્રમાણે બોર્ડ સરકારમા આપે છે જો કોઈ ડાકટર બરાબર કામ ન કરે અગર અપ્રિય બને તેની બદલી પણ બોર્ડ માગી શકે નહિ સર્જન જનરલ પાસે આવી બાબતમા પણ જવાનુ રહે છે અને બોર્ડની માગણી છતા કોઈ ડાકટરની બદલી કરવામા ન આવે તો બોર્ડને માન ભગ થઇ લાચાર બનવુ પડે છે આવા સજોગોમા ડાકટરો લોકપ્રિય થવા પુરતી કોશિશ નહિ કરે તો તેમા કઇ આશ્ચર્ય થવા જેવુ નથી ફકત કમ્પાઉન્ડરો અને હલકા નોકરોની નીમણુક બોર્ડ કરે છે

(૨) ઢોરના દવાખાનાઓમા પણ ઉપરના જેવીજ પરિસ્થિતિ છે ડાકટરોની નીમણુક ફેરબદલી વિગેરે વેટરીનરી ખાતાના ડાયરેકટર કરે છે લો બોર્ડના દવાખાના કહેવાતા છતા ડાકટરો પોતાને સરકારી નોકર તરીકે માને તો ગણાશે નહિ એટલુ ખરૂ કે આ ડાકટરોનો બધો પગાર સરકાર આપે છે

(૩) આ જિલ્લાનુ શીતળા ખાતુ જિલ્લા લો બોર્ડના હાથમા છે અને શીતળા કારકુનોની નીમણુક ફેરબદલી વિગેરે બોર્ડ કરે છે પણ તેમના ઉપર દેખરેખ રાખનાર ઇન્સ્પેકટર સરકારી નોકર છે અને તેથી શીતળા કારકુનો બોર્ડના કરતા ઇન્સ્પેકટરને વધુ વફાદારી બતાવે તો તેમા નવાઈ પામવાનુ કઈ કારણ નથી

(૪) જિલ્લા તેમજ બોર્ડોના હાથનુ મુખ્ય કામ રસ્તાઓ બનાવવાનુ અને તેને દુરસ્ત કરવાનુ હોય છે આ કામને માટે સરકાર તરફથી મોટી રકમ મદદ તરીકે મળે છે તેના બદલામા સરકાર બોર્ડ ઉપર કેવો અકુશ રાખે છે તે જાણી આશ્ચર્ય થશે કયા રસ્તા ઉપર કેટલી રકમ ખર્ચવામા આવશે તેનુ પત્રક કમીશ્નર સાહેબની મજુરત માટે મોકલવામા આવે છે અને આ પત્રક મજુર થયે જ સરકારી ગ્રાન્ટ બોર્ડને મળી શકે આનો અર્થ તો એમજ કે બોર્ડ પોતાના પૈસા કયા રસ્તા ઉપર ખર્ચવા તેને માટે પણ તે સ્વતત્ર નથી આ સરકારની આર્થિક મદદ અમુક શરતોએ જ આપવામા આવે છે પ્રથમ તો જે સાલ માટે ગ્રાટ લેવાની હોય તે સાલના કામો ઉપરાત તેના પછીના બીજા બે વર્ષના કામો મળી ત્રણ વર્ષનુ એક લીસ્ટ કમીશ્નરની મજૂરી માટે કલેક્ટરની મારફત મોકલી આપવુ પડે મોકલેલા લીસ્ટમા કલેકટરને યોગ્ય લાગે તો તે સુધારો વધારો સૂચવી શકે કમીશ્નર પછી એમને

(૬) શાળાના મકાનોના સંબંધમાં પણ ઉપરની જ હકીકત છે. શાળાના મકાનોના ગામો પસંદ કરવા, સરકારી ગ્રાન્ટ મંજુર કરવી વગેરે સત્તા, એક મકાન કમિટી નામની સંસ્થાને સોંપવામાં આવ્યું છે.

ઉપરની બધી હકીકતો ઉપરથી એટલું ચોક્ખું છે કે સરકારને જી. લો બોર્ડના વહીવટમાં વિશ્વાસ નથી એટલે લોકલ બોર્ડોના બંધારણમાં સરકાર તરફથી નીમવામાં આવતા સભ્યો હવેથી ન આવતાં બધા જ સભ્યો ચૂંટણીથી આવે એવો સુધારો કાયદામાં કર્યા છતાં તેનો કંઈ અર્થ નથી. કારણ કે સરકારે બોર્ડ તરફ થોડી પણ ઉદારતા બતાવી છે તેના કરતાં અનેક ઘણું વધારે બીજા હાથથી-વહીવટી હુકમોથી લઈ લીધું છે.

આજથી દશ વર્ષ ઉપર બોર્ડ જેટલી સ્વતંત્ર હતી તેટલી આજે રહી નથી બોર્ડને પોતાનું બજેટ કરવાની પણ પુરી સત્તા નથી. કૂવાઓની પસંદગી કરવી, રસ્તાઓ માટે રકમ ઠરાવવી, શાળાનાં મકાનો માટે ગામો પસંદ કરવાં આ બધું બોર્ડ કરી શકતી નથી અને આ બધું બહારની સંસ્થાઓ અગર અમલદારો કરે છે.

બોર્ડો પ્રત્યેની આવી પ્રત્યાઘાતી વલણ સરકારે શા માટે ધારણ કરી છે તે હું જાણતો નથી એટલું અનુમાન થઈ શકે કે ભુતકાળના કેટલીક બોર્ડોએ પોતાને અપાયલી સત્તાનો ગેરઉપયોગ કર્યો હોય. આ અનુમાન જો ખરૂં હોય તો થોડી બોર્ડોના ગુન્હા માટે બધી બોર્ડોની સત્તા છીનવી લેવાનું પગલું વાસ્તવિક ગણી શકાય નહિ જે ગુન્હેગાર બોર્ડો હોય તેને યોગ્ય નશીઅત કરવામાં આવે તે માટે વાંધો લઈ શકાય નહિ. આ રીતી સરકારોને લાગુ કરવામાં આવે તો મને લાગે છે કે દુનિયાની ઘણી સરકારોને નાબુદ કરવી પડે કારણ કે સરકારો દોષ કરતી નથી એ માનવું વધારે પડતું છે

સરકારે પોતે આપેલા અને પ્રજા તરફથી કર મારફતે આપેલા નાણાંનો બોર્ડો બરાબર ઉપયોગ કરે છે કે નહિ તે બાબત યોગ્ય દેખરેખ રાખવાની ફરજ સરકારની છે અને તેથી બોર્ડોના હિસાબ દર વર્ષે ઘણી ચોકસાઇથી સરકારી ઓડિટરો તપાસે છે સરકારને યોગ્ય લાગે તો સરકારી તંત્ર મારફતે યોગ્ય તપાસણી પણ કરાવે છે પણ આખા જીલ્લાની પ્રજાના ચૂંટાયલા પ્રતિનિધિઓને કામેની પસંદગી કરવાનો અધિકાર ન હોય તેને સ્થાનિક સ્વરાજ્યની ઉપમા આપવી તે હાંસીપાત્ર છે. આ સંસ્થાઓમાં સ્વરાજ્યની ગંધ પણ જણાતી નથી

હાલ તો જીલ્લા લો. બોર્ડો સરકારી તંત્રના તાબાના પેટા તરીકે કામ કરતી જણાય છે અને એ બોર્ડોના પ્રમુખો કલેકટર અને કમીશ્નરના વગર પગારના તાબાના મામલતદારોની માફક કામ કરે છે.

ઉપર પ્રમાણે જીલ્લા લો. બોર્ડોની સ્થિતિ હોવા છતાં, મહાસભાએ આવી સંસ્થાનો શા માટે કબજો લેવાનું દુરસ્ત ધાર્યું હશે એવી શંકા સ્વાભાવિક ઉત્પન્ન થાય છે. આ પ્રશ્નનો જવાબ લાંબો ઉલ્લેખ માંગે છે જે માટે હવે આ લેખમાં પુરતી જગ્યા નથી. એટલું કહેવું બસ થશે કે ઘણાં કારણોને લઈને આ સંસ્થાઓમાં મહાસભાના પ્રતિનિધિઓએ પ્રવેશ કર્યો છે.

ઉપરની હકીકત જાણ્યા પછી કોઇ પણ માણસને પૂછવાનું મન થાય કે આ તે સ્થાનિક સ્વરાજ્ય કે સ્થાનિક સ્વરાજ્યની હાંસી? કે સ્થાનિક સ્વરાજ્યનું ભુત?
દરેક વાચક એનો નિર્ણય કરી લે.

દુ. પ.

આપણા દેશ માટે કંઇ આશા રાખી શકાય. ગાંધીજી જેવા શ્રેષ્ઠ વિચારક ને કર્મવીર માણસ પાસે પ્રેરણા મેળવવી જોઇએ; જુવાનીની ધગશ આવવી જોઇએ, લોહી ગરમ થવું જોઇએ. ગાંધીજી વૃદ્ધ થયા નથી. આપણા હાથ ને હૈયું સેવા માટે ગાંધીજીને ચરણે ધરીએ તો રાષ્ટ્રમાં જુવાની છે ત્યાં સુધી ગાંધીજી જુવાન છે. પણ રાષ્ટ્રની જુવાની જ ખૂટી ગઇ હોય તો ?

એટલે ગાંધીજી પોતાના જીવનની સર્વોચ્ચ કૃતિ જે વર્ધા યોજના છે તે જેના હાથમાં મૂકે છે તે કેવો છે ? તેનું લોહી ગરમ છે કે ઠંડું છે તેના પર ભવિષ્યનો આધાર રહેલો છે. એ વર્ધા કેળવણી તે કંઇ અવળી વસ્તુ નથી પણ અવળી કેળવણી ચાલતી હતી તે બંધ કરીને કેળવણી સવળી લાવવાનો એ રસ્તો છે. અને આશ્ચર્યની વાત તો એ છે કે અત્યાર સુધી કેળવણીના પ્રયોગો સરકાર સામે થઇને તેની પજવણી વહોરી લઇને ને મહા મુશ્કેલીએ કરતા હતા તેને બદલે ગાંધીજીના પ્રતાપે રાષ્ટ્રીય શિક્ષણનો પ્રયોગ સરકારના ને લોક મારફતે-એ તંત્ર મારફતે ચલાવાય છે. પણ ઘણીવાર એમ બને છે કે ખેતરમાં કેટલીક જગાએ ચારાનો ભાગ સુકાઇ જાય છે ને કોઇ જગ્યાએ લીલી લીલી ચાર રહી જાય તેમ રાષ્ટ્રીય ગુલામી કોઈ ખંખેરી નાખે છે તો કોક કોક ઠેકાણે ગુલામીની બિનાશ રહી જાય છે !

ગાંધીજી કહે છે કે ગામડાં સુધરે પણ શહેરોને સુધરતાં વાર લાગે. જેમ ખેતરમાંના ખાડા-ખાબોચીઆમાં પાણી ભરાઈ રહે છે તેમ દેશ સ્વરાજ માટે તૈયાર થયો પણ અમુક અમુક વર્ગ તૈયાર થયો નથી. એટલે હું કહું છું કે દેશ તો તૈયાર છે પણ અમારી યુનિવરસિટિઓ ને વિદ્યાપીઠો તૈયાર નથી ને પછાત છે. જોવા જઇએ તો યુનિવરસિટી પર સરકારનો અંકુશ ઓછો હોય છે ને રાષ્ટ્રના વિદ્વાનો ધારે તો સરકારને હંફાવીને તે ચલાવી શકે એમ છે. પણ સરકારે અવળી મતિજ આપી છે. પાવરધા ગણાતા પ્રોફેસરો તે જુની ગરેડને વળગી રહે છે ને પ્રવૃત્તિને રોકે છે. એવી જ વૃત્તિ હજી કેળવણી છે કે કેમ તે તપાસવાના દિવસો નજીક આવી ગયા છે. જેમ સ્વરાજનું યુદ્ધ પ્રથમ શહેરોમાંથી શરૂ થયું પણ હવે શહેરોનું ગજું નથી ને પછી તો ગામડાં બ્હાર આવ્યાં તેવીજ રીતે કેળવણીના તંત્રની કસોટી થવાની છે. કેળવણીનું તંત્ર તો સ્હેલાઇથી હાથમાં આવી જાય. બાળા સાહેબ ખેર જેવા તેજસ્વી મુખ્ય પ્રધાન હતા તેઓ ખાતું હાથમાં લે તો કેળવણી ખાતાને આગળ વધાતું નથી એમ કહેવાને કાંઇ પણ કારણ નથી.

### અમલદારો મુડદાલ હોય તો ?

પણ કેળવણી ખાતાના અમલદારો મુડદાલ હોય તો કામ નહિ થઈ શકે. પણ અહીં મોકો આવ્યો છે કે સુધરવું હોય તો તેઓ માટે ઉત્તમમાં ઉત્તમ તક છે. બાળા સાહેબે તંત્ર હાથમાં લીધું ને શિક્ષકોને કહ્યું કે તમારામાં કંઇ દૈવત હોય તો બતાવો. ને ઈશ્વરની મોટામાં મોટી કૃપા છે કે કોંગ્રેસે અધિકારનો ત્યાગ કર્યો છે-કોઇએ તેની પાસેથી છીનવી લીધો નથી-પણ શક્તિ કેળવી વધારે મજબુત રીતે ફરીથી પકડવા માંગે છે તે વિચારીને અધિકારનો ત્યાગ કર્યો છે-તેથી શિક્ષકો ને કેળવણી ખાતાની આજે કસોટી થવાની છે.

કોંગ્રેસનું રાજ્ય થયું એટલે કેટલાકે ખાદી ચડાવી દીધી. વંદેમાતરમ્ બોલાવવા લાગ્યા. રાષ્ટ્રધ્વજની સલામી કરવા લાગ્યા ને જાણે અત્યાર સુધી દેશભક્તિ તેમના હૈયામાં હતી જ. એ પણ દેશનાંજ સેવકો છે એવી છાપ પાડી. ને અમે લોકો તો વિશ્વાસે વહાણ ચલાવનારા,

મારે કેળવણી મારફતે કરવી. કારણ હું માનતો હતો કે બીજા કોઈ પણ ક્ષેત્ર કરતાં કેળવણીના ક્ષેત્ર મારફતે દેશની સેવા સંગીન થઈ શકે પણ દુર અંદેશી-ત્યાગી શિક્ષકનું એ કામ છે. પણ શિક્ષક પોતે જ પામર હોય તેનામાં પ્રયોગ કરવાની દૃષ્ટિ ન હોય, કંઈ ઢંગ ન હોય તો તે શું કરી શકે? મેં ઘણીવાર જોયું છે કે શિક્ષક તેજસ્વી હશે તો વિદ્યાર્થી અભિમાન લેશે કે હુ ફલાણાનો વિદ્યાર્થી છું.. ને જે ચારિત્ર્ય વિનાનો શિક્ષક હશે તેને પોતાના નોકર જેટલો વિદ્યાર્થી ગણે છે ને વાનમાં તેનો તિરસ્કાર ને ઠેકડી કરે છે. આવો તિરસ્કાર ને ઠેકડી કોઈ શિક્ષકની ન થઓ એવું હું ઇચ્છું છું.

આપણે તો રાષ્ટ્રવીરો ઉત્પન્ન કરનારા છીએ. કેળવણી લેવા તમને જુની ઢબના ઇન્સ્ટીટ્યૂટ પાસે નથી મોકલ્યા. બાળાસાહેબ કહેતા હતા કે તમે જુગતરામભાઈ ને ચીમનભાઈ પાસે આવીને શીખી શકો. જુની ઢબની કેળવણીમાં ૧૦૦૦-૧૫૦૦ રૂા અંગ્રેજી જાણવામાં ફેંકી દે છે તે લોકોને પણ ધીમે ધીમે જુગતરામભાઈ જેવા પાસે આવવું પડે છે. પ્રાંતોમાં મેં જોયુ છે કે જે લોકોએ જાજરૂ કાઢયા છે-રેલ સમયે અનેક મુડદાં દાટયાં છે-એ દેશસેવકો માત્ર ઝૂંપડામા રહે છે-તેમની પાસે પોતાની ઓરડી પણ નથી ને ખાવાને માટે કંઈ તૈયારી પણ કરવી પડતી નથી. હિમાલયના સાધુ જેવા તેઓ ફકીર છે. એવા લોકો પાસે તમે તાલીમ લો એ વિશ્વાસે તમને અહીં મોકલ્યા છે.

આપણા ધર્મમાં એક વચન છે કે બીજે ઠેકાણે પાપ થયુ હોય તો તીર્થક્ષેત્રમાં જઈને ધોઈ આવે છે. પણ તીર્થક્ષેત્રમા પાપ થાય તો તો તે વજ્રલેપ બની જાય છે. બીજે કોઈ પણ જાતની ચારિત્ર્યની કેળવણી ન મળે તેથી તમને અહીં મોકલ્યા છે. છતાં તમે ચારિત્ર્ય ન કેળવશો તો તમને કોઈ બીજી જગ્યા મળવાની નથી તમને કોઈને માઠું લાગે તો હુ દુઃખી છુ. જે દેશમા હુ જન્મ્યો છું તેજ દેશમાં મારે જીવવાનું છું. દેશસેવા જુગતરામભાઈએ કરવી ને પેટની સેવા તમારે કરવી એ બરાબર નથી. કેળવણી ખાતાના હજારો ને લાખો શિક્ષકો સરકારને કહે કે હવે તમે કયા જશો? અત્યાર સુધી તમે પામરતા ફેલાવી તે પ્રમાણે અમારાથી ફેલાવાય તેમ નથી. તો હુ તો એમ નથી માનતો કે અંગ્રેજ સરકાર બધા શિક્ષકોની જગ્યાએ કોઈ બીજાને લાવે. તમે જો વિફરો તો પછી ગમે તેટલો પૈસો કે લશ્કર હોય પ્રણ નવા શિક્ષકો લાવવાનું સરકારનું ગજું નથી. એ ગજું ગાંધીજીનું છે. જો તમે એમ જ બનાવો કે આ તો બધી રાખ છે, એમાં કોઈ અંગાર નથી. ને રાખજ જુઓ તો તમારે બદલે બીજા ઉત્પન્ન કરવાની શક્તિ ગાંધીજીની છે. પણ સરકારને તો માયકાંગલાની જરૂર છે તમે જો એકવાર તેજસ્વી થઈ ગયા તો સ્વરાજ હાથવેંતમાં છે. ત્યારે કહેશે કે ભાઈ આ લોકો પણ જાગતા થઈ ગયા, હવે તો ભાગી ગયે જ છૂટકો.

હવે તમારે કયી કેળવણી આપવાની છે તે કહી દઉં. વિદ્યાર્થીઓને વંદેમાતરમ્ ગવરાવવાનું નથી. એ દિવસો કયારના ચાલ્યા ગયા. ને રાષ્ટ્રધ્વજને નમન કરવાનું તો ચાલે જ છે. પણ લોકોનો આત્મવિશ્વાસ વધે એવી કેળવણી તમારે આપવાની છે. ને એ કેળવણી શબ્દોમા નહિ પણ કર્મમાં છે. હિંદુસ્તાનમાં આવ્યા તે પહેલાં ગાંધીજીનું નામ કર્મવીર પડયું. એટલે તો એ મહાત્મા થઈ ગયા. એ કર્મવીરે કર્મવીર પ્રધાન કેળવણી રાષ્ટ્રને

તમે સંપૂર્ણાનંદનું નામ તો સાંભળ્યું હશે. અમે મુંબઇ ઇલાકામાં ધીમે ધીમે પગ ઉપાડીએ છીએ. સંપૂર્ણાનંદ તો વળી ક્રાંતિકારી. એમણે તો વધારે કર્યું. એ તો કહે કે "વર્ધા યોજના અમે અમલમાં મૂકીએ કે નહિ પણ પુરાણી કેળવણીને તો તોડી નાંખીએ"? અમે શું કરીએ છીએ? વેડછી પછી વળી બીજું સ્થાન શોધશું. એક ઠેકાણે ફેલાઈ રહે એટલે બીજે ઠેકાણે ચલાવવું. પણ સંપૂર્ણાનંદ કહે છે કે મને એ ફેલાવવાની પડી નથી. મારે તો જુનું છે તેને તોડી પાડવું છે. કારણ સરકાર ફરી તંત્ર હાથમાં લે તો તેને એમ તો લાગે કે ભાઇ જુનું તો રહ્યું જ નથી. તેમણે ૧૭૦૦૦ નિશાળ કાઢી નાંખી. જુનું કશું જોવાનું જ ન મળે. એવા એવા વિચારના પડેલા છે. પૂના પરિષદમાં એવા તો નહિ આવેલા પણ ડૉ. ખાન આવ્યા હતા. મેં તેમને કહ્યું અમે તો ફુકી ફુંકીને પગ મૂકીયે છીએ. પણ તમારી રીત કંઇ બહુ ખોટી નથી. સંપૂર્ણાનંદ જોડે હું પત્રવ્યવહાર વધારી રહ્યો છું. વખતે અમે બને સાથે ચાલીશું કે જૂનું તો પહેલાં તોડી પાડો કે પછી તકજ કોઇને ન મળે. એથી સ્પેનનો સેનાપતિ અમેરિકામાં લડવા ગયો ત્યારે જે જહાજમાં સૈન્ય લઇને ગયેલો તે જહાજ કિનારે પહોંચ્યું ત્યાર પછી તેના કકડા કરી નાંખ્યા ને બાળી નાંખ્યા. પછી એ સેનાપતિ સૈન્યને કહે કે જહાજ તો ગયું. હવે યૂરોપ કંઈ પાછા જવાનું નથી. અહીં લડીને વિજય મેળવો કે કપાઈ મરો. પાછા ફરવાનો કોઈ ઇલાજ નથી રહ્યો. અંગ્રેજીમાં તેથી કહેવત પડી છે-We have burnt our boats-(અમે અમારાં જહાજ જલાવી દીધાં છે.) શિવાજીના સૈનિકો કિલ્લા પર ચડે ત્યારે રસી કાપી નાંખે. કારણ પાછા ઉતરવાનું નથી. કિલ્લો સર કરો કે ભૂસકો મારીને મરી જાવ તેવી જ રીતે પામર લોકોના હાથમાં કોઈ પણ જાતનું રાષ્ટ્રીય તંત્ર ન રહે એવો અમે નિશ્ચય કર્યો છે. એટલે જુનું તો કંઈ રહેવાનું જ નથી. માત્ર રાખ રહેવાની છે વર્ધા કેળવણીમાં રાષ્ટ્રને આજીવિકાનો ઉપયોગી એવો ધંધો તો રહેલો છે. મુઠીભર લોકો કરોડો રૂપિયા કમાય એ નહિ પણ કરોડો લોકોને મુઠી મળે તે આપણે તો જોઈએ છે. ઉપાર્જન ભલે એક પાઈ કે બે પાઈ મળે. કેટલાક કહે છે કે સવારથી સાંજ સુધી કામ કરીએ ત્યારે ૧॥-૨ આના તો મળવા જોઈએ. અમને આનંદ થાય છે કારણ કરોડો લોકોને એ મળે છે. મુઠીભર લોકો કરોડોને નિચોવીને પૈસા મેળવે છે.

અને આ ખાદી માટે ગાંધીજીનો જે આગ્રહ ને ભાર છે તેનું કારણ તમે સમજી ગયા હશો! આ એક સીધી વાત તમારે ગળે કેમ ઉતરતી નથી? જ્યાં સુધી મેલો સ્વાર્થ હશે ત્યાં સુધી એ ધ્યાનમાં નથી ઉતરવાની. આ અંગ્રેજ લોકો હિંદુ-મુસલીમોને લડાવે છે કારણ તેમાં તેનો સ્વાર્થ રહેલો છે. આ દેશમાં જ તૈયાર થયેલો માલ લો ને પરદેશના માલની ના જ કહો તો આપણે અંગ્રેજોને પગે લાગીને કહીએ કે ભાઇ અમારા દેશમાં રહો ને રાજ કરો તો પણ એ ના કહેશે. કારણ તેમાં કંઇ સ્વાદ રહ્યો નથી. રસ રહ્યો નથી. જેમ વેપારી કહે છે કે ગામડામાં કંઇ કસ રહેલો નથી. તેમ હિંદુસ્તાનમાં કસ નથી તો એને રાજ્યમાં પણ કંઈ રસકસ નહિ રહે. ને લડાવવાનું પણ છોડી દે. પણ તે આપણા લોકોના હાથમાં છે. આ દેશમાં એમનો મોટમાં મોટો વેપાર કાપડનો છે. ધર્મ કરતાં શ્રમ વધારે શ્રેષ્ઠ છે. આપણે બધા ખાદી ઉત્પન્ન કરતા ને પહેરતા થઇ જઇએ તો અંગ્રેજ લોકનો એ વેપાર ઘટી જશે. તો તે એમ પણ કહેશે કે હા ભાઇ અમને પણ એમ તો લાગતું જ હતું-લો સ્વરાજ

ને રામરામ. સ્વરાજની તૈયારી કરી એટલે અંગ્રેજોનો સ્વાર્થ-મેળ ઓછો કરી નાખવો એ કારણે આપણે જેટલુ કાર્ય કરીએ છીએ ત્યા ખાદીને પ્રધાનપદ આપવુ જોઇએ ને આ કેળવણીમા એ વધારે મહત્વ ા આગત છે કારણ એ ો લીધે અનુબંધો બાંધી શકીએ છીએ અનુબંધો એટલે શુ ? એક પ્રવૃત્તિ સાથે અનેક પ્રવૃત્તિ સંકળાયેલી છે તે ઓળખવી તેનું નામ અનુબંધ ને ભુખ લાગી હોય તો મારે રાંધવુ જોઈએ તેને માટે પહેલા તો ચૂલા માટે ત્રણ પથરા જોઇએ, પછી વાસણ જોઇએ, લાકડા જોઇએ, મીઠું જોઇએ મસાલા ન હોય તો ઉત્તમ કયી કયી વસ્તુ જોઇએ તે પહેલા તો સમજી લઉ ને નિરોગી પૌષ્ટિક ખોરાક છે કે નહિ, એમા શક્તિ છે કે નહિ, વત છે ને પિત્ત છે કે નહિ વળી આગળ વધુ તો જે લાકડુ બાળવાનું છે તે ધુમાડો કરે છે કે નહિ તે ખેરનુ હોય તો ઉષ્ણતા વધારે આપે એ બધુ સમજી લેવુ જોઇએ પાણીમા પણ આપણે જોઇએ છીએ કે અમુક પાણીમા દાળ ચડતી જ નથી. એટલે એક સાથે અનેક વાત આપણને શીખવી પડે છે. એ સમજતા સમજતા આપણી પ્રકૃતિ સમજી શકીએ છીએ ને ઠેવરે રાંધીએ છીએ આપણા હાથમા એક ધાગો આવે તેની મારફતે આખુ જાળુ પકડવુ તેનું નામ અનુબંધ પદ્ધતિ જેની પાસે વધારે જ્ઞાન હશે તે વધારે અનુબંધ રજુ કરી શકશે આમા વિદ્યાર્થીઓ ઉપર કંઈ જબરજસ્તી ન કરો. પણ તમારી પોતાની જ પાસે કઈ ન હોય તો શુ થાય ?—એટલે તમારે ત્રણ વસ્તુઓની જરૂર છે (૧) પહેલી તો વર્ધા કેળવણી માટેના શિક્ષકો (૨) બીજી વસ્તુ તે શિક્ષકો માટે પાકા પુસ્તકો, વિદ્યાર્થીઓ માટે નહિ. ને ત્રીજુ (૩) ગામડાના શિક્ષકોને જ્ઞાન મેળવવાની તક મળતી નથી તે માટે એક માસિક કાઢવુ. તેમા કેળવણીની ચર્ચા હોય, સામાન્ય જ્ઞાન ને નવા નવા પ્રયોગ કરવાનુ મન થાય તેવી ચર્ચા હોવી જોઈએ શિક્ષક જાગ્રત રહે હમેશ જુવાન રહે તો વિદ્યાર્થીઓ માટે તો મને ચિંતા જ નથી શિક્ષકોના શિકારી નહિ પણ મિત્ર એવા ઇન્સ્પેક્ટરો જોઈએ તે ક્યાંક નહિ પણ જરૂર પડે એક નિશાળમા ૩-૩ મહિના પણ રહે ને જુવે ને નાલાયક નીવડે તો તેને (શિક્ષકને) દૂર કરે હુ એમને શિક્ષકના ઇન્સ્પેક્ટર નહિ પણ શિક્ષક મિત્ર નામ રાખુ ઉપરાંત નવો સિદ્ધાંત મે બાંધ્યો છે જે લોકો ગામડામા કામ કરે છે તેમણે ઝાડની પેઠે વધાઈ જવુ જોઈએ પ ૭ વરસ પહેલા ગુજરાતમા હુ હતો ત્યારે માનતો હતો કે સેવક સેવકે ઝાડની પેઠે વધાઈ જવુ એક જગ્યાએ બેસીને તે કામ કરવુ પણ હવે મે એમા થોડો સુધારો કર્યો છે એક ગામ સેવક કે શિક્ષકે વરસમા ૪૦ દિવસ બહાર ફરવાનુ કામ રાખવુ જોઈએ, તેથી આસપાસ શુ ચાલે છે તે જોઈ શકે છે જાણી શકે છે એટલે વધારે નહિ તો ૩૦ દિવસ તો જવુ જ જોઇએ ને એ નહિ જાય તો તે કરાઈ ગયો જેમ સન્યાસી ત્રણ દિવસથી વધારે દિવસ કોઈ એક ઠેકાણે રહેતા નથી માત્ર ચોમાસુ એક જગ્યાએ ગાળે છે-તેમ આજના શિક્ષકો ને ગામ સેવકો માટે નિયમ કરવો જોઈએ કે એક વરસમા દોઢ મહિનો ફરીને જેટલુ નિરીક્ષણ કરી શકાય તેટલુ કરો

ને એ બધા માટે તમારે ભાષા જોઇએ ગૂજરાતમા તો ગૂજરાતી ચાલે પણ ઉત્તર હિંદુસ્તાનમા તમે શુ કરશો? તમારે તમા । અરસ્પર ાન ત્વા હોય ને મેળવવા હોય તો બીજી ભાષા સાથે સંગઠન કરવુ જોઈએ પ દેશી ભાષા મારફતે એ સંગઠન ન કરતા

હિંદીની જરૂર છે-એ કેવળ હિંદી નથી. એથી સબ કી બોલી એવું નામ અમે આપ્યું છે. એ તમારે બધાએ સારી રીતે શીખવી જોઈએ એ બે રીતે લખાય છે. ઉર્દૂ લિપિમાં ને બાળબોધમાં. પણ શિક્ષકોને હું કહું છું કે તમારે બંને લિપિની ઓળખાણ તો હોવી જોઇએ સાવ કોરા ન રહી જતા. એક બરાબર જાણી લો. બીજી રહેજસાજ કરો તો પણ ચાલશે. શૈલી એટલે સ્ટાઈલ જેમ કાઠિયાવાડી એ ગૂજરાતીની-શૈલી છે. સુરતમાં પણ છે તેમ ઉત્તરમાં જુદી શૈલી છે-તે ઉર્દૂ છે. એમાંથી એક તો સરલ બોલતા આવડવું જોઈએ. બીજી સારી રીતે સમજતાં આવડવુ જોઈએ. અને ગૂજરાતમાં કંઈ આ દિશામાં કામ ન થયું હોય તો તે જવાબદારી મારી છે. ૭ પ્રાંતમાં કામ ચલાવવાનું મેં હાથમાં લીધું છે. પંજાબ, બંગાળ, સિંધ વિગેરે. પણ હવે જાગ્યા ત્યાંથી સવાર ગણીને આપણે ચાલીએ. નવજીવને પણ થોડી પૈસાની સવડ અમને કરી આપી છે ને મને વિશ્વાસ છે કે આવતા એક વરસમાં ગૂજરાત હિંદુસ્તાનના કેઈ પણ પ્રાંત કરતાં આગળ જશે એવી હું આશા રાખી બેઠો છુ. ગૂજરાતમાં કાર્યશક્તિ નથી એમ તો નથી શિક્ષકો એમ માને છે કે જ્ઞાન મેળવવાનું સાધન તે પુસ્તકો ને તે નહિ મળે તો હાડમારી પડે છે. પૈસા તમારી પાસે હોય તો પુસ્તકો યે શીખો, હું ના નથી પડતો. પણ દુનિયામાં જે અનુભવીએ છીએ તેનું ચિંતન કરીએ તેમાંથી જ્ઞાન વધે છે. ચોપડીથી જ્ઞાનનો ફેલાવો થાય છે-જ્ઞાન વધતું નથી. મોટા મોટા અંગ્રેજી ભણેલાઓ આગળ આવે છે તે મનમાંથી કાઢી નાખો. એમની પાસે તો ધતીંગ વધારે છે-ડોળ વધારે છે-તે મનમાંથી કાઢી નાખો.

અહીં જે બ્હેનો આવી છે તેમને માટે કંઇ જુદું નવું કહેવાનું નથી ભાઇઓને કહ્યું તે જ બેનોને કહું છું. થોડો ફરક છેઃ બ્હેનને માટે હવ્ય ધર્મ છે, જે બાળકોને ઉછેરે છે. બ્હેનોમા કંઈ પામરતા આવવાનુ કારણ નથી. તમે તો જુની ગરેડમાં ઉતરશો જ નહિ તમારા આગળામાં કાર્યકુશળતા તો છે જ નાના નાના બાળકોને કેળવવાં તે તો તમે જાણો છો. ને અહિંસાના-ગાંધીજીના જમાનામાં સ્ત્રીઓ અબળા રહેવી ન જોઇએ. અહિંસાની શક્તિ સ્ત્રીઓમાં છે. અહિંસાની શક્તિ દેશમાં તમારે ફેલાવવી જોઇએ કોઈ એમ ન માને કે ગાંધીજીના તત્વજ્ઞાનમાંથી જ અહિંસા જન્મી છે.

છેવટ-ગામડામાં દાખલ કરીશુ તો જ આ વર્ધા યોજનાને ફેલાવી શકીશું-શહેર મારફતે નહિ. આ વર્ધા યોજના મારફતે જ સ્વરાજ આવવાનું છે :ને આ અમોલી તક સાંપડી તે ઝીલવાની તમારા સૌમાં ભાવના-તેજ આવો એમ હું ઇચ્છું છું.

# નિરક્ષરતા નિવારણ

સુરત જીલ્લામાં સ્કૂલ બોર્ડની શાળાઓના શિક્ષકોએ ગામડાંઓમાં નિરક્ષરના નિવારણનું કામ છેલ્લા ૭ માસથી ઉપાડી લીધુ છે શાળાવાળાં લગભગ બધાં જ ગામોનાં રાત્રિવર્ગો ખોલાઈ ચૂકયા છે.

સ્વાભાવિક રીતે જુદી જુદી મોસમના પ્રમાણમા આ કામમાં ભરતી ઓટ આવતી રહે છે. શરૂઆતમા જુવાળ આવીને હાલ મોટા ભાગના વર્ગોમા ઓટ ચાલુ થઈ જણાય છે.

શિક્ષકોની મુશ્કેલીમાં વળી એક બીજો પણ ઉમેરો થયો છે. શિક્ષકો સેવા વૃત્તિથી કામ આપી રહ્યા છે. દીવાબત્તી જેવું પરચૂરણ ખર્ચ તેઓ ભવિષ્યમાં ગ્રાંટ મળવાની ગણત્રીએ પદરનું કરી રહ્યા છે.

કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટરો તરફથી તેમના વર્ગોની તપાસ થતાં અને ગ્રાંટો મળતાં અતિ મોડું થાય છે. તેઓ કામને પહોંચી વળી શકતા નથી એમ જણાય છે.

તપાસણી થઈ ગયા પછી ઘણા વર્ગોની બાબતમાં એમ માલુમ પડયું છે કે પરીક્ષામાં પૂરતા પ્રમાણમાં પ્રૌઢો પાસ થયા નથી. સરકારી ધારા અનુસાર પાસ થનારાઓના પ્રમાણમાં જ મદદની રકમ મળી શકે છે. પરિણામે શિક્ષકોને વર્ગો ચલાવતાં જે ખર્ચ થયું હતું તે કરતાં ગ્રાંટ ઘણી ઓછી મળી છે.

સુરત જીલ્લા નિરક્ષરતા નિવારણ સંઘે આ પરિસ્થિતિનો વિચાર કરી શિક્ષકોને થયેલું ખર્ચ જાહેર ફાળાથી તેઓને આપવાનો ઠરાવ કર્યો છે. પણ આવી જવાબદારી અનિશ્ચિત પ્રમાણમાં ઉઠાવવી શક્ય ન હોવાથી તેણે વધુમાં એવો ઠરાવ કર્યો છે કે હાલ તરત નવા વર્ગો ખોલાવવા નહિ.

ખરી રીતે સરકારે સ્કૂલ બોર્ડોને જે તે જીલ્લાને ફાળે આવતી ગ્રાંટની રકમ સીધી આપી દેવી જોઈએ જેથી બોર્ડો તેમાં જાહેર ઉઘરાણાથી બનતો ઉમેરો કરી પોતાનું સમગ્ર જીલ્લાનું પ્રૌઢશિક્ષણનું કામ કેવા પ્રકારે અને કેટલા પ્રમાણમાં વિસ્તારવું તેની યોજના વિચારી શકે.

તે પ્રકારની માગણી સરકાર પાસે પ્રાંતીય પ્રૌઢ શિક્ષણ બોર્ડ મારફત કરવામાં આવી છે, પરંતુ તેને કશો જવાબ મળ્યો નથી

આવી પરિસ્થિતિમાં પ્રૌઢ શિક્ષણનું કામ કેમ આગળ ધપાવવું એ સર્વને માટે ચિન્તાનો વિષય થઈ પડયો છે. પાંચ વર્ષમાં સુરત જીલ્લામાંથી નિરક્ષરતા નાબૂદ કરવી એ પવિત્ર સંકલ્પ કોઈ પણ ભોગે પાર પાડવો જ રહ્યો.

શાળાઓમાં ભણતાં બાળકો મારફત તેઓનાં ઘરોમાં પ્રૌઢોને શિક્ષણ આપવાની યોજના ઘડવામાં આવી હતી. તે માટે રૂા. ૩૦૦૦ ખર્ચ થવાનો અંદાજ હતો. અને સરકાર પાસે તે પૈકી રૂા. ૨૦૦૦ની માગણી કરવામાં આવી હતી. પરંતુ સરકારે નાણાભીડનું કારણ બતાવી મદદ આપવાનો ઇન્કાર કર્યો છે.

સંઘ આવા સંજોગોમાં પણ ઉપાડેલું કામ ટૂટે નહિ એ જોવા ઘણો જ આતુર છે. સરકારની કોઈ જાતની મદદ ન હોય તો પણ શિક્ષકો અને વિદ્યાર્થીઓની અને સામાન્ય રીતે સર્વ ભણેલાંઓની સેવાના જોર ઉપર કેવી રીતે કામ કરી શકાય તેની યોજના સંઘે ગુજરાત પ્રૌઢ શિક્ષણ સમિતિના પ્રમુખ શ્રી. જુગતરામ દવે પાસે માગી છે. તેમની તરફથી મળેલી આ અંકમાં 'સ્કૂલબોર્ડની કાર્યવાહી'માં છાપેલી યોજના સંઘે તેમજ સુરત જિલ્લા સ્કૂલ બોર્ડે માન્ય રાખી છે અને તેને અનુસરી હવે કામ વિસ્તારવુ એવો નિશ્ચય કરવામાં આવ્યો છે.

લલ્લુભાઈ હરિભાઇ પટેલ
મંત્રી
સુરત જિલ્લા નિરક્ષરતા નિવારણ સંઘ

# ચીનગારી

('ભારતમાતની આઝાદી'—એ રાગ)

સૂતર કાંતવાની વાતો જો જો ભૂલી ના જવાય,
સાચા ઉરના એ ભાવો હસવામાં ના ઉડી જાય.

લાખ કરોડો ભૂખ્યાં તલસે,
અસહાય આંસુ સારે;
આંસુથી ભીંજે તો ખાદી પહેરવા માંડો.

સૂતર કાંતવાની વાતો—
સાચા ઉરના એ ભાવો—

નાનાં મ્હોટાં રાય રંક સૌ,
ભેદ ભૂલીને આવો:
સ્વતંત્રતાના સૈનિક થઇને કાંતવા માંડો.

સૂતર કાંતવાની વાતો—
સાચા ઉરના એ ભાવો—

ભારતની આઝાદી માટે
પાવક પ્રગટે દ્વારે:
ચીનગારી બનવાને આવો, કાંતવા માંડો.

સૂતર કાંતવાની વાતો—
સાચા ઉરના એ ભાવો—

જ્યોત્સ્ના શુકલ

# લાંચ યાને રૂશ્વતખોરી

## [ ૩ ]

આટલા મોટા પ્રમાણમાં લાંચની બદી આપણા દેશમાં કેમ વ્યાપે છે તેના અનેક કારણો છે પણ મુખ્ય કારણ તો હાલની દોષવાળી સમાજ રચના છે જે સમાજરચનાના પાયામાં શોષણનીતિ હોય તેમાં આવું અનિષ્ટ પ્રવર્તે તેમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. જે સમાજરચનાના પાયામાં નીતિ વગરની હરિફાઈ છે તેમાં આવા દુષણો આવ્યા સિવાય રહે નહિ. આપણા દેશના જુદા જુદા ધંધાઓ તપાસીએ તો જણાશે કે શિક્ષિત વર્ગ તરફથી ચાલતા ધંધાઓ જેવા કે-ડાક્ટરનો, વકીલનો, વેપારીનો અને શાહુકારોનો-તેમાં પણ અજ્ઞાન વર્ગોને અનેક રીતે છેતરવાનું હોય છે અને એ ધંધો કરનારાઓમાં ઘણા અજ્ઞાન જનતાનો ગેરલાભ લેવાને ચૂકતા નથી આ બધી છેતરપિંડિ કાયદેસર હોતી નથી ડાક્ટર અગર વકીલ પોતાની ફી ઠરાવવાને સ્વતંત્ર છે અને નજીવા કામને માટે પણ મોટી ફી લેવામાં આવે તો તે ગેરકાયદેસર નથી છતાં નીતિ વિરૂદ્ધ તો અવશ્ય છે જ. ખેડુતોના જેવા નિર્દોષ ધંધામાં પણ હાળીઓનું શોષણ સમાયલું હોય છે તો પછી બીજા ધંધાઓની તો વાત જ શી કરવી ? આ પ્રમાણે ખેડૂતો ખતે હાળીઓનો લાભ લે પણ ખેડુતોને શાહુકાર, ડાક્ટર, વકીલ, વેપારી, અમલદાર વીગેરે વર્ગના શોષણના ભોગ થવું પડે છે આ પ્રમાણે જ્યાં સમાજમાં જુદા જુદા ધંધા કરનારાઓ નીતિને વેગળે મુકી અજ્ઞાન લોકોનું શોષણ કરે તો તેમાં આશ્ચર્ય શું ? ખાનગી નોકરો પણ તકનો લાભ લઈ અજ્ઞાન લોકોને છેતરી-તેમની પાસેથી લાંચ લે છે. પણ લાંચ અને બીજી જાતનાં શોષણો વચ્ચેનો તફાવત સમજી લેવો જોઈએ આપણે ઉપર જોયું તેમ બીજાં શોષણો ભલે નીતિ વિરૂદ્ધ હોય પણ ગેરકાયદેસર હોતા નથી પણ લાંચ લેવામાં ફોજદારી ગુન્હો થાય છે.

કોઈપણ દેશમાં સામાન્ય સમાજમાં નીતિનું કેવું ધોરણ છે તે તે દેશના વહિવટી તંત્રમાં લાંચની બદી કેટલા પ્રમાણમાં પ્રવર્તે છે તે ઉપરથી જાણી શકાય છે તેજ દેશમાં લાંચનું પ્રમાણ ઓછું હશે જ્યાં સામાન્ય વ્યવહાર અને ધંધાઓમાં નીતિનું પ્રમાણ વધારે હશે.

લાંચની બદી સદંતર નાશ કરવા માટે સમાજરચનાના પાયા જ બદલવા પડે જે સમાજ ધર્મ અને નીતિના પાયા ઉપર રચાયલો હોય તેમાંજ આવી બદી સંભવે નહિ આવી સમાજરચના કરવાને મહાત્મા ગાંધીજી કેટલા વીસ વર્ષથી ભગીરથ પ્રયત્ન કરી રહેલા છે. અને આ પ્રયત્નો નિષ્ફળ તો નથી જ ગયા. આજે જાગ્રત હૃદયવાળા બધા ધંધાદારીઓને લાગવા માંડયું છે. આજે જે રીતે ધંધાઓ ચાલે છે તેમાં અનેક નીતિ વિરૂદ્ધ રીતીઓ સમાયલી હોય છે તેજ-પ્રમાણે સરકારી વહિવટી તંત્રના નોકરોને પણ લાંચ એ કેટલું ગુન્હાભરેલું અને નીતિ વિરૂદ્ધનું કૃત્ય છે તે જણાવા લાગ્યું છે. મહાત્મા ગાંધીજીએ આપેલી દોરવણીને આપણે સક્રિય સાથ આપીને સમાજરચનામાં યોગ્ય ક્રાંતિ લાવી શકીએ છીએ

આપણી સામે મુખ્ય પ્રશ્ન તો એ છે કે આ બદી દેખીતા પ્રમાણમાં શી રીતે નાબુદ કરી શકાય આ બદીને માટે બે પક્ષો જવાબદાર છે, એક બાજુ પ્રજાની નબળાઈઓ અને બીજી બાજુ દોષવાળું વહિવટી તંત્ર આ બાબતમાં પ્રજાના દોષો પહેલા તપાસીશું.

આ બદી અજ્ઞાન અને બીકણુ પ્રજામાં જ ચાલી શકે. આજે પણ કોઈ શિક્ષિત અને હિંમતવાળા માણસ પાસે લાંચ લઈ શકતું નથી. અશિક્ષિત અને બીકણુ માણસો જ આ બદીના ભોગ થઇ પડે છે. અશિક્ષિત અને ગરીબ પ્રજાને વહિવટી તંત્રમાંથી દાદ કેમ મેળવવી તેની ખબર નથી. આવા વર્ગને કયા તો સરકારી નોકરની અગર પ્રજામાં આવા કામની દલાલી કરનારની મદદ લેવી પડે છે. સમાજમાં જેઓ લાંચ કરવાની દલાલી કરે છે તેઓ સમાજના ભયકર જંતુઓ છે અને સમાજને ભારે હાની પહોંચાડે છે. આવા માણસોની સામાજીક પ્રતિષ્ઠા જો હોય તો તે તદ્દન નાબુદ કરવી જોઇએ આ બાબત લોકમત કેળવવો જોઇએ. અશિક્ષિત પ્રજાને શિક્ષિત બનાવવા બધા પ્રયત્નો કરવા જોઇએ અને અવિરત પ્રચાર કરીને તેમની ભીરુતા નાશ કરવી જોઇએ. સામાન્ય રીતે અજ્ઞાન માણસને પણ લાંચ આપવાનુ પસંદ હોતું નથી પણ તેને વહિવટી તંત્ર પાસે દાદ કેમ મેળવવી તેની ખબર હોતી નથી. અને તેથી નોકરો એવા માણસો પાસેથી સહેલાઈથી લાંચ લઇ શકે છે. તેથી લોકોને લખાણો મારફતે અને પ્રચારથી પોતાના હકોનું ભાન કરાવવુ જોઈએ. તમામ જાહેર કાર્ય કરનારાઓએ પોતાના પ્રચારમાં આ વિષયને સ્થાન આપવુ જોઇએ. જો પ્રજા પોતાના હકો સમજે અને તેમની બીક ઓછી થાય તો કોઇ નોકર લાંચ લેવાની હિંમત કરે નહિ. લોકોને પોતાના હકોનું ભાન કરાવવું અને તેમની બીક ઓછી કરવી એ કામ ઘણુ ભારે હોવા છતા તે કર્યા સિવાય આવી બદી મહતર નાશ પામવાની નથી. જે પ્રમાણે ચોરી કરવી, લુટ કરવી, અગર છેતરવું એવા કૃત્યને માટે દરેકને તિરસ્કાર હોય છે અને એવાં કૃત્યો કરનારનું સમાજમા હલકું સ્થાન હોય છે તેજ પ્રમાણે લાંચ લેવી એ તિરસ્કારપાત્ર હલકુ કૃત્ય છે અને જે પ્રમાણે ચોર, ડાકુ અને છેતરનાર સમાજને ભયરૂપ છે તેજ પ્રમાણે લાંચ લેનાર પણ સમાજને ભયરૂપ ગણવો જોઇએ

ઉપર પ્રમાણે અશિક્ષિત સમાજને-શિક્ષિત બનાવવી, તેમના હકોનું ભાન કરાવવુ, તેમને હિંમતવાળા બનાવી આત્મરક્ષણ કરવાની તેમનામા શક્તિ લાવવી એ પ્રજા માટેની જવાબદારી છે. પણ વહિવટી તંત્રની જવાબદારી એનાથી પણ વધારે છે. બીજા દેશોની સરકારોની આ બાબતની જવાબદારી ઓછી હોય છે કારણ કે ત્યા આ દેશના જેટલો અશિક્ષિત, બીકણુ અને અસહાય વર્ગ હોતો નથી. બીજા દેશોમા બધા વર્ગોના લોકો પોતાનુ રક્ષણુ કરવાની શક્તિ ધરાવે છે જ્યારે આ દેશની વસ્તીનો મોટો ભાગ ગરીબ છે અને અજ્ઞાનતાને લીધે લાંચની બદીમાંથી પોતાનુ રક્ષણ કરવાને અશક્ત છે, આ નક્કર વાત સરકારે સ્વીકારવી જોઇએ, અને લોકોની ગરીબાઈ અને અજ્ઞાનતા મટાડવાની દરેક સરકારની ફરજ છે. પણ હિંદુસ્તાનમા વિદેશી રાજ્ય હોવાથી આ દિશામા નહિ જેવુ જ કામ થાય છે અને આ ગતિએ જ જો દેશની પ્રગતિ ભવિષ્યમાં થવાની હોય તો લોકોમા આત્મરક્ષણની શક્તિ લાવતા સૈકાઓ જોઇએ. દેશનો વહિવટ પ્રજાશાસનવાળા સ્વરાજ્યથી ચાલતો હોય તો પણ આવી અસહાય સ્થિતિમાંથી મુક્ત થવાને વર્ષો લાગે એટલે લોકો આત્મરક્ષણની શક્તિ મેળવે ત્યા સુધી આવા લોકોનું સંરક્ષણ કરવાની જવાબદારી કોઇપણ સરકારે સ્વીકારવી જોઇએ. દિલગીરી સાથે જણાવવું પડે છે કે આ જવાબદારી હાલના સરકારી વહિવટતંત્ર તરફથી અદા કરવામાં આવતી નથી. આવી બાબતોમાં ગરીબ અને અજ્ઞાન વર્ગોને અને આત્મ સંરક્ષણ કરી શકે એવા લોકોને એકસરખા ગણી લેવામાં આવે છે. કોઇ ગરીબ અને અજ્ઞાન માણસ

લાંચની ફરિયાદ કરે તો તેને ફરિયાદ કરવાનુ જણાવવામા આવે છે અગર લાભ લેનાર નોકર સામે ખાતાની તપાસ થાય છે પ્રથમ તો ગરીબ અને અજ્ઞાન માણસ ફરિયાદ કરી શકે જ નહિ કારણ કે ફરિયાદ કરવા માટે અને ફોજદારી કામ ચલાવવા માટે તો પૈસા જ જોઈએ અને તે ખર્ચવાની ફરિયાદીની શક્તિ નથી કદાચ કોઈ અપવાદરૂપે ફોજદારી કેસ થાય તો અજ્ઞાન વકીલોની ઉલટ તપાસમા અજ્ઞાન સાક્ષીઓ ટકી શકતા નથી અને તેથી, ઘણે મોટે ભાગે તહોમતદાર છુટી જ જવાનો આવા કેસોમા ખાતાના ઘણા અમલદારોની વલણ પણ નોકરો પ્રત્યે પક્ષપાતી હોય છે અને કદાચ આવો કેસ જો કોઈ જાહેર કાર્યકર્તા તરફથી ઉભો કરવામા આવ્યો હોય તો તેના પ્રત્યે ભારે શકાની નજરથી જોવામા આવે છે. આ પ્રમાણે વહિવટી તંત્ર નોકરોનું રક્ષણ કરતો હોવાથી પ્રજાનો આવી જાતની તપાસમાથી વિશ્વાસ લગભગ ઉડી ગયો છે અને તેથી આવી જાતની ફરિયાદ કરવાનુ સામાન્ય રીતે લોકો ગાડી વાળે છે. આ બાબત મ્હારો અંગત અનુભવ પણ ઉપરના પરિણામોનુ સમર્થન કરે છે.

એક જાણવા જેવી વાત તો એ છે કે કોઈ સરકારી નોકરના આવા કૃત્ય માટે ખાતા તરફથી તપાસ થઈ ખાતાના અમલદારોને ગુન્હો થયેલો જણાય અને નોકરને નસીયત કરવામા આવે તો આવો નોકર પોતાની ફોજદારી રાહે તપાસ કરવાની માગણી કરે અને તે માગણી ઘણુ કરીને મજુર થય છે આવા કામમા ફરિયાદીમા સાક્ષીઓ ગામડાના અજ્ઞાન-પાછળ પડેલી કોમમા હોય તો તેઓ વકીલોની ઉલટ તપાસમા ટકી ન શકવાને કારણે તોહમતદારને અધટિત લાભ મળી જાય છે એટલે સરકાર જો ગરીબ અને અજ્ઞાન લોકોને આ બદીમાથી મુક્ત કરવા માગતી હોય તો આવા રુશ્વતખોર નોકરોની ખાસ પ્રમાણિક અમલદારો મારફતે તપાસ કરાવી ગુન્હો થયેલો માલમ પડે તો નોકરોને યોગ્ય સજા કરવી જોઈએ. આવી ઘણી તપસોમા અમલદારોએ નોકર તરફ પક્ષપાતી વલણ બતાવવુ જોઈએ નહિ. નોકરો જરૂર યોગ્ય રક્ષણ માગે છે પણ પ્રજાનો ગરીબ અને અજ્ઞાન વર્ગોના લોકો જે વર્ષો થયા આવી બદીથી ચૂસયા કરે છે તેને વધારે રક્ષણની જરૂર છે એમ સૌ કોઈ સ્વીકારશે એમ હુ ધારુ છુ

જ્યારે જ્યારે કોઈ નોકરની તપાસ થાય છે ત્યારે નોકરો તરફથી એવી દલીલ કરવામા આવે છે કે સો ગુન્હેગારોમાથી નવ્વાણુ ગુન્હેગારો ભલે છૂટી જાય પણ કોઈ નિર્દોષ માર્યો જવો ન જોઈએ આ સુત્ર ફોજદારી ગુન્હાઓને લાગુ પડે છે. પણ શકાશીલ ચારિત્ર્યવાળા નોકરોને ચાલુ રાખવા કે કેમ એ બીજો પ્રશ્ન છે એમા માર્યો જવાની વાત જ આવતી નથી. કોઇપણ માલિક શંકાશીલ ચારિત્ર્યવાળા નોકરને રુખસદ આપે તો તેમા કોઇને ગેરઇન્સાફ થયાનું ભાગ્યે જ કહેવાય આ સાથે બીજી એક વાત પણ યાદ રાખવી જોઇએ ગરીબ અને અજ્ઞાન લોકો ખોટી રીતે આ બદીથી લૂટાતા હોય તો શું એ નિર્દોષો માર્યા જતા નથી? આવા લોકો જેને પુરતુ ખાવાનું હોતુ નથી તેની પાસેથી જ્યારે પૈસા કઢાવવામા આવે ત્યારે શુ તેઓ ખાસ રક્ષણને પાત્ર નથી?

મુખ્ય પ્રશ્ન તો એ છે કે આ બદી જડ ઘાલી ગઇ છે અને પ્રજાના હિત ખાતર એ બદી નાશ કરવી હોય તો સરકારી તત્રમા વિશેષ ભાવનાની જરૂર પડશે આવી સાચી ભાવના આવશે નહિ ત્યા સુધી આ બદી સગીન પ્રમાણમા ઓછી થવાનો સંભવ નથી.

જો કોઈ જાહેર કાર્ય કરનાર તરફથી આવી બદી માટે ફરિયાદ કરવામાં આવે છે ત્યારે તો ઇન્સાફ મેળવવાનુ ઘણું મુશ્કેલ બને છે કારણ કે નોકરોને આવી ફરિયાદ તેમના વર્ગ સામે હુમલા જેવી લાગે છે.

ટુંકમાં આ બદી નાશ કરવા માટે એક બાજુએ પ્રજાને વધારે હિંમતવાળી બનાવવી પડશે અને તેમની અજ્ઞાનતા દૂર કરવા માટે ભગીરથ પ્રયત્નો કરવા પડશે અને બીજી બાજુએ આખા સરકારી તંત્રની હાલની ભાવનામાં ભારે પરિવર્તન લાવવું પડશે. જે સરકારી નોકરો પોતાને જાહેરપ્રજાના નોકર સમજે છે તેઓ તો પોતાની આ બાબતની ફરજ બરાબર અદા કરશે પણ જેઓ સરકારી તંત્રને પ્રજાહિતથી વિરોધવાળું સમજે છે તેમના તરફથી આવી બદી નાશ થવાની આશા વ્યર્થ છે. દુર્લભજી પરાગજી

# પ્રાસંગિક નોંધ

## ગણુપોશાક અને તકલીશિક્ષણ

આપણી શાળાઓમાં ભણતા બાળકો એક જ જાતનો પોશાક પહેરીને શાળામાં આવે, એ સુઘડતા, સુંદરતા અને સ્ફુર્તિની દૃષ્ટિએ આવકારદાયક છે કરકસરની દૃષ્ટિએ પણ એ લાભકારક છે; પરંતુ ગણુપોશાકનો મોટામાં મોટો ગુણ તો એ છે કે એનાથી વિદ્યાર્થીઓમાં સમાનતાની ભાવના કેળવાય છે. આજે સમાજના ઉપલા થરમાંથી આવતો વિદ્યાર્થી કીમતી અને ઠઠારાવાળા પોશાકથી બીજાઓ કરતાં પોતે શ્રેષ્ઠ છે એમ જાણેઅજાણે માનતો હોય છે ને સોઘો, સાદો કે અપૂરતો પોષાક પહેરનાર વિદ્યાર્થી પોતે પોશાકના કારણે જ કંઈક હીનતા અનુભવે છે. આપણી ભાવિ પ્રજાના તંદુરસ્ત માનસઘડતર માટે આ રીતે ગણુપોશાક આવશ્યક છે. આથી સરકારનું અને આપણી સ્કૂલબોર્ડનું ધ્યાન તે તરફ ખેંચાયું અને ઐચ્છિક ગણુપોશાક માટે શિક્ષકો અને શિક્ષિકાઓને આવશ્યક સૂચનાઓ આપવામાં આવી છે. ગણુપોશાક માટેના ઠરાવમાં તે 'શુદ્ધ ખાદી'નો હોવો જોઈએ, એના ઉપર ખાસ ભાર મૂકવામાં આવેલો છે; પરંતુ અમારા પ્રવાસમાં અનેક સ્થળે ગણુપોશાકના આ મહત્વના અંગનો ભંગ થયેલો જોવામાં આવ્યો છે. કપડાંની જાતને વિસારી દેવામાં આવી છે અને કેવળ રંગને પકડી રાખવામાં આવ્યો છે. ચડ્ડી માટે ભુરા રંગનું અને પહેરણ માટે સફેદ રંગનું જાપાની કાપડ વપરાયેલું અનેક સ્થળે જોવામાં આવ્યું છે. સ્કાઉટ માસ્તરોએ આવી ઉતાવળ મોટે ભાગે કરેલી છે. આપણો પોશાક આપણા જ દેશમાં બનેલા કાપડનો અને તેની પાઇએ પાઈ ખેડુતો, પિંજારા, કાંતનારીઓ, વણકરો, સુથાર, રાજભરા અને રંગારા વગેરે કારીગરોની ઝુંપડીમાં વહેંચાવી જોઈએ. આ શરત તો માત્ર ખદી જ પૂરી પાડે છે. ખાદીનો ગણુપોશાક એ ગણુપોશાક ઉપરાંત સ્વરાજના સૈનિકોનો પોશાક છે. દેશના કરોડો ગરીબો પ્રતિની સક્રિય હમદર્દીનો–નગદ દેશધર્મનો પોશાક છે એ આપણે બાળકો અને તેમના વાલીઓને ઠસાવવું જોઈએ. બાળકો તો અનુકરણપ્રિય હોય છે પોતાના શિક્ષક અને શિક્ષિકાને તે ધ્યાનમૂર્તિ માને છે એટલે તેમના પોશાક, રીતભાત, ભાષા, ગુણો, વગેરેનું તેઓ અનુકરણ કરવાનાં. આથી દરેક દેશપ્રેમી શિક્ષક, શિક્ષિકા પ્રથમ તો પોતાનાં જ કપડાં નખશીખ શુદ્ધ

ખાદીનાં કરવાનું સ્વીકારશે અને તે પછી વિદ્યાર્થી કે તેમના વાલીઓને સમજાવવાનો અધિકાર પ્રાપ્ત કરશે. ગરીબીને કારણે કે બીજા અંતરાયોને લીધે જે વિદ્યાર્થીઓ ગણુપોશાક ન કરી શકે તેમને માટે ધીરજ રાખવી જોઈએ. હમણાં કપાસની મોસમ છે. દરેક ખેડૂત વિદ્યાર્થી પોતાને ઘેર કપડાં પૂરતો કપાસ સંગ્રહે એવી તજવીજ કરવી, ગરીબ બિનખેડૂત વિદ્યાર્થી માટે ગામમાંથી મુઠી ફંડથી કપાસ ઉઘરાવવો. અને ગામના શિક્ષણપ્રેમી સ્વદેશાભિમાની બાઈબ્હેનોને મળીને તકલી ખરીદવા અને પુણી બનાવવા જરૂરી ફાળો મેળવવો. શાળાના સમયમાં અને સમય બહાર તકલી કાંતવાનું વાતાવરણ જમાવવું જોઈએ. શિક્ષણના એક વિષય તરીકે તકલી શિક્ષણને શાળામાં દાખલ કરવાની પરવાનગી તરત જ આપવાનું સ્કૂલ-બોર્ડે ધોરણ રાખ્યું છે. તેનો લાભ દરેક શાળાએ લેવો જોઈએ અને એ રીતે જે વિદ્યાર્થીઓ હમણાં ખાદી ખરીદીને ગણુપોશાક ન કરાવી શકે તેઓ પોતાના કાંતેલા સૂતરનો પોશાક તૈયાર કરાવી શકે એવો આગ્રહ રાખવો જોઈએ. બોરી ફળિયાના દેશપ્રેમી શિક્ષકે પોતાના તમામ વિદ્યાર્થીઓ પોતાના કાંતેલા સૂતરનો ગણુપોશાક આ વર્ષમાં જ પહેરતા થઈ જાય એવો શુભ સંકલ્પ કર્યો છે. અને ગામના આગેવાન ભાઈઓએ તેમાં દીલથી સાથ આપ્યો છે એટલે શાળાનું તથા ગામનું આખું વાતાવરણ જીવંત બની ગયું છે. આ દાખલાનું સર્વત્ર અનુકરણ થાય અને એક વર્ષમાં આપણા જિલ્લાની શાળામાં ભણતાં પચ હજાર બાળકો પોતાના કાંતેલા સૂતરનાં એકજ જાતનાં કપડાં પહેરતાં થઈ જાય તો કેવું સુંદર! વિદ્યાર્થી દીઠ બે રૂપિયાનું જ કાપડ ગણીએ તો પણ એક લાખ રૂપીયાની ખાદી આપણે ઉપજાવીને ફેલાવી શકીએ. ઘેરે ઘેર સ્વરાજના પોશાકનો સૈનિક ફરતો થઈ જાય તો એના ચેપથી તો આખા જીલ્લાનો કાયા કલ્પજ થઇ જાય. દરેક શિક્ષક શિક્ષિકા વિદ્યાર્થીઓના વાલીઓ અને ગામના આગેવાનો ખાસ કરીને શાળા સમિતિના પ્રમુખ, અને સભ્યો આ મહત્ત્વની સૂચનાને અમલમાં મૂકવાનો પોતાનો ધર્મ સમજશે એવી આશા રાખવી વધારે પડતી નથી.

**શાળાઓ માટે બે આવશ્યક સૂચના**

શ્રી. મકનજી ભીમભાઈ દેશાઈ કેળવણી ખાતાના પેન્શનર છે. ૮૦ વર્ષની વયે પહોંચેલા હોવા છતાં એમનો ઉત્સાહ જુવાનોને ટક્કર મારે એવો છે. શાળાઓમાં રાષ્ટ્રીયતા અને સ્વાતંત્ર્યની ભાવના માટેનાં દ્વાર ખુલ્લાં થતાં જાય છે તે જોઈને એમનું હૃદય આનંદના હિલોળે ઉછળી રહ્યું છે. જલાલપુરના રમત ગમત, ગરબા ઈત્યાદિના સમારંભ વખતે એમણે એક કાગળમાં આપણી શાળાઓની બે ત્રુટી તરફ ધ્યાન ખેંચ્યું હતું. એ બંને ત્રુટી દૂર કરવા જેવી હોવાથી સહુ શિક્ષક અને શિક્ષિકાઓ તથા વિદ્યાર્થીઓના વાલીઓની જાણ અને અમલ માટે અહીં ટાંકીએ છીએ.

**૧. વિદ્યાર્થીઓને મોઢે ગાળો:**—આજ કાલ શાળામાં અને બહાર શિક્ષક કે વાલીની ગેરહાજરીમાં વિદ્યાર્થીઓને મોઢે ગાળો ઠીક ઠીક ચઢી ગયેલી હોય છે તે બંધ થવી જોઈએ. સુરતમાં તો દીકરો બાપને અને બાપ દીકરાને 'સાળો' કરીને સંબોધવામાં પાછું વાળીને જોતો નથી. એ શબ્દ ત્યાંના લોકોની નજરે પોતાનો મૂળ અર્થ ગુમાવી બેઠો છે અને એનો સંબોધન અર્થ જ રૂઢ થઈ ગયેલો જણાય છે. સંસ્કારી મનાતા શહેરની આ અસંસ્કારિતા-ભરી વાણી ગામડાંઓમાં પણ પ્રસરી છે અને ત્યાંની મૂળની અશ્લીલ ગાળોના ભંડારમાં

# સમાચાર સંગ્રહ

## રોજનીશી—જાન્યુઆરી—ફેબ્રુઆરી

**જાન્યુઆરી તા. ૧૮**—સુરત જિ બોર્ડ ને સ્કૂલબોર્ડ ॥ પ્રમુખોનો બારડોલી તાલુકાનો પ્રવાસ શરૂ થયો બારડોલીમા શેઠ ફકીરચંદે બધાવેલ કન્યાશાળા ॥ ભગનલાલ શ્રી દુલભજી દેસાઈએ ઉદ્ઘાટનક્રિયા કરી

**તા. ૨૬**—સુરત જિલ્લાના ગામેગામ સ્વાતંત્ર્યદિન ઉજવાયો પ્રભાતફેરી નીકળી ગામ સફાઈના કામો થયા જિલ્લામા ૨૦૦ જેટલી સભાઓ ભળી ને મહાસભાના પ્રતિજ્ઞાપત્રો પર સહીઓ થઈ

**તા. ૨૭**—મુબઈ સરકારે એક હુકમ બહાર પાડી પ્રાથમિક શિક્ષણ સસ્થામા અમલ માટે એમ ઠરાવ્યુ છે કે હવે પાઠ્ય પુસ્તકોમા ગૂજરાત વિદ્યાપીઠે બહાર પાડેલા જોડણી કોશ અનુસારની જોડણી રૈખાઈ હશે તેવાજ પાઠ્ય પુસ્તકોને મજુરી આપવામા આવશે

**તા. ૨૮**—સૂપા મેટ્રન બોર્ડિંગ સ્કૂલનુ વાર્ષિક સંમેલન શ્રી કનૈયાલાલ દેસાઈને પ્રમુખપદે ઉજવાયુ

**ફેબ્રુઆરી તા. ૧**—વેડોદરા ॥ મહારાજાએ ાા સુધરાઈ ખાતેગત કરી

**તા. ૧-૨-૩**—ના દિવસોમા સુરત જિ બોર્ડ અને સ્કૂલબોર્ડના પ્રમુખોએ ચોર્યાસી તાલુકાના ગામોનો પ્રવાસ કર્યો

**તા. ૪**—વેડછી શિક્ષક તાલીમ વર્ગની પૂર્ણાહુતિ શ્રી જ્યોત્સનાબ્હેન શુકલ ॥ પ્રમુખપદે થઈ તે પ્રસગે ગૂજરાત ॥ લોકસેવક શ્રી રવિશંકર મહારાજે શિક્ષક ભાઈબ્હેનોને ઉદ્દેશી પ્રવચન કર્યું

**તા. ૫**—દિલ્હીમા વાઇસરોયના મહેલમા મહાત્મા ગાંધીજીએ હિંદી રાજ્યબંધારણ વિષે વાઇસરોય સાથે મસલત કરી પણ ખાલી હાથે પાછા ફર્યા

**તા. ૬**—ગામબમા વડે રાના દિવાન ગર કૃષ્ણમાચારી ॥ હસ્તે ખેડુત સહકારી જીન-પ્રેસની ઉદ્ઘાટનક્રિયા કરવામા આવી એ પ્રસગે નવસારી પ્રાંત તેમજ સુરત જિલ્લાના આગેવાન ખેડૂતો હાજર રહ્યા હતા

**તા. ૮**—આજથી ત્રણ દિવસ સુરત જિ બોર્ડ ને સ્કૂલબોર્ડ પ્રમુખોએ ઓલપાડ તાલુકાનો પ્રવાસ કર્યો

**તા. ૯**—સુરત જિ બોર્ડ ને સ્કૂલ બોર્ડ ॥ પ્રમુખોએ મોરા ॥ વર્ધા યોજનાની શાળાની મુલાકાત લીધી હતી વિદ્યાર્થીઓને ઠીક ઠીક તાલીમ મળેલી જણાતી હતી ગામના નવજુવાન ભાઈબ્હેનો ને મોટેરાઓ પણ હાજર હતા શ્રી દુલભજી દેસાઈએ વર્ધા યોજનાનું મહત્વ સમજાવ્યુ

**તા. ૧૦**—ઓરપાડ કસ્બાની શાળામા એ તાલુકાના શિક્ષક ભાઈબ્હેનો ॥ ની કાર્યકર્તાની સભા મળી એ પ્રસગે મુંબઈ કાઉન્સીલના પ્રમુખ શ્રી મગળદાસ પકવાસા તથા શ્રી કનૈયાલાલ દેસાઈએ પ્રવચન કર્યું

**તા. ૧૧**—ચોર્યાસી તાલુકાના વિદ્યાર્થી ભાઈબ્હેનોની ભગત ગવંતી હરિફાઈ ॥ મેળવડા પ્રસગે શ્રી મગળદાસ પકવાસાએ પ્રવચન કર્યું

**તા. ૧૫**—સુરત જિ સ્કૂલબોર્ડ તરફથી અની ગામનો ત્રીજો શિક્ષક તાલીમવર્ગ શરૂ થયો એ વર્ગમા ૫૦ શિક્ષકો મોકલવામા આવ્યા

## ગ્રાહકોને

જેમના લવાજમના પૈસા બાકી હોય તેમને તે તાકીદે મોકલી આપવા વિનતિ છે




વ્યવસ્થાપક
શ્રી ઠાકોરભાઈ મણિભાઈ દેસાઈ
ચિફ ઓફિસર
સુરત જિલ્લા લો. બોર્ડ

મુદ્રક
ઇશ્વરલાલ ઇચ્છારામ દેસાઇ
લોકવાણી' મુદ્રણમંદિર
ચૌટાપુલ, સુરત

આ માસિક દર મહિનાની ૧૫ મી તારીખે પ્રગટ થશે.
વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦

૨ આસરે ત્રીસ વર્ષ પહેલાં સરકારે આવી કોમો માટે રાનીપરજ પ્રદેશમાં બોર્ડીંગો શરૂ કરી હતી. તેનો લાભ ઉંચી-પાયરીના અને સેંજ સુખી ગણાતા રાનીપરજો જેવા કે પટેલીઆ, ઠાકુર, ચોધરા વગેરેએ સારી રીતે લીધો છે. અને વધુ ગરીબ અને પછાત કોમોના બહુ જ ઓછા ભાગે આનો લાભ ઉઠાવ્યો છે. આવી બોર્ડીંગમાંથી પસાર થઈ વ. ફા.ની પરીક્ષા આપેલા વિદ્યાર્થીઓએ શિક્ષકનો ધંધો સ્વીકાર્યો છે, પરંતુ તેમાંથી બહુ જ ઓછી સંખ્યા ટ્રેનીંગ કોલેજમાં મોકલવામાં આવે છે. વ. ફા. રાનીપરજ શિક્ષકો ગામડાંમાં પ્રભાવ પાડી શકયા નથી, બલકે કેટલાક દારૂના અને આળસના વ્યસનમાં ભેરવાઈ પડ્યા છે.

૩ રાનીપરજોમાં સામાજીક સેવાનું કામ કરતી સંસ્થાઓનો-જેવી કે ભીલ સેવામંડળનો-અનુભવ કહે છે કે સંસ્થાના સંચાલકની ખાસ દેખરેખ અને રોકટોક હોય અને શાળા ચલાવનાર યોગ્ય શિક્ષકની નિમણુક કરવામાં આવે તો જ શાળા ચાલી શકે છે. પહેલાં જ્યાં લોકલબોર્ડે શાળા કાઢી હતી અને તે ઓછી હાજરીને લીધે બંધ કરવામાં આવી ત્યાં મંડળે શાળા સારી રીતે ચલાવ્યાના દાખલા મોજુદ છે. આજે ચારથી વધુ વર્ષ સુધી સારી રીતે ચલાવેલી હજારની વસ્તીવાળાં ગામોની શાળાઓ ડીસ્ટ્રીક્ટ સ્કૂલબોર્ડને સોંપવામાં આવી છતાંયે ખાસ દેખરેખ વિના તેમાંની કેટલીક શાળાઓ બરાબર ચાલતી નથી.

૪ રાનીપરજ વસ્તીનો પ્રદેશ કાળાપાણીનો ગણાય છે. ઉજળી કોમો-બ્રાહ્મણ, વાણીઆ, રજપુત વગેરે કોમોના શિક્ષકોને આ પ્રદેશમાં અટૂલા-સમાજ અને સગવડ વિના જવાનું ગમતું નથી. બલકે આજ સુધી શિક્ષકને સજા કરવા માટેજ આ પ્રદેશમાં મોકલવામાં આવતો હતો. અને આ કારણે વર્ષો સુધી ભીલ પટેલીઆ શિક્ષકોને આ પ્રદેશની શાળાઓ ડ્રેન થતી તે શિક્ષકોમાંથી શાળા બંધ કરાવે છતાંયે તેને ત્યાંથી ખસેડવામાં આવતો નહિ; કારણ કે ત્યાં જવા માટે બીજો કોઈ શિક્ષક મળે નહિ. દાખલા તરીકે-રોઝમના જંગલમાં ઉજળિયાત શિક્ષક સહકુટુંબ રહેવા ન જાય એવા પ્રદેશમાં કોણ બદલી ઈચ્છે?

આ કારણોમાં ઉંડા ઉતરીને તપાસ કરવી જોઈએ આના ઉપાયમાં જ નવી ઉઘાડેલી શાળાઓ બંધ કરવી ઇષ્ટ છે કે ધીરજથી તેની સુધારણા કરવી ઇષ્ટ છે તે વિચારવું જોઈએ. આ માટે કેટલાક ઉપાયો હું સૂચવું છું.

૧ બીજા જીલ્લાઓમાં શાળાઓમાં આવતા રાનીપરજ કોમના બાળકોને ખાસ શિષ્યવૃત્તિ આપવામાં આવે છે. તેથી ભીલ જેવા રાનીપરજ કોમોના ગરીબ ખેડૂતોની આર્થિક પ્રશ્નની મુશ્કેલી દૂર થાય છે.

૨ રાનીપરજ કોમના વ. ફા. પાસ થયેલા શિક્ષકોને બીજી સરળ અને ટૂંક મુદતની ટ્રેનીંગ આપી ટ્રેઇન્ડ શિક્ષકો વધુ પ્રમાણમાં બનાવવા જોઈએ. અને તેમને એક શિક્ષકવાળી શાળામાં મૂકવા જોઈએ.

૩ ઉજળિયાત શિક્ષકોને વારાફરતી થોડા સમય માટે આવી થોડી શાળાઓ સોંપવી જોઈએ અને તેને અંગે ભથ્થું આપવું જોઈએ.

૪ ખાનગી મંડળો જેવાં કે ભીલ સેવામંડળ પાસેથી સ્કૂલબોર્ડે આવા પ્રદેશની શાળાઓ માટે અવારનવાર સલાહ સૂચના મેળવવી જોઇએ. અને આવા પ્રદેશમાં 'Approved' 'માન્ય' શાળાઓ ચલાવવા સારી ગ્રાંટ આપવી જોઇએ. શાળાઓ બંધ કરવા કરતાં તે શાળાઓ તેમને સોંપવી જોઇએ.

૫ આવા પ્રદેશની શાળાઓ શરૂ કર્યા બાદ એક વર્ષ સુધી તે બંધ કરવી જોઇએ નહિ. પરંતુ તેને પગભર કરવા હરેક પ્રકારના ઉપાયો લેવા જોઇએ. છેવટે એક લાગવગવાળા માણસને તેડાગર તરીકે રોકીને શાળા ચલાવવાનો પ્રયત્ન કરવો જોઇએ

૬ આવા પ્રદેશની નિશાળોના (૧) કામના કલાકો; (૨) વેકેશન-રજાના નિયમો ને દિવસો, (૩) ઓછામાં ઓછી હાજરી કેટલી હોવી જોઇએ, (૪) પાઠ્ય પુસ્તકો ને અભ્યાસક્રમ, (૫) શિક્ષકો ને તેમની લાયકાત, (૬) અને સરકારી મદદના નિયમો નક્કી કરવાને નિષ્ણાતોની કમિટી નીમાવી જોઇએ.

અંતમાં કેળવણીખાતાના કાર્યકર્તાઓને એટલું જ જણાવીશ કે રાનીપરજની કેળવણીના વિકાસના પ્રશ્નનો યોગ્ય ઉકેલ લાવ્યા વિના એ કોમોની પ્રગતિ અને એ કોમોમાં જાગૃતિ લાવવી અશક્ય છે; તો તેમની કેળવણીના વિકાસમાં ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર છે.

લક્ષ્મીદાસ શ્રીકાન્ત (ઉપ-પ્રમુખ, ભીલ સેવામંડળ, દાહોદ)

# સ્ત્રીનું કાર્યક્ષેત્ર

આજ લગી હું કુલાતો કે સ્ત્રીજાતિને લગતા કાર્યક્ષેત્રમાં મારો ફાળો સત્યાગ્રહની શોધ મારે હાથે થઈ તે દિવસથી જ ચોક્કસપણે શરૂ થઈ ગયો હતો. પણ આ પત્ર* લખનાર બહેન માને છે કે સ્ત્રીજાતિનો પ્રશ્ન પુરુષોના કરતાં જુદી રીતે હાથ ધરવો જોઈએ છે. જો એમ જ હોય તો હું નથી ધારતો કે કોઈ પણ પુરુષને હાથે સાચો ઉકેલ આવી શકે. આવો પુરુષ ગમે તેટલી ગયામણ કરે છતાં તે નિષ્ફળ થવાનો જ. કારણકે કુદરતે જ એને સ્ત્રીથી નિરાળો ઘડ્યો છે. જોડો ક્યાં કડે છે તે તો તેનો પહેરનાર જ જાણી શકે. તેથી સ્ત્રીને સારું શું જરૂરી છે એનો નિર્ણય પ્રમાણભૂતપણે અંતે સ્ત્રીએ જ કરવો પડશે. મારો પોતાનો અભિપ્રાય તો એવો છે કે મૂળ પાયે જેમ પુરુષ તેમજ સ્ત્રી એક જ માનવવંશ છે તેમ તેમનો કોયડો પણ અંતે મૂળ મુદ્દે એક જ હોવો જોઈએ. બંનેમાં એક જ આત્મા વસે છે એક એક જ જીવન જીવે છે, એક જ જાતની શબ્દસ્પર્શાદિ લાગણીઓ અનુભવે છે. એક બીજાનું પૂરક છે. એક બીજાની સક્રિય સહાયતા વિના જીવી શકે નહિ.

પણ કોઈ ને કોઈ કારણે પણ બન્યું છે એમ કે યુગયુગાંતરથી પુરુષ સ્ત્રીના પર સત્તા ભોગવતો આવ્યો છે અને તેને પરિણામે સ્ત્રીએ પણ પોતાને વિષે એક જાતની કનિષ્ઠ ભાવના કેળવી છે. પુરુષે આપમતલબીપણાથી તેનામાં સીંચેલી 'સ્ત્રી પુરુષના કરતાં નીચી છે' એ ભાવનામાં તે માનતી આવી છે, પણ પુરુષોમાં જે સત્યદર્શી હતા તેમણે તો સ્ત્રીનો સમાન દરજ્જો કબૂલ રાખ્યો છે.

* ગાંધીજીને એક બ્હેને લખેલા પત્રનો અહીં ઉલ્લેખ થયો છે.

# આનાવારી કરવાની રીત

### આનાવારીની રીતમાં ફેરફાર

આનાવારી શી રીતે કરવામાં આવે છે તે બાબત ખેડૂતોએ જાણવી જોઈએ. મહાસભાવાદી સરકારે તેમાં કેટલાક ફેરફાર કર્યા હતા. તે ફેરફારો સાથે નવી રીતથી ખેડુતો માહિતગાર થાય તે માટે આનાવારી કરવાની રીત વિગતવાર અત્રે આપવામાં આવે છે.

પાકનાં વાવેતર થઈ રહ્યા પછી એટલે સપ્ટેમ્બર માસની આખરમાં અથવા ઓકટોબરમાં તલાટી ખેતરે ખેતરે ફરીને પહાણીપત્રક તૈયાર કરશે અને નજરે જોઇને ક્યા ખેતરમાં કયું તૂલ વાવ્યું છે તેની નોંધણી કરશે. આ રીતે આખા ગામનું પહાણીપત્રક તૈયાર કરી રહ્યા પછી તે આખા ગામમાં દરેક તૂલનું કેટલા એકર વાવેતર થયું છે .તેના આંકડા તૈયાર કરશે

અષાઢી મોલના લેવા પહેલાં આનાવારી સરકાર કરશે અને જે ગામમાં આનાવારી કરવાની હશે, તે ગામમાં આનાવારી કરવાની તારીખ નક્કી કરીને સર્કલ ઇન્સ્પેકટર તે તારીખથી ઓછામાં ઓછા ત્રણ દિવસ પહેલાં ગામને ચોરે ખબર આપશે. એવી રીતે નક્કી કરેલે દિવસે સર્કલ ઇન્સ્પેકટર આવશે; અને આનાવારી કરવા માટે એક કમિટી મેળવી તેમાં ગામની આનાવારી તૈયાર કરશે.

આનાવારી કરનાર કમિટી પાંચ જણની બનશે. સર્કલ ઇન્સ્પેકટર ચેરમેન, તલાટી, પટેલ અને ગામના બે માણસો મળીને પાચ જણની કમિટી બનશે. ગામના બે માણસો કોણ કોણ હોવા જોઈએ તે નક્કી કરવા માટે સરકારે એવો નિયમ કર્યો છે કે જે ગામમાં પંચાયત હશે ત્યાં પંચાયત તેવા બે માણસને ચૂંટીને મોકલશે. અને જે ગામમાં પંચાયત નહિ હોય ત્યાં ગામલોકો નક્કી કરીને બે માણસ મોકલશે. ગામલોકો બે માણસ નકકી કરી શકે નહિ અને તેથી વધુ માણસોનાં નામ જુદ જુદા માણસો તરફથી તે કમિટીમાં મોકલવા માટે માગણી થાય તો વધુમા વધુ ૧૦ માણસોનું લિસ્ટ કરી સર્કલ ઇન્સ્પેકટરને ગામલોકો આપશે. સર્કલ ઇન્સ્પેકટર આ દશમાંથી પોતાને યોગ્ય લાગશે તે બે માણસોને કમિટીમાં સભ્ય તરીકે નીમશે અને તેમનાથી કામ ચલાવશે. ગામલોકો અગર પંચાયત આવાં માણસો મોકલવામાં બેદરકારી બતાવશે તો પછી સર્કલ ઇન્સ્પેકટરે પોતાને યોગ્ય લાગે તે બે માણસોને બોલાવી આનાવારી કરી શકે છે.

### તલાટી વિગતો રજુ કરશે

આ કમિટી મળશે ત્યારે તલાટીએ પહાણીપત્રકના આંકડા તૈયાર કર્યા હશે તે વિગતવાર રજુ કરશે અને પછી તૂલવાર કેટલી આની પાક થશે તેની માહિતી સર્કલ ઇન્સ્પેકટર માગશે. બધા પે એકમત થઇને તે આની નોંધાવશે તો તે પ્રમાણે સર્કલ ઇન્સ્પેકટર નોંધશે અને કોઈ જુદા જુદા આંકડા નોંધાવશે તો તે પ્રમાણે નોંધી તેમાં ટે વ્યક્તિની સર્કલ ઇન્સ્પેકટર સહી લેશે.

એવા આંકડા ઉપરથી આખા ગામની કેટલી આની થઈ એ શોધી કાઢતાં ગામસેવકોને આવડવું જોઈએ. નીચેના એક ગામનો દાખલો આપતાં તે બીના સમજાશે.

ધારો કે તાલુકામાં क નામે ગામ છે અને ત્યાં ૧૦૦૦ એકર જમીન છે. તેમાં ૧૦૦ એકર સામાન્ય રીતે પડતર રહે છે અને ૯૦૦ એકરનું વાવેતર થાય છે. એ ૯૦૦ એકરમાં નીચે પ્રમાણે વાવેતર થયું છે અને નીચે કોઠામાં બતાવી છે તેટલી આની પાક થતા વકી છે:

| ૧<br>તૂલેનું નામ | ૨<br>કેટલા એકર વાવેતર | ૩<br>કેટલી આની પાક | ૪<br>કોલમ બે અને ત્રણનો ગુણાકાર |
|---|---|---|---|
| વરસાદ કમી પડવાથી અથવા એવાં કારણોથી વાવેતર લાયક જમીન પડતર રહી તે | ૧૫૦ | ૦ | ૦ |
| બાજરી | ૧૦૬ | ૩ | ૩૧૮ |
| આગેતર જુવાર | ૬૪ | ૪ | ૨૫૬ |
| પાછેતર જુવાર | ૧૨૦ | ૫ | ૬૦૦ |
| કપાસ | ૨૮૦ | ૭ | ૧૯૬૦ |
| ભગફળી | ૨૦ | ૮ | ૧૬૦ |
| તમાકુ | ૧૦૫ | ૩ | ૩૧૫ |
| ઘઉં | ૫૫ | ૫ | ૨૭૫ |
| | ૯૦૦ | | ૩૮૮૪ |

એટલે એકંદરે ૯૦૦ એકરમાં ૩૮૮૪ આની પાક થયો. એમાં જેટલી આની કુલ પાક હોય તેને જેટલા એકરનો આંકડો હોય તેનાથી ભાગવો, એટલે ૩૮૮૪ ÷ ૯૦૦ આની પાક થયો. એ રીતે ૪.૩ આની પાક થયો. ઉપર જણાવેલી રીતે આનાવારી તૈયાર કરવી.

સર્કલ ઇન્સ્પેકટર રૂબરૂ થએલી કમિટી વખતે ગામના સભ્યે પાકના અને નોંધાએલા આંકડા ઉતારી લેવા.

## ઢોલ પીટીને જાહેરાત

ગામકમિટી જે આંકડા એકમતથી અગર જુદા જુદા મતથી રજૂ કરશે તે આંકડા બધા સર્કલ ઇન્સ્પેકટર મામલતદાર આગળ રજુ કરશે. મામલતદાર તે આંકડા જોઇને તે ગામની આનાવારી પોતે કેટલી નક્કી કરવા ધારે છે તે બનતા સુધી એકર અને તૂલવાર આનાવારી સાથે રેવન્યુ પટેલ મારફત ચોરે પ્રસિદ્ધ કરશે અને કમિટીમાં હાજર રહેલા ગામના સભ્યોને પણ તેની નકલ પહોંચાડશે. ગામના રેવન્યુ અમલદાર ઢોલ પીટીને તે આનાવારી જાહેર કરશે.

મામલતદારે તૈયાર કરેલી આનાવારી બરાબર ન લાગે તો તેમણે આનાવારી પ્રસિદ્ધ કરી હશે તે તારીખથી ૧૫ દિવસની અંદર ગામલોકોએ તેને અંગે કારણો આપી વાંધા બતાવવા જોઈએ.

### છેવટની આનાવારી

મામલતદાર આ વાંધાઓ લક્ષમાં લઇને છેવટે પોતાની આનાવારી નક્કી કરશે. જો પ્રથમ જાહેર કરેલી આનાવારીમાં તેને ફેરફાર કરવાનો નહિ જણાય તો તે છેવટની ગણાશે અને જો વાંધાઓ લક્ષમાં લઇને તે તેમાં ફેરફાર કરશે તો તે ફેરફારો પ્રથમની માફક જાહેર કરશે. આ આનાવારીના આંકડામાં ફેરફાર કરવાની જરૂર લાગશે તો કલેકટર તે કરી શકશે. જો કલેકટરે ફેરફારો કરી હશે તો તે ફેરફારો પ્રથમની માફક જાહેર કરવામાં આવશે.

### નકલ મળશે

ગામની કમિટીએ કરેલી આનાવારી, મામલતદારે સૂચવેલી આનાવારી, મામલતદારે છેવટે નક્કી કરેલી આનવારી અને કલેકટરે મંજૂર કરેલી આનાવારી, એ સૌની નકલો મામલતદારની કોર્ટમા અરજી કરવાથી નકલ ફી આપતાં મળી શકશે. આનાવારી કરતી વખતે નીચેની બાબત ઉપર ખાસ ધ્યાન રાખવું.

### શું લખવું?

૧. આનાવારી મૂકવા-મુકાવવામાં કોઇ પણ ભાગ્યે જ સમજે છે, તેથી સાધારણ રિવાજ એવો છે કે ગામની આનાવારી જે જે તૂલની મૂકી હોય તે તૂલ સાધારણ વર્ષમાં દર વીઘે કેટલું થાય છે તે પૂછવામાં આવે છે. દાખલા તરીકે ગામમાં બાજરીની આની મુકવી છે.

ગામમા સાધારણ વર્ષે (બહુ સારા નહિ તેમજ ખરાબ નહિ તેવે વર્ષે) એક વીઘે ૭ મણ બાજરી થાય છે તો આ ૭ મણ બાજરી એ ૧૨ આની પાક કહેવાય. ચાલુ સાલે ૫ મણ બાજરી થવાની હોય તો ૮॥ આની પાક ગણાય, પરંતુ ખેડૂતોને આવી રીતે હિસાબ ગણીને આની મૂકતાં ફાવે નહિ, તેથી તેમણે સાધારણ સાલનો પાક લખાવવો અને ચાલુ સાલનો પાક કેટલો ઊતરશે તે લખાવવુ એ વધુ સલાહકારક છે, અને તેની નકલ કરી લેવી. જે અનાજના પૂળા થાય છે અને જ્યાં પૂળા વેચવાનો રિવાજ છે, ત્યાં પૂળાનો અંદાજ પણ નોંધવામા આવે છે.

જ્યાં પૂળા વેચાતા ના હોય, એટલે તેમાંથી ધંધા તરીકે આવક થતી ન હોય, ત્યાં પૂળા ઘાસ તરીકે જ ગણાય; અને ઘાસ સારામા સારું થયું હોય, તોપણ તેની આની ૬ થી વધુ ન મુકાય એવો નિયમ છે.

ઉપર જણાવ્યું તેમ આનાવારી મૂકવા-મુકાવવાનું જ્યાં ગામલોકોને પૂરતું જ્ઞાન હોય ત્યાં તો ગામલોકો આની મુકાવી શકે. સાધારણ વર્ષનો પાક એ ૧૨ આની જેટલો ગણાય છે, એટલું ખાસ ધ્યાનમા રાખે.

જે જે ગામે આવી રીતે પંચથી આનાવારી થઇ જાય તે તે ગામની આનાવારીની નકલ ગામલોકોએ સહીઓ આપતા પહેલાં કરી લેવી અને તેની એક નકલ પોતપોતાના તાલુકાની સમિતિને મોકલી આપવી

### તાલુકદારી અને ઈનામી ગામોમાં

૨. તાલુકદારી તેમજ ઇનામી ગામોમાં પણ સરકાર ખાણુકારકુન મારફત આનાવારી કરે છે.

આ ગામોમાં ગામલોકોએ ખૂબ સાવધ રહેવાની જરૂર છે. જમીનમહેસુલ અંગે સરકાર આનાવારીના જે પ્રમાણમાં છૂટ કે રાહત આપવાનું નક્કી કરે તે પ્રમાણમાં તાલુકદારે કે ઇનામદારે છૂટ આપવી જ પડે, તેથી તેમની આવક ઓછી થઇ જાય, તે માટે તાલુકદારી કે ઇનામદારી ગામોમાં ભારે આનાવારી મૂકેલ્યૂ કે પણ મુકાય તો તે ગામના ખેડૂતોને ખૂબ સહન કરવું પડે. માટે આનાવારી મુકય ને બાબતમાં પોતાના પ્રતિનિધિ નીમવામાં સાવધ રહેવું.

૩. સર્કલ ઇન્સ્પેકટર બોલાવે તે કમિટીમાં આનાવારી વિષે સમજી શકતા હોય તેવા માણસોને મોકલવા ગામે પ્રથમથી જ પ્રબંધ કરવો.

### પંદર દિવસમાં વાંધો

૪. મામલતદાર તરફથી કામચલાઉ આનાવારી પ્રસિદ્ધ થાય તેની તપાસ રાખવી, અને જો તેમાં વાંધા હોય તો તે તરતજ (પંદર દિવસની અંદર) મામલતદારને લખી જણાવવા અને તેની નકલોમાંથી એક નકલ પોતપોતાની તાલુકા સમિતિને મોકલવી અને એક નકલ ગામ ખાતે રાખવી.

### જુદી આની હોય તો કમિટીમાં મૂકવી જોઇએ

૫. સર્કલ ઇન્સ્પેકટર, તલાટી અને બીજા કોઈ પોતાની જુદી આની મૂકવા માગતા હોય તો તે તેમણે કમિટીની રૂબરૂ મૂકવી જોઇએ તે ધ્યાનમાં રાખવું.

### મહેસૂલમાં છૂટ

૬. આનાવારી કરતાં આગોતર પાકની આની ઓછી હોય અને પાછોતર પાકની આની વધારે હોય તો કલેકટર તે ગામનું મહેસૂલ વસૂલ કરવાની મુદત પાછી ઠેલી શકશે. પાકમાં નીચે પ્રમાણે આની આવે તો નીચે પ્રમાણે જમીનમહેસૂલમાં છૂટ મળે છે.

ક. પાક ૪ આની કે તેથી ઓછો થાય તો મહેસૂલ મુલતવી રહે છે.

ખ. પાક ૪ આનીથી ઉપર ને ૬ આનીથી ઓછો થાય તો અર્ધું મહેસૂલ વસૂલ લે અને અર્ધું મહેસૂલ મુલતવી રાખવાનું હોય છે.

ગ પાક ૬ આની કે તેથી ઉપર અને ૮ આનીથી ઓછો થાય તો આખું મહેસૂલ વસૂલ લેવામાં આવે છે.

ઘ. પાક ૮ આની કે તેથી ઉપર અને ૧૧ આનીથી નીચે થાય તો પાછલી બાકી હોય તો તે પૈકીની અર્ધી અને ચાલુ સાલની આખી મહેસૂલ સરકાર લઈ શકે છે.

ङ. પાક ૧૧ આની કે તેથી વધુ થાય તો ચાલુ સાલ ઉપરાંત પાછલી આખી બાકી હોય તો સરકાર તે આખી બાકી ચાલુ સાલના પૂરા મહેસૂલ ઉપરાંત વસૂલ કરી શકે છે.

ઉપર પ્રમાણે આનાવારી કરતાં ક્યાંય મુશ્કેલી પડે અગર સમજણ ન પડે તો, તાલુકા સમિતિ હોય ત્યાંથી અને તેમ ન હોય તો જિલ્લા સમિતિમાંથી માહિતી મેળવવી.

['પાટીદાર'માંથી]

અર્જુનલાલ લાલા,
મંત્રી, અમદાવાદ જિ. સમિતિ

# કોણ ભણ્યું ?

મારા આન્તર મન્થનની એક વાત કહું ? સાંભળશો ? એક જમાનામાં હું વિદ્યાર્થી હતો અને શાળામાં ભણતો. મારી સાથે નાનુ, ભાનુ, વિનુ. કનુ બધા ભણતા અને શું ભણ્યા ? લેખાં ભણ્યા, હિસાબ ભણ્યા, પાઠ ભણ્યા, ઇતિહાસ ભૂગોળ ભણ્યા અને કશું ય ન ભણ્યા. મારૂ કહેવું વિચિત્ર લાગશે પણ હું સાચું જ કહું છું કે અમે ભણ્યા અને કશું જ ન ભણ્યા.

અમે લેખાં ભણ્યા પણ શાકભાજી, અનાજ અને તેલ-ઘી-ગોળના હિસાબમાં ગુંચવાયા. અમને એ લેખાંના ઉકેલ ન જ આવડયા, હિસાબ ગણ્યા-ત્રિરાશી અને બહુરાશી બહુ બહુ માંડી વળ્યા. શાળામાં હિસાબની પાટી પહેલી નાંખીને અમે રાચવા લાગ્યાં. આ રીતે અમે હોંશીઆર વિદ્યાર્થીઓમાં ખપ્યા પણ કાપડીઓ ગજ, કાતર ચલાવતો તસુ કાપડના હિસાબ મોઢે મોઢે કરી નાંખે, વાણીઆ આંગળીના વેઢે અટપટાં વ્યાજ ગણે તે જોઇ અમે ગુંચવાયા. અમારા ગુણાકાર-ભાગાકાર-પૂર્ણાંક-અપૂર્ણાંક એ ગુંચોની ઉકેલ ન કરી શક્યા એવું ભણ્યા.

શાળામાં પાઠ ભણ્યા કવિતા ભણ્યા પણ હાથના અક્ષર ઉકેલતાં ન આવડયા. હાથની લખેલી ભારતકથા વાંચવાનું કહે ત્યારે ડસકાં ખાધા સિવાય અમે આગળ ન વધી શક્યા. 'ભુરો ભારયો ઝાંખો, દૂરથી ધુમસે પહાડ સરખો' એ કવિવાણી આજ પણ યાદ રહી છે. પણ એ વિરાટ-કાય વટવૃક્ષનાં દર્શને જવા જેટલી ઘેલછા કોઈએ ન જગાવી.

"અસત્યો માહેથી પ્રભુ પરમ સત્યે તું લઇ જા,
ઉંડાં અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઇ જા"

એ કવિતા શિક્ષકે ગોખાવી અને ગોખી, તેના અર્થ કર્યા પણ અમે અંધકારમાં છીએ એ જ્ઞાન ન થયું, સત્યની ઘેલછા ન લાધી એવી રીતે કવિતા શીખ્યા ને શિખવી.

ભૂગોળમાં દેશાન્તરની નદીઓ અને ગામો ગોખી વળ્યા પણ ગામનાં ગોંદરનાં ખેતરો ભૂલ્યા ઇતિહાસ ભણ્યા હિન્દી પ્રજાની કાયરતાનો અને પાને પાને શીખ્યા-આ પરગજુ અંગ્રેજ સોદાગરો પેટે પાટા બાંધી સાત સાગર ઓળગી આપણી વચમાં આવી ન ઉભા હોય તો આ દેશની પ્રજાના ભુક્કા થઈ જતે ! બસ આટલું.

ભારતની પુરાતન વિદ્યાપીઠો, વાણિજ્ય, સાગર સાહસો, ધર્મપ્રચાર, બુદ્ધની અનુકમ્પા અને મૈત્રી, શંકરનો દિગ્વિજય, રજપુત-શીખોની કુરબાનીઓ, મરાઠાઓનાં સાહસ, મોગલોની કલા-પ્રિયતા એમાંનું કાંઇ ન શીખ્યા.

મસ્ત કવિ હાફેઝ શિરાઝી. ઉમર ખય્યામ, ફીરદોસી તુસી, શેખ શાદી એમની મસ્તીનો પરિચય ન થયો, ભારતીય સાધકોને ન ઓળખ્યા ન જાણ્યા. મનસુરની જાન નિસ્સારી, અરબની ભૂમિ પર ખુદાઈ ખીદમતમાં પ્રજાતંત્રવાદના મંડાણ, શુલિપર દેહ-વિમોચન કરતાં ઇસસ, સિદ્ધાન્તને ખાતર ઝેરનો-કટોરો ગટગટાવનાર સોક્રેટીસ કે વીર રમણી કૃષ્ણકુમારી, ગ્રીકનું તત્ત્વચિન્તન, સ્પાર્ટા રોમની વીરતા, જર્મનીની વૈજ્ઞાનિક જગતની ફૂચ,

ઈંગ્લિશના સાગર સાહસો, ચીનની એકાગ્ર ઉદ્યોગપ્રિયતા, સ્વાધીનતા રક્ષા માટે મેક્સિકો–પેરૂની કુરબાનીઓ, રશિયાના મહામન્થનો એમાંનું કાંઈ ન ભણ્યા અને જે ભણ્યા તેમાં અમને બાયલા કર્યા.

અંગ્રેજી ભણ્યા અને માબાપ કહેતાં શરમાયા ફાધર-મધરથી કામ લેવા માંડ્યું. દેશથી આઘે જવા લાગ્યા અમમાં બણુચકતા લાગવા માંડી સાદાઈમાં જુનવાણી જણાઈ. જાપાનનાં સસ્તાં મોજાં, અંગ્રેજી ટાઈ, ફ્રાન્સના 'ઓરો ડ-રોઝે' ડામેલની દોટી ભૂલાવી, અમદાવાદની અતલશમાં જુનો જમાનો જણાયો, પાટણના પટોળા અને બનારસી અંબરમાં કાબરચીતરાપણું લાગવા માંડ્યું, રંગ નીતરતી કઠોર ખાદીની ચુંદડીઓ બનાવાના અસબાબ જેવી લાગવા માંડી. દેશી તેલોમાં માથાને ચીકણું કરી મૂકવાની ચીડ લાગવા માંડી. પરદેશ સાથે સંબંધ બાંધી ફાંકડા તકલદી બન્યા, બીજાને બનાવ્યા અને જુવાનીમા માથાં ધોળાં કર્યાં એવું તો અગ્રેજી ભણ્યા.

શરીર-રચના અને હાઈજીનના મૂળ તત્ત્વો ભણ્યા ત્યારથી ડોસીમાની કડવાટની પોટલી ભૂલ્યા અને સ્હેજ સ્હેજમા દવાખાને જઈએ ત્યારે તબિયતનું ઠેકાણુ પડે એવું જ્ઞાન લીધું. શાળામાં ડ્રીલ શીખ્યા અને પડઘમ સાથે પગલાં માંડી ઘણાઓને આકર્ષવા લાગ્યા. આ રીતે જવાંમર્દ બનવાની તાલીમ લીધી. પણ એક દિવસ રાતના ગાળીઆ પર કંઈ ખખડાટ થતાં હું જાગ્યો ત્યારે મારી પત્નીને ખાટલા પાસેથી નહીં ખસવાની હિંમત આપી સડાક દઈને હું શેરીમાં નીકળી અર્ધુંક ડઝન લોક જગાડી લાવ્યો, ત્યારે ઘરમા પેઠો અને સાઠ વરસનાં માજીકકોઈ હાથમાં દીવો લઈ ગાળીઆ પર આગળ ચડયા ત્યારે નીચે ઉભા રહી હું તેમને હિંમત આપવાની હામ ભીડી શક્યો. અમને મળેલી મર્દાનગીની તાલીમે ઉજળે દહાડે કે વીજળીની રોશનીમા લોક એકઠુ કરવાની તરકીબ શીખવી પણ રાતના અંધાર ઢાંકણે તો ગામડે ઘડાયલી અને જમાનાથી પાછળ લાગતી મારી પત્નીની હુંફે હું મર્દ કહેવાનો.

આગળ વધ્યા અને ત્રિકોણમિતિ, ફિઝીકસ, કેમીસ્ટ્રી એવું કંઈ કંઈ ભણ્યા, કંઈ કંઈ ગણ્યું. પાણી અને બરફ એવું કંઈ તોકી વળ્યા પણ વાસ ગદીયાણામાં ગુંચવાયા અને વીઘાં વીસવાસીમાં મુંઝાયા.

ઉપ—ભણ્યા ભણ્યા—શીખ્યા. મહાકવિ બાણની સારીયે કાદમ્બરી ઉથાપી ગયા. અને દુનિયામાં મહાશ્વેતાઓના મુખડા પારખની પ્રવૃત્તિમાં પડયા પણ પ્રતાપી હર્ષવર્ધનના યુગના રત્નગઢેલ આ દેશનાં વૈભવની યાદ ન રહી, એ બીનાનો સ્પર્શે ન થયો, દૃષ્ટિએ ન ગઇ. રઘુવંશ અને કુમારસંભવ ભણ્યા, અજવિલાપ અને રતિવિલાપ વાંચી હૃદય હચમચ્યાં. વિના પરણ્યે કલ્પનામાં ઈન્દુમતિઓ ઉભી કરી વિરહના ધ્વનિ ગોઠવવા લાગ્યા. પણ–

> સીમને શેડે તલાવડી, માંખણે બાંધી એની પાળ
> માખણ તવાયાં ને નીર વહી ગયાં—હાય રાજવી હાયે હાય.

ગામને પાદરે ધખતા મધ્યાહનની ઉદાસીનતામાં ઉચ્ચારાત રાજિયાના આ વિલાપમાં આ વિશાળ જગતમાં કાયાની મરવરીઆની પાળો ક્ષણમાં નષ્ટ થઈ જાય એવા મુલાયમ

માખણથી બાંધવામાં આવ્યાની વાસ્તવિક કલ્પના કરવામાં આવી છે, મહાકવિની કલ્પના કરતાં પણ વધુ વાસ્તવિક અને તાદૃશ ચિતાર રજુ કરતી કલ્પના છે. અને આ રીતે લોકવાણીમાં શરીરની ક્ષણુ ભંગુરતાનો જવાબ અપાયો છે તેની તુલના કરવા તરફ કોઈ દિવસ દૃષ્ટિ ન જ વળી.

મેઘદૂત ભણ્યા અને બહુ મુંઝાયા. કેટકેટલી અલકાપુરીઓ ખડી કરવા લાગ્યા અને શાળામાં જ કોઈ રાજહંસ સંદેશાના સાથીદાર મળે એવી શોધમાં પડયા, પણ—

"धूमज्योतिः सलिलमरुतां सन्निपातः क्व मेघः

એ એક જ ચરણમાં તો મહાકવિએ મર્ત્ય અને અમર્ત્ય અંતરીક્ષની સામગ્રીનો સમન્વય કરી જીવન્ત મૂર્તિ ખડી કરી, જગના માનવીને વ્યોમનો વિગટનો સાથી, મિત્ર બનાવ્યો તે સૂઝ ભણતરમાં તો ન જ પડી.

કવિકુલગુરૂ વાલ્મિકીની પ્રગલ્ભવાણી રામાયણમાં ન વાંચી ભારતકથા જગતાને પ્રતિકૂળ થોથું લાગ્યું પુરાણો હિન્દુઓની મૂર્ખાઇના નમુનાનો સંગ્રહ હોવાનું મેકોલેએ કહ્યું અને વિના વાંચ્યે અમે તે માન્યું. વેદોને માટે પણ બ્હારનાઓએ કહ્યું અને અમે પણ તેમના સૂરમાં સૂર પુરી ભરવાડાની ભટકતી જાતિઓનાં ગીતો ગણી આગળ વધ્યા.

Tale of Two Cities ભણવા માંડી અને ફ્રેન્ચ ક્રાન્તિના ચિતારે કંઈક રંગાયા ત્યાં રોમીઓ-જુલેટ અને સરોવરની સુંદરીની પ્રણય કથાએ અમને પણ 'રોમેન્સ' તરફ વાળ્યા. આવું ઘણું ભણ્યા અને ઘણું ઘણું ભણ્યા. શિક્ષકોએ, વિદ્યાની પીઠોએ ભણાવ્યું અને અમે ભણ્યા. અમે કેળવણી પામેલા ગણાયા. સુધરેલા બન્યા અને ભણેલા કહેવાયા. પણ આજીવિકા માટે અરજીનો મુસદ્દો તો જગા કાકાએ ઘડી આપ્યો ત્યારે અમે તેની નકલ કરી શકયા.

શાળામાંથી બ્હાર આવીને જોયું તો કાના-માત્રા વિનાનું લખવાનું ભણીને જોધપુર તરફની ગાડીમાંથી એક કોથળામા સરસામાન લઇ ઉતરેલો મેઘો મારવાડી બેજ વરસમાં મેઘજી શેઠ બની ગયો અને સુરતના શરાફ બજારમા તેના રૂકકા સ્વીકારાવા લાગ્યા. ધોરાજી તરફથી બાપુની ગાડીમા બેસી આવેલો અને જંગલના પાલીઆં પાણીની ધારે દુકાનની ધુણી માંડી બેઠેલો, એક નામ અલ્લાનું ભણીને આવેલો ગની મેમણ થોડા વખતમાં ગની શેઠ બની ગયો

મણિભાઇ દ્વિવેદી

# લોકશાસન તંત્ર

## [ ૫ ]

પક્ષપદ્ધતિના ગુણદોષ તથા શીરતપાલનની આવશ્યકતા ઉપર આ લેખમાં ઉલ્લેખ કરવામાં આવે છે.

આગલા લેખોમા આપણે જોયુ છે કે લોકશાસન તંત્રમા પક્ષપદ્ધતિ આવશ્યક બને છે સિદ્ધાંતોના મતભેદને લીધે જુદા જુદા પક્ષો આમ સંસ્થાઓમા રહે છે અને મતદારોએ સિદ્ધાંતોનો અભ્યાસ કરી જે પક્ષના સિદ્ધાંતો તેમને પસંદ હોય તે પક્ષ તરફના પ્રતિનિધિને તેમણે મત આપવાનો રહે છે જ્યા મતદારો પક્ષના સિદ્ધાંતો સમજવાની કાળજી નહિ રાખે તેઓ પક્ષની પસંદગી કરવામા ભુલ કરવાનો સંભવ રહે છે માટે આવા શાસનમા મુખ્ય વાત પક્ષના સિદ્ધાંતોની છે જ્યા સુધી જીલ્લા લો. બોર્ડો સામે લાગે છે ત્યા સુધી, જુદા જુદા પક્ષો અને જુદા જુદા સિદ્ધાંતોને ઘણો થોડો અવકાશ છે પણ દેશના રાજકારણમા જે પક્ષો હોય છે તેના પક્ષો આ સંસ્થાઓમા પણ રહે છે અને આ સંસ્થાઓમા જો બહુમતિવાળા પક્ષની વિરૂદ્ધ બીજો સામો પક્ષ ન હોય તો બહુમતિવાળો પક્ષ વહિવટ કરવામા બેદરકાર રહેવાનો સંભવ છે. વિરૂદ્ધ પક્ષ સાવચેત હોય તો ટીકા કરી તથા ચર્ચા કરી સત્તા ઉપરના બહુમતિ પક્ષના વહિવટને શુદ્ધ બનાવી શકે છે. નહિ તો વહિવટ બીનજવાબદારીવાળો થવા સંભવ રહે છે. સત્તા ઉપરના અને વિરૂદ્ધ પક્ષના સિદ્ધાંતોની મતદારો તુલના કરી શકે અને જો બહુમતિવાળા પક્ષનો વહિવટ મતદારોને દોષવાળો જણાય તો બીજી ચૂટણીમા સામા પક્ષના પ્રતિનિધિઓને પસંદગી આપી તેમને સત્તા ઉપર લાવી વહિવટ બદલી શકે છે આ ઉપરથી સમજાશે કે લોકશાસનતંત્રમા મતદારોએ આ સંસ્થાઓમા બુદ્ધિ પૂર્વક રસ લેવો જોઇશે નહિ તો તેઓ મતનો સદુપયોગ કરી શકશે નહિ અને સંસ્થાનો વહિવટ સંતોષકારક ચાલશે નહિ. દરેક પ્રજાને પોતાની યોગ્યતા પ્રમાણે જ સરકાર અગર વહિવટી તંત્ર મળે છે એ લોકોક્તિ સાચી અગર નબળી ચાલવાની જવાબદારી મુખ્યત્વે મતદારોની છે કારણ કે મતદારો જે પક્ષની પસંદગી કરશે તેના ઉપર સંસ્થાના સારા અગર નબળા વહિવટનો આધાર રહે છે.

પક્ષપદ્ધતિમા આવા પક્ષને હમેશા ચોકીદારી કરવાની હોય છે અને તેથી સત્તાવાળા પક્ષને વિચારીને જ કામ કરવુ પડે છે

આપણા દેશની ખાસ પરિસ્થિતિને લઇને રાજકારણમા મુખ્ય એક જ પક્ષ છે એમ કહીએ તો ખોટુ નથી અને એ પક્ષ તે મહાસભા પક્ષ અને તેનો મુખ્ય હેતુ સત્ય અને અહિંસા માર્ગે સ્વરાજ પ્રાપ્ત કરવાનો છે એટલુ ખરૂ છે કે મહાસભાની સામે આજે બીજા પક્ષો પણ ધારાસભામા જોવામા આવે છે પણ એ પક્ષો મોટે ભાગે ધર્મની માન્યતા ઉપર સ્થાપેલા હોય છે અગર પરરાજ્યને સીધો અગર આડકતરો ટેકો આપનાર વર્ગોના બનેલા હોય છે. આ કારણને લઇને સ્થાનિક સંસ્થાઓમાં વ્યવસ્થિત પક્ષ તો મહાસભાનો જ છે. આપણી સુરત જીલ્લા લો. બોર્ડનો દાખલો લઇએ તો એ સંસ્થામાં એકંદર ૪૦ સભ્યો છે

તેમાથી ૩૮ સભ્યો મહાસભા પક્ષના છે જ્યારે વિરૂદ્ધ પક્ષના બે સભ્યો મુસ્લીમ લીગના છે. આવા સંજોગોમા સત્તા પરના પક્ષની જવાબદારી ઘણી વધી જાય છે અને સામા પક્ષને કોઈ પણ રીતે ગેર ઇનસાફ ન થાય તેની કાળજી રાખવી પડે છે એ ખરૂ છે કે સ્થાનિક સસ્થાઓમા કોમ કોમના હિતો જુદા હોતા નથી અને તેથી સામાન્ય રીતે કોઈ કોમને કોમ તરીકે ગેર ઇનસાફ થવાનો ઘણો ઓછો સભવ છે છતા સામા પક્ષે પોતાના મની લીધેલા ખાસ હિતો બાબત પૂરતુ લક્ષ આપવાની સત્તારૂઢ પક્ષની ફરજ રહે છે. આપણાં દેશમાં મોટામાં મોટું અનિષ્ટ કોમવાદ છે. જ્યાં કોમવાદ હોય ત્યા રાષ્ટ્રત્વ સંભવે નહિ આ કોમવાદનું ઝેર દુર કરવાને મહાસભા બનતી કોશિષ વર્ષો થયા કર્યે જાય છે પણ કોમવાદનું ઝેર સમાજમાં એટલું ઉંડુ ફેલાઈ ગયું છે કે તેનો સંતર નાશ કરવા માટે હજુ લાંબા વખત સુધી વેગવાળી કોશિષો કરવી પડશે, આ અનિષ્ટને લીધે જ ઘણી સુધરાઇઓની ચૂંટણીમા ગમે તેવા ઉમેદવારો કોમના ટેકાથી જ સભ્યો થઇ શકે છે પછી એ સભ્યમા પુરતી લાયકાત હોય કે નહિ.

જ્યારે દેશમા કટોકટીની સ્થિતિ ઉત્પન્ન થય છે ત્યારે પક્ષપદ્ધતિ બરાબર કામ કરી શકતી નથી કારણકે પક્ષપદ્ધતિ પ્રમાણે ત્વરિત નિર્ણયો થઈ શકતા નથી અને તેથી ઘણી વખત આવા સજોગોમા પક્ષપદ્ધતિ કે જેમા વધુમતિવાળો પક્ષ સત્તા ઉપર હોય છે તેને બાજુએ રાખી, રષ્ટ્રીય સરકાર રચવામા આવે છે અને એથી રાજકારણમાં બધા પક્ષોના આગેવાનો સત્તાના સ્થાન ઉપર આવે છે આવા પ્રસગો ચ લ્વેજ આવે છે. ગયા વિશ્વયુદ્ધને પ્રસગે ઇગ્લડમા આવી રાષ્ટ્રીય સરકાર નીમવામા આવી હતી ચાલુ મહાયુદ્ધમાં હજુસુધી આવી રાષ્ટ્રીય સરકાર નીમાઈ નથી.

પક્ષ પદ્ધતિમા એક મોટો દોષ જોવામા આવે છે વિરૂદ્ધપક્ષ સત્તાવાળા બહુમતિ વાળા પક્ષનો બધી જ બાબતોમા ગુણ દોષનો વિચાર કર્યા વગર વિરોધ કરે છે. આ પદ્ધતિમા વિરોધને ખાતર વિરોધ કરવો એ મોટો દોષ કહેવાય તેજ પ્રમાણે સામા લઘુમતિ પક્ષની ટીકાઓ અને સુચનાઓ ને તેના ગુણદોષનો વિચાર કર્યા વગર બહુમતિના જોરે ઉડાવી દેવી એ પણ એક દોષ ગણાય એટલે આ પદ્ધતિથી ચાલતી સંસ્થાઓમાં આ દોષથી મુક્ત રહેવાની દરેક પક્ષની અને એ પક્ષના સભ્યોની ફરજ છે.

પક્ષ પદ્ધતિના ગુણ દોષનો ઉપર પ્રમાણે ઉલ્લેખ કર્યા પછી શીસ્તપાલનની આવશ્યકતા ઉપર હવે આપણે વિચાર કરીએ. આ લેખમાળાના આગલા લેખોમા શીસ્તપાલની જરૂરીયાત ઉપર લખવામા આવ્યું છે પણ શીસ્તપાલનની બાબત એવી અગત્યની છે કે તેનો પુરો વિચાર કરવાની જરૂર રહે છે. પૂરતા શીસ્તપાલન સિવાય કોઈપણ પક્ષ ફત્તેહમદીથી કામ કરી શકે નહિ અને પક્ષ ટકી પણ શકે નહિ. ઇંગ્લાડ આપણને એ બાબતમા સારો દાખલો પુરો પાડે છે. ઇંગ્લાડમા સૈકાઓ થયા લોકશાસનતત્ર ચાલતુ આવેલુ હોવાથી ત્યાં આ બાબત કોઇને સમજાવવાની જરૂર રહી નથી. આપણે ત્યાં લોકશાસનતત્રનો નવો અનુભવ હોવાથી શીસ્ત પાલનની આવશ્યકતા પુરેપુરી સમજાવવાની જરૂર છે આપણે જોઇએ છીએ કે કોઇપણ વ્યક્તિને પક્ષના મોવડીઓ કોઈ સત્તાવાળી જગ્યા માટે પસદ ન કરે તો તે બળવો કરવા પ્રેરાય છે અને પક્ષ વિરૂદ્ધ આવા કેટલાએ બળવા થતા આપણે

જોઇએ છીએ. છેલ્લી જીલ્લા લો. બોર્ડની ચૂંટણી વખતે પ્રતિજ્ઞા ઉપર સહી કરીને પોતાની ઉમેદવારી પક્ષ તરફથી કરનાર ભાઇએ પોતાની પસંદગી ન થતાં પ્રતિજ્ઞા ભંગ કરીને પક્ષ સામે ઉમેદવારી કરી હતી અને આવા પ્રતિજ્ઞા ભંગ કરનારને પણ ટેકો આપનાર મતદારો મળી આવ્યા હતા. આ પ્રમાણે બનવાના અનેક કારણો છે પણ મુખ્ય કારણ આપણામાં હજુ શીસ્તપાલનનો ધર્મ બરાબર પચ્યો નથી તે છે, કેટલાક તો ખુલ્લો બળવો ન કરતા છુપી રીતે પક્ષ સામે બળવો કરનારને ટેકો આપતા જોવામા આવે છે આ પ્રમાણે કરવાથી પક્ષ નબળો બને છે અને દેશને ભારે નુકસાન થાય છે તે દરેકે સમજી લેવુ જોઇએ. શીસ્તના ઉલ્લંઘન માટે જે પગલાં લેવામા આવે છે તો તેને આપખુદી પગલા તરીકે ગણવામાં આવે છે. સત્તાનુ સ્થાન પછી તે મંત્રીનુ હોય કે ધારાસભાના સભ્ય તરીકેનુ હોય કે છેવટ સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાના સભ્ય તરીકેનુ હોય. તે સ્થાન માટે પક્ષના પક્ષે જ બંધારણ પૂર્વક પસંદ કરેલા મોવડીઓ તરફથી કોઇ વ્યક્તિની પસંદગી કરવામા ન આવે એટલે આવી વ્યક્તિ પક્ષ સામે બળવો કરવા પ્રેરાય એના કરતા વધુ શોચનીય બીજુ ભાગ્યે જ હોઇ શકે અને બળવો કરનાર ગમે તેવી મોટી વ્યક્તિ હોય તો પણ તે પોતાને તિરસ્કારપાત્ર બનાવે છે અને તેનો કોઇપણ રીતે બચાવ થઇ શકે નહિ આ બાબતમા ઇંગ્લાંડનો એક દાખલો આપવો ઉપયોગી થઇ પડશે શ્રી ચર્ચીલ કોન્ઝરવેટીવ પક્ષના એક સમર્થ આગેવાન છે તો પણ વડા મંત્રીએ તેને પ્રધાન મંડળમા લડાઇ થતા સુધી સ્થાન આપ્યુ ન હતુ છતા પક્ષને નુકસાન થાય એવી પ્રવૃત્તિ એ સજ્જન તરફથી કરવામા આવેલી આપણી જાણમા નથી. આવો જ શીસ્તપાલનનો આદર્શ આપણા દેશમા પણ હોવો જોઇએ. બનવા સંભવ છે કે જે આગેવાનોની સત્તાના સ્થાન માટે વ્યક્તિની પસંદગી કરવાની સત્તા હોય છે તેમની આવી પસંદગી કરવામા ભુલ પણ થતી હોય છતા આથી ભુલનો ભોગ થનાર કોઇપણ વ્યક્તિ તેને માટે શીસ્તનો ભંગ કરી શકે નહિ. અને શીસ્તનો ભંગ કરે તો તેટલા પ્રમાણમાં તે પક્ષનો દ્રોહ કરે છે અને તે માટે તેની સામે પક્ષ તરફથી પગલા લેવામા આવે તો તેને માટે તે વ્યક્તિ જ જવાબદાર રહે છે. આ બાબત વિગતે જણાવવાની અગત્યતા એટલા માટે છે કે શીસ્તપાલન સિવાય કોઇપણ પક્ષ બળવાન થઇ શકે નહિ અને જ્યા શીસ્તપાલનનો ધર્મ નહિ સમજનાર અનેક વ્યક્તિઓ હોય ત્યા પક્ષની સ્થિતિ છીન્નભીન્ન જ રહેવાની.

મતદારોએ આ વાત બરાબર સમજી લેવી જોઇએ. અને શીસ્તનો ભંગ કરનાર તરફ ના પસંદગી જાહેર કરવી જોઇએ.

પક્ષના વાસ્તવિક સંચાલન માટે શીસ્તપાલન એ મોટામા મોટો ધર્મ છે એ દરેકે સમજી લેવું જોઇએ અને એ ધર્મ દરેકે અમલમા મૂકવો જોઇએ.

હવે પછીનો આ શીર્ષક નીચેનો લેખ ચૂંટણી-પદ્ધતિનો હશે

દ. પ.

---

# શાળાઓ ૩ ફાઈનાં સમારંભો

[ સુરત જિલ્લાની શાળાઓની રમત ગમત, ગરબા, શીવણ, સાથીઆ, કાંતણકામ વિ. ની હરિફાઈના સમારંભો હમેશ મુજબ દરેક તાલુકામા થઈ ચૂક્યા છે, તેમાં કયી કયી શાળાઓ ઇનામ જીતી ગઈ છે તે વિ. બતાવનારું પત્રક આ નીચે આપવામાં આવે છે. આ સમારંભો સંબંધમા બે સૂચનાઓ આયંદે ધ્યાનમા રાખવા જેવી આવેલી છે. (૧) સમારંભનું સ્થળ એકનું એક ન રહેતાં બદલવું જોઇએ (૨) બાળાઓને ગરબા વિ. માં ઉતરે તે બદલ લગભગ બધે ઠેકાણે પ્યાલાની લ્હાણી અપાય છે તેને બદલે તમ્બી પેટીની લ્હાણી અપાવી જોઇએ. ]

| તાલુકો | રમતોનાં કપ કઇ શાળાને મળ્યું? આટાપાટા ખોખોનું કૂતૂતુ ચાદી–કપ ચાદી.–કપ ચાદી-કપ | ગરબા, શિવણ, સાથીઆનું કપ કઇ શાળાને મળ્યું? | ખાનગી ઇનામો-ઈ | હરિફાઇ તારીખ, સ્થળ, પ્રમુખ અને હાજર સંભવિત મહગૃહસ્થો-ઈ. |
|---|---|---|---|---|
| પારડી | ફ.ગ્રે.-કોલક કોલક પારડી-ની સ્કૂલ<br>સેં.ગ્રે.-ઉદવાડા ઉમરસાડી-બ્રા. શાળા | પારડી કન્યાશાળા<br>(ગરબામા વાપી કન્યા. અને સાથીઆમા પરીઆ કન્યા. નો નબર પહેલો આવ્યો હતો. પરતુ ગરબા, સાથીઆ અને શિવણ ત્રણેના સરવાળામા પારડી કન્યા પહેલી હતી.) | ૧ પારડી એજ્યુ. સોસાયટી તરફથી રૂા. ૧૦ ના વાસણની લ્હાણી વાપી કન્યાશાળાને<br>૨ વ્યાયામમાં ભાગ લેનાર છોકરાઓને પારડી કસ્બા તરફથી રૂા ૪<br>૩ એક મુસ્લીમ ગૃહસ્થના તરફથી ઉર્દુ સ્કૂલના છોકરાને રૂા. ૨<br>૪ પરીઆ ગ્રા. સુ મંડળ તરફથી પરીઆ કન્યા શાળાને રૂા. ૫–૪–૦ અપાયા હતા.<br>દોડ અ, બ, અને ક નાં ઇનામ કોલક, પરીઆ, કોલકને અનુક્રમે મળ્યા હતા. | તા. ૧૦–૧૨–૩૯ સ્થળ–પારડી હાઇસ્કૂલનું કંપાઉન્ડ, પ્રમુખ ડૉ. ઉત્તમરામ ડી. મહેતા, સભ્ય–જિલ્લા સ્કૂલબોર્ડ, સુરત<br>હાજર ગૃહસ્થો<br>શ્રી. લલ્લુભાઇ હ પટેલ, સભ્ય જિ. સ્કૂલબોર્ડ<br>શ્રી. કૃષ્ણલાલ ઠાકોર, એ. ઓ<br>શ્રી દયાળજીભાઈ, પારડી હાઇસ્કૂલના હેડ માસ્તર વિગેરે |
| વલસાડ | ફ.ગ્રે.-અટેલી તીથલ કોસબા<br>સે.ગ્રે.-અટેલી, નાનકવાડા | હનુમાન ભાગડા કન્યાશાળા<br>ગરબામાં વલસાડ મુખ્ય શાળાનો | ૧ શ્રી છોટુભાઇ ડાહ્યાભાઇ મીસ્ત્રી તરફથી મોગરાવાડી શાળાનાં બાળકોને | તા. ૧૭–૧૨–૩૯ સ્થળ, મોગરાવાડી, પ્રમુખ–મનુભાઈ ડાહ્યા- |

| તાલુકો | કઈ શાળાને મળ્યું? આટાપાટા ખોખોનુ હુતુતુતુ ચાંદી-કપ ચાંદી-કપ ચાંદી-કપ | ગરબા, રાસડા, સાથીઆનુ કપ કઈ શાળાને મળ્યું? | ખાનગી ઇનામો-ઈ. | હાજરી તારીખ, સ્થળ, પ્રમુખ અને હાજર સભ્ય-વિત સદ્દગૃહસ્થો-ઈ |
| --- | --- | --- | --- | --- |
| | | | ૨ દોડમા પ્રથમ આવનાર ૨ બાળાઓને વેકસીનેટર શ્રી. ઘેલાભાઇ ફકીરભાઇ તરફથી ૦-૬-૦<br>૩ હાલરની શાળાને એક ગૃહસ્થ તરફથી રૂા. ૧<br>૪ વલસાડ કન્યાશાળાને વલસાડના સદ્દગૃહસ્થો તરફથી રૂા ૭ | સ્કૂલબોર્ડ<br>હાજર ગૃહસ્થો<br>સાર્વજનિક હાઇસ્કૂલના હે. મા સાહેબ અને સ્ટાફ તથા વલસાડના ગૃહસ્થો |
| ચીખલી રૂ. શ્રી. | રાનકુવા રાનકુવા ચીખલી તા સ્કૂલ વાઝણા રા વિદ્યાલય (૭૭ માર્ક) | ચીખલી કન્યાશાળા (તકલીની હરીફાઇમા ચીખલી દેગામ અને ગણદેવા કન્યાશાળા ઉતરી હતી.) | ચારે કન્યાશાળાની હરિફાઇમા ઉતરેલી ૬૪ અને સાથીયા પુરનારી ૧૬ બાળાઓને પતાસાંની લ્હાણી માટે મહાલકારી શ્રી તબોળીના પ્રયાસથી નીચે મુજબનો ફાળો કરવામા આવ્યો હતો.<br>રૂા ૩) શ્રી. તબોળી, રૂા ૨) શ્રી છોટાલાલ ફોજદાર, રૂા ૨) શ્રી વસનજી બોડવાકવાળા, રૂા ૨) શ્રી છોટુભાઇ દેસાઇ. રૂા. ૨) શેઠ કુવરશા, રૂા ૨) શ્રી ઘેલાભાઇ નગરશેઠ રૂા ૨) શ્રી હરિભાઇ ખાખડાવાળા, રૂા ૧) શ્રી નુરમીયા કુલ્લે રૂા ૧૬).<br>(૨) તકલી હરિફાઇમા ઉતરેલી બાળાઓને પ્રમુખ શ્રી. ઇશ્વરલાલ નાયક તરફથી | તા.૨૪-૧૨-૩૯. સ્થળ, ચીખલી હાઇસ્કૂલનુ કંપાઉન્ડ<br>પ્રમુખ-શ્રી. ઇશ્વરલાલ નાગરજી નાયક, સભ્ય જિ. સ્કૂલબોર્ડ સુરત.<br>હાજર ગૃહસ્થો<br>શ્રી. એ. ઓ., જી બોર્ડના સભ્યો શ્રી. છોટુભાઈ દેસાઈ, શ્રી. વસનજીભાઈ, શ્રી. ઉકાભાઈ સ્કૂલબોર્ડના સભ્ય-શ્રી. નુર મીયા અને આ ડે એજ્યુ ઇ. શ્રી હરિભાઈ પટેલ, મહાલકરી સાહેબ શ્રી તબોળી તાલુકા ફોજદાર વિગેરે |
| સે. શ્રી. | સોનધરા સોનધરા<br><br>(અપૂર્ણ) | (૩) દોડ, અ, બ અને ક ના ઇનામ, રાનકુવા, સોનધરા અને હોન્ડને અનુક્રમે મળ્યા હતા. | ૧-૪-૦ દેગામ કન્યા લલિતા બેન રણછોડજી<br>૧-૦-૦ ચીખલી કન્યા. ખુશમનબેન ઘેલાભાઇ | પ્રમુખશ્રીએ સમારભનું સ્થળ દર વર્ષે એકનુ એક ન રાખતા બદલાતુ રહેવાની સૂચના કરી હતી |

# "સ્થાનિક સ્વરાજ"

## [ ૨ ]

### ગામ પંચાયતનો કાયદો*
### અને
### ગામ-પંચાયત તથા ગામ-અદાલત સંબંધી લોકોપયોગી માહીતી

## ગામ પંચાયત

જે કોઈ ગામની અગર નાનાં ગામોના સવડભર્યા સમૂહની વસ્તી ૨૦૦૦ થી ઓછી ન હોય એવાં ગામો અગર ગામસમૂહોમા જરૂરી તપાસ પછી ના. સરકાર ફરજીયાત ગામ પંચાયતો સ્થાપશે. જો વસ્તી ૨૦૦૦ થી ઓછી હોય છતાં નામદાર સરકારને યોગ્ય લાગે તો ત્યાં પણ પંચાયત સ્થાપી શકાશે.

### બંધારણ

દરેક પંચાયત ઓછામાં ઓછા સાત અને વધુમાં વધુ અગીયાર ચુંટાયલા સભ્યોની બનશે અને અમુક પચાયતની સભ્ય સંખ્યા ચોક્કસ કેટલી રાખવી તે જીલ્લા બોર્ડને પુછી કલેકટર નક્કી કરશે. પંચાયતની નક્કી થયલી સભ્ય સખ્યા પૈકી સ્ત્રી, મુસલમાન, હરિજન અને પછાત કોમો માટે ના. સરકાર નિયમો ઘડી અમુક બેઠકો યોગ્ય રીતે અનામત રાખશે. પણ જો ગામના મુસલમાન, હરિજન અને પછાત વર્ગની વસ્તી જોતાં તેમ કરવું યોગ્ય ન લાગે તો એ વર્ગો માટે અનામત બેઠકો રાખવામાં આવશે નહિ.

### મતદારો

સામાન્યતઃ ગામમાં રહેતાં હોય, અને જે ઘરનો ઘરવેરો ભરાતો હોય અગર જે જમીનનો લોકલફંડ સેસ ભરાતો હોય એવી જમીનના પુખ્ત વયના દરેક સ્ત્રી અગર પુરૂષ માલીકને પચાયતના સભ્યોની ચુટણીમાં મત આપવાનો અધિકાર છે.

### સભ્ય ચુંટાવા માટે લાયકાત

નીચેની કોઈ પણ બીનલાયકાત ધરાવનાર સિવાયનાં કોઇ પણ સ્ત્રી અગર પુરૂષ પચાયતના સભ્ય માટેની ચુંટણીમાં ઉમેદવારી કરી શકે છે:—

( ૧ ) ૨૧ વર્ષથી ઓછી ઉંમરના હોય,

( ૨ ) ગામમાં સામાન્યતઃ રહેતા ન હોય,

( ૩ ) નૈતિક અધઃપતનના ગુન્હા માટે કેદ અગર ફટકાની સજા થઈ હોય અને એ ગુન્હા માટે ૭ માસથી વધુ મુદતની અગર દેશનીકાલની સજા થઈ શકતી હોય, ( પરંતુ એ સજા પાછળથી રદ કરવામાં આવી હોય અગર માફ કરવામાં આવી હોય અગર તેની મુદત ખલાસ થઇ ગઇ હોય તો બીનલાયકાત તરીકે ગણવામાં આવશે નહિ. )

( ૪ ) યોગ્ય કોર્ટે મગજની હાલત નબળી છે એમ ઠેરવ્યું હોય,

( ૫ ) નાદારી લીધી હોય અને છુટકારો મેળવ્યો ન હોય,

( ૬ ) પંચાયતના એકવાર સભ્ય થયા હોય અને ગેરવર્તણુક માટે કમી કરવામાં

---

* સને ૧૯૩૩ ના છેલ્લા સુધારા પ્રમાણેનો

આવ્યા હોય તો કમી કર્યા પછી પાંચ વર્ષની મુદત સુધી ઉમેદવારી કરી શકાય નહિ. પરંતુ જી. બોર્ડ પોતાને મળેલી સત્તાની રૂએ એક વર્ષ બાદ એ ગેરલાયકાત દૂર કરે તો ઉમેદવારી કરી શકાય.

(૭) પંચાયત નીમી શકે એવી કોઈ પણ પગારદાર જગ્યા પર જેની નીમણુંક થયેલી હોય તે સખ્સ તે નીમણુંકની મુદત દરમ્યાન ઉમેદવારી નોંધાવી શકે નહિ.

(૮) સીધી કે આડકતરી રીતે પંચાયતના કે પંચાયત વતી થયેલ કોન્ટ્રાક્ટમાં કોઈ ભાગ અગર હિત ધરાવતો હોય એવો શખ્સ એવો ભાગ અને હિત ચાલુ હોય તે મુદત દરમ્યાન ઉમેદવારી કરી શકે નહિ. (પરંતુ કોઈ રજીસ્ટર્ડ કંપની અગર સહકારી સોસાયટીએ પંચાયત સાથે કોન્ટ્રાક્ટ કર્યો હોય તો એવી કંપનીના અગર સોસાયટીના શેર હોલ્ડર અગર સભાસદ માત્ર થવાથી ગેરલાયકાત આવતી નથી.)

(૯) જેની પાસે પંચાયતનો કર અગર કોઈ ફી લેણી પડતી હોય તો લેણી પડયાની મુદતથી ત્રણ માસની અંદર તે નહિ ભરી દેનાર,

(૧૦) સરકારી અગર કોઈ સ્થાનિક સંસ્થાનો નોકર.

## મુદત

ચૂંટાયલા સભ્યોની મુદત ત્રણ વર્ષ સુધીની હોય છે પરંતુ યોગ્ય કારણો જણાય તો કલેક્ટર એ મુદતમાં એક વર્ષ સુધીનો વધારો કરી શકે છે. આ ત્રણ વર્ષની મુદત ગામ-પંચાયતના સભ્યોની ચૂંટણી થયા પછી પહેલી સભા મળે તે તારીખથી ગણાય.

## સરપંચ અને ડેપ્યુટી સરપંચ

ચુંટાયલા સભ્યો પૈકી એક સભ્યને પંચાયતની મુદત માટે પંચાયતના સરપંચ તરીકે અને એકને ડેપ્યુટી સરપંચ તરીકે સભ્યો ચુંટી કાઢે છે. એ માટેની સભા જો પંચાયત નવી જ સ્થપાઇ હોય તો જિ. બોર્ડના પ્રમુખ બોલાવે અને જુની હોય તો જુની પંચાયતના સરપંચને બોલાવવાની હોય છે. ગામપંચાયતના સરપંચને પંચાયતે યોગ્ય ઠરાવો કર્યા હોય તે પ્રમાણે પંચાયતનો સઘળો કારભાર કરવાનો હોય છે અને તેથી ગામ-પંચાયતમાં જવાબદારીભર્યું સ્થાન લેવાનું રહે છે. પંચાયતની સભા, તેનું સ્થળ વગેરે તેણે નક્કી કરવાનું હોય છે. અને પંચાયતની સભાઓમાં સરપંચ અધ્યક્ષસ્થાને રહે છે. સરપંચ ગેરહાજર હોય ત્યારે એની ફરજ ડેપ્યુટી સરપંચે અદા કરવાની રહે છે.

## કેવા સંજોગોમાં સભ્ય કમી થાય?

પંચાયતના સભ્ય પૈકી (સરપંચ અને ડેપ્યુટી સરપંચ સુદ્ધાં) કોઈની વર્તણુંક ગેરવાજબી જણાય અગર પોતાની ફરજ બજાવવામાં કોઈ કસુરદાર જણાય તો જિ. બોર્ડને યોગ્ય લાગે તો એવા સભ્યને કલેક્ટરની મંજુરી લઈ પંચાયતમાંથી કમી કરી શકે છે. જો કોઈ સભ્ય પંચાયતની પરવાનગી સિવાય ગામમાં લાગલાગટ ચાર મહીના ગેરહાજર રહે અગર પંચાયતની સભાઓમાં લાગલાગટ છ મહિના સુધી ગેરહાજર રહે તો તે પંચાયતના સભ્ય તરીકે આપોઆપ કમી થઈ જાય છે.

## પંચાયતની સત્તા અને ફરજ

પંચાયતે પોતાના ફંડ પ્રમાણે પોતાની હદમાં જી. બોર્ડના સામાન્ય અંકુશમાં રહી નીચેની બાબતોનો વહીવટ કરવાનો છેઃ—

(૧) ઘરવપરાશના પાણી માટે જોગવાઈ.

(૨) જાહેર રસ્તા, મોરી, પુસ્તા, (જમીનને પાણી આપવા માટે વપરાતાં તળાવ તથા કુવા સિવાયના) તળાવ તથા કુવા તેમજ બીજી જાહેર જગાઓ અથવા કામો સાફ કરવાં.

(૩) જાહેર રસ્તા, મોરી, પુસ્તા તથા પુલો બાંધવા તેમજ તેમનું સમારકામ કરવું (બીજા ખાતાના તાબાના હોય તો પરવાનગી લઈ)

(૪) આરોગ્ય, ભંગીકામ તેમજ ઉપદ્રવોની અટકાયત માટે વ્યવસ્થા કરવી.

(૫) લોકોની તંદુરસ્તી માટે યોગ્ય પગલાં લેવાં.

(૬) પંચાયતને મળેલાં અગર તેના તાબાનાં જાહેર મકાનો, ગૌચર, જંગલની જમીન, (જમીનને પાણી પાવા માટે વપરાતા સિવાયનાં) તળાવો તથા કુવાઓ સારી સ્થિતિમાં રાખવા તથા તેમના વપરાસનું નિયમન કરવું.

(૭) ગામમાં દીવા બત્તીની જોગવાઈ કરવી.

(૮) મેળા, હાટ, કસાઈખાનાં અને ગાડાં ઉભાં રાખવાની જગ્યાનું નિયમન કરવું.

(૯) મુડદાં બાળવાની અને દાટવાની જગ્યાઓ માટે જોગવાઈ કરવી અને તેને સારી સ્થિતિમાં રાખવી.

ઉપર ખાસ જણાવેલા કામો ઉપરાંત જે કોઈ કામથી અગર ઉપાયથી ગામના રહીશોની તંદુરસ્તીમા, સલામતીમાં, કેળવણીમા અગર સુખસગવડમાં વધારો થતો હોય તો એવું કામ અગર એવો ઉપાય અને ગામલોકની સામાજિક અને આર્થિક સ્થિતિમાં સુધારો થતો હોય એવુ કામ અગર એવો ઉપાય પણ પંચાયત હાથ ધરવા અધિકારી છે. પણ જો એવું કામ પંચાયતની હદની બહાર કરવાનું હોય તો જી. બોર્ડની આગળથી પરવાનગી લેવી જોઇએ. જી. બોર્ડ પણ અમુક કામો પંચાયતને સોંપી શકે.

## પંચાયતનું ભંડોળ

પંચાયત પોતાનો કારભાર કરી શકે એ માટે મુખ્યત્વે નીચે પ્રમાણે નાણાં ભેગાં કરી શકે છેઃ—

(૧) નિયમ પ્રમાણે ઘરવેરો નાખી અને તે ઉપરાંત યોગ્ય લાગે તો યાત્રાળુ વેરો, હાટ તથા મેળાઓ પરનો કર, માલના વેચાણ પરનો કર, લગ્ન, દત્તકવિધાન તથા જમણ પરનો કર વિ. પૈકી કાયદાથી મળેલી સત્તા પ્રમાણે એક યા બધા કર નાખી નાણાં ભેગાં કરી શકે છે.

(૨) ગામપચાયત અંગે કાયદા પ્રમાણે ગામ-અદાલત સ્થપાય છે એ અદાલતે સત્તા પ્રમાણે કરેલા દંડોની રકમ અને બીજી યોગ્ય રીતે આવેલી રકમો, ગામ અદાલતને જે ફરીયાદ અને મુકદ્દમા ચલાવવાનો અધિકાર હોય તે અંગે આવેલી ફી.

(૩) ગામમાથી ઉપજેલા લોકલફંડ સેસની ૩/૪ રકમ જી. બોર્ડે કાયદા પ્રમાણે પંચાયતને આપવાની હોય છે તે,

(૪) ગામના છાણ પુંજાની આવક અગર પંચાયતે વસાવેલી મીલકતની આવક વગેરે.

## નોકરમંડળ

પંચાયતના સરપંચ, ડેપ્યુટી સરપંચ અને સભ્યો પાસે પંચાયત અંગેનું કારકુની કામ, હીસાબ વગેરે રાખવાનું કામ ઇ. ની આશા રાખી શકાય નહિ. વળી ગામ-પંચાયતને અંગે

ગામ-અદાલતો પણ સ્થપાનાર હોવાથી અને એ અંગે પણ કારકુની કામ વધવા સંભવ હોવાથી એક જાયુક પગારદાર નોકર નીમવા માટે જોગવાઇ કરવામાં આવી છે અને તે પંચાયતના સેક્રેટરીના નામથી ઓળખાશે. આ સેક્રેટરીએ ગામપંચાયતનું તથા ગામ-અદાલતનું સઘળું પત્રવહેવારનું તથા હીસાબી કામ કરવાનું છે. સેક્રેટરીની નીમણુંક ના. સરકાર કરશે પરંતુ તેના પર પંચાયતનો યોગ્ય કાબૂ રહે તે માટે પણ જોગવાઈ કરવામાં આવી છે. પંચાયત જરૂર પ્રમાણે બીજા નોકર પણ યોગ્ય રીતે રાખી શકે છે.

## ગામ અદાલત

### બંધારણ

જ્યાં જ્યાં ગામ પંચાયત હોય ત્યાં ત્યાં એક ગામઅદાલત સ્થાપવામાં આવશે. એ અદાલત પાંચ સભ્યોની બનેલી હશે અને એ પાંચ સભ્યને ગામપંચાયત નિયમ પ્રમાણે પોતાના સભ્યોમાંથી ચુંટી કાઢશે. ચુંટણી થઈ ગયા પછી ગામઅદાલત પોતામાંથી એકને અદાલતના ચેરમેન તરીકે ચુંટી કાઢશે. ગામ પચાયતના સેક્રેટરી અદાલતના કારકુન તરીકે કામ કરશે ગામ અદાલત અને તેના ચેરમેનની મુદત ગામપંચાયતની મુદત સુધી રહેશે. ગામ અદાલતનો કોઈ સભ્ય પોતાની ફરજ બજાવવામાં બેદરકારી બતાવે અગર અશક્તિમાન થઈ ગયો હોય તો સરકારને યોગ્ય લાગે તેને અદાલતમાંથી દૂર કરી શકાય છે.

### સત્તા

સરકાર ઘડે તે નિયમો પ્રમાણે ગામ અદાલતે કામકાજ કરવાનું છે અને તેને સરકાર ઠેરવે તે પ્રમાણે નીચેની સઘળી અગર કોઈ પણ ફરિયાદ, દાવાની રકમ અગર કિંમત રૂા. ૨૫ થી ઓછી હોય ત્યારે સાંભળવાને અધિકાર રહેશેઃ—

(૧) થયેલા કરાર અંગે લેણાં પૈસા માટે પરંતુ એ કરાર સ્થાવર મીલકતમાં રહેલા હિતને સંબંધ ધરાવતો હોવો જોઇએ નહિં.

(૨) જંગમ મીલકત પાછી મેળવવા અગર એવી મીલકતની કિંમત માટે,

(૩) જંગમ મીલકતને ખોટી રીતે લઈ લેવા અગર નુકસાન પહોંચાડવા માટે બદલો લેવા.

ઉપર ૨૫ રૂા. થી ઓછી કિંમતના દાવા સાંભળવાના અધિકાર બાબત જણાવ્યું છે. પરંતુ એવી પણ કાયદામાં જોગવાઈ કરવામાં આવી છે કે જો દાવાની રકમ રૂા. ૧૦૦ ની અંદર હોય અને બન્ને પક્ષની સંમતિ હોય તો એવા કેસોમાં અદાલત ફરીયાદ લઇ શકે અગર ના. સરકાર કોઈ પણ અદાલતને પોતાની મુન્સફી પ્રમાણે રૂા. ૧૦૦ ની અંદર સુધીના દાવા સાંભળવા અધિકાર આપી શકે.

ગામ અદાલતને નીચેના મુકદમા સાંભળવાનો અધિકાર નથી.

(૧) બાગીદારી અંગેના હીસાબની બાકી બાબત

(૨) વસીયતનામું થયા સિવાય કોઈ પણ મરણ થયું હોય તે સબબે, હિસ્સો મળવા માટે અથવા હીસ્સાનો ભાગ મળવા માટે અથવા કોઈ વસીયત નામાની રૂએ વારસો મળવા માટે અથવા વારસાનો ભાગ મળવા માટે

# હાજરી એલાવન્સની વિષમતાઓ

હાજરી એલાવન્સ અથવા અંગત એલાવન્સ જેને કહેવામાં આવે છે તે અમુક સિદ્ધાંતથી સુરત જીલ્લા સ્કૂલ બોર્ડે બંધ કર્યું છે. હાજરી એલાવન્સ બાબતમાં સરકારે મુસ-પ્રાંજપે કમીટિ નીમી હતી અને તેની ભલામણ પરથી સરકારે તે જેને પહેલાં જેટલું મળતું હતું તે ફરી પાછું આપવું એવો ઠરાવ કર્યો. અને તેથી આ બોર્ડે પણ ૧૦ માસનું એલાવન્સ શિક્ષક-શિક્ષિકાઓને આપી દીધું હતુ.

હાજરી એલાવન્સ નિશાળવાર નક્કી કરવામાં આવ્યું હોય છે. તમામ સેકન્ડગ્રેડ શાળાના હેડમાસ્તરને રૂા. ૫ નું અને ફર્સ્ટ ગ્રેડ શાળાના હે. મા. ને ૧૦ થી ૨૫ રૂા. સુધીનું હાજરી એલાવન્સ વિદ્યાર્થીઓની સંખ્યા પ્રમાણે આપવામાં આવતું હતું. સૌથી વધુ હાજરી એલાવન્સ મેળવવા માટે ઘણા શિક્ષકો દાવપેચ રમતા એ જીલ્લામાં જાણીતી વાત છે. અને જે સરસ રીતે તેમ કરી શકતા તે વધુ એલાવન્સ મેળવવામાં સફળ પણ થતા એ ત્તણકારો સારી રીતે જાણે છે. અને તેથી જ આ પદ્ધતિ સામે ઘણા શિક્ષકોનો તેમજ આમપ્રજાનો વિરોધ હતો અને છે. નાના શિક્ષકોને તો આમાંથી કંઇ મળતું જ નથી એટલે તેમની પુરેપુરી મહેનત છતાં હે. મા. ને તેનો લાભ મળતો એટલે તેમનો એ સામે દેખીતો વિરોધ હતો જ.

હવે જે શિક્ષકોને એલાવન્સ મળે છે તેમાયે ઓછો વિરોધ નથી. કારણ કે એક શિક્ષક કે શિક્ષિકાને જ્યારે તેનાથી ઓછી વિદ્વત્તા કે લાયકાતવાળા શિક્ષક શિક્ષિકાના કરતાં વધારે એલાવન્સ મળે ત્યારે તેનેવધ સાથે ઇર્ષ્યા ને અદેખાઈ પણ થાય એ દેખીતું છે. અને તેથીજ આ પ્રથા સામે ઘણો વિરોધ હતો અને કોંગ્રેસ પ્રધાનમંડળે તેથી જ એ રદ કરેલું. અને મુસ-પ્રાંજપે કમીટી નીમી એ વિષે ઘટતી ભલામણ કરવા જણાવેલું પરંતુ તેઓ એલાવન્સને અંગત પગાર ( Personal pay ) ગણવો અને જેમ જેમ શિક્ષક ગ્રેડમાં વધારો થતો જાય તેમ તે તેમાં સમાતું જાય એવી જાતની ભલામણ લઈ આવ્યા. તેઓને જો કે અમુક મર્યાદાની અંદર રહીને જ કામ કરવાનું હતું પરંતુ તેઓની ભલામણથી આખા શિક્ષક સમાજને કોઈ પણ રીતે ન્યાય થઈ શકયો નથી.

હવે હું આ એલાવન્સની વિષમતાઓ ઉપર આવું. આખા જીલ્લાના દાખલા તારવી આપવા માટે વધારે સમય જોઇએ પરંતુ ચોર્યાસી તાલુકાના મારા અભ્યાસ પરથી હું નીચે થોડા દાખલાઓ આપું છું.

કોસાડના હે. મા. જેઓ ૧૯૨૧ ના સેકન્ડયર છે તથા અડાજણના ઉત્સાહી હેડ. મીસ્ટ્રેસ કુ. હીરાંબ્હેન હોરમસજી ૧૯૨૫નાં સેકન્ડયર છે એમને કંઇ પણ એલાવન્સ મળતું નથી; જ્યારે સણીઆ કણદેની સેકન્ડગ્રેડ શાળાના હે. મા. તથા મોટા વરાછા કન્યાશાળાનાં હે. મી. જેઓ અનટ્રેન્ડ છે તેમને તથા તેવા જ બીજા એક શિક્ષક જેની કાલીઆવાડીમાં હાલ બદલી થઈ છે તેમને રૂા. ૫) મળે છે. આખા તાલુકાનો ખરો વડીલ અને ખરી મહેનત તાલુકા સ્કૂલના શ્રી. દુર્લભભાઇ (૧૯૨૨ ના સે. ઇ.) કરે છે તેને રૂા. ૫ જ મળે છે જ્યારે તેમનાં પત્ની શ્રીમતી વ્હાલીબેનને રૂા. ૧૦ મળે છે। અને તેમના પછી ૩ વર્ષે સેકન્ડયર થયેલા શ્રી. ભગવાનજી જેઓ કતારગામમાં આસી તરીકે હાલ કામ કરે છે તેમને રૂા. ૧૫ નું

( ૩ ) પોતાના હોદ્દાની રૂએ કોઈ સરકારી અમલદાર અગર નોકર અગર સ્થાનિક સંસ્થાના સભ્ય અગર નોકરે માંડેલી ફરીયાદો અગર તેમની વિરૂદ્ધ મંડાયલી ફરીયાદો.

( ૪ ) કોઈ સગીર અગર દીવાનાએ માંડેલી અગર તેમની વિરૂદ્ધ મંડાયલી ફરીયાદો.

( ૫ ) મુલ્કી કોર્ટના અધિકારની ફરીયાદ અગર તકરાર.

ગામ અદાલત સરકાર ઠેરવે તે પ્રમાણે નીચેના સઘળા અગર કોઈ પણ ગુન્હાની ફરિયાદ સાંભળી શકશે. કાયદામાં આપેલી સત્તાની હદમાં રહી શિક્ષા કરી શકશેઃ—

( ૧ ) જીંદગીને જોખમ પહોચે એવા કોઈ પણ રોગનો ચેપ પસરવા સંભવ છે એમ ખબર હોય એવું કોઈ પણ કૃત્ય ગફલતીથી કરવું.

( ૨ ) સાર્વજનિક ઝરા અથવા જલાશયનું પાણી મેલું કરવું.

( ૩ ) કોઈ પણ સરીયામ રસ્તાને ભય, અડચણ અગર નુકસાન કરવું.

( ૪ ) બુદ્ધિપૂર્વક વ્યથા કરવી

( ૫ ) ભારે અગર એકાએક ક્રોધ ઉપજવાના સંજોગ ન હોય છતાં હુમલો કરવો યા સાપરાધબળ વાપરવું.

( ૭ ) રૂ. ૨૦ થી ઓછી કિંમતની વસ્તુની ચોરી (અમુક અપવાદો સિવાય) અને જો ગુન્હેગારને પકડવામાં આવ્યો હોય, ઓળખવામાં આવ્યો હોય અગર તેનું નામ આપવામાં આવ્યું હોય તો

( ૮ ) થયેલા નુકસાનની કિંમત રૂ. ૨૦ થી ઓછી હોય એવું બીગાડમય કૃત્ય.

( ૯ ) સાપરાધ પ્રવેશ.

(૧૦) ઘર પ્રવેશ.

(૧૧) મીલ્કત હોય અગર હશે એમ ધારી કોઈ પણ નિધાનને ( વાસણ, પેટી, તિજોરી વગેરે ) બદદાનતથી ઉઘાડવુ અગર ફોડી નાખવું.

(૧૨) સુલેહનો ભંગ કરવાના ઈરાદાથી જાણીજોઈને કોઈનો તીરસ્કાર કરવો.

(૧૩) ઢોરોના અતિક્રમણ બાબતના કાયદા અંગે ઢોરને પકડવાના કામમાં બળજબરીથી હરકત કરવી અગર છોડી લઈ જવાં

(૧૪) ગામપંચાયતના કાયદા અંગેના પેટા-કાયદાઓનુ ઉલ્લંઘન.

નોંધઃ-ઉપર નવા ગામપચાયતના કાયદા પ્રમાણેની ગામપંચાયતો અને ગામઅદાલતો વિષે સામાન્ય રૂપરેખા જણાવી છે. આમપ્રજા માટે તે સામાન્ય રીતે પુરતી ગણી શકાશે. એનાથી ગામપંચાયતનું બંધારણ, તેની ફરજ વિ નો તેમજ ગામઅદાલતના બંધારણનો તેમજ સત્તાનો જરૂરી ખ્યાલ આવી જશે.

જેઓ ગામપંચાયતના કામમાં ખુદ ભાગ લેવા માગતા હોય તેમણે એ કાયદો તેમજ એ અંગેના પેટા-કાયદા અને નિયમોનો અભ્યાસ કરી લેવો જોઈએ તેમ કરવાથી જ કાયદાના વહીવટ અને અમલના પાળવાના નિયમોનો વિગતવાર ખ્યાલ આવી શકે.

ઠાકોરભાઈ મણિભાઈ દેસાઈ
ચીફ ઓફિસર જિ. લો. બોર્ડ, સુરત

# હાજરી એલાવન્સની વિષમતાઓ

હાજરી એલાવન્સ અથવા અંગત એલાવન્સ જેને કહેવામાં આવે છે તે અમુક સિદ્ધાંતથી સુરત જીલ્લા સ્કૂલ બોર્ડે બંધ કર્યું છે. હાજરી એલાવન્સ બાબતમાં સરકારે મુસ-પ્રાંજપે કમીટિ નીમી હતી અને તેની ભલામણ પરથી સરકારે તે જેને પહેલાં જેટલું મળતું હતુ તે ફરી પાછું આપવું એવો ઠરાવ કર્યો, અને તેથી આ બોર્ડે પણ ૧૦ માસનુ એલાવન્સ શિક્ષક-શિક્ષિકાઓને આપી દીધું હતું.

હાજરી એલાવન્સ નિશાળવાર નક્કી કરવામાં આવ્યું હોય છે. તમામ સેકન્ડગ્રેડ શાળાના હેડમાસ્તરને રૂા. ૫ નું અને ફર્સ્ટ ગ્રેડ શાળાના હે. મા. ને ૧૦ થી ૨૫ રૂા સુધીનું હાજરી એલાવન્સ વિદ્યાર્થીઓની સંખ્યા પ્રમાણે આપવામાં આવતું હતુ. સૌથી વધુ હાજરી એલાવન્સ મેળવવા માટે ઘણા શિક્ષકો દાવપેચ રમતા એ જીલ્લામાં જાણીતી વાત છે. અને જે સરસ રીતે તેમ કરી શકતા તે વધું એલાવન્સ મેળવવામાં સફળ પણ થતા એ જાણકારો મારી રીતે જાણે છે. અને તેથી જ આ પદ્ધતિ સામે ઘણા શિક્ષકોનો તેમજ આમપ્રજાનો વિરોધ હતો અને છે. નાના શિક્ષકોને તો આમાંથી કંઇ મળતું જ નથી એટલે તેમની પુરેપુરી મહેનત છતાં હે. મા. ને તેનો લાભ મળતો એટલે તેમનો એ સામે દેખીતો વિરોધ હતો જ.

હવે જે શિક્ષકોને એલાવન્સ મળે છે તેમાયે ઓછો વિરોધ નથી. કારણ કે એક શિક્ષક કે શિક્ષિકાને જ્યારે તેનાથી ઓછી વિદ્વત્તા કે લાયકાતવાળા શિક્ષક શિક્ષિકાના કરતાં વધારે એલાવન્સ મળે ત્યારે તેઓવધ સાથે ઇર્ષ્યા ને અદેખાઈ પણ થાય એ દેખીતું છે. અને તેથીજ આ પ્રથા સામે ઘણો વિરોધ હતો અને કોંગ્રેસ પ્રધાનમંડળે તેથી જ એ રદ કરેલું. અને મુસ-પ્રાંજપે કમીટી નીમી એ વિષે ઘટતી ભલામણ કરવા જણાવેલુ પરંતુ તેઓ એલાવન્સને અંગત પગાર ( *Personal pay* ) ગણવો અને જેમ જેમ શિક્ષકના ગ્રેડમાં વધારો થતો જાય તેમ તે તેમાં સમાતું જાય એવી જાતની ભલામણ લઈ આવ્યા. તેઓને, જો કે અમુક મર્યાદાની અંદર રહીનેજ કામ કરવાનું હતું પરંતુ તેઓની ભલામણથી આખા શિક્ષક સમાજને કોઈ પણ રીતે ન્યાય થઈ શકયો નથી.

હવે હું આ એલાવન્સની વિષમતાઓ ઉપર આવું. આખા જીલ્લાના દાખલા તારવી આપવા માટે વધારે સમય જોઇએ પરંતુ ચોર્યાસી તાલુકાના મારા અભ્યાસ પરથી હું નીચે થોડા દાખલાઓ આપું છું.

કોસાડના હે. મા. જેઓ ૧૯૨૧ ના સેકન્ડયર છે તથા અડાજણના ઉત્સાહી હેડ. મીસ્ટ્રેસ કુ. હીરાંબ્હેન હોરમસજી ૧૯૨૫નાં સેકન્ડયર છે એમને કંઇ પણ એલાવન્સ મળતું નથી; જ્યારે સણીઆ કણુરેની સેકન્ડગ્રેડ શાળાના હે. મા. તથા મોટા વગડા કન્યાશાળાનાં હે. મી. જેઓ અનટ્રેન્ડ છે તેમને તથા તેવા જ બીજા એક શિક્ષક જેની કાલીઆવાડીમાં હાલ બદલી થઈ છે તેમને રૂા. ૫) મળે છે. આખા તાલુકાનો ખરો વહીવટ અને ખરી મહેનત તાલુકા સ્કૂલના શ્રી. દુર્લભભાઇ (૧૯૨૨ ના સે. ઇ.) કરે છે તેને રૂા. ૫ જ મળે છે જ્યારે તેમનાં પત્ની શ્રીમતી વ્હાલીબ્હેનને રૂા. ૧૦ મળે છે। અને તેમના પછી ૩ વર્ષે સેકન્ડયર થયેલા શ્રી. ભગવાનજી જેઓ કતારગામમાં આસી તરીકે હાલ કામ કરે છે તેમને રૂા. ૧૫ નું

એલાવન્સ મળી શકે છે ! શ્રી. રઘનાથજી રૂદરજી જેઓ હાલ પાનમા હે મા છે, જેઓ ઘણા જુના થઈ ધયર છે તેમને રૂા ૧૫નું જ હાજરી એલાવન્સ મળે છે અને રાદેરના થઈ ધયર હેડ મિસ્ટ્રેસ પ્રેમીબ્હેન કે જેઓ આદર્શ શિક્ષિકા જેવા છે તેમને કઇ પણ એલાવન્સ મળતુ નથી

શ્રી ગુનાબભાઇ દુર્લભભાઇને ( ૧૯૨૧ ક ૪ ) (હજીરા)ને રૂા ૧૦) મળે છે જ્યારે વનમાળીભાઇ મછુભાઇ કે જે ૧૯૨૦ના ક ૪ છે તેમને બીલકુલ એલાવન્સ મળતુ નથી, તેમજ શ્રી ગજાનન ગણપતરામ વ્યાસ ૧૯૧૯ના ક. ઈને રૂા. ૫) એલાવન્સ મળે છે

આવા તો ઘણાએ દાખલા છે જેથી કોઇને પણ માલૂમ પડી શકશે કે એ પ્રથામા કેટલી વિષમતા સમાયેલી છે.

હાજરી એલાવન્સની રકમને નવેસરથી બધાને જેનો લાભ મળી શકે એવા કોઈ ન્યાયી અને વૈજ્ઞાનિક ધોરણ ઉપર વહેચવાની યોજના કરવામા આવે તો સુરત જિલ્લા સ્કૂલબોર્ડ તેને પસદ કરવાનો પોતાના ઠરાવમા ઉલ્લેખ કરેલો જ છે મારી ખબર પ્રમાણે આ એલાવન્સની સામે આખા ઇલાકાની બોર્ડોનો અને એ એલાવન્સની સાથે જેને અગત સબધ છે તે વર્ગ સિવાયના તમામ લોકોનો એટલો પ્રબળ વિરોધ છે કે જેને પરિણામે આખા ઇલાકાના ૨૦ જિલ્લામાથી ફક્ત ત્રણ કે ચારજ જીલ્લાએ આ એલાવન્સ આપ્યુ છે બાકીના બધા સિદ્ધાત અને નાણાની તગીના કારણે સરકારના હુકમનો અમલ કરી શકયા નથી

લલ્લુભાઈ હરિભાઇ પટેલ

# માનદ શિક્ષકોને સૂચના

આ જીલ્લાની શાળાઓમા નીમવામા આવેલા માનદ શિક્ષકોનુ ધ્યાન 'સ્થાનિક 'ના આ અકમા પ્રકટ થયેલા ખૂટતા શિક્ષકો અને તે સબધમા સુરત જીલ્લા સ્કૂલ બોર્ડના બે ગભીર ઠરાવો ના મથળા નીચે જી સ્કૂલ બોર્ડના ચેરમૅન સાહેબે લખેલા લેખ તરફ ખેચવામા આવે છે, સરકાર તરફથી ૧૯૪૦-૪૧ ના વર્ષમા આ શિક્ષકો માટે જોગવાઈ કરવામા આવશે એવી ખબર આપવામા આવેલી, પરતુ પાછળથી સરકારનો બીજો પત્ર મળ્યો છે જેમા જોગવાઈ થઈ શકશે નહિ એમ જણાવવામા આવ્યુ છે આ બન્ને પત્રો ઉપરના લેખમા છાપવામા આવ્યા છે અને તે ઉપરથી જિલ્લા સ્કૂલ બોર્ડે એ બે ઠરાવો કર્યા છે આ સ્થિતિમા સ્કૂલબોર્ડની પોતાની પૂરી ઇચ્છા હોવા છતા કોઇ પણ માનદ શિક્ષકને પગાર ક્યારે આપી શકશે તે કહી શકાય એવી સ્થિતિ નથી એટલે આથી સર્વે માનદ શિક્ષકોને સૂચના આપવામા આવે છે કે આવી અનિશ્ચિત સ્થિતિમા જેઓ છૂટા થવા ઇચ્છતા હોય તેઓ અમને તે વિષે ખબર આપીને ખુશીથી છૂટા થઈ શકે છે જે માનદ શિક્ષકે ૭ મહીના કામ કર્યું હશે તેમનો હક, સરકારની મજુરી આવશે એટલે થનારી નીમણુક વખતે ધ્યાનમાં રાખવામા આવશે અને દાખલ તારીખના ક્રમમા ઉમેદવારોની પસદગી કરવામા આવશે આ સૂચના છતા જે ઉમેદવારો માનદ તરીકે કામ કરવાનુ ચાલુ રાખવા ઇચ્છતા હશે તેઓ તેમ કરી શકશે પણ તેમને કોઇ પણ જાતની ખાત્રી આપી શકાશે નહિ, અગર તેમનો વધારાની મુદતને લીધે કાઈ વિશેષ હક ગણી શકાશે નહિ

" કૃ. ગ. ઠાકોર "
એ ઓ જિ સ્કૂલ બોર્ડ સુરત "

# ખૂટતા શિક્ષકોનો પ્રશ્ન

અને

## તે સંબંધમાં સ્કૂલ બોર્ડના બે ગંભીર ઠરાવો

સુરત જિલ્લાની શાળાઓમાં ખૂટતા શિક્ષકોનો પ્રશ્ન એટલો ગંભીર બન્યો છે કે તે સંબધમાં આ જીલ્લાનાં બાળકોના શિક્ષણના હિતને ખાતર જીલ્લા સ્કૂલ બોર્ડને છેલ્લા બે મહિનામાં નીચે જણાવેલા બે ગંભીર ઠરાવો કરવાની ફરજ પડી છે.

તા. ૨૩–૧૨–૩૯ નો ઠરાવઃ—

"સર્વાનુમતે ઠરાવ કરવામાં આવ્યો કે આ જિલ્લામાં સિદ્ધાંતને અનુસરીને શિક્ષકોની ઓછામાં ઓછી સંખ્યા ૧,૫૪૫ (તમામ શાળાઓમાં શીફ્ટ પદ્ધતિ દાખલ કર્યા છતાં,) હોવી જોઈએ તેને ઠેકાણે આજે મંજુર કરવામાં આવેલા શિક્ષકોની સંખ્યા ફક્ત ૧,૨૭૫ જ છે. અર્થાત્ જીલ્લામાં જરૂર કરતાં ૨૭૦ શિક્ષક ઓછા છે. આ બોર્ડ એવા અભિપ્રાય પર આવી છે કે આ વસ્તુસ્થિતિને કારણે સાડા પાંચ લાખ રૂપીઆની રકમ કે જે સરકાર તેમજ લોકલ ઓથોરીટી મળીને આ જીલ્લાના પ્રાથમિક શિક્ષણ પાછળ ખર્ચી રહ્યાં છે તે મોટે ભાગે પાણીમાં જઈ રહી છે. તેથી અત્યારે સરકારે મંજુર કરેલા શિક્ષકોની સખ્યા છેક જ અપૂરતી છે તે બાબત ઉપર સરકાર ગંભીરતાપૂર્વક ધ્યાન આપે એવો આ બોર્ડ માનપૂર્વક પરંતુ પૂરા ભાર સહિત આગ્રહ કરે છે.

· · બોર્ડ માને છે કે જો સરકાર કાર્યક્ષમ શિક્ષણના હેતુને ખાતર આવશ્યક એવી શિક્ષકોની પુરતી સંખ્યા મંજુર ન કરશે તો એવા અપૂરતા સ્ટાફથી ખાતું ચલાવવું એ મિથ્યા છે. આ બાબતમાં આ પહેલાં સરકારને લખાણ કરવામા આવ્યું છે અને આથી તે ફરીથી ભાર સહિત તેના ધ્યાન પર લાવવામાં આવે છે. આવી મહત્ત્વની આ બાબત ઉપર જો સરકાર તરફથી આશા પડતો જવાબ નહિ આવશે તો બોર્ડે આ ખાતાની જવાબદારીઓ વહન કરવી કે તેમાંથી ખસી જવુ એનો તેને વિચાર કરવો પડશે."

બે મહિના પછી સરકારના એક નિરાશાજનક જવાબ ઉપરથી તા. ૨૧–૨–૪૦ ની સ્કૂલ બોર્ડની સભામાં કરવામાં આવેલો બીજો ઠરાવઃ—

"સર્વાનુમતે ઠરાવ કરવામાં આવ્યો કે સને ૧૯૩૪ માં રાખવામાં આવેલા ૪૪ શિક્ષકો (૭૫ પૈકી બાકી રહેલા) જેનો ખર્ચ લોકલ ઓથોરીટી છેલ્લાં પાચ વર્ષથી ભોગવે છે તેની મંજુરી બાબતનો તા. ૧૩–૨–૪૦ નો સરકારનો પત્ર નાં. S. 86 (5) 10811 F. આ આ બોર્ડે ઘણી જ નિરાશાથી વાંચ્યો છે. આ ઉપરથી આ બોર્ડને એમ માનવાને કારણ મળે છે કે આ ઓફિસના તા. ૧૨–૧–૪૦ ના પત્ર નં. ૨૧૮૩ માં જણાવ્યા મુજબ હાલની શાળાઓને સારી રીતે ચલાવવા માટે ખાસ જરૂરના વધારાના ૧૯૮ * શિક્ષકોની મંજુરી આપવા સરકાર તૈયાર નથી.

વધારાના શિક્ષકો અને શાળા વિનાનાં ગામોમાં નવી શાળાઓ ખોલવા અંગે થનારા વધારાના ખર્ચનો લો. ઓ.નો ફાળો ભરી શકાય તે માટે જ ચાલુ વર્ષથી લો. ઓ. એ વધારાનો એક પૈસાનો લોકલ ફંડ સેસ નાંખ્યો છે.

---

* આ સંખ્યા સરકારની નાણાં વિષયક તંગી લઈને ઓછામાં ઓછી એટલે કે જેટલા માસ્તરોની નિમણુક થઈ ચૂકેલી હતી તેટલાની જ–હાલ તુરત નહિ છૂટકે–વચલો રસ્તો કાઢવા ખાતર સૂચવેલી છે

ઉપર જણાવ્યા મુજબની આ બોર્ડની માન્યતા જો ખરી હોય તો આ બોર્ડને દીલગીરી સાથે સઘળું વધારાનો સેસ પાછો ખેંચી લેવા લો. બો.ને ભલામણ કરવાની ફરજ પડશે. કારણ કે આ સેસ ચાલુ રાખવાથી, લોકોને જે વચન આપવામાં આવ્યું હતું કે આશરે ૩૦૦ ખૂટતા શિક્ષકોથી ઉભી થયેલી અંધાધુંધીને દૂર કરવા માટે જ મુખ્યત્વે આ નાંખવામા આવે છે તે વચનનો ભંગ થાય છે."

આ બંને ઠરાવો સ્કૂલ બોર્ડે તેની પૂરી જવાબદારી અને ગંભીરતા સમજીને સર્વાનુમતે કરેલા છે, અને લો. બો.એ એટલી જ ગંભીરતા અને જવાબદારી સાથે તેને બહાલ રાખેલા છે. એટલું જ નહિ પણ તા. ૪-૨-૪૦ ને રોજ ભરૂચ સેવાશ્રમમાં ગુજરાત લો બો. મધ્યસ્થ સમિતિ અને ગુજરાતની તમામ સ્કૂલ બોર્ડના પ્રમુખોની સભા મળી હતી, તેમાં એ તારીખ પહેલા સુરત જિલ્લા સ્કૂલ બોર્ડે કરેલા પહેલા ઠરાવને ચર્ચવાની સંધિ પ્રાપ્ત થઈ હતી અને એ સભાએ પણ એ ઠરાવને સંમતિ આપી હતી.

આવી જવાબદાર સંસ્થાઓને આ નિર્ણય ઉપર આવવાની ફરજ શા માટે પડી તે પ્રજાએ જાણવું જોઈએ. જ્યારે આપણા દેશના છૂટાપણાના વિશાળ અને અત્યંત મહત્વના પ્રશ્નો અંગે કટોકટીની પરિસ્થિતિ ઝડપભેર ઉભી થતી જતી હોય ત્યારે આવા પ્રમાણમાં નાના અને સ્થાનિક મનાતા પ્રશ્નો અંગે આડી ઉભી કરવાને મહાસભાના સેવકોને અવકાશ અને રસ હોઈ શકે નહિ. પરંતુ મહાસભાના સેવકો ચોક્કસ હેતુઓ સાથે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમા દાખલ થએલા છે. તે હેતુની સિદ્ધિ થતી ન હોય, એમની સેવાઓ એળે જતી હોય, અને છોકરાની નિશાળમા ભણતા બાળકોનું હિત જોખમાતુ હોય, ત્યાં મહાસભાના સૈનિકો લઈ ચલાવી શકે નહિ.

ખૂટતા શિક્ષકોનો પ્રશ્ન સમજવા માટે અને સુરત જિલ્લા સ્કુલબોર્ડનો કેસ કેટલો ... છે તે જાણવા માટે થોડી હકીકત રજુ કરવાની જરૂર છે.

૧૯૨૩ નો કેળવણીનો કાયદો, કેળવણીમાં સગીનતા આવે અને તેનો વિસ્તાર ઝડપી બને તે હેતુથી ઘડવામા આવ્યો હતો. ૧૯૨૩ સુધી કેળવણી ખાતુ સરકારના હાથમા જ હતુ. અને લો બોર્ડને તો કાયદા પ્રમાણે પોતાના સેસમાંથી એક આનામાંથી ચાર પાઈના હિસાબે થતી રકમ જ આપવાની હતી.

બાકીનુ તમામ ખર્ચ સરકાર પોતે જ કરતી અને ખાતું પણ પોતે જ ચલાવતી, પરંતુ ૧૯૨૩ ના કાયદાથી પ્રાથમિક શાળાઓ પ્રજાને હસ્તક સોંપવામાં આવી અને તેની સાથે સરકારને માથે રહેલી, વધતી જતી કેળવણીના ખર્ચની કેટલીક જવાબદારી પણ લો. બોર્ડોને માથે ફાળવવામા આવી. આ કાયદા પછી જેટલી નવી શાળાઓ ઉઘડે અને નવા શિક્ષકો રાખવામાં આવે તેના ખર્ચના બે ભાગ સરકારે આપવા અને એક ભાગ લો બોર્ડે આપવો એમ ઠરાવાયુ.

ખર્ચની આ જવાબદારી ઉપાડવાને માટે લોકલ બોર્ડો પાસે પૂરતા સાધનો ન હતાં. એટલે ગુજરાતની તમામ લો. બો. એ કેળવણી ખાતાનો વહીવટ કબજામાં નહિ લેવાનું ઠરાવ્યું હતુ અને તે માટે એકત્ર રહીને વર્ષો સુધી ભારે ઝુંબેશ ચલાવી હતી પરંતુ પાછળથી આ એકસપીમાં ગાબડુ પડયુ. પંચમહાલે કેળવણી ખાતું કબજામા લેવાની પહેલ કરી અને પછી જવાબદારી સમજનાર સભ્યોના વિરોધની સામે થઈને, સુરત જિલ્લા બોર્ડે પણ આ ખાતુ તા. ૧-૯-૨૯ થી કબજામાં લીધુ.

"કેળવણીનો કાયદો રચયા પછીનાં 'આ ૭ વર્ષો દરમ્યાન ખાતું સરકારને હસ્તક રહ્યું 'હતું' અને તે વખતે તેણે કરકસરની નીતિ અખત્યાર કરીને બને તેટલો ખર્ચ ઓછો રાખ્યો હતો.' આથી આ વર્ષો દરમ્યાન સરકારે એક પણ નવી નિશાળ ઉઘાડી ન હતી. અને એક નવો શિક્ષક વધાર્યો ન હતો. આ પ્રમાણે ખર્ચ ઓછું રાખવાનું કારણ તો એ હતું કે ખાતું બોર્ડને સોંપવામાં આવે ત્યારે સરકાર તેની પાછળ જેટલી રકમ ખરચતી હતી તેને 'ઉચ્ચક ખર્ચ' તરીકે ગણવાનું ઠરાવ્યું હતું અને તે પછી જે ખર્ચ વધારે કરવાની જરૂર પડે, તેમાં ત્રીજા ભાગનો ફાળો બોર્ડ પાસે લેવાનો હતો અને વિશેષ ખૂબી તો એ રાખવામાં આવી છે કે આ વધારાનું ખર્ચ પણ જો સરકાર મંજૂર કરે તોજ તેનો કુ ફાળો સરકાર તરફથી મળી શકે, મંજૂરી ન મળી હોય તો આખુ ખર્ચ લોકલ ઓથોરિટિને જ ભોગવવું પડે.

પોતાને માથે ચાલુ ખર્ચની કાયમની જવાબદારી ઓછી આવે તે માટે કેળવણી ખાતાએ લોકોની કેળવણીની ભૂખને અને શિક્ષણની સંગીનતાને ભોગે શકય તેટલી કાપકુપો કરી હતી, અને એ રીતનું ખાતુ લોકોને માથે મારવામાં આવ્યુ હતુ.

નીચેના બોલતા આંકડાઓ આ કથનની સત્યતા પૂરવાર કરશે.

| સન | વિદ્યાર્થીની સખ્યા (૩૧મી માર્ચની) | શિક્ષકની સખ્યા | શિક્ષક દીઠ સરેરાસ વિદ્યાર્થી |
|---|---|---|---|
| ૧૯૨૧ | ૩૧૦૫૬ | ૧૦૯૯ | ૨૮ |
| ૧૯૨૩-૨૪ | ૩૨૪૧૬ | ૧૦૯૯ | ૨૯.૫ |
| ૧૯૨૯-૩૦ | ૩૮૨૬૨ | ૧૦૯૯ | ૩૫ |
| (ખાતું બોર્ડના કબજામાં લીધાનુ વર્ષ) | | | |
| ૧૯૩૩ | ૪૧૩૯૮ | ૧૦૯૯ | ૩૭૬ |
| *૧૯૩૪ | ૪૨૦૭૭ | ૧૦૯૯ | ૩૮.૨ |
| ×૧૯૩૮ | ૪૫૧૯૫ | ૧૦૯૯ | ૪૧ |
| ×૧૯૩૯ (જુ. તા.૩૧મીએ) | ૫૧૫૧૬ (રાંદેર વલસાડ સિવાય) | ૧૧૩૦ | ૪૫.૫ |
| | ૫૪૮૭૪ (રાંદેર વલસાડ સાથે) | ૧૨૧૧ | ૪૫.૩ |
| ૧૯૪૦ જાન્યુ. તા ૩૧ મીએ | | | |
| | ૫૩૯૮૩ (રાંદેર વ સિવાય) | ૧૧૯૮ | ૪૫ |
| | ૫૭૬૩૪ (રા. વ. સાથે) | ૧૨૭૯ | ૪૫ |

આ સ્થિતિમાં શાળાઓ, શાળા મટીને છોકરાં ગોંધવાનાં ડબ્બાં બની ગઈ છે, એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી. ગામે ગામના લોકોનો અપૂરતા શિક્ષક અને શિક્ષણના પ્રકારના ઉતરી ગયેલા ધોરણ વિષેનો પોકાર અને અમારો પોતાનો અનુભવ (થોડા અપવાદો બાદ કરતાં) આજ વાતની સાક્ષી પૂરે છે.

સૂરત જીલ્લામાં જેટલા ઓછા શિક્ષકો છે તેટલા આખા ઇલાકામાં કોઈ પણ સ્થળે નહિ જ હોય એમ ખાત્રીપૂર્વક કહી શકાય ગુજરાતના પાંચે જીલ્લાના વિદ્યાર્થીઓ, શિક્ષકો અને શાળાઓની સખ્યાઓ બતાવનાર કોઠો આ નીચે આપીએ છીએઃ—

| જીલ્લો | શાળા અને વર્ગની સખ્યા | વિદ્યાર્થીની સંખ્યા (તા. ૩૧-૩-૩૯ની) | શિક્ષકની સખ્યા | શિક્ષક દીઠ સરેરાશ વિદ્યાર્થી |
|---|---|---|---|---|
| અમદાવાદ | ૪૬૦+૭૦=૫૩૦ | ૩૫૫૧૭ | ૧૧૯૫ | ૨૯.૮ |
| ખેડા | ૩૯૧+૩૫=૪૨૬ | ૪૪૬૨૭ | ૧૨૩૭ | ૩૬. |
| ભરૂચ | ૨૮૭+૨૩=૩૧૦ | ૨૨૫૯૦ | ૭૦૬ | ૩૨. |
| પંચમહાલ | ૨૫૧+ ૦=૨૫૧ | ૧૬૭૨૭ | ૫૨૪ | ૩૨. |
| સુરત (રાંદેર વલસાડ સાથે) | ૪૬૦+૭૨=૫૬૨ | ૫૦૧૬૬ | ૧૨૧૪* | ૪૧.૩ |
| ,, | ,, | ૫૭૬૩૪ (તા. ૩૧-૧૨-૩૯ને રોજ) | ૧૨૭૬* | ૪૫૨ |

ઉપરના આંકડાઓ અમ્ય વિભાગની સ્કૂલ બોર્ડોના છે. અને સુરત જિલ્લાની શાળાઓની સરખામણી માટે એજ આકડાઓ વધારે બંધ બેસતા ગણી શકાય. સરકાર એક શિક્ષકે સરાસરી ૪૦ વિદ્યાર્થીઓનું ધોરણ આગળ ધરે છે પરંતુ વ્યવહારમાં તેનો અમલ ભાગ્યે જ કોઈ ઠેકાણે થતો હશે. મ્યુનિસિપાલીટીની શાળાઓ કે જે એક મર્યાદિત સ્થળમાં આવેલી હોય છે અને જેને લીધે કોઈ વર્ગના વધારે પડતા વિદ્યાર્થીને એજ લત્તાની પાસેની બીજી શાળાના ઓછા વિદ્યાર્થીવાળા વર્ગમાં સહેલાઈથી મોકલી શકાય છે. અને જ્યાં બહુધા વર્ગ વાર

---

* આ આંકડાની ફોડ નીચે પ્રમાણે છે:—
૧૦૯૯ ચાલતા આવેલા શિક્ષકો
  ૩ એક હજાર ઉપરની વસતિવાળાં ૩ ગામોમાં ખાતાના હુકમ મુજબ નવી શાળા ઉઘાડી તેના
  ૩૧ બોર્ડે ૧૯૩૪ માં પોતાને ખર્ચે રાખેલા ૭૫ શિક્ષકો પૈકી સરકારે મંજુર કર્યા તે.

૧૧૩૩
  ૫૬ વલસાડ મ્યુ ના મંજુર શિક્ષકો (૨ નામંજુર)
  ૨૫ રાંદેર મ્યુ ના ,, ,, (૮ નામંજુર)

૧૨૧૪
* ઉપરનાં ૧૨૧૪ માં નીચે પ્રમાણેના વધારે શિક્ષકો ઉમેરાયાઃ—
  ૧૫ વર્ધા શાળાઓ અંગે નવા
  ૧૭ સાતસો ઉપરની વસ્તીવાળાં ગામોની ખાનગી શાળાઓ ખાતાના હુકમ મુજબ કબજામાં લીધી અને નવી શાળાઓ ઉઘાડી તેના
  ૩૦ કન્યાશાળાઓમાં ૭મું ધોરણ ખાતાના હુકમ મુજબ ઉઘાડવા બદલ નવા શિક્ષક મંજુર થયા તે.

  ૬૨

૧૨૭૬

શિક્ષકો આપી શકાય છે ત્યાં પણ આ ૪૦ નું ધોરણ જાળવી શકાતું નથી. સુરત મ્યુનિ.ના નીચેનાં આંકડા આનું સમર્થન કરશે.

| | શાળાની સંખ્યા | ૩૧-૩-૩૯ને રોજ વિદ્યાર્થીઓની સંખ્યા | સરકારે મંજુર કરેલા શિક્ષકો | શિક્ષક દીઠ સરેરાશ વિદ્યાર્થી |
|---|---|---|---|---|
| સુરત મ્યુનિસિપાલીટી | ૫૭ | ૧૫૫૪૩ | ૪૧૬ | ૩૭.૩ |

આ પ્રમાણે એક શિક્ષક દીઠ ૩૭ વિદ્યાર્થીની સંખ્યા પણ મ્યુનિ.ને કાર્યસાધકતા માટે વધારે પડતી લાગી છે તેથી તેણે ૩૭ હંગામી શિક્ષકો પોતાને ખર્ચે રોકયા છે. એ શિક્ષકો સાથે કુલ ૪૫૩ શિક્ષકો થાય છે તે હિસાબે શિક્ષક દીઠ વિદ્યાર્થીની સંખ્યા ૩૪.૩ આવે છે.

સુરત મ્યુનિ.ના શિક્ષકો ૫૭ શાળામાં વહેચાએલા છે, અને તેમને એક એક વર્ગ મોટે ભાગે સંભાળવાનો હોય છે. જ્યારે સુરત જિલ્લાના શિક્ષકો ૫૬૨ શાળામાં વહેચાએલા છે અને તેમાંનાં દરેકને જુજ અપવાદ બાદ કરતાં, બે, ત્રણ કે ચાર વર્ગોને ભણાવવા પડે છે. આ સ્થિતિમાં ગામ પ્રદેશને માટે શિક્ષક દીઠ વિદ્યાર્થીની સંખ્યા ઉપર જે ચાર જિલ્લાની સ્કૂલ બોર્ડોના આંકડા આપ્યા છે તેની સરેરાશ કાઢીએ તો ૩૨.૨ વિદ્યાર્થી આવે. એટલે જિલ્લાનાં ૫૭૬૩૪ વિદ્યાર્થીને એ સંખ્યાએ ભાગતાં જોઈતા શિક્ષકોની સંખ્યા ૧૮૦૦ ની થાય છે જેને ઠેકાણે હાલ ફક્ત સરકારે મંજુર કરેલા ૧૨૭૬ શિક્ષકો છે એટલે ૫૨૪ શિક્ષકો ખૂટે છે. પરંતુ સ્કૂલ બોર્ડ સરકારની અને પોતાની આર્થિક તંગ પરિસ્થિતિનો, તેમ જ શિક્ષણનાં સિદ્ધાંતોનો કેટલોક ખ્યાલ ધરાવે છે તેથી, શરૂમાં લોકોનો પ્રબળ વિરોધ હોવા છતાં સતત પ્રવાસો અને પત્રિકાઓથી લોકમત કેળવીને તેણે પોતાના હસ્તકની તમામ શાળાઓમાં શીફ્ટ પદ્ધતિ દાખલ કરવાની આખા ઈલાકાની બધી બોર્ડોમાં પહેલ કરી છે. અને તે રીતે લગભગ ૨૫૦ શિક્ષકો બચાવ્યા છે. આ રીતે ખૂટતા શિક્ષકોની સંખ્યા ફક્ત ૨૭૦ ઉપર લાવવામાં આવી છે અને એ શિક્ષકોના ખર્ચનો પોતાનો ⅓ ફાળો આપવાનું, તેમ જ શાળા વિનાનાં ગામોમાં શાળાઓ ઉઘાડી તેવા ગામોને થતો આવેલો જમાનાજુનો અન્યાય દૂર કરવાનુ બની શકે તે માટે સુરત જિલ્લા લોકલ બોર્ડે લોકલ ફંડમાં એક પૈસાનો વધારો કરવાનો ઠરાવ દુરંદેશી વાપરીને તા. ૨૭-૩-૩૯ ને રોજ સર્વાનુમતે પસાર કર્યો હતો આ જિલ્લો ભારે કરના ભારણવાળો હોવા છતાં લોકલ બોર્ડ અને સ્કૂલબોર્ડના પ્રમુખોએ તેમજ બન્ને બોર્ડના સભ્યોએ ગયા વરસે આખા જીલ્લામાં સતત પ્રવાસો કરીને અને ૨૦૦ જેટલી સભાઓ ભરીને લોકમત કેળવ્યો હતો અને કેળવણીના હિતને ખાતર એક પણ અપવાદ સિવાય આ જીલ્લાના લોકો પાસે આ કરની મંજુરી મેળવી હતી.

જો સુરત જીલ્લા લોકલ બોર્ડ પોતાની ઉપર વર્ણવેલી શિક્ષણ વિષયક ત્રુટીઓને પહોંચી વળવા એક પૈસાનો કર નાંખે અને તે રીતે રૂા. ૪૦,૦૦૦)નો ફાળો ઉભો કરે તો સરકાર પોતાના હિસ્સાના રૂા. ૮૦,૦૦૦) આપશે જ એવું જાહેર વચન બારડોલીની તા. ૧૯-૧-૩૯ની જાહેર સભામાં તે વખતના વડા પ્રધાન અને કેળવણી પ્રધાન માનનીય શ્રી. ખેર સાહેબે તથા નાણાં મત્રી માનનીય શ્રી લઠ્ઠે સાહેબે જાહેર કર્યું હતું. આ વખતે મુંબઈ સરકારનાં બીજા ત્રણ પ્રધાનો તેમજ કોંગ્રેસ પ્રાંતોના પ્રધાનમંડળને દોરવણી આપનાર પાર્લામેન્ટરી બોર્ડના પ્રમુખ સરદાર વલ્લભભાઈ પટેલ પણ હાજર હતા.

આ પ્રમાણે નંખાયેલો નવો કર વસુલ આવવા માંડયો છે છતાં મહામાનું પ્રધાન

મંડળ-અત્યારે હોદ્દા ઉપર ન હોવાથી સરકાર પોતાનું વચન પાળવાની ફરજ એદા કરતી નથી એ અત્યંત શોચનીય અને વચન ભંગના ગુન્હારૂપ ગણવું જોઈએ.

આ બોર્ડના હાથમાં તા. ૩૧-૧૨-૩૮ ને રોજ ખાતાનું સંચાલન આવ્યું ત્યારે વિદ્યાર્થીની સંખ્યા ૫૦૧૯૬ હતી તે વધીને છેલ્લા ૧૫ મહિનામાં તા. ૩૧-૧૨-૩૯ ને રોજ ૫૭૬૩૪ થઈ છે. ૧૯૨૧ ની વિદ્યાર્થીની સંખ્યા ૩૧૦૫૬ હતી અને ત્યારથી ૧૦૭૯ શિક્ષકો ચાલતા આવેલા છે તે ધ્યાનમાં લેતાં ૧૯ વર્ષમાં એકંદરે ૨૬૫૭૮ વિદ્યાર્થી વધ્યા જ્યારે સરકારે નીચે પ્રમાણે વધારે શિક્ષકો આપવાની કૃપા કરી છે,

| | |
|---|---|
| ૩ | ૧૦૦૦ ઉપરની વસ્તીવાળા ગામોમાં શાળા ઉપાડી લેતા. |
| ૩૧ | ૧૯૩૪ માં રોકેલા ૭૫ શિક્ષકો પૈકી. |
| ૧૫ | વર્ગો શાળાઓ માટે જોઈતા વધારાના શિક્ષકો. |
| ૧૭ | ૭૦૦ ઉપરની વસ્તીવાળા ગામોમાં નવી શાળા ખોલી લેતા. |
| ૩૦ | કન્યાશાળાઓમાં સાતમું ધોરણ સરકારે ઉપડાવ્યું તેના. |
| ૯૬ | કુલ. |

આ બધામાંથી ૩૧ સિવાયના તમામ શિક્ષકો ખાસ કારણોને અંગે જે તે શાળાને માટે આપવામાં આવેલા છે એટલે એ નિમણુંકોથી આખા જીલ્લાની શાળાને નહિ જેવો લાભ મળ્યો છે. આ ૯૬ શિક્ષકો ઉપરાંત વલસાડ અને રાંદેરની શાળાના ૫૬+૨૫=૮૧ શિક્ષકો પણ ગણતરીમાં લેવા જોઈએ કારણકે કુલ ૫૭૬૩૪ વિદ્યાર્થીની સંખ્યામાં વલસાડના ૨૩૭૪ અને રાંદેરના ૧૨૭૭ વિદ્યાર્થીઓનો સમાવેશ થએલો છે.

આ વધી ગએલી વિદ્યાર્થીની સંખ્યાને પહોંચી વળવા તે વખતની મુંબઈ સરકારે આપેલા વચન ઉપર વિશ્વાસ રાખીને, આ બોર્ડે પોતાના ફાળાની જોગવાઈ કરેલી હોવાથી સરકાર ફાળો મળવામાં હવે વિલંબ ન થશે એમ માનીને કુલ ૧૫૦ ઉમેદવાર (માનદ્) શિક્ષકો રોકીને ખૂટતા શિક્ષકોની ખુમને અને અંધાધુંધીને પહોંચી વળવા પ્રયત્ન કર્યો હતો. જેમ શિફ્ટ પદ્ધતિ સાર્વત્રિક કરીને આ બોર્ડે એક હિંમત ભર્યું પગલું કરકસરની દિશામાં ભર્યું હતું, તેમ ઓછામાં ઓછા છ મહિના સુધી વગર પગારે કામ કરનાર ૧૫૦ જેટલા શિક્ષકો મેળવવાનું પગલું લેનાર પણ કદાચ આ બોર્ડ જ હશે! આમ અનેક રીતે કરકસર કરવા છતાં તેમ જ અનેક ઠરાવો અને પત્રો મોકલવા છતાં કોઈપણ જાતની દાદ ન મળવાથી જીલ્લા બોર્ડના પ્રમુખ અને સ્કૂલ બોર્ડ પ્રમુખના પ્રતિનિધિ મંડળે તા. ૭-૯-૩૯ ને રોજ વડા પ્રધાનની મુલાકાત લઈને તેમની આગળ આખો કેસ રજુ કર્યો હતો. એ વખતે તેમણે પૂરી સહાનુભૂતિથી આ બોર્ડની માંગણીઓ સાંભળી હતી અને તા. ૩૧-૩-૪૦ ને રોજ પૂરા થતાં વર્ષમાં આ બોર્ડની બધી માંગણીને પહોંચી વળવાનું સરકારને માટે શક્ય બનશે નહિ એટલે તેમણે કામચલાઉ ઓછામાં ઓછી માંગણી રજૂ કરવા અમને સૂચવ્યું. તે ઉપરથી ૧૯૩૪ માં નીમવામાં આવેલા ૭૫ શિક્ષકો પૈકીના બાકી રહેલા ૪૪ શિક્ષકો તથા નીમી ચૂકેલા ૧૫૦ માનદ્ શિક્ષકો અને રાંદેર મ્યુની. ની ઉર્દુ કન્યાશાળાના ૪ શિક્ષકો મળી ૧૯૮ શિક્ષકની માંગણી તત્કાળ ધ્યાન માટે રજૂ કરવામાં આવી હતી. આના જવાબમાં સરકાર તરફથી તા. ૩૦-૧૦-૩૯ નો નં. ૮૬(૫)/૧૦૮૩૧/એફ. નો નીચેનો પત્ર મળ્યો.

"પ્રાથમિક કેળવણીના વિકાસ અંગે તમારી બોર્ડે કરેલો કેટલોક ખર્ચ સરકારી ગ્રાંટ માટે મંજુર કરવા માટે તમારી બોર્ડે માનનીય વડા પ્રધાનને મળવા મોકલેલા પ્રતિનિધિમંડળ તરફથી તેમને હાથોહાથ આપવામાં આવેલા તમારા તા. ૨૮-૩-૩૯ ના પત્ર નં.

એસ્ટ્રિમેન્ટ / ડબલ્યુ-૫૩૯ના જવાબમાં જણાવવાનું કે સરકાર તરફથી લો. બો. ના મંજુર થઈ શકે તેના ખર્ચ ઉપર ચાલુ વર્ષમાં ગ્રાન્ટ આપવા માટેનાં જુદાં કાઢેલાં નાણાં જરૂરિયાતને પહોંચી શકે તેમ નથી એમ માલમ પડ્યું છે. આ સંજોગોમાં પ્રાથમિક કેળવણીના વિકાસ અંગે લો. બો. એ કરેલા આવા ખર્ચના સરકારના ફાળાને પહોંચી વળવા આવતા વર્ષમાં અને તે પછીનાં વર્ષોમાં પૂરતા વધારાનાં નાણાંની જોગવાઈ કરવા સરકારે નક્કી કર્યું છે. આ ગ્રાન્ટ માટે ધારાસભાની મંજુરીની જરૂર છે અને સરકાર જરૂરી ગ્રાંટની માંગણી કરવાનો ઇરાદો રાખે છે. એ માંગણી ધારાસભા તરફથી મંજુર થયેથી તમારા પ્રતિનિધિમંડળે જણાવેલો તમારી બોર્ડનો ખર્ચ તેમજ બીજી લો. બો. નો આવો ખર્ચ કે જે સરકાર તરફથી મંજુર કરવાનો હજુ બાકી છે, તે આવતા વર્ષમાં અને તે પછી સરકાર ગ્રાંટ માટે મંજુર કરશે."

પરંતુ આ કાગળમાં જણાવેલી બાબતની જોગવાઈ કરેલા પામે તે પહેલાં મહાસભાના પ્રધાનમંડળને રાજીનામાં આપવાં પડ્યાં, અને બોર્ડને ધાસ્તી લગી કે ૧૯૩૪થી શરૂ થએલા અને લાંબા થતા ગએલા હનુમાનના પૂંછડાની પેઠે આ વધારાના શિક્ષકોના પ્રશ્નનો સહેલ સુતરાઈથી જલદી અંત આવશે એમ ધારવામાં અંધારે કુવામાં જેવું થશે. આથી તેણે ઉપર ટાંકેલો પહેલો ઠરાવ કર્યો. જે ૭૫ શિક્ષકોનું પ્રકરણ ૧૯૩૪થી ચાલુ થયું છે તેની પાછળ સુરત જિલ્લા લો. બોર્ડને એકંદરે વર્ષ વાર નીચે પ્રમાણેનો ખર્ચ પોતાને માથે પડ્યો છેઃ—

| વર્ષ | રૂ. | |
|---|---|---|
| ૧૯૩૪–૩૫ | રૂ. ૯,૮૫૮ | ૭૫ શિક્ષકોના |
| ૧૯૩૫–૩૬ | ,, ૧૩,૧૧૮ | |
| ૧૯૩૬–૩૭ | ,, ૧૩,૩૦૦ | |
| ૧૯૩૭–૩૮ | ,, ૧૨,૨૩૮ | |
| ૧૯૩૮–૩૯ | ,, ૮,૩૦૮ | ૨૪ શિક્ષકોના |
| | કુલ રૂ. ૫૬,૮૨૨ | |

આ પૈકી રૂ. ૩૭,૮૮૧ સરકારે પોતાના ફાળાના આપવા જોઈતા હતા. તે ન આપવાથી પરિસ્થિતિ એવી ઉભી થઈ છે કે સુરત જિ. સ્કુ. બોર્ડનું બજેટ લગભગ રૂ. ૩૦,૦૦૦)ની ખોટના ખાડા સાથેનું બનતું આવ્યું છે. શિક્ષકોનો ફેબ્રુઆરીનો પગાર આ બોર્ડ આજ ત્રણ ચાર વર્ષ સુધી માર્ચને બદલે એપ્રીલમાં નવા વર્ષની ગ્રાંટ આવે તેમાંથી જ આપી શકતી હતી. વચગાં સરકારે આર્થિક સંકડામણને લીધે બોર્ડોને આપવામાં આવતી સરકારી ગ્રાંટમાં ૨૦ ટકાનો કાપ મૂક્યો હતો અને બે ત્રણ વર્ષ કાપનું પ્રમાણ ઘટાડતા જઈને ૧૯૩૮માં કાપ રદ કર્યો હતો, એ વખતે આ બોર્ડ બેવડી સંકડામણમાં આવી પડી હતી કારણ કે તેણે વધી પડેલા વિદ્યાર્થીને પહોંચી વળવા ૭૫ શિક્ષકોનું ખર્ચ ઉપાડ્યું હતું અને તેમાં આ જાતનો કાપ મુકાયો. ગુજરાતની ઘણી ખરી બોર્ડો આ આ મુશ્કેલીમાંથી ઉગરવા શિક્ષકોને અપાતું હાજરી એલાવન્સ બંધ કર્યું હતું ('માત્ર તેમનો પેન્શનનો ફાળો ભરવાનું ચાલુ રાખ્યું હતું'), પરંતુ તે વખતની આ બોર્ડે એ ખોટા પાયા ઉપર રચાયલું હાજરી એલાવન્સ પણ ચાલુ રાખ્યું હતું અને ખોટનો ખાડો પુરવા વિદ્યાર્થીઓની ફીમાં રૂ. ૧૩૦૦૦)નો વધારો કરવાનું મુનાસબ ધાર્યું હતું અને બાકીનો ખાડો પુરવા તમામ શિક્ષકોનાં પગારમાં દરજ્જાવાર કાપ મુક્યો હતો અને ૧૯૩૮માં સરકારી કાપ રદ થયો તે વખતે બોર્ડને ખસ્સું રૂ. ૩૦૦૦૦)નું દેવું હતું અને પેલા ૭૫ શિક્ષકો પૈકી એક પણ શિક્ષક મંજુર થયો ન હતો. તો પણ ફારગ થતી બોર્ડે જતાં જતાં તમામ

શિક્ષકો ઉપરનો દરજ્જા પ્રમાણેનો કાપ દૂર કરવાનું અને વધારેલી ફી અસલ સ્થિતિ ઉપર લાવવાનું પુરુષાર્થ કર્યું હતું. આમ હાલની બોર્ડને ભારે વિટંબણામાંથી માર્ગ કાઢવાનો હતો પરંતુ એ બોર્ડની પાછળ લોકમતનું બળ હતું એટલે તેણે એક પૈસાનો વધારાનો કર ઉપર જણાવેલા હેતુઓ માટે મંજુર કરાવ્યો.

વિશેષ ખુબીની વાત તો એ છે કે જ્યારે આગલી સ્કુલ બોર્ડે ૭૨ શિક્ષકોના ખર્ચને પહોંચી વળવા કાર્યસાધકતામાં ક્ષતિ ન આવે તે રીતે કરકસર કરીને બચત કરી હતી તે એવી આશાથી કે સરકાર તો ઉગમ બાઉન ગ્રાન્ટ પુરેપુરી આપશે. આથી આ બચતમાંથી ૭૫ પૈકી જેટલા શિક્ષકોનું ખર્ચ સમાઈ શકે તેટલું ખર્ચ મંજુર કરવા બોર્ડે માગણી કરી પરંતુ સરકારે આખા ઈલાકાના સામાન્ય ઉદ્ધાર (Common Pool) નો દાવો આપી એમાં પણ તાળી આપી. આમ કરેલી કરકસર ફોકટ ગઈ અને તેનો લાભ સરકારને મળ્યો.

બોર્ડને તા. ૨૩-૧૨-૩૮નો ઠરાવ કરતાં જે આશંકાઓ લાગેલી હતી તે સાચી પડી અને મો. ૧૯૪૦-૪૧ના વર્ષમાં આ બોર્ડની માગણીઓ પહોંચી વળવા સરકાર જોગવાઈ કરવાની હતી તેને બદલે તેના તરફથી નીચેનો કાગળ તા. ૧૩-૨-૪૦નો ડી. એસ. ૮૬ (૫) /૧૦૮૧૧/ એફનો મળ્યો છે—

'લો. બો.ના પ્રાથમિક કેળવણી પાછળના મંજુર થઈ શકે તેના ખર્ચ ઉપર ગ્રાન્ટ આપવા માટે આવતા વર્ષના બજેટમાં વધારાની રકમની જોગવાઈ કરવા બાબતમાં આ ખાતાના તા. ૩૦-૧૦-૩૯ના પત્રના એસ ૮૬ (૫) /૧૦૮૧૧/ એફના અનુસંધાનમાં જણાવવાનું કે હાલની નાણાકીય સ્થિતિને લીધે અગાઉ જણાવવામાં આવ્યું હતું તે પ્રમાણે આવતા વર્ષના બજેટમાં એ ગ્રાન્ટ માટેની વધારાની રકમની જોગવાઈ થઈ શકે તેમ નથી.'

લુગડાં ઉતારીને વાંચવાનો હતો તેવો કાગળ સરકાર તરફથી મળ્યા પછી સ્કૂલ બોર્ડ અને લો. બો.ને માટે માનભર્યો એક પોતાના મતદારોને સાચા રહેવાનો એકજ રસ્તો રહેલો હતો જેનો ઉલ્લેખ તા. ૨૧-૨-૪૦ની સ્કૂલ બોર્ડની સભામાં કરવામાં આવેલા આ લેખના અંતમાં ટાંકેલા બીજા ઠરાવમાં જોવામાં આવશે. આ નિર્ણય ઉપર આવવા માટે બન્ને બોર્ડ પાસે મજબુતમાં મજબુત ભૂમિકા છે જે હેતુને માટે આ કર નાંખવામાં આવેલો—પ્રધાન મંડળના જવાબદાર સભ્યોના વચન સાથે નાખવામાં આવેલો તેનો સરકાર તરફથી ભંગ થયો છે. નથી આપવામાં આવતા પુરતા શિક્ષકો કે નથી મંજુર કરવામાં આવતી ૪૦૦ થી ૭૦૦ સુધીની વસ્તીવાળા શાળા વિનાના ગામોમાં શાળા કાઢવાની માગણી. આ ઝઘડાનું પરિણામ કેવું આવશે તે સમજદાર વાચક કલ્પી શકશે. પ્રજાની પાસે તેની સંમતિ મેળવી કર વધારવાનું કામ કપરૂં છે. એટલે વધારવામાં આવેલો ૧ પૈસાનો કર રદ કરવો પડે અને રાખવામાં આવતા ૭૨ શિક્ષકોને તથા ૧૯૩૪ પૈકીના મંજુર થવાના બાકી રહેલા ૪૪ શિક્ષકોને છુટા કરવા પડે કે ખાતાના સંચાલનનો ઈન્કાર કરવાનું પગલું લેવાની બોર્ડને ફરજ પડે તો ૫૭૬૩૪ બાળકોવાળી ૫૬૨ શાળાઓમાં જે અવ્યવસ્થા પ્રવર્તશે તેની તમામ જવાબદારી સરકારને શીરેજ રહેશે. આ સ્થિતિ ટાળવાના આ બેઉ અને લો. બો. એ બની શકે તેટલા બધા પ્રયત્નો કરી જોવામાં કચાશ રાખી નથી અને હજી પણ સરકારના કાન ઉપર આ ગંભીર પરિસ્થિતિના પડઘા પહોંચાડવાની ફરજ અદા કરવામાં આ બોર્ડ પાછી પડશે નહિ. પરિણામ ઈશ્વરે ધાર્યું હશે તેવું આવશે પરંતુ કોઈપણ પ્રજાજન કે તટસ્થ માણસ આ આખા ઝઘડામાં સ્કૂલ બોર્ડ કે લો. બો.નો લેશ પણ વાંક કાઢી શકશે નહિ. ઈશ્વર સરકારને અને તેના સલાહકારોને યોગ્ય માર્ગ ગ્રહણ કરવાની મતિ આપો.

કલ્યાણજી વિ. મહેતા

## સમાચાર સંગ્રહ

### રોજનીશી ફેબ્રુઆરી-માર્ચ

ફેબ્રુઆરી તા. ૧૬—૫૩ મી હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ તરીકે મૌ. આઝાદ ચૂંટાયા. મૌ. આઝાદને ૧૬૮૪ અને શ્રી. રોયને ૧૮૩ મત મળ્યા.

સુરત જિલ્લામાં પડતર ભાવે માલ વેચવા માટેની દુકાનો, સુરત જિલ્લા ખરીદ અને વેચાણ કરનારી મંડળીને આશ્રયે ખોલવા માટે મુંબઈ સરકારે પરવાનગી આપી. દરેક દુકાન માટે કલેકટરની પરવાનગી જોઈશે. પહેલા ૭ માસમાં જે ખોટ જશે તેમાંથી અડધી સરકાર આપશે પણ એ ખોટની રકમ રૂ. ૨૦૦૦ થી વધુ હોવી ન જોઈએ. યુનિયન પોતાની જવાબદારી ઉપર આવી બીજી દુકાનો ખોલે તે માટે પણ સરકારે છૂટ આપી છે.

તા. ૧૭—તા ૧૭ ફેબ્રુ. થી તા. ૨૧ માર્ચ સુધી ચાલે એવી—સસ્તા દરની ટિકીટો રામગઢ મહાસભા માટે બી. બી. સી આઈ. રેલ્વેનાં દરેક સ્ટેશનેથી મળવાની જાહેરાત થઈ.

મહાત્મા ગાંધીજી કલકત્તે પહોંચ્યા. કવિવર ટાગોરે તેમનું સ્ટેશને સ્વાગત કર્યું. ગાંધીજીએ દીનબંધુ એન્ડ્રુઝની હોસ્પીટલમાં મુલાકાત લીધી હતી.

તા. ૨૨—બારડોલી તાલુકાના સ્વાતંત્ર્ય દિન અંગે પ્રતિજ્ઞા લેનાર ભાઈ બ્હેનોની સભા બારડોલી સ્વરાજ આશ્રમમાં મળી. સુરત જિ. સમિતિના પ્રમુખ શ્રી. કનૈયાલાલ દેસાઈએ પ્રવચન કર્યું હતુ. નિયમિત કાંતવાનો ને તેનો હિસાબ તાલુકા સમિતિયે મોકલવાનો સભાએ ઠરાવ કર્યો

તા. ૨૬—તા. ૨૬ થી ત્રણ દિવસ માટે બારડોલી નજીક આવેલા અસ્તાન ગામના કંપાઉન્ડમા 'પલસાણા મહાલ પંચાયત સપ્તાહ' ઉજવાયુ. ખેતીવાડી પ્રદર્શન પણ ભરાયું હતું.

તા. ૨૭—મહાત્મા ગાંધીજી કલકત્તાથી પટણા પહોચ્યા.

તા. ૨૮—મહાસભાની વર્કીંગ કમિટી પટણાના સદાકત આશ્રમમાં શરૂ થઈ.

માર્ચ તા. ૧-૨—સુરત જિ. બોર્ડ અને સ્કુલબોર્ડના પ્રમુખોએ વલસાડ તાલુકાનો પ્રવાસ કર્યો.

તા. ૪—સુરત જિ. બોર્ડની સભા મળી. તેમાં ઘણાં કામોનો નિકાલ થયો. સ્થાનિક સંસ્થાઓની પ્રાંતિય પરિષદ સુરત ખાતે ભરવાને લગતો ઠરાવ પણ થયો હતો.

# સૂરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય

[ માસિક ]

વર્ષ ૧] મે ૧૯૪૦ [અંક ૧૦

સ્થાનિક સ્વરાજ પરિષદના સ્વાગત પ્રમુખ

## શ્રી. દુર્લભજી દેસાઈનું ભાષણ

પ્રમુખશ્રી અને પ્રતિનિધિ બંધુઓ,

આપણા દેશના આ પુરાણા અને ઐતિહાસિક શહેરમાં મળનાર આ અગત્યની પરિષદ પ્રસંગે આપને અંતઃકરણપૂર્વક આવકાર આપતાં મને અત્યંત આનંદ થાય છે.

જગતના ઇતિહાસમાં એક અસાધારણ સમય તરીકે ઓળખાશે એવા વખતે આપણે ભેગા થયા છીએ. યુરોપમાં હમણાં અતિ મહત્ત્વના પરિણામ લાવનારી અને અત્યંત ઝનુની તથા ખૂનની લડાઈ ચાલી રહી છે અને આપણું હિંદ પણ પરતંત્ર હોવાથી આપણી સંમતિ વિના એ લડાઈમાં સંડોવાયું છે એવા સમયે અને આપણા દેશના અત્યારના આકરી કસોટીના સંજોગોમાં આપણા પ્રાંતની સ્થાનિક સ્વરાજ સંસ્થાઓના વહીવટ સાથે સંબંધ ધરાવતા પ્રશ્નો પર વિચાર કરવા ભેગા મળ્યા છીએ. એક બાજુ આખી દુનિયાને આવરી લેતી લડાઈ ચાલતી હોય અને બીજી બાજુએ આપણા દેશની સ્વતંત્રતાનો [illegible] પ્રશ્ન ગુંચવણભરેલી સ્થિતિમાં ઊભો હોય ત્યારે કદાચ આવી મંત્રણાઓ તુચ્છ અને અર્થહીન લાગે, પરંતુ એટલું તો હિંમતથી કહી શકાય કે હિંદના ભવિષ્યના તેજસ્વિતાયુક્ત સ્વરાજની ફતેહનો આધાર મોટે ભાગે આપણી સ્થાનિક સ્વરાજ સંસ્થાઓના કુશળ અને પ્રવીણ કારભાર ઉપર રહેશે. આ દૃષ્ટિબિંદુથી જોઈએ તો આ પરિષદ ઐતિહાસિક અગત્યતા ભોગવે છે એમ કહેવામાં કાંઈ અતિશયોક્તિ નથી.

આપણી સ્થાનિક સંસ્થાઓના અનેક પ્રશ્નો અંગે આપણી આ પરિષદ શા નિર્ણયો કરશે તેની હું આગાહી કરી શકું નહિ. છતાં આવી એક સંસ્થાનો હું પ્રમુખ હોવાથી અને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાના એક જોખમદાર અધિકારી તરીકે પણ મને દશ વરસનો અનુભવ હોવાથી આવા થોડા પ્રશ્નો અને તેના ઉપાયોનો ઉલ્લેખ કર્યા વિના રહી શકતો નથી.

હું જે કાંઈ કહીશ તે જિલ્લા બોર્ડો અને એની સાથે હિત ધરાવતી સંસ્થાઓ—જિલ્લાના સ્કૂલ બોર્ડો અને ગામ પંચાયતો વિષે જ કહીશ. દિલગીર છું કે મને મ્યુનિસિપાલીટીનો અનુભવ ન હોવાથી એ સંસ્થાઓ વિષે હું કાંઈ વિવેચન કરી શકું એમ નથી. પરંતુ

આપણા માનવંતા પ્રમુખશ્રી ગુજરાતની અગ્રગણ્ય મ્યુનિસિપાલીટીના પ્રમુખ હોવાથી એ વિષયને તેઓ પૂરતો ન્યાય આપશે એવી મને ખાત્રી છે.

જિલ્લા બોર્ડો સ્થાનિક સ્વરાજ સંસ્થા તરીકે ઓળખાવાય છે. તો પ્રશ્ન એ રહે છે કે નામ પ્રમાણે એ ખરેખર સ્થાનિક સ્વરાજ ભોગવે છે કે નહિ, અને ભોગવતી હોય તો તે કેટલી હદ સુધીનું? મારો જવાબ ભારપૂર્વક નકારમાં છે. એ વાત ખરી છે કે અમુક રજ્યોની સરકાર તરફથી નીમણુંક થતી હતી તે પ્રથાને નાબુદ કરવાથી આપણે ઘણા આગળ વધ્યા છીએ અને તેને માટે હાલ રાજીનામું આપી છૂટા થયેલા આપણા મેગ્રેસ પ્રધાનમંડળને ધન્યવાદ આપવાની હું આ તક લઉં છું. પરંતુ કેટલીક બાબતોમાં ના. સરકારે એવા વટહુકમો કાઢ્યા છે કે તેથી બોર્ડોની સ્વતંત્રતા પર સંગીન ફટકો પડ્યો છે. હું રસ્તાની 'વોટર સપ્લાઈ' 'એપ્રોચ રોડ ગ્રાંટ' સબંધી બોલી રહ્યો છું. આ ગ્રાંટો અંગે બોર્ડોએ એવી શરતોનું પાલન કરવાનું હોય છે કે બોર્ડ જાણે સરકારના હાથ નીચેનું ખાતુ હોય એમ લાગ્યા વિના ન રહે. ઉદાહરણ આપી હું જે કહેવા માગુ છુ તે સમજાવીશ આ ગ્રાંટ બાબતની શરતોની વિગતમાં ઉતરી હું પરિષદનો કીંમતી સમય લેવા માંગતો નથી, પરંતુ રોડ ગ્રાંટની મુખ્ય શરતો જણાવું દરેક બોર્ડે પહેલાં દર વર્ષે પોતાના રસ્તા કામનો ત્રિવાર્ષિક કાર્યક્રમ મોકલવો પડે છે અને તેને માટે સરકારી અમલદારોની મંજૂરી લેવી પડે છે સૂરત જીલ્લા બોર્ડને લાગે વળગે છે ત્યાં સુધી આ કાર્યક્રમ એક હાસ્યજનક વસ્તુ છે એવો મારો અનુભવ છે. રસ્તાઓના નિભાવ માટે સૂરત જીલ્લા બોર્ડ જરૂરી રકમના માત્ર ૨૫ ટકા જેટલી જ રકમ નાણાના અભાવે પોતાના ફંડમાંથી ખર્ચી શકે છે. આર્થિક સ્થિતિ તંગ હોય ત્યાં શું થઈ શકે એનો પરિષદને સહેજે ખ્યાલ આવશે. સરકારી અમલદારોની મંજુરી લેવાના સરકારી હુકમો બોર્ડના બજેટ ઘડવાના મૂળભૂત હક પર તરાપ મારે છે અને બોર્ડની સ્વતંત્રતા પર ઘા કરતા આવા હુકમો કેમ કાઢવામા આવ્યા હશે તે સમજી શકાતું નથી. એનો એવો અર્થ થઈ શકે કે બોર્ડો નાણાંનો વહીવટ કાળજીપૂર્વક અને નિષ્પક્ષપાતપણે કરી શકે કે કેમ એની સરકારને શંકા રહે છે. કદાચ એમ બન્યું હોય કે થોડી બોર્ડોએ પક્ષપાત અગર બીજી ભૂલ કરી પણ હોય, પરંતુ હું જણાવા ઈચ્છુ છું કે દુનિયાની કઈ સંસ્થા અગર સરકાર આવી કોઈ પણ ભૂલને પાત્ર નથી? આખરે કારભાર તો મનુષ્યો જ કરે છે. અને ક્યા મનુષ્યો ભૂલને પાત્ર નથી! ઉપલા અધિકારીઓની ચાંપતી દેખરેખ હોય છતાં તાબાના સરકારી નોકરો અગર અમલદારો લાંચીયા હોય તો એ આખા વર્ગના નોકરોની સત્તાઓ લઈ લેવી એ કાંઈ ઉપાય નથી. ખરો ઉપાય તો વધુ સારી દેખરેખ રાખવી એ છે. એ પ્રમાણે લોકલ બોર્ડો પૈકીની કોઈ બોર્ડ આવી ગુન્હેગાર હોય તો તેની ગ્રાંટ કમી કરી પૂરતી શિક્ષા આપી શકાય અગર તેમના અપકૃત્યો બહાર જાહેરમાં લાવી અગર તેવી બોર્ડને અમુક સમયને માટે રદ કરીને કે બીજી કોઈ રીતે તેમને શિક્ષા થઈ શકે. પણ હાલના હુકમો તો બધી જ બોર્ડોની સ્વતંત્રતા પર તરાપ મારે છે અને તેથી એ ઉપાય ભાગ્યે જ યોગ્ય કહેવાય. આજ રીતે જો સરકાર અગર સરકારી મંડળોને લાગુ પાડવામાં આવે તો હું માનું છું કે કોઈ એવી સરકાર સ્થપવી પડશે કે જે ભૂલથી પર હોય! પરંતુ આવી વાત કરવી શું બેહુદી નથી!

ઉપર જે કહ્યું છે તે સરકારી 'વોટર સપ્લાઈ ગ્રાંટ' અને 'એપ્રોચ રોડ ગ્રાંટો'ને પણ લાગુ પડે છે. આમાં પણ ખુદ કામોની પસંદગી તો સરકારી સત્તાધીશો જ કરે છે. હવે ખરી પસંદગી પ્રતિનિધિત્વવાળી સંસ્થા કરી શકે કે ગામડાંઓના સીધા પરિચયમાં ન હોય અને તેની જરૂરીયાતોના ખ્યાલની જેની પાસે આશા રખી ન શકાય એવા અમલદાર કરી શકે એનો નિર્ણય કરવાનું કામ હું પરિષદ પર જ છોડું છું. આ કામો માટે જે રીત અને શરતોથી ગ્રાંટની વહેંચણી કરવામાં આવે છે તેમાં તત્કાળ ફેરફાર કરવાની જરૂર છે. ૧૯૨૭ પહેલાં જેમ કરવામાં આવતુ હતું તેમ લોકલ બોર્ડોના સ્વમાન ખાતર આ ગ્રાંટો કોઈપણ જાતની શરતો સિવાય આપવી જોઈએ. આ એક ખરેખર દયાજનક વાત છે કે આગળ વધવાને બદલે સરકારને આવા હુકમો કાઢી બોર્ડોની સ્વતંત્રતા પર કાપ મૂકવા અને આ કહેવાતી સ્વતંત્ર સંસ્થાઓના પ્રમુખોની સ્થિતિ હલકી બનાવવાનું ઠીક લાગ્યું છે. હું એક ચુંટાયલી સંસ્થાનો પ્રમુખ છું છતાં મને આ કામો બાબતમાં તો એમ જ લાગ્યા કરે છે કે જાણે કલેક્ટરનો હું અંગત મદદનીશ ન હોઉં! ગ્રાંટ તરીકે અપાયલાં નાણાં જે હેતુ માટે આપવામાં આવ્યાં હોય તે પર ખર્ચાય છે કે કેમ અને કામો સારી રીતે કરવામાં આવે છે કે કેમ તે જોવાનો સરકારને અધિકાર છે તે હું જાણું છું અને હું સ્પષ્ટ કરવા માગું છું કે સરકારી અમલદારો હીસાબો અને કામો બરાબર તપાસે તે માટે વાંધો હોઈ શકે નહિ. પરંતુ કામોની પસંદગી સંબંધમાં જિલ્લા બોર્ડોની સ્વતંત્રતા પર જે તરાપ પડી છે તે સામે આ પરિષદ પોતાનો મજબુત અવાજ રજૂ કરશે એવી મને આશા છે.

બીજો પરંતુ મોટા અગત્યનો સવાલ તે જિ. બોર્ડોની અને મ્યુનીસીપાલીટીઓની નાણાંકીય સ્થિતિનો અને કર નાંખવાની સત્તાનો છે. જિલ્લા બોર્ડોનો આજે જો કોઈ ખરો મહત્ત્વનો પ્રશ્ન હોય તો તે નાણાં સબંધી સ્થિતિ સુધારવાનો જ છે. કાલે કમિટીએ પોતાના રીપોર્ટમાં આ પ્રશ્ન પર સંપૂર્ણ રીતે વિચારણા કરી છે અને તેને યોગ્ય રીતે છણ્યો છે, અને એ કમિટીએ જે ભલામણો કરી છે તેની સાથે હું સામાન્ય રીતે સંમત થાઉં છું મધ્યસ્થ અને પ્રાંતિક સરકાર અને સ્થાનિક સંસ્થાઓની કર નાંખવાની સત્તાઓનો આપસઆપસનો સંબંધ કમિટીએ ઘણી જ સુંદર રીતે બતાવ્યો છે અને વરિષ્ઠ સસ્થા કનિષ્ઠ સંસ્થાના ભોગે કેવી રીતે લાભ મેળવે છે અને પરિણામે સ્થાનિક સ્વરાજની સંસ્થાઓને વધુમાં વધુ નુકસાન વેઠવું પડે છે તે જણાવ્યુ છે. લોકલ બોર્ડોનું કરનું મુખ્ય સાધન જમીન છે પરંતુ પ્રાંતિક સરકારે જમીન મહેસુલનો મોટો બોજો નાખી આ સાધનનો જોઈએ તેના કરતાં વધારે ઉપયોગ કરી લેવાથી જીલ્લાબોર્ડોની નાણાકીય સ્થિતિ નિરાશાજનક બની ગઈ છે. આ બાબતમાં સરકાર કાલે કમિટીની ભલામણો સ્વીકારી અમલમાં મૂકે તો જિલ્લા બોર્ડોની આર્થિક સ્થિતિ સારી રીતે સુધરે; પરંતુ કર નાખનારી ત્રણ સત્તાઓ વચ્ચે કરનાં સાધનોની હાલ જે અન્યાયી વ્હેંચણી થઈ છે એ અનિષ્ટનું મૂળ તો રહેશે જ. જે સિદ્ધાંતો પર હાલ કર નખાય છે એમાં ફેરફાર કરવાની જરૂર છે કારણ કે હાલની વસ્તુસ્થિતિ પ્રમાણે લેવાતા કરતો અને તે ભરનારની શક્તિનો સુમેળ જોવાનો નથી. ખેતી કરી જેમ તેમ કરી પોતાનું ગુજરાન ચલાવતો હોય એવા નાનામાં નાના ખેડુતને પણ સરકારને જમીન મહેસુલ

આપવું પડે છે જ્યારે બે હજારથી ઓછી વાર્ષિક આવકવાળા સરકારી અગર ખાનગી નોકર, પેન્સનર, વેપારી કે ખેતી સિવાયનો બીજો ધંધો કરનાર માણસ મધ્યસ્થ અગર પ્રાંતિક સરકારને કોઈ પણ સીધો કર આપતો નથી. સ્થાનિક સંસ્થાઓ પાસે આનો એક જાતનો ઈલાજ છે અને તે ધંધાદારી વેરો નાખવાનો, પરંતુ જીલ્લા બોર્ડો પાસે આ કર ઉઘરાવવાને જોઈતું નોકરમંડળ નથી. બોર્ડો જો પોતે કર ઉઘરાવવા પ્રયત્ન કરે તો એટલો બધો ખર્ચ આવે કે તેમ કરવાનું પરવડે નહિ કારણ આવક નામની જ રહી જાય. એથી મારી નમ્ર સૂચના છે કે સરકારે લોકલ ફંડ માફક આ કર પણ સરકારી નોકરો મારફત ઉઘરાવવો જોઈએ એવી કાલે કમિટીએ ભલામણ કરી છે તે સ્વીકારાવી જોઈએ.

બીજો મહત્ત્વનો સવાલ સરકારી ગ્રાંટોનો છે. જીલ્લા બોર્ડોનાં કરનાં સાધન અતિશય મર્યાદિત હોવાથી તેઓને સરકારી ગ્રાંટો પર આધાર રાખવો પડે છે એ એક જાણીતી વાત છે. પણ સરકાર આ બાબતમાં જે નીતિ અખત્યાર કરે છે તે વાંધાભરી છે. કારણ હાલ સરકાર ગ્રાંટો પોતાની ઇચ્છાનુસાર ટુકડા ન ખાતા હોય તે રીતે આપે છે એટલે બોર્ડોનું આ સાધન નિશ્ચિત નથી. તેથી બને ત્યાં સુધી ગ્રાંટો કાયદામાં જ નક્કી થવી જોઈએ કે જેથી બોર્ડોને દર વર્ષે સરકારની મુનસફી પર આધાર રાખવો ન પડે અને ગ્રાંટની અનિશ્ચિતતા પણ મટી જાય. આ પ્રશ્નને કાલે કમિટીએ પોતાના રીપોર્ટમાં સપૂર્ણ રીતે ન્યાય આપ્યો છે અને મને ખાત્રી છે કે કમિટીની એ બાબતની ભલામણો સાથે આ પરિષદ સંમત થશે

એક સભ્યવાળા મતદારવિભાગ અને અનેક સભ્યવાળા મતદાર વિભાગ સંબંધી હું એક સૂચના કરવા માગું છું મારો સ્પષ્ટ અભિપ્રાય છે કે ફક્ત એક સભ્યવાળા મતદાર વિભાગો જ હોવા જોઈએ. આ અભિપ્રાય માટે દેખીતા અનેક કારણો છે પણ તે અહીં જણાવવા જરૂરી નથી.

મત નોંધવાના મથકોની સંખ્યા ઓછી હોય તો કુદરતી રીતે મત આપનારાઓને મત આપવા દૂર જવાનું રહે એવા સંજોગોમાં મતદારો વાહનની આશા રાખે અને પરિણામે ઉમેદવારોને ભારે ખર્ચ કરવો પડે. માટે ચૂટણીનાં મથકો જેમ બને તેમ વધુ હોવાં જોઈએ અને કોઈ પણ મતદારને મત આપવા ચાર માઈલથી વધુ દૂર જવું ન પડે એટલાં તો હોવાં જ જોઈએ.

કાલે કમિટીના રીપોર્ટની બીજી બાબતો પર વિવેચન કરી હું આપનો વધુ સમય લેવા માગતો નથી, પરંતુ પ્રાથમિક કેળવણી અને ગ્રામપંચાયત એ બે અગત્યના વિષય પર કાલે કમિટીને તપાસ કરી રીપોર્ટ કરવા જણાવેલું નહિ હોવાથી આપણી પરિષદે એ વિષયો પર બારીક અને ગંભીર વિચારણા કરવી પડશે. પ્રાથમિક કેળવણીનો હાલનો વહિવટ એવો રાખવામાં આવ્યો છે કે એનું પરિણામ જાહેર નાણાંની બરબાદી અને કેળવણી ખાતાના વહિવટની નિષ્ફળતા સિવાય બીજું કાંઈ આવી શકે નહિ ચાર જુદી જુદી સત્તાના હાથ નીચે પ્રાથમિક કેળવણીનો વહિવટ મૂકવામાં આવ્યો છે લોકલ ઓથોરીટીને માથે નાણાંની જોગવાઈ કરવાનું નાખવામાં આવ્યું છે. નિશાળો ચલાવવાની જવાબદારી સ્કૂલબોર્ડને શીર છે પણ

એનો મુખ્ય અમલદાર-એડમીનીસ્ટ્રેટીવ ઑફિસર-સરકારી નોકર છે-સ્કૂલ બોર્ડનો નહિ. સ્કૂલોના વહિવટ માટે એડમીનીસ્ટ્રેટીવ ઑફિસરને જોઇએ તેના કરતા વધારે સત્તા આપવામા આવી છે પરંતુ એને મદદ કરવા એના હાથ નીચે મદદનીશો આપવામા આવ્યા નથી. પરિષદ જાણીને વિસ્મય પામશે કે અમારા જિલ્લાની સ્કૂલબોર્ડના એ. ઓ. પાસેથી બારસો કરતા વધારે શિક્ષકોના કામકાજની દેખરેખ રાખવાની આશા રાખવામા આવે છે. એ વાત ખરી છે કે સરકારે ઈન્સ્પેક્ટીંગ સ્ટાફ નીમ્યો છે પરંતુ એ સ્ટાફને એડમીનીસ્ટ્રેટીવ ઑફિસરના હાથ નીચે ન રાખતાં બીજા જ સરકારી અમલદારના તાબામા મૂકવામા આવ્યો છે. આના કરતા વધુ ગુચવાડાવાળી બીજી કોઈ ગોઠવણ હોઈ શકે ખરી કે? સ્કૂલબોર્ડના ચેરમેન અને એડમીનીસ્ટ્રેટીવ ઑફિસર મદદગાર અને સપથી કામ ચલાવે તો તો કંઈક ઠીક પરંતુ વસ્તુસ્થિતિ ઘણીખરીવાર એવી હોતી નથી અને જ્યારે મતભેદ થયા કરતો હોય ત્યારે વહિવટનુ શું થાય તે તો કલ્પી લેવાનુ જ રહે છે હાલ જે ગોઠવણ છે તે પ્રમાણે સ્કૂલબોર્ડ અને તેના ચેરમેનો પુતળા જેવા જ છે કારણ કે સ્કૂલબોર્ડનો મુખ્ય કારોબારી અમલદાર સ્કૂલબોર્ડનો નોકર ન હોવાથી તેની નીતિ સ્વીકારે નહિ. હાલની ગોઠવણનું કારણ સ્કૂલબોર્ડોની કાર્યક્ષમતા અને નિષ્પક્ષપાતપણા માટે અવિશ્વાસ હોઈ શકે આ અવિશ્વાસ કેટલે દરજ્જે વ્યાજબી છે તે હુ કહી શકું એમ નથી પરંતુ એક વાત તો નક્કી છે કે આવી ગોઠવણ સ્થાનિક સંસ્થાઓની સ્વતંત્રતાને પાછળ ઠેલે છે સંસ્થાઓને કારભાર કરવા છૂટ આપનારે એ પણ જાણી લેવુ જોઈએ કે ભૂલો તો થશે જ અને સ્વતંત્રતાના ભોગવટા સાથે ભૂલ કરવાના પણ પ્રસંગ ઉભા થાય એ કુદરતી છે. હાલની ગોઠવણ ઘણા દષ્ટિબિંદુથી વાંધાભરી છે અને તેથી એમા સંગીન ફેરફાર કરવાની જરૂર છે. પ્રાથમિક કેળવણીનો વિકાસ સરકાર ઇચ્છતી હોય અને તેને કમેન વહિવટ જોઇતો હોય તો એક જ સંસ્થાના હાથમા કાબુ આપવો પડશે. એક કહેવત છે કે ઘણા રસોઇયા ખીચડી બગાડે. જો સ્કૂલબોર્ડ પોતાની ફરજો અદા કરવામા ગફલતી કરે તેને સજા કરી શકાય પણ અમુક સંસ્થાના દોષના નિમિત્તથી તમામ બોર્ડ અત્યાર સુધી જે અધિકાર ભોગવતી આવી હતી તે પણ લઈ લેવાનું પગલું પીછેહઠનું પગલું જ ગણાશે ક્યા તો સરકારે સ્કૂલબોર્ડોને અધિકારસંપન્ન કરવી જોઈએ કે ક્યા તો ૧૯૨૩ પહેલા હતુ તેમ આખું કેળવણીખાતુ પોતાને હસ્તક લેવું જોઈએ એ વિના ખાતાની કાર્યનિયત જાળવી શકાશે નહિ. હાલ લોકોની સામાન્ય ફરિયાદ છે કે શિક્ષણ બગડતુ જાય છે આ માટે ટ્રેનિંગ કૉલેજોને વધારે સંગીન પાયા ઉપર મૂકવી જોઇએ. ઉદ્યોગશિક્ષણ અને રાષ્ટ્રભાષાના શિક્ષણની પૂરતી તાલીમ શિક્ષકોને ટ્રેનિંગ કૉલેજોમાંથી જ મળી રહેવી જોઈએ કે જેથી શાળામા એ વિષયો દાખલ કરવા માટે વધારાનુ ખર્ચ કરવાની જરૂર જ ન રહે. મોરે કમિટીએ 'લોકશાળા' એ કાઢવાની જે સૂચના કરી છે તે ઘણી આવકારદાયક છે. પણ વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ આપવાની સૂચના બહુ ખરચાળ હોવાથી આવી શાળા નીકળતી જ અટકી પડવાનો ડર રહે છે. ગામમાંથી અને આસપાસમાંથી વિદ્યાર્થીઓ પોતાને ઘેર ખાઇને આવે એ ગણતરીએ જ કામ લેવુ જોઈએ. વળી એ સમિતિની સૂચના કેવળ શિક્ષકોની લાયકાત વધારનારી સંસ્થા

મદ્રાસભાવાદી પ્રધાનમંડળના વખતમા આગજનનાની નિરક્ષરતા ટાળવા પ્રૌઢ શિક્ષણની પ્રવૃત્તિ ગતિમાન થઈ હતી તે અત્યારે શિથિલ થઈ છે એનુ એક કારણ આ પ્રવૃત્તિ અંગેની ગ્રાંટ વિગેરેના નિયમોની જડતા છે. જો તે સ્કૂલ બોર્ડની મુખ્યારી ઉપર આ અને એવી બીજી પ્રવૃત્તિઓ માટેની રકમ મૂકી દેવામા આવે તો પોતપોતાના સ્થિતિ મુજબ પ્રમાણે આવી પ્રવૃત્તિઓને આગળ ધપાવવાના પગલા સ્કૂલ બોર્ડો લઈ શકે

જે ઉકેલવા પ્રશ્ન પર હું બોલવા માગુ છુ તે ગામ પંચાયત છે નવા ગામપંચાયત કાયદા અમલ અંગે મારે બે સૂચના કરવાની છે પહેલી સૂચના પંચાયતોના સેક્રેટરીઓની નીમણુક બાબત છે આવા નાના નોકરોની નીમણુક પણ સરકારે પોતા પાસે શા હેતુથી રાખી છે તે સમજી શકાતુ નથી બધી સ્થાનિક સ્વરાજ સંસ્થાઓ પોતાના કારોબારી નોકરો સંદ કરવાનો અધિકાર હોય છે સેક્રેટરી તો જે અર્થમા શ... ...ડે એનો ' કારોબારી ...મલદાર પણ નથી કારણકે એની સત્તા પંચાયતના મરજીને આ...ામા આવી છે. મારો ...વો અભિપ્રાય છે કે સેક્રેટરીઓની નીમણુક જે તે પંચાયતોએ કરવી જોઈએ અને નહિ સરકારે. આશા છે કે મારા આ મત સાથે પરિષદ સંમત થશે અને આ બાબતમાં ...લના કાયદામાં જરૂરી સુધારો કરવા સરકારને યોગ્ય ભલામણ કરશે

મારી બીજી સૂચના પંચાયતોની ચુંટણીની પદ્ધતિ અંગે છે હાલના નિયમો પ્રમાણે ...ટણી બે રીતે થાય છે. પહેલી સામાન્ય રીત એ છે કે ચુંટણી માટે મળેલી સભામા ...ય ઉચા કરાવી ઉમેદવારોમાથી ચુટણી કરવામા આવે છે પરંતુ આ રીત વાંધાભરેલી ... કારણકે આવી ખુલ્લી રીતે અપાયલા મત સ્વતંત્ર હોવાનો સંભવ નથી. ગામડાઓમાથી ...ને કજીયા અને અંગત અદાવતો દૂર રાખવા હોય તો બેલેટથી મત આપવાની જે બીજી ...ત છે તે સઘળી જગ્યાએ નિયમ તરીકે દાખલ કરવી જોઈએ.

જે પ્રમાણમા આપણે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ સફળતાથી અને કાર્યદક્ષતાથી ...લાવીશુ તે પ્રમાણમા આપણી સ્વરાજ્ય ભોગવવાની યોગ્યતાનુ માપ નીકળશે તેથી આપણી ...થાનિક સંસ્થાઓ માટે, નિસ્વાર્થી પ્રમાણિક અને પુરતા વખતનો ભોગ આપનારા કાર્યકરોની ...રૂર રહે છે. કે જેથી આપણી સંસ્થાઓનું કામ નિષ્પક્ષપાતપણે અને કુશળતાથી ચાલી ...કે, આ સંસ્થાઓની સફળતાનો મુખ્ય આધાર સરકાર જેટલા સાધનો આ સંસ્થા માટે ફાજલ ...ડી શકે તેના પર રહે છે છતા આપણે આપણી જવાબદારી અને ફરજો વીસરી ન જોઈએ. પ્રભુ આપણને કર્તવ્યનિષ્ઠા, અને નિષ્પક્ષપાતપણાના ગુણો બક્ષે અને આ સંસ્થાઓના ...ચાલનમાં એ ગુણોનો આપણે ઉપયોગ કરીએ એવુ હૃદયપૂર્વક ઇચ્છી એકવાર ફરીથી ...ું આપને અંતઃકરણપૂર્વક આભાર આપુ છુ અને આપની પરોણાગત કરવામા અમારી ...જે ત્રુટી રહી હોય તે માટે ક્ષમા કરવા વિનંતી કરૂ છુ.



# ભૂખ્યાંનો તારણહાર

( 'છલકાતું આવે બેડલું '—એ રાગ )

રઢીઆળો મારો રેંટીઓ,
અંગે ચેતન ભરનાર રે:
નાનકડો મારો રેંટીઓ.

મારા ગામના ઘર ઘરમાં રે
નિત ફરંતો રેંટીઓ,
મુક્તિના ગાઢે તાર રે:
નાનકડો મારો રેંટીઓ.

પારણીએ પોઢે બાલ ને હું
કાંતું મારો રેંટીઓ,
સ્ત્રીઓનો રાખણહાર રે,
નાનકડો મારો રેંટીઓ.

ઘરડાં લૂલાં ઘર આંગણીએ
હોંસે કાતે રેંટીઓ,
નોંધારાનો આધાર રે,
નાનકડો મારો રેંટીઓ.

મારે શેઠ ને માલિકમાં રે
એક જ મારો રેંટીઓ,
મારો સાચકલો શણગાર રે;
નાનકડો મારો રેંટીઓ.

મારૂં ગામ આખું જાગ્યું રે
દેશ બધો એમ જાગજો,
ભૂખ્યાંનો તારણહાર ! રે;
નાનકડો મારો રેંટીઓ.

જ્યોત્સ્ના શુકલ

# ગામપંચાયત

આ માસિકના ૮ મા અંકમાં ગામપંચાયતના નવા કાયદાનો સંક્ષિપ્ત અહેવાલ આપવામાં આવ્યો છે તે ઉપરથી પંચાયતનું બંધારણ, તેની ફરજો, તેનાં આર્થિક સાધનો અને વહિવટી તંત્રનો ખ્યાલ વાચકોને આવ્યો હશે. નવા કાયદા પ્રમાણે બે હજાર અને તે ઉપરાંતની વસ્તીવાળાં ગામોમાં ગામપંચાયતો ફરજિયાત સ્થપાશે. જ્યાં જુની પંચાયતો છે તેવાં ગામોમાં પણ નવા કાયદા પ્રમાણેની પંચાયતો સ્થાપવામાં આવશે આ સિવાયનાં ગામોમાંથી જે જે ગામને પંચાયત જોઈતી હોય તે ગામના લોકોએ જીલ્લા લો. બોર્ડ અગર કલેક્ટર સાહેબને અરજી કરવી જોઈએ.

ગામપંચાયતો શા માટે સ્થાપવી જોઈએ અને એ પંચાયતો સ્થાપવાથી શા-ફાયદા થશે તથા પંચાયત ફતેહમંદ બનાવવા માટે શું શું કરવુ જરૂરી છે તે બતાવવાનો આ લેખનો હેતુ છે.

હિન્દુસ્તાનના ગામડાંઓને માટે પંચાયત નવી સંસ્થા નથી. બ્રિટીશ અમલ પહેલાં આપણાંઓ ગામડાંઓ દરેક બાબતમાં સ્વાશ્રયી હતા એટલુ જ નહિ પણ દરેક ગામમાં સંઘજીવન હતું એમ ઇતિહાસકારો કહે છે. પણ જ્યારથી ચાલુ સરકાર તરફથી બધી સત્તા કેન્દ્રિત કરવાની નીતિ અખત્યાર કરવામા આવી ત્યારથી ગામડાની જૂની પંચાયતની સંસ્થાઓનો ધીમે ધીમે અંત આવ્યો અને ગામડાઓ પોતાની જરૂરિયાત માટે પરાવલંબી અને અવ્યવસ્થિત થઈ ગયા. જૂની પ્રણાલિકા પ્રમાણે ગામડાનો લગભગ બધો જ સામાન્ય વહિવટ ગામડાંની પંચાયતો જ કરી લેતી. લાંબા વખતથી જૂની સંસ્થાઓ નાશ પામવાથી ગામડાનું સંઘજીવન હાલ નષ્ટ થયું છે અને નાનામાં નાની જરૂરિયાત માટે પારકા ઉપર આધાર રાખતા થઈ જવું પડયું. એટલે ગામડામાંથી નાગરિકપણાનો ધર્મ નાશ પામ્યો. હવે ફરીથી આપણે આ નાગરિકપણાના ધર્મની સ્થાપના કરવી પડશે. આ સ્થિતિને લીધે ગામની શાળાનું મકાન, તે મકાનનો ઓટલો, તળાવનો ઓવારો, કુવાઓ, વિગેરે આપણી મિલ્કતો જાણે બહારની કોઈ વ્યક્તિ અગર સંસ્થાની હોય તે પ્રમાણે તેના પ્રત્યે લોકો વર્તવા લાગ્યા. આ બધી સામાન્ય મિલ્કતો ગામની જ છે અને તેમાં દરેક વ્યક્તિનું હિત રહેલું છે. એ ભાનના લગભગ નષ્ટ થઈ ગઈ. શાળાના મકાનનો કઠેરો કે તળાવના ઓવારાના પથ્થરોની સ્થિતિ તરફ દુર્લક્ષ અપાય છે એ આ બાબતનો પુરાવો છે. આવા કઠેરાને બગાડવામાં કોઈને વાંધો લાગતો નથી અને ગામના લોકો ઓવારાના પથ્થરની ચોરી કરી પોતાના ખાનગી કામમાં ઉપયોગમાં લે એ મોટો સામાજિક ગુન્હો છે એ વાત લોકો ભૂલી ગયા. આ ઉપરાંત ગામના રસ્તાઓ, ગામના જલાશયો, અને ગામની સ્વચ્છતા એ કોઈની પણ કાળજીનો વિષય રહ્યો નહિ. પરિણામે આપણાં ગામો સુધરેલી અને સંસ્કૃતિવાળી સમાજના ગામો મટી અસ્તવ્યસ્ત થઈ ગયાં. જાહેર રસ્તાઓનું દબાણ નહિ કરનાર વ્યક્તિ શોધવી મુશ્કેલ પડે એ સ્થિતિ ઊભી થઈ.

ગામડાંના પાદરો જે બાળકો ને યુવકોના ક્રિડાંગણ હોવાં જોઈએ તેને બદલે એ પાદરો ખાડાઉકરડાવાળાં બની ગયાં. લોકોને માટી જોઈએ તો ખોદીને લઈ જાય પણ આવી

સાર્વજનિક જગ્યામાં ખાડો પાડી એ જગ્યા બગડવાથી પોતાનું જ પાદર બગડે છે અને ગામની સ્વચ્છતા અને આરોગ્યતાને બારે હાનિ પહોંચે છે એ રીત ભુલી જવામાં આવી. આપણે આપણા ગામોને સુધરેલી સ્થિતિમાં લાવવાં હોય તો નાગરિકપણાનો ધર્મ દરેકે દરેક વ્યક્તિએ સમજી તેનો અમલ કરવો જોઈએ. દરેક ગામે ગામપંચાયત સ્થાપી તેને વ્યવસ્થિત અને પ્રમાણિકપણે ચલાવી આપણે આ ધર્મ બજાવી શકીએ. સૂરત જીલ્લાના લોકો જાણે છે કે ગામસુધારણાની દિશામાં છેલ્લા બે વર્ષથી ગામસુધારણા સપ્તાહની યોજના દ્વારા આપણે શરૂઆત કરી દીધી છે. આ યોજનાના અમલમાં કોઈ જાતનો કર ભર્યા સિવાય આપણે સ્વાશ્રયી થઈ જાતમહેનત કરી ગામો સુધારી શકીએ છીએ. આ યોજનામાં આપણે જો કે સંતોષકારક પ્રગતિ કરી નથી છતાં ઘણાં લોકોને પોતપોતાના ગામ પ્રત્યેનો ધર્મ સમજાઈ ગયો છે અને સ્વાશ્રયથી કેવાં મોટાં કામો થઈ શકે છે તેનો પણ અનુભવ મળ્યો છે. ગામસુધારણા સપ્તાહની યોજના એ ગામોની સુધારણા માટેનું પહેલું અને સૌથી અગત્યનું પગલું છે. હવે એજ દિશામાં બને એટલા ગામોમાં ગામપંચાયતનો સ્થાપી તેને વ્યવસ્થિત રીતે અને કુશળતાથી ચલાવી આપણે બીજું પગલું ભરવું જોઈએ. પહેલાં કરતાં બીજા પગલાંની પદ્ધતિમાં ફેર છે. પહેલી પદ્ધતિ એટલે ગામસુધારણા સપ્તાહની યોજનામાં કંઈ પણ કર આપવાની જરૂરિયાત રહેતી નથી, જ્યારે આ ગામપંચાયતની બીજી પદ્ધતિમાં કર આપવાની આવશ્યકતા રહે છે. જે ગામના લોકો કર ભરવાની સ્થિતિમાં હશે તેમને આ સંસ્થા ઘણી અનુકૂળ થઈ પડશે. કારણ કે પંચાયત કાયદાપૂર્વકની સ્થપાએલી સંસ્થા હોઈ નિયમ પ્રમાણે લોકો પાસે કરો લઈ શકશે અને આ પ્રમાણે એકઠી કરેલી રકમમાંથી ગામની જરૂરિયાતો પૂરી પાડશે. ગામપંચાયતો મારફતે સ્થાનિક જરૂરિયાતો પૂરી પાડવા ઉપરાંત બીજું મહત્વનું કામ પણ થઈ શકશે. નાના ફોજદારી ગુન્હાઓ અને નાના દિવાની દાવાઓનો નિકાલ કરવાનું કામ પણ આવી પંચાયતમાંથી બનેલી સમિતિ પાસે રહેશે. નવા કાયદામાં ગામપંચાયતની સત્તા અને ફરજો એવી વિશાળ રાખવામાં આવી છે કે કોઈ પણ સારી ગામપંચાયત પોતાના ગામને આદર્શ સ્થિતિમાં લાવી શકે.

ઉપરની હકીકત જાણ્યા પછી એક સ્વભાવિક પ્રશ્ન થશે અને તે એ કે ગામપંચાયતની સંસ્થા તો ઉત્તમ છે પણ આ પંચાયતના સાધનો માટે શું? પંચાયતનું ભંડોળ કેવી રીતે ઉભું થશે તે આગલા અંકમાં આપવામાં આવ્યું છે, તેમાં મુખ્ય બાબત નિયમપૂર્વક ઘરવેરો નાંખવાની છે તે ઉપરાંત દરેક ગામપંચાયતને જિ. લો. બો. તરફથી પોતાના ગામના લો. ફંડની ચોથા ભાગની રકમ એટલે સેસના એક આને ત્રણ પઈ મળશે. ઘણા લોકો ઘરવેરાની વાતથી ભડકે છે. કોઈ પણ કર આવકારદાયક હોતો નથી એ સમજી શકાય છે, પણ કર આપવા સબંધી થોડી હકીકત ધ્યાનમાં લેવા જેવી છે. પ્રથમ હકીકત તો એ કે દરેક ગામની સ્થાનિક જરૂરિયાતો પૂરી કરવાની જવાબદારી જે તે ગામના લોકોની છે કોઈ પણ દેશમાં આવી સ્થાનિક જરૂરીયાતો સરકાર તરફથી પુરી પાડવામાં આવતી નથી. આ જરૂરીયાતો કયાં તો સ્વાશ્રયથી જાત મહેનત કરી પૂરી પાડવી પડે અગર તો કર નાંખી પૈસાથી પુરી પાડવામાં આવે. આ વાત જો સ્વીકારવામાં આવે તો ગામડાંની સ્થિતિ અનુસરના ઘરવેરા સામે વાંધો લેવાવો જોઈએ નહિ. આજે લોકો પ્રાંતિક અને મધ્યસ્થ સરકારોના વહિવટ અંગે થતા ખર્ચો માટે સીધા અને

આકરનારા અનેક કરો ભરે છે. આ સરકારી કરો અને ગામેની પોતાની ઉન્નતિ માટેના કરો વચ્ચેનો તફાવત સમજી લેનો જોઇએ. આપણા પોતાના ગામના સુધારા વાટે આપવાના વાસ્તવિક કર સમે વાંધો હોવો જોઇએ નહિ. એક દલીલ એવી કરવામાં આવે છે કે ગામડાંની પ્રજા જમીન મહેસુલના કરનો ભારે બોજો વહે છે માટે ગામોની સ્થાનિક જરીયાતો પુરી પાડવાનો આર્થિક બોજો એટલે કે પંચાયત ચલાવવાની આર્થિક જવાબદારી સરકારે લેવી જોઇએ. જમીન મહેસુલ જો વધારે લેવાતુ હોય તો તો સામે બંધારણપૂર્વક વાંધો ઉઠાવવો રહ્યો. પણ એ કારણને લીધે પંચાયત ચલાવવાને માટે ઘરવેરાની સામે વિરોધ કરવો એ વાસ્તવિક નથી. જે વ્યક્તિ, ગામ, અગર દેશ પોતાના વિકાસ માટે જરૂરી ભોગ આપવાને તૈયાર હોના નથી તેનો જરૂર નાશ થાય છે અગર તો તે વિકાસ પામવામાં ઘણા પાછળ રહી જાય છે. કદાચ કેટલાયેક ગામો એવાં હોય કે જેની આર્થિક સ્થિતિ ઘણી જ ખરાબ હોય તો તેવા ગામોએ પંચાયત નહિ સ્થાપતાં, તે ગામના લોકોએ ગામસુધારણા સમાદની યોજના મુજબ સ્વાશ્રય અને જાતમહેનતથી ગામ સુધારા કરવા જોઇએ.

ગામ પંચાયતો સફળ શી રીતે બનાવી શકાય એ વિચારવાનું રહે છે. એને માટે નીચેની બાબતો ખાસ જરૂરી છેઃ—

(૧) દરેક મતદારે પોતાના મતની જવાબદરી સમજવી જોઈએ. મત પવિત્ર હક છે અને તે કોઈ પણ અંગત હિત અગર સબંધોને લીધે આપી શકાય નહિ પણ ગામનુ વધારેમાં વધારે હિત થતું હોય તે માટે જ અપાય. પંચાયતની સંસ્થા મતથી ચાલતી હોવાથી આ બાબત પાયારૂપ હોઈ મતદારોને પ્રચાર વગેરેથી પોતાની ફરજનુ બરાબર ભાન કરાવવું જોઈએ.

(૨) ગામની સેવા કરવા માટે ગામના ચારિત્ર્યવાન અને શક્તિશાળી ગૃહસ્થોએ ઉમેદવારી બહાર પડવી જોઈએ અને પંચાયતનું કામ બરાબર ચાલ તે માટે પૂરતો વખત આપવા તૈયાર રહેવું જોઈએ.

(૩) પંચાયતોને દિવાની અને ફોજદારી કામની હકુમત મળતી હોવાથી ન્યાય કરવાની ભારે જોખમદારીનું જ્ઞાન ન્યાય કરનાર સમિતિના દરેક સભ્યોને હોવું જોઈએ. નિષ્પક્ષપાત અને સ્વાર્થ રહિત ન્યાય આપી શકે એવા ગ્રહસ્થો આગળ આવે નહિ, અગર જ્યાં મળી શકે નહિ એવા ગામે પંચાયતના ન્યાય પરથી લોકોની શ્રદ્ધા ઉઠી જશે અને એમ થાય તો પંચાયતો જરૂર નિષ્ફળ નિવડે.

(૪) દરેક ગામમાં જુદી જુદી કોમોની વસ્તી હોય છે પંચાયતના સંચાલનથી દરેક કોમને વાસ્તવિક ન્યાય મળવો જોઈએ. ચૂંટણીનું અગર પંચાયતના સંચાલનમાં કોમવાદને બીલકુલ સ્થાન ન હોવું જોઈએ. કોમવાદ જાહેર જીવનને માટે એક ભારે નુકશાનકારક ઝેર છે એ આખી સમાજે બરાબર સમજી લેવું જોઈએ પંચાયતના કામનો આધાર સમાજના નૈતિક બળ ઉપર હોય છે. જેટલા પ્રમાણુ સમાજમાં નીતિનું ધોરણુ ઉચું હશે તેટલા પ્રમાણુમાં પંચાયતો સારું કામ કરી શકશે. આપણાં ગામોના ભાવિનો આધાર પંચાયતોના, નિષ્પક્ષપાત, ન્યાયી અને કુશળ કારભાર ઉપર રહે છે અને આટલી જોખમદારી સમજીને મતદારો અને પંચાયતના સભ્યો પોતાની ફરજ અદા કરશે તો પંચાયતના ભાવિ માટે શંકા કરવાને કશું કારણુ રહેશે નહિ.

દુર્લભજી પરાગજી દેસાઇ

# ગામગોષ્ઠી

## પક્ષાપક્ષીનું ઝેર

બીજે દિવસે બધા આવીને બેઠા, તેવામાં કંઈક અવાજ સંભળાયો. બાજુના વાસમાં કોઈ લડતા હોય તેવો ઘોંઘાટ થતો હતો. તેવામાં મુખી કંઈ બબડતા બબડતા તે વાસમાંથી નીકળ્યા. શેઠે તેમને બોલાવ્યા અને પૂછ્યું, 'કેમ, મુખી ! શું છે ! કોણ લડી પડયા ?'

મુ૦—અરે ! જુઓને પેલો છગનો કયંયથી હાથમાં પૈસા આવ્યા, એટલે પીઠામાં જઈને દારૂ પી આવ્યો, અને હવે વાસમાં બેફાટ ફાવે તેમ બોલે છે. નથી નાનું જોતો કે નથી મોટું જોતો. એની બૈરીને પણ સારી પેઠે ધીબી અને વાસવાળા છોડાવવા ગયા એટલે તેમને ભાંડવા ગંડયો હજુય ફાવે તેમ બોલે છે. હવે તો જરા ખોખરો કરીને એક ઘરમાં પૂર્યો છે અને બધાંને છૂટાં પાડયાં છે.

વિ૦—મુખી ! તમારા ગામમાં આવા પીનારા કેટલા હશે ?

મુ૦—તે તો શી ખબર ? ઘણાય પીતા હશે તેનો આંકડો કોણે ગણ્યો છે ? પણ પીનારા હશે ત્યારે જ આ પીઠું ચાલે છેને !

વિ૦—અહીં તો બાજુનાં ગામોમાંથી પણ લોકો પીવા આવતા જણાય છે.

મુ૦—આવે જ છે તો. તેમને શી રીતે રોકાય ? પીઠું હોય એટલે નજીક પડે તે બધાય આવે.

વિ૦—ત્યારે તમે પીઠું બંધ કરાવોને ! એટલે બધા આપોઆપ બંધ થઈ જશે

મુ૦—એમ શી રીતે બને ?

વિ૦—કેમ શી રીતે ? ગામમાં સંપ હોય અને મોટેરાંનો ગામના લોકો પર અંકુશ હોય તો બધુય બને. તમે ગામ ભેગું કરો અને ઠરાવ કરો કે, અમારા ગામમાં પીઠું ન જોઈએ, અને સરકારને અરજી કરો કે, પીઠું ઉઠાવી લો. પછી જે પીએ તેને મહાજનનો ગુનેગાર ગણો.

મુ૦—પણ ગામમા વળી સંપ કયાં બળ્યો છે ? સંપ હોત તો કહેવુંતું શું ? હું ગામ બોલાવું એટલે કેટલાક તો આવે જ નહિ, અને શરમના માર્યા આવે તોપણ કામ થવા દે નહિ.

વિ૦—ત્યારે પ્હેલાં તો એ ભાગલા જ સાંધોને ?

મુ૦—એ કંઈ સહેલું કામ છે ?

વિ૦—હા ! તમારા જેવા ધારે તો થઈ શકે. તમે બધાને ભેગા કરીને સમજાવો કે, ભાઈ આમ શું કરવા પક્ષો પાડો છો ? આપણે શું વહેંચી લેવાનું છે ? એકબીજા સલાહ-સંપ કરો અને ભેગા મળીને કામો કરો.

વચ્ચે શેઠ કહે—પણ કોને સમજાવે ? મુખી પોતે જ એના આગેવાન છે ને ! આ બે સાલ પર મુખીપણુ લેવાતું હતું, ત્યારે મતદારો મુખીપણા માટે લડયા, પૈસાનું પાણી

કર્યું, અને હવે એકબીજાનું કાપી નાખે છે. અને ત્યારથી ગામનું કોઈ કામ ભેગા મળીને થતું નથી. મુખી પડેલા સમજે અને નમતું મૂકે તો બધું ઠેકાણે પડી જાય.

વિ૦—લો! મુખી! આ તો બધું તમારા પર આવ્યું. તમે સમજો તો બધું ઠાગે પડી જાય. તમે કહો છો કે, જરૂર પડે તો ગામનું અડધી રાતે કામ કરું. તો આ ધોળા દહાડાનું કામ છે તે કરોને! ગામને નુકસાન થાય છે તો તમારા પક્ષો સમેટી લો.

મુ૦— એ તો ભાઈ ભારે સવાલ છે. એ કજિયાનાં મૂળ ઊંડાં છે. એ એમ જલદી સંધાય એમ નથી.

વિ૦—પણ સાંધવું તમારા હાથમાં છે ને! મૂળો ઊંડા હોય, પણ તમારા દિલમાં વસી જાય કે આ ઝઘડો ન જોઈએ તો કોણ કજિયો કરશે? તમારે ગામનું કામ ભેગા મળીને કરવું હોય તો તમે સમજી જાઓ તો બસ!

મુ૦—એ તો ગામેગામ એવી સ્થિતિ છે. અહીં મુખીપણાનો ઝઘડો છે તો બીજે ગામ વળી બીજું કંઈ હશે. હું મારો કજિયો પતાવું તેથી કંઈ ગામમાં કદમી સંપ થવાનો નથી.

વિ૦—એ વાત સાચી. આપણા લોહીમાં પક્ષાપક્ષી અને વેરઝેર ભરેલાં છે, એટલે નાની નાની બાબતોમાં સામા મોરચા માંડીને બેસીએ છીએ. પેલા ગામમાં એક શેઠના છોકરાને માસ્તરે ઉપલા ધોરણમાં ન ચડાવ્યો, એટલે શેઠ માસ્તરની વિરુદ્ધ બોલે છે. હમણાં શાળાનો મેળાવડો હતો તેમાંય કામ ઠાગે પડવા ન દીધું. બાજુના ગામમાં એક જણે રસ્તા પરથી ઝાડ કાપ્યું તેની મુખીએ ફરિયાદ કરી, એટલે તે ભાઈ મુખી સામે લોકોને ઉશ્કેરે છે. આમ નાની અંગત બાબતોમાંથી કેટલાક લોકો ગામડાંમાં તડ પાડી બેસે છે. છતાંય તમારા જેવા સમજે અને નમતુ આપે તો એની અસર થયા વગર ન રહે. સાચા દિલથી કરેલું કામ નિષ્ફળ જતું નથી એવું ધર્મવાક્ય છે એવી શ્રદ્ધાથી તમે તમારું કામ કરો તો ગામના વાતાવરણ ઉપર તેની જરૂર અસર થાય.

વચમાં શેઠ કહે—અરે! તમે નકામી માથાઝીક શું કામ કરો છો? એમ મુખી નમતું મૂકે તોપણ એ કજિયો શી રીતે હોલાય? તેમણે લડીને મુખીપણું લીધું. હવે એ નમતું મૂકે તેથી શું વળે! પોતાને જોઈતું'તું તે મળી ગયા પછી તો બધાય માણસો સમાધાન કરવા તૈયાર થાય. એ તો મુખીપણું છોડે અથવા તો ભવિષ્યને માટે કાંઈક બાંયધરી આપે તો એ ઝઘડો પતે.

વિ૦—જે કાંઈ કરવું ઘટે તે કરવું જોઈએ અને એ ઝઘડો પતાવવો જોઈએ. આપણાં ગામડાંના કુસંપને લીધે આપણું ઘણું કામ બગડે છે. લોહીનું પાણી થાય છે અને ગામનું એકે કામ થતું નથી. પરિણામે આખા ગામને નુકસાન થાય છે આખા ગામના હિતનો વિચાર કરીને એ બાબતનો તોડ કાઢવો જોઈએ. આપણે ભૂતકાળમાં એ રીતે ઘણું સહન કર્યું છે અને ગુલામી વહોરી છે. આપણા દેશમાં મુસલમાનો ફાવ્યા કે અંગ્રેજો ફાવ્યા તે પણ આપણા અંદર અંદરના કુસંપને લીધે. હિંદમાંથી રજપૂતોનું રાજ્ય ગયું અંદર

અંદરના કુસંપને લીધે. પૃથ્વીરાજ મહાજર્જાયો હતો છતાં હારી ગયો. કારણ કે તેના મસિયાઈ ભાઈ સાથે ઝઘડો હતો એવા એવા તો ઇતિહાસમાં અનેક દાખલા છે, તે બતાવે છે કે આપણે કુસંપથી ઘણું ગુમાવ્યું છે. તેને લીધે મારા તમારા જેવા કુસંપ કરનારને નુકસાન થવા કરતા આખા દેશને ઘણું વધારે નુકસાન થયું છે. આજે પણ અંદર અંદરના કુસંપને લીધે આપણે એકત્ર મળીને પરદેશી સરકાર સામે લડી શકતા નથી અને દેશ ગુલામ રહે છે. દરેક પોતપોતાના રાગદ્વેષ અને સ્વાર્થની દૃષ્ટિએ વર્તે છે આખા સમાજની કે દેશની દૃષ્ટિએ વિચાર કરનારા અને તે પ્રમાણે વર્તન કરનારા બહુ ઓછા છે. આપણા દેશનુ આ ભારે કલંક છે. તેને આપણે કાઢવું જ જોઇએ. તેની શરૂઆત આપણે ગામડાના ઝઘડા બંધ કરીને અને એકત્ર મળીને પરસ્પર સહકારથી કામ કરતા થઈને કરવી જોઇએ.

મુ૦—ભાઈ! તમે માનો છો તેટલું એ સહેલુ નથી.

વિ૦—મુરબ્બી! દુનિયામાં સહેલું તો કશું ય નથી. કોઈપણ સુધારો સહન કર્યા વગર થતો નથી. તમે એક પછી એક બધીયે વાતોમાં મુશ્કેલી બતાવો છો તો પછી શું થઈ શકે? ખાદીનું ન બને, સફાઇનું ન બને, પીઠું કાઢવનું ન બને, ગામમાં સંપ ન થઈ શકે, તો પછી તમે શું કરી શકો તે તમે જ કહોને!

મુ૦—અમે બહુ બહુ તો આ ગામમાં સહકારી મંડળી કાઢી છે તેના જેવું કંઈ કરી શકીએ.

એટલામાં શેઠ બોલી ઊઠયા—અહીં તમારી સહકારી મંડળીથી શું થવાનું છે? એ તો તમારે બધાને પૈસા વહેંચી ખાવાનો ધંધો છે મંડળીને નામે લોકોનો વાણિયા સાથેનો સંબંધ બંધ કરવો છે અને પાછું વાણિયા પાસે ગયા વગર તો છૂટકો નથી થતો.

વિ૦—આ તો તમે નવી વાત કહી મારે તમારી સહકારી મંડળી વિષે વધારે જાણવું છે. સહકારી મંડળી એ દેખીતી રીતે ઉત્તમ વસ્તુ છે, પણ આપણા દેશમાં એનું કામકાજ બરાબર ચાલતુ નથી, એવું મે સાંભળ્યું છે. તમારે ત્યાં એનો વહીવટ કેવી રીતે ચાલે છે તે મારે જાણવું છે, તો મહેરબાની કરીને ગામની બીજી હકીકતની સાથે તમારી મંડળીની હકીકત પણ આપશો.

મુ૦—ભાઇ! તમને હકીકત આપવામા તો કાંઈ વાંધો નથી. પણ એ બધું જાહેર કરી દો તો અમારે ને તમારે ન બને.

વિ૦—પણ સહકારી મંડળીના ચોપડા તો કોઇ પણ સભ્ય જોઇ શકે છે અને સભ્ય થવાનો અધિકાર તો ગામના કોઇ પણ ખેડુતને હોય છેને?

શેઠ૦—એ બધી વાત કાગળ ઉપર સાચી, પણ તેનો લાભ અમુક જ માણસોને મળે અને તે બધું ખાનગી જ રહેવાનું.

વિ૦—ખાનગી હોય તો ભલે, મુખી! તમને કોઈ રીતે વાંધો નહિ આવે એટલો વિશ્વાસ રાખજો અને સહકારી મંડળીની વાત ફરી મળો ત્યારે જરૂર કરશો.

('શિક્ષણ અને સાહિત્ય'માંથી) વિઠ્ઠલદાસ કોઠારી

## મહાસભા પક્ષે સૂરત જિલ્લા બોર્ડનો વહીવટ તા. ૭-૭-૩૮થી હાથમાં લીધો ત્યાર પછી થએલાં જિલ્લા લોકલ બોર્ડનાં કામોનું પત્રક.

---

## સને. ૧૯૩૮ ના વર્ષમાં કરેલાં નવાં તથા ખાસ રીપેરનાં કામો

| નંબર | કામનું નામ | એસ્ટીમેટની રકમ | ખર્ચાએલી રકમ |
|---|---|---|---|
| | **ચોર્યાસી તાલુકો** | | |
| ૧ | જુના ખરવાસા રસ્તો સુધારવા | ૨૮૦૨ | ૨૬૧૨- ૯-૦ |
| ૨ | હોપબ્રીજથી ઇન્ડાપોર રસ્તો સુધારવા | ૧૦૩૭ | ૮૬૯- ૦-૦ |
| ૩ | ખરવાસા ગામે ધોરી બાંધવા | ૮૫૮ | ૭૪૭- ૭-૦ |
| ૪ | ખરવાસા ગામે સ્કૂલ નજીકના ધોરીને ખાસ મરામત | ૨૬૦ | ૨૪૩- ૧-૦ |
| ૫ | ભાઠેરઅલથી ગેટથી ખરેડા રસ્તાને ખાસ મરામત | ૫૫૨ | ૩૯૯- ૪-૦ |
| ૬ | મેટાવરાછા ગામે નિશાળે જવાના રસ્તા પર હ્યુમ પાઇપ ડ્રેઇન બાંધવા | ૪૧૬ | ૨૫૭- ૦-૦ |
| ૭ | હોપબ્રીજથી ઇન્ડાપોર રસ્તાને ખાસ મરામત | ૨૬૦ | ૨૧૨-૧૨-૦ |
| ૮ | અડાજણ ગામ રસ્તાને ખાસ મરામત | ૧૩૦ | ૧૨૦- ૮-૦ |
| ૯ | વરીઆવ વેડ રસ્તા પર મેટલ એકડો કરવા | ૩૧૮ | ૩૫૧- ૧-૦ |
| ૧૦ | કતારગામ ફુલપાડા રસ્તા પર મેટલ એકડો કરવા | ૩૬૯ | ૩૬૯- ૦-૦ |
| ૧૧ | હોપબ્રીજથી ઇન્ડાપોર રસ્તા પર ટ્રેપ મેટલ એકડો કરવા | ૪૬૮ | ૪૬૮- ૦-૦ |
| | **વિલેજ એપ્રોચ રસ્તા** | | |
| ૧૨ | મુખ્ય રસ્તાને જોડતો મોટાવરાછા રસ્તો બાંધવા | ૧૧૮૬ | ૧૦૦૦- ૦-૦ |
| ૧૩ | ડીંડોલી ગામ રસ્તો બાંધવા | ૮૦૦ | ૩૬૪- ૧-૦ |
| | **કુવા બાંધવા રીપેર કરવા વિગેરે કામો** | | |
| ૧૪ | કલેડી ગામે કુવા તથા હવાડાને રીપેર | ૬૬૦ | ૫૧૬- ૦-૦ |
| ૧૫ | દેલાડવા ગામે કુવા તથા હવાડાને રીપેર | ૪૫૦ | ૩૯૬-૧૦-૦ |
| | | | ૮૦૫૮- ૫-૦ |

| નંબર | કામનું નામ | એસ્ટીમેટની રકમ | ખર્ચાએલી રકમ |
|---|---|---|---|
| | **ઓલપાડ તાલુકો** | | |
| ૧ | મયણુ ગામે ધર્મશાળાને ખાસ મરામત | ૨૧૦ | ૧૯૧- ૩-૦ |
| ૨ | કીમ ધર્મશાળાના કમ્પાઉન્ડને ખાસ મરામત | ૧૦૦ | ૫૨- ૯-૦ |
| ૩ | ઓલપાડ કીંજ રસ્તા પર હ્યુમ પાઇપ ડ્રેઇન બાંધવા | ૨૨૫ | ૧૯૯-૧૫-૦ |
| ૪ | ઓલપાડ કીંજ રસ્તા નજીક ભાગવા ડીપને ખાસ મરામત | ૩૩૮ | ૨૯૮- ૨-૦ |
| ૫ | ઓલપાડ કીંજ રસ્તા માટે મોરમ વહેવડાવવા | ૧૪૮ | ૧૪૦- ૪-૦ |

વિલેજ એપ્રોચ રસ્તા

| | | |
|---|---|---|
| ૬ સીંગલાખરા વિલેજ રસ્તો સુધારવા | ૬૨૦ | ૫૪૩- ૧-૦ |
| ૭ ઓરપાડ કરંજ રસ્તાને જોડતો કુંભારી ગામ રસ્તો સુધારવા | ૬૩૦ | ૫૨૬-૧૪-૦ |
| | | ૧૬૫૨- ૦-૦ |

## બારડોલી તાલુકા

| | | |
|---|---|---|
| ૧ સરભોણ પૂર્ણાનંદી રસ્તાનામા નં. ૭,૭ માં. નાળું બાંધવા | ૧૫૭૫ | ૧૪૮૨-૧૫-૦ |
| ૨ મોતા ગામે ફુટ બ્રીજને ખાસ મરામત | ૭૦૦ | ૫૯૫- ૮-૦ |
| ૩ બારડોલી સરભોણ રસ્તાને ખાસ મરામત | ૨૦૬ | ૧૫૦- ૭-૦ |
| ૪ અંભેટી વાઘેચ રસ્તાપર હયુમપાઇપ ડ્રેઇન બાંધવા | ૩૫૫ | ૩૨૪- ૪-૦ |
| ૫ સીકેર અલ્લુ રસ્તા પર આર. સી સી સ્લેબ ડ્રેઇન બાંધવા | ૬૬૫ | ૬૨૯-૧૧-૦ |
| ૬ રામપુરા ગામે નાળ રસ્તો સુધારવા | ૧૪૦ | ૧૩૧- ૧-૦ |
| ૭ મોટી ફળોદ ગામે ફુટબ્રીજ બાંધવાના કામમાં ગ્રાંટ | ૨૪૮ | ૧૨૪- ૦-૦ |

વિલેજ એપ્રોચ રસ્તા

| | | |
|---|---|---|
| ૮ સરભોણ પથરાડીઆ રસ્તો સુધારવા | ૧૭૦૦ | ૧૬૫૬- ૦-૦ |
| ૯ વરાડ રાયમ રસ્તો સુધારવા | ૨૩૩૦ | ૨૦૧૭-૧૨-૦ |
| ૧૦ ઉવાથી સમદલા રસ્તો સુધારવા | ૧૨૫૫ | ૧૧૭૩-૧૪-૦ |

કુવા બાંધવા રિપેર કરવા વિગેરે કામો

| | | |
|---|---|---|
| ૧૧ માણેકપોર ગામે દુબલવાડામાં નવો કુવો બાંધવા | ૫૦૦ | ૪૯૨- ૪-૦ |
| ૧૨ ગોતસા ગામે નવો કુવો બાંધવા | ૭૧૮ | ૬૧૪-૧૫-૦ |
| ૧૩ સ્યાદલા ગામે કુવા તથા હવાડાને રીપેર | ૪૦૦ | ૩૬૮- ૪-૦ |
| ૧૪ એલ્ધા ગામે નવો કુવો બાંધવા | ૪૬૦ | ૩૯૦-૧૩-૦ |
| ૧૫ પુણી ગામે નવો કુવો બાંધવા | ૫૦૦ | ૪૮૭-૧૧-૦ |
| ૧૬ ઉના ગામે નવો કુવો બાંધવા | ૫૦૦ | ૪૧૩- ૨-૦ |
| ૧૭ મસાડ ગામે કુવાને રીપેર | ૩૦૦ | ૨૯૩- ૩-૦ |
| ૧૮ પુણી ગામે સ્કુલ પાસેના કુવાને રીપેર | ૫૨૫ | ૫૦૮-૧૨-૦ |
| ૧૯ મોરદેવી ગામે કુવા તથા હવાડાને રીપેર | ૨૫૦ | ૨૩૬- ૫-૦ |
| ૨૦ સુરાલી ગામે કુવાને રીપેર | ૩૦૦ | ૨૯૧- ૨-૦ |
| ૨૧ દેલવાડા ગામે કુવા તથા હવાડાને રીપેર | ૨૦૦ | ૧૮૭- ૬-૦ |
| ૨૨ ઉવા ગામે કુવા તથા હવાડાને રીપેર | ૨૮૦ | ૨૩૧- ૭-૦ |

(હરિજન માટેના કામો)

| | | |
|---|---|---|
| ૨૩ કમાલ છોડ ગામે નવો કુવો બાંધવા | ૪૧૭ | ૩૯૮-૧૪-૦ |
| ૨૪ ગોજી ગામે નવો કુવો બાંધવા | ૪૯૦ | ૩૪૯-૧૦-૦ |
| ૨૫ બુહરી ગામે ખાસપા માટે નવો કુવો બાંધવા | ૬૦૦ | ૫૧૦- ૭-૦ |

| | | |
|---|---|---|
| ૨૬ અસગટ ગામે નવો કુવો બાંધવા | ૪૬૦ | ૩૪૮– ૦-૦ |
| ૨૭ ખુટવાડા ગામે નવો કુવો બાંધવા | ૪૯૦ | ૪૩૮-૧૫-૦ |
| ૨૮ બાલદા ગામે નવો કુવો બાંધવા | ૪૦૦ | ૩૨૬– ૫-૦ |
| ૨૯ બારડોલી ગામે નવો કુવો બાંધવા | ૬૦૦ | ૪૫૩– ૪-૦ |
| ૩૦ વરાડ ગામે નવો કુવો બાંધવા | ૩૬૦ | ૩૨૫– ૫-૦ |
| ૩૧ અંભેટી ગામે નવો કુવો બાંધવા | ૪૬૧ | ૩૯૫– ૪-૦ |
| ૩૨ રાજપુરા લુભા ગામે નવો કુવો બાંધવા | ૩૬૦ | ૩૨૫– ૫-૦ |
| ૩૩ કરચકા ગામે નવો કુવો બાંધવા | ૬૦૦ | ૫૩૩– ૨-૦ |
| ૩૪ પુણી ગામે નવો કુવો બાંધવા | ૫૧૩ | ૪૯૯– ૮-૦ |
| ૩૫ મલેકપોર ઢેડવાડાનો કુવો રીપેર | ૭૦ | ૨૪૫-૧૦-૦ |
| ૩૬ નાની પલસોદ ગામે ઢેડવાડના કુવાને રીપેર | ૨૦૦ | ૧૯૧– ૯-૦ |
| ૩૭ પારડી વાધા ગામે ઢેડવાડાના કુવાને રીપેર | ૭૦ | ૬૩-૧૨-૦ |
| ૩૮ નીઝર ગામે ઢેડવાડના કુવાને રીપેર | ૧૭૦ | ૧૪૩-૧૧-૦ |
| ૩૯ સુપા ગામે ઢેડવાડના કુવાને રીપેર | ૧૦૦ | ૮૩– ૭-૦ |
| ૪૦ સરભોણ ગામે ભંગીવાડના કુવાને રીપેર | ૧૨૪ | ૧૧૭– ૭-૦ |
| ૪૧ સરભોણ ગામે ખાવપાવાડના કુવાને રીપેર | ૪૦૦ | ૩૬૪– ૧-૦ |
| ૪૨ બામણિયા ગામે હરિજનના કુવાને રીપેર | ૧૫૦ | ૧૨૮– ૪-૦ |
| ૪૩ મોટી પલસોદ ગામે હરિજન કુવાને રીપેર | ૯૫ | ૯૧– ૮-૦ |
| ૪૪ વરાડ ગામે હરિજન કુવાને રીપેર | ૧૦૦ | ૯૩– ૩-૦ |
| ૪૫ મઢી ગામે હરિજન કુવાને રીપેર | ૧૦૦ | ૮૪-૧૪-૦ |
| ૪૬ ઉનાગ ગામે નવો કુવો બાંધવા. | ૬૦૦ | ૫૭૪-૧૪-૦ |
| | | ૧૯૭૮૨-૧૨-૦ |

## માંડવી તાલુકા

| | | |
|---|---|---|
| ૧ તરસાડા ધર્મશાળાને ખાસ રીપેર | ૨૧૮ | ૨૦૦– ૦-૦ |
| નિશેષ એપ્રોચ રસ્તા | | |
| ૨ તરસાડા હોડીઘાટ રસ્તો સુધારવા | ૬૭૫ | ૫૮૬– ૩-૦ |
| ૩ ગોદાવાડી ઉન રસ્તો સુધારવા | ૫૧૦ | ૪૬૭– ૭-૦ |
| ૪ બોરીગામાથી કીમ માંડવી રસ્તાને નોગમા થઈ જોડનો રસ્તો સુધારવા | ૩૨૯ | ૨૯૧-૧૪-૦ |

### કુવા બાંધવા રિપેર કરવા વિગેરે કામો

| | | |
|---|---|---|
| ૫ અંતરોલી ગામે નવો કુવો બાંધવા | ૫૨૦ | ૫૦૭– ૫-૦ |
| ૬ આમલસાડી કુવાને રીપેર | ૨૫૦ | ૧૬૭– ૦-૦ |

| | | |
|---|---|---|
| ૭ સાલૈયા ગામે નવો કુવો બાંધવા | ૬૯૬ | ૬૫૩-૧૩- |
| | | ૨૮૭૩-૧૦- |

## જલાલપોર તાલુકા

| | | |
|---|---|---|
| ૧ કછોલીથી સાસેજ જમાલપોર લીન્ક રસ્તો સુધારવા | ૧૦૬૪૧ | ૭૦૫૩- ૧- |
| ૨ કછોલી સાસેજ જમાલપોર લીન્ક રસ્તા પર ખાડીઆ ખાડી પર પુલ બાંધવા | ૨૬૮૪ | ૨૬૮૩-૧૫- |
| ૩ અબ્રામા સુલતાનપોર રસ્તા પર પીચીંગ કરવા | ૨૯૫૦ | ૨૯૧૯- ૩- |
| ૪ અમલસાડ એરૂ ચાર રસ્તાના મા. નં-૨ માં હયુમ પાઇપડ્રેઇન બાંધવા. | ૩૮૦ | ૨૯૮-૧૨- |
| ૫ કછોલી ખખવાડા રસ્તા પર હયુમ પાઇપ ડ્રેઇન બાંધવા | ૧૫૦ | ૧૪૧- ૦- |
| ૬ સદલાવ ગામે ફુટ બ્રીજને ખાસ મરામત | ૧૫૦ | ૧૫૦- ૦- |
| ૭ અંબીકા નદી પુલના એપ્રોચ રસ્તાને પાઇપના કઠેરા કરવા | ૪૦૦ | ૨૯૧-"૦- |
| ૮ નવસારી આટ રસ્તા પરના પુલને ખાસ મરામત | ૬૦ | ૬૦- ૦- |

### વિલેજ એપ્રોચ રસ્તા

| | | |
|---|---|---|
| ૯ લુસવાડા કોલીવાડ રસ્તો સુધારવા | ૯૧૦ | ૮૨૮- ૩- |
| ૧૦ કછોલી ગણદેવી રસ્તો સુધારવા | ૬૫૦ | ૫૮૫-૧૧- |
| ૧૧ બોરીઆચ વિલેજ રસ્તો સુધારવા | ૭૨૦ | ૫૭૯- ૯- |
| ૧૨ એરૂ હાંસાપોર રસ્તો સુધારવા | ૧૧૦૦ | ૯૯૬- ૯- |

### કુવા બાંધવા રિપેર કરવા વિગેરે કામો

| | | |
|---|---|---|
| ૧૩ કલમઠા ગામે નવો ટયુબવેલ કરવા. | ૬૬૦ | ૩૮૬- ૨- |
| | | ૧૭૯૭૩-૧- |

## ચીખલી તાલુકો

| | | |
|---|---|---|
| ૧ ચીખલી રૂડવેલ રસ્તાના મા. નં. ૬ થી ૬ માં ડીપ બાંધવા | ૧૪૬૦ | ૧૩૦૨-૧૧-૦ |
| ૨ તળાવચોરા આંબા ઓવારા રસ્તાને ખાસ મરામત | ૪૫૦ | ૪૪૨-૧૫-૦ |
| ૩ ચીખલી રૂડવેલ રસ્તા પર મા. નં. ૬ માં હયુમ પાઇપ ડ્રેઇન બાંધવા | ૩૬૯ | ૩૧૨-૧૩-૦ |
| ૪ વલસાડ બેરગામ રસ્તાને મા. નં. ૮ માં ખાસ મરામત | ૩૦૩ | ૨૯૯- ૬-૦ |
| ૫ તળાવચોરા આંબા ઓવારા રસ્તા પર ડીપને વધારવા | ૧૨૬૬ | ૧૨૧૪- ૫-૦ |

### વિલેજ એપ્રોચ રસ્તા

| | | |
|---|---|---|
| ૬ ચીખલી વલસાડ રસ્તાને જોડતો મલવાડા વિલેજ એપ્રોચ રસ્તો સુધારવા | ૬૨૨ | ૫૦૨-૧૩-૦ |

| | | |
|---|---|---|
| ૭ ચીખલી ખેરગામ રસ્તાને જોડતો પિપલગભાણ રસ્તો સુધારવા | ૧૦૨૬ | ૯૭૮-૧૫-૦ |
| ૮ ચીખલી ખેરગામ રસ્તાને જોડતો મલ્લીકાર્જુન મહાદેવ રસ્તો સુધારવા | ૨૫૦ | ૨૦૫-૯-૦ |
| **વલસાડ તાલુકા** | | |
| ૧ વશમાડ ધરમપોર રસ્તા પર વલંદી ખાડી પરના પુલને ખાસ મરામત | ૩૭૮૬ | ૩૬૦૮-૨-૦ |
| ૨ ઓઝર ગામે વણઝાર ખાડીના પગદંડી પુલને ખાસ મરામત | ૧૫૫ | ૧૩૬-૧-૦ |
| ૩ દુકવાડા વિલેજ રસ્તો સુધારવા | ૧૨૬૨ | ૧૨૧૬-૧૦-૦ |
| **વિલેજ એપ્રોચ રસ્તા** | | |
| ૪ કેસંબા ભાગડા રસ્તાને જોડતો કોસંબા લીન્ક રસ્તો સુધારવા | ૪૩૬ | ૩૯૯-૧૩-૦ |
| **કૂવા બાંધવા રિપેર કરવા વિગેરે કામો** | | |
| ૫ ભદેલી જગા લાલા ગામે ગરડાના કુવામાં બોરીંગ કરવા | ૧૫૨ | ૧૪૯-૧૧-૦ |
| | | ૫૫૫૫-૧૦-૦ |



## સૂરત જિલ્લા લોકલ બોર્ડ શાળા હસ્તકના અંગ્રેજી વર્ગોના શિક્ષકોએ આપેલી એસ. ટી. સી. પરીક્ષાનું પરિણામઃ—

| | | નામ | વર્ગ | પરીક્ષા | પરિણામ |
|---|---|---|---|---|---|
| ૧ | શ્રી. | નાનુભાઈ બી. દેસાઈ | બુહારી | બીજો ભાગ | પાસ |
| ૨ | ,, | ગુલાબભાઈ એમ. દેસાઈ | ભામણ | ,, | ,, |
| ૩ | ,, | છોટુભાઈ એમ. દેસાઈ | પૂણી | ,, | ,, |
| ૪ | ,, | ગુણવંતરામ પી ઉપાધ્યાય | સીસોદ્રા | ,, | નાપાસ |
| ૫ | ,, | જગનલાલ બી. પટેલ | વાગનેર | પહેલો ભાગ | પાસ |
| ૬ | ,, | પરભુભાઈ એલ. પટેલ | નીઝર | ,, | ,, |
| ૭ | ,, | નવીનચંદ્ર ડી. વ્યાસ | મોતા | ,, | ,, |
| ૮ | ,, | દુર્લભભાઈ ડી. નાયક | મુન્સાડ | ,, | ,, |
| ૯ | ,, | બાબુલાલ એમ. શાહ. | કમાલછોડ | ,, | નાપાસ |
| ૧૦ | ,, | રતિલાલ છી. નાયક | એસ. | ,, | ,, |
| ૧૧ | ,, | નારણભાઈ એલ. સરંગ | (ગાલિ.) રાંદેર | ,, | ,, |



## ને ૧૯૩૯–૪૦ માં કરેલાં નવાં તથા ખાસ રીપેરનાં કામો

### ચોર્યાસી તાલુકા

| | | |
|---|---|---|
| પારેખ ધર્મશાળાને ખાસ મરામત | ૭૫૦ | ૨૯૯–૧૫–૦ |
| ઇચ્છાપોરગામે લો લેવલ પુલને ખાસ મરામત | ૫૧૮ | ૪૪૬–૧૩–૦ |
| સુરત નાના વરાછા રસ્તાને ખાસ મરામત | ૨૧૦૦ | ૧૮૬૭–૧૨–૦ |
| કોસાડ ગામે બામ ફળીઆમાં નાળ અને કેટલ પાઉન્ડ નાળને છેડે બે દીવાલો બાંધવા | ૫૧૮ | ૩૦૦– ૦–૦ |
| ઉધના ખરવાસા રસ્તાને ખાસ મરામત | ૨૦૦ | ૧૯૧– ૦–૦ |
| ગજુરાગેટથી પજોદ રસ્તાને ખાસ મરામત | ૬૫૦ | ૪૮૩– ૩–૦ |
| અંબાવાડી કંતારેશ્વર મહાદેવ મહાદેવ રસ્તાના નાળને ખાસ મરામત | ૯૨ | ૭૫– ૦–૦ |
| કોસાડ ગામે પીચીંગને રીટેઇનીંગ વૉલ બાંધવા | ૫૩૩ | ૫૦૮– ૦–૦ |
| કુંભારીઆ વિલેજ રસ્તાના પુલને ખાસ મરામત | ૩૦૫ | ૨૯૬–૧૫–૦ |
| કપલેથા વિલેજ રસ્તાને ખાસ મરામત | ૩૦૫ | ૩૦૫– ૦–૦ |
| રાંદેર કુદીઆણા રસ્તાને ખાસ મરામત | ૨૦૧ | ૧૩૮– ૦–૦ |
| **વિલેજ એપ્રોચ રસ્તા** | | |
| વરીઆવ વેડ રસ્તાને જોડતો વેડગામનો એપ્રોચ રસ્તો બાંધવા | ૧૨૦૦ | ૧૦૩૭– ૮–૦ |
| કોસાડ વિલેજ રસ્તાને જોડતો અમરોલી રસ્તો સુધારવા | ૧૭૦૦ | ૧૬૪૩– ૬–૦ |
| **નવા કુવા બાંધવા, રીપેર કરવા વિગેરે કામો** | | |
| આભવા ગામે હરિજનના કુવાને મરામત | ૨૯૯ | ૨૯૦–૧૦–૦ |
| અડાજણ ગામે ,, ,, ,, | ૨૧૬ | ૧૮૮– ૧–૦ |
| નાના વરાછા ગામે ,, ,, ,, | ૧૭૦ | ૧૩૫– ૩–૦ |
| વેસુ ગામે ,, ,, ,, | ૧૪૦ | ૧૨૪–૧૩–૦ |
| ડીંડોલી ગામે ,, ,, ,, | ૨૫૩ | ૧૯૪–૧૨–૦ |
| ભેસ્તાન ગામે ,, ,, ,, | ૨૮૭ | ૨૩૯– ૦–૦ |
| વાંટા ગામે નવો કુવો બાંધવા | ૧૪૦૦ | ૧૨૨૬–૧૪–૦ |
| મોટી વેડ ગામે કુવાને મરામત | ૨૭૮ | ૨૦૦– ૦–૦ |
| કતારગામ ગામે કુવાને મરામત | ૨૪૦ | ૧૯૭– ૪–૦ |
| પરવર ગામે કુવાને મરામત | ૨૩૮ | ૧૯૭– ૫–૦ |
| ગોણી ગામે કુવાને મરામત | ૧૧૭ | ૯૮– ૫–૦ |
| પાલ ગામે કુવાને મરામત | ૩૮૦ | ૩૦૦– ૦–૦ |
| કોસાડ ગામે (મુસલમાનવાડ) કુવાને મરામત | ૩૩૨ | ૨૬૮– ૬–૦ |
| | | ૧૧૨૫૩– ૧–૦ |

| | | |
|---|---|---|
| ૧૧ નીણન ગામે હ્યુમપાઈપ ડ્રેઈનને ખાસ મરામત. | ૪૦૦ | ૩૭૧-૧૨-૦ |
| ૧૨ મલેકપોર પુણી રસ્તા પર સ્લેબ ડ્રેઈન બાંધવા. | ૬૨૦ | ૫૭૬-૦ -૦ |
| ૧૩ બારડોલી સરભોણ રસ્તાના મા નં. ૧ હ્યુમ પાઈપ ડ્રેઈન બાંધવા. | ૬૫૫ | ૩૩૨-૯ -૦ |
| ૧૪ બારડોલી સરભોણ રસ્તાને ખાસ મરામત. | ૨૬૬ | ૧૮૯-૦ -૦ |

### નવા કુવા બાંધવા રીપેર વિગેરે કામો

| | | |
|---|---|---|
| ૧૫ હાયુકા ગામ કુવામાં બોરીંગ કરવા. | ૬૦૦ | ૫૭૨-૫ -૦ |
| ૧૬ વરાડ રાયમ ફળીઆના કુવાને મરામત. | ૨૩૦ | ૧૮૧-૪ -૦ |
| ૧૭ સીકેરગામે કુવાને મરામત | ૧૯૦ | ૧૭૦-૧૧-૦ |
| ૧૮ વાંકાનેર ગામે કુવામાં બોરીંગ કરવા | ૭૨૦ | ૬૮૧-૨ -૦ |
| ૧૯ આફવા ગામે કુવાને મરામત | ૩૦૦ | ૨૮૪-૧૪-૦ |
| ૨૦ મોતા ગામે કુવાને મરામત. | ૧૪૫ | ૧૩૫-૯ -૦ |
| ૨૧ મલેકપોરગામે રનીપરજના કુવાને મરામત. | ૭૫ | ૫૯-૧૪-૦ |
| ૨૨ તીતવા ગામે નવો કુવો બાંધવા. | ૬૪૫ | ૫૧૧-૪ -૦ |
| ૨૩ બામણા હરિજન કુવામાં બોરીંગ કરવા | ૨૮૬ | ૨૮૦-૦ -૦ |
| ૨૪ મલેકપોર હરિજન કુવાને મરામત. | ૨૩૫ | ૨૧૯-૦ -૦ |
| ૨૫ વડોલી ગામે હરિજન કુવાને મરામત. | ૨૬૫ | ૨૪૨-૧૪-૦ |
| ૨૬ ભુવાસણ ગામે હરિજન કુવાને મરામત. | ૧૧૦ | ૧૦૫-૨ -૦ |
| | | ૯૪૬૭-૯-૦ |

### માંડવી તાલુકા

| | | |
|---|---|---|
| ૧ માંડવી ધર્મશાળાના કમ્પાઉન્ડને ખાસ મરામત | ૧૩૦ | ૧૦૧- ૪-૦ |
| ૨ કસાલ ધર્મશાળાને ખાસ મરામત | ૨૮૦ | ૨૦૦- ૦-૦ |
| ૩ અરેઠ ધર્મશાળાને ખાસ મરામત | ૩૯૦ | ૩૦૦- ૦-૦ |
| ૪ સ્થાનેશ્વર ધર્મશાળાને ખાસ મરામત | ૧૬૪ | ૧૪૩- ૦-૦ |
| ૫ કડોદ તરસાડા રસ્તાના ગવેડા ખાડીના એપ્રોચીસ સુધારવા | ૪૧૦ | ૩૫૦- ૦-૦ |
| ૬ ગરેડીઆ ખાડીના કોઝવેને ખાસ મરામત | ૪૩૫ | ૨૮૨- ૧૪-૦ |
| ૭ માંડવી બોમાખડી રસ્તાને ખાસ મરામત | ૩૭૦ | ૩૫૮-૧૨-૦ |

### નવા કુવા બાંધવા રિપેર કરવા વિગેરે કામો

| | | |
|---|---|---|
| ૮ પાતળ ગામે તળાવમાં ખોદાણ કરવા | ૫૦૦ | ૩૮૫- ૦-૦ |
| ૯ તરસાડા ગામે કુવાને મરામત | ૧૪૦ | ૧૧૮-૧૫-૦ |
| ૧૦ મોઢીચેર ગામે કુવાને મરામત | ૧૫૫ | ૧૧૧-૧૪-૦ |
| ૧૧ અમલસાડી ગામે કુવાને મરામત | ૧૨૫ | ૧૦૫- ૩-૦ |

| | | |
|---|---|---|
| ૧૨ રૂમલાવ ગામે કુવાને મરામત | ૩૩૦ | ૩૨૭-૧૦-૦ |
| ૧૩ ભાટકોલ ગામે કુવામા બોરીંગ કરવા | ૩૦૬ | ૩૦૨- ૬-૦ |
| ૧૪ નોગામા હરિજન કુવામાં બોરીંગ કરવા | ૫૫૨ | ૫૪૦-૧૨-૦ |
| ૧૫ વરેલી હરિજન કુવાને ગીયેર તથા બોરીંગ કરવા | ૪૪૧ | ૪૩૪-૧૧-૦ |
| ૧૬ વરજાખણ કુવાને મરામત | ૧૪૦ | ૧૨૨- ૩-૦ |
| | | ૪૧૫૪- ૮-૦ |

## જલાલપોર તાલુકા

| | | |
|---|---|---|
| ૧ ખરસાડ વિરેજ રસ્તા પર સ્લેબકૂલ્વર્ટ બાંધવા | ૭૨૦ | ૭૦૦- ૦-૦ |
| ૨ સાસેજ જલાલપોર રસ્તા પર સ્લેબકૂલ્વર્ટ બાંધવા | ૧૩૦૦ | ૧૦૮૦- ૪-૦ |
| ૩ કનેગ ગામે ધોરો બાંધવા | ૪૮૦ | ૪૭૮- ૦-૦ |
| ૪ તીઘરા ગામે નાળું બાંધવા | ૧૯૦૦ | ૧૮૩૭- ૦-૦ |
| ૫ અમલસાડ એરૂ ચાર રસ્તાને મા ન ૪ ૦ થી ૪/૪ માં સુધારવા | ૧૦૫ | ૧૦૪- ૪-૦ |
| ૬ અમલસાડ સ્ટેશનથી સાસેજ જલાલપોર રસ્તો સુધારવા | ૧૮૫ | ૧૮૪-૧૫-૦ |
| ૭ સાસેજ જલાલપોર રસ્તા પર કુડીઆખાડી નાળાને ધોરો બાંધવા | ૨૮૦ | ૨૭૯-૧૨-૦ |

## નવા કુવા બાંધવા રિપેર વિગેરેના કામો

| | | |
|---|---|---|
| ૮ અષ્ટગામ ગામે કુવાને મરામત | ૬૩૫ | ૫ ૮- ૧-૦ |
| ૯ કલમઠા ગામે મોરલી ફળીઆમા નવો કુવો બાંધવા | ૬૬૦ | ૬૨૯- ૯-૦ |
| ૧૦ કછોલ ગામે તળાવમા ખોદાણ કરવા | ૪૨૬ | ૩૯૯- ૦-૦ |
| ૧૧ અંબાડા ભરવાડ વાડના કુવાને મરામત | ૨૧૦ | ૧૭૯- ૨-૦ |
| ૧૨ કોલવા ગામે કુવા તથા હવાડાને મરામત | ૫૦૭ | ૪૬૯- ૯-૦ |
| ૧૩ પનાર ગામે હરિજન કુવાને મરામત | ૧૧૧ | ૯૪-૧૨-૦ |
| ૧૪ કલથાણ હરિજન કુવાને મરામત | ૨૭૩ | ૨૪૭-૧૫-૦ |
| ૧૫ કાલીઆવાડી ગામે ખાલપાના કુવાને મરામત | ૨૩૦ | ૧૮૩- ૧-૦ |
| ૧૬ બોદાલી ગામે ખાસપાવાડના કુવાને મરામત | ૨૨૨ | ૨૦૪-૧૨-૦ |
| ૧૭ છાપર ગામે હરિજન માટે નવો કુવો બાંધવા | ૫૦૦ | ૪૬૭- ૩-૦ |
| | | ૮૧૪૪- ૩-૦ |

## ચીખલી તાલુકા

| | | |
|---|---|---|
| ૧ ચીખલી ખેર ગામ રસ્તાપર હ્યુમ પાઇપ કૂલ્વર્ટ બાંધવા | ૪૪૦ | ૨૯૩-૧૪-૦ |
| ૨ ગણદેવા મોગીપુરા રસ્તા પર હ્યુમપાઇપ કૂલ્વર્ટ બાંધવા | ૩૧૦ | ૩૧૬- ૭-૦ |

| | | |
|---|---|---|
| ૩ રાનકુવા ટાંકલ રસ્તા પર હ્યુમપાઇપ ડ્રેઇન બાંધવા | ૩૧૦ | ૨૧૪- ૪-૦ |
| ૪ સુરખાઈ ખરોલી રસ્તા પર નાળાને ખાસ મરામત | ૩૬૫ | ૧૯૮- ૫-૦ |
| ૫ ચીખલી રૂડવેલ રસ્તાને મા ન. ૭ સુધારવા | ૮૦૫ | ૫૫૩- ૮-૦ |
| ૬ ચીખલી રૂડવેલ રસ્તાના માઇલ નં. ૭ માં હ્યુમ પાઇપ ડ્રેઇન બાંધવા | ૫૩૫ | ૪૧૯- ૭-૦ |

## નવા કુવા બાંધવા રિપેર વિગેરે કામો

| | | |
|---|---|---|
| ૭ આગધરા ગામે કુવાને મરામત | ૫૬૦ | ૫૧૯- ૨-૦ |
| ૮ સમરોલી ગામે વાડીફળીઆના કુવાને મરામત | ૩૩૦ | ૩૦૧- ૮-૦ |
| ૯ વાવ ગામે બંધને રીપેર | ૫૧૦ | ૪૭૦-૧૪-૦ |
| ૧૦ મજીગામ ગામે કુવાને મરામત | ૪૩૦ | ૩૨૪- ૧-૦ |
| ૧૧ મીણુકચ્છ ગામે કુવા તથા હવાડાને રીપેર | ૨૫૫ | ૧૩૬-૧૨-૦ |
| ૧૨ તેજલાવ ગામે કુવાને મરામત | ૩૩૫ | ૨૭૯-૧૨-૦ |
| ૧૩ સુરખાઈ ખરોલી રસ્તા પર કુવાને મરામત | ૫૭૦ | ૪૪૬- ૮-૦ |
| ૧૪ સોળધરા ગામે હરિજન કુવાને મરામત | ૩૬૫ | ૨૫૪- ૨-૦ |
| ૧૫ એંધલ ગામે હરિજન કુવાને મરામત | ૩૫૫ | ૨૮૯-૧૩-૦ |
| ૧૬ ગણદેવા ગામે હરિજન કુવાને મરામત | ૪૪૦ | ૪૧૯-૧૨-૦ |
| ૧૭ ખેરગામ ગામે હરિજન કુવાને મરામત | ૩૮૩ | ૩૩૪-૧૨-૦ |
| | | ૫૬૬૭-૧૩-૦ |

## વલસાડ તાલુકો

| | | |
|---|---|---|
| ૧ ખાપરવાડા વિલેજ રસ્તાને ખાસ મરામત | ૬૩૪ | ૬૩૪- ૪-૦ |
| ૨ મેહ વિલેજ રસ્તા પર ડીપ બાંધવા | ૫૩૮ | ૪૭૬-૧૪-૦ |

## નવા કુવા બાંધવા રિપેર વિગેરેના કામો

| | | |
|---|---|---|
| ૩ ઓલગામ ગામે કુવાને મરામત | ૨૨૦ | ૨૧૨- ૭-૦ |
| ૪ કોચવાડા ગામે નવો કુવો બાંધવા | ૫૫૫ | ૪૯૧-૧૨-૦ |
| ૫ વસંદી ગામે નવો કુવો બાંધવા | ૬૦૦ | ૫૭૧-૧૨-૦ |
| ૬ ચીખલા ગામે કુવાને મરામત | ૨૬૫ | ૨૫૯-૧૩-૦ |
| ૭ સોનવાડા હરિજન કુવાને મરામત | ૨૭૫ | ૨૬૯- ૭-૦ |
| ૮ ઉંડાચ લુહારફળીઆ હરિજન કુવાને મરામત | ૧૭૪ | ૧૬૯-૧૦-૦ |
| ૯ ગોરગામ ગામે હરિજન કુવાને મરામત | ૧૪૯ | ૧૪૧-૧૨-૦ |
| ૧૦ કલવાડા ગામે હરિજન કુવાને મરામત | ૪૩૫ | ૪૦૯- ૩-૦ |
| ૧૧ ખાપરવાડા ગામે નવો કુવો બાંધવા | ૫૫૫ | ૫૨૦- ૨-૦ |
| ૧૨ બીગરી ગામે હરિજન કુવાને મરામત | ૧૫૮ | ૧૪૬- ૮-૦ |

| | | |
|---|---|---|
| ૧૩ અંજલવ ગામે નવો કુવો બાધવા | ૫૬૬ | ૫૨૫-૧૨-૦ |
| ૧૪ ભદેલી ગામે હરિજન કુવાને મરામત | ૨૧૬ | ૨૦૪- ૦-૦ |
| ૧૫ અણુવ ગામે હરિજન કુવાને મરામત | ૨૭૩ | ૨૬૭- ૨-૦ |
| ૧૬ ડુંગરી રોલા ગામે (ખાલપાવાડ) નવો કુવો બાધવા | ૫૮૦ | ૫૫૧- ૫-૦ |
| | | ૫૮૪૧-૧૧-૦ |

## પારડી તાલુકો

| | | |
|---|---|---|
| ૧ છીરી ગામે એલ ખાડી પર પુલ બાધવા | ૨૭૭૭ | ૨૬૬૧- ૭-૦ |
| ૨ ઉમરસાડી ગામે બાલા ખાડી પરના પુલને ખાસ મરામત | ૩૩૮ | ૩૩૬- ૫-૦ |
| ૩ પરીઆ રોહીણા રસ્તાનો મા. નં. ૧ નવો બાધવા | ૫૩૩૬ | ૪૩૪૦-૧૫-૩ |

## નવા કુવા બાંધવા, રિપેર વિગેરેના કામો

| | | |
|---|---|---|
| ૪ ઉમરસાડી ગામે તળાવમા ખોદાણ કરવા | ૭૬૫ | ૭૧૬- ૬-૦ |
| ૫ મોરઈ ગામે નવો કુવો બાધવા | ૫૭૫ | ૫૫૭- ૭-૦ |
| ૬ ટુક્વડા ગામે નવો કુવો બાધવા | ૫૨૫ | ૫૧૬- ૫-૦ |
| ૭ ગોઇમા ગામે હરિજન કુવાને મરામત | ૨૮૫ | ૨૦૮- ૪-૦ |
| ૮ તીઘા ગામે હરિજન કુવાને મરામત | ૨૪૦ | ૧૭૪-૧૧-૦ |
| ૯ ચલાગામે હરિજન કુવાને મરામત | ૩૦૦ | ૨૭૮-૧૨-૦ |
| | | ૯૭૮૨- ૮-૦ |

કુલ્લે રૂ. ૬૫૮૭૫- ૭-૦

એ સિવાય સરકારી વિલેજ એપ્રોચ રસ્તના તથા વિલેજ વોટર સપ્લાઇ આદના કેટલાક કામો સને ૧૯૩૯-૪૦ મા અધુરા રહેલા છે, તે સને ૧૯૪૦-૪૧ મા ચલુ રાખવા પરવાનગી મળેથી ચાલુ કરવાના છે.

# ગામ સુધારણા અને સ્ત્રીઓ

## (૨)

ગયા લેખમાં આપણે અસ્વચ્છતા વિષે વાતો કરી હતી. ધૂળ, કાદવ, મલમૂત્ર, થુંક, લીંટ વગેરે વિવિધ પ્રકારના ગંદવાડથી આપણે એટલાં બધાં ટેવાઈ ગયાં છીએ કે એમાં કશું અજુગતુ છે એમ આપણે લાગતુ જ નથી. આપણે ગમે ત્યાં થુંકીએ છીએ, પાન તમાકુ ખાઈને જ્યાં ઉભાં હોઈએ કે બેઠાં હોઇએ ત્યાં લાલ ચટ્ટક પીચકારીઓ મારીએ છીએ, લુગડાંના છેડાથી પેતાનું કે બાળકનું નાક સાફ કરીએ છીએ અને લુગડાંના એજ છેડાથી ચહાના કપ રકાબી, પાણી પીવાના પ્યાલા અને પાન લુંછીએ છીએ! પોતાના કે બાળકનાં નાકમાંથી ગૂંગા કાઢીને હાથ ધોવાની જરૂર કોઈને કદી પણ લાગતી નથી. આમ આવા અનેક પ્રકારના ગંદવાડથી આપણે આપણાં ઘરો, રસ્તાઓ અને જ્યાં જ્યાં જઇએ ત્યાં ત્યાં તે જગ્યાઓને એવી બનાવી મૂકીએ છીએ કે સ્વચ્છ અને સુઘડ જીવન જીવવાની ટેવવાળા માણસોને તો એ જોઇને કમકમાટ આવે.

આપણાં ઘરોમા અને આપણા જીવનમાં જે બીજા પ્રકારના ગંદવાડનો પળેપળે અનુભવ થાય છે તે ગદવાડ વાણીનો છે. આ માસિકમાં ભાષાનો ગંદવાડ નામનો એક લેખ એ વિષે અગાઉ છપાઈ ચૂક્યો છે આજે એ ગદવાડનું નિવારણ કરવામાં સ્ત્રીઓ શું કરી શકે એ જોઇએ.

ભાષાના આ ગંદવાડનો અનુભવ ન હોય એવી કોઈ વ્યક્તિ સૂરત જિલ્લામાં જડવાનો સંભવ નથી! વાક્યે વાક્યે ને શબ્દે શબ્દે છૂટથી જાત જાતની ગાળોનો ઉપયોગ કરીને જે અશ્લિલતાનુ પ્રદર્શન કરવામાં આવે છે એ ખરેખર અસહ્ય છે, અને કંઈ નહીં તો સ્ત્રીઓએ તો એની સામે પ્રચંડ વિરોધ ઉઠાવવો જોઇએ. પણ કમનસીબે પેલા બીજા ગંદવાડની જેમ જ આ ગાળોના ગંદવાડથી પણ આપણે એટલાં બધાં ટેવાઈ ગયા છીએ કે એ વિષે જાણે કોઇને કશું લાગતું જ નથી, નવાઈ જેવું તો એ છે કે આવો ગદવાડ કરનારાઓને સ્ત્રીઓનો પણ સંકોચ થતો નથી, સ્ત્રીઓની હાજરીમાં પણ ગમે એવી ગંદી ગાળો કે અશ્લિલ વાતો કરતાં એમને લાજ નથી લાગતી. એ વૃદ્ધ હોય કે યુવાન હોય, અભણ હોય કે ભણેલો હોય, ગમે તે હોય; એની જીભ નિરંકુશ વર્તે છે, અને ક્યારેક સ્ત્રીઓની હાજરીમાં એ વધારે ચપળ બને છે. માણસ જેવા માણસોનાં માનસ આવા ભયંકર બને અને સમાજ તેને ચલાવી લે એના જેવી નામોશી બીજી કોઈ નથી.

આથી જ હું કહું છુ કે આ ગંદવાડ દૂર કરવા માટે પણ સ્ત્રીઓએ જ પ્રયત્ન કરવા પડશે, ઘર સાફ રાખવું, ગંદકી ન થવા દેવી વગેરે સ્ત્રીઓનું કામ છે એમ આપણે સ્વીકારીએ છીએ. તો ઘરનું વાતાવરણ શુદ્ધ અને સાફ રાખવું એ પણ સ્ત્રીઓનું જ કામ છે, અને એ વતાવરણને ગંદી ભાષાથી કે ગંદી રીતભાતથી દુષિત કરનાર માણસોને તેમ

કરતા અટકાવવાનો પણ સ્ત્રીઓને હક છે, ઘરના પુરૂષવર્ગને અને ઘરમાં આવનાર બીજા પુરૂષોને પણ આવી ગાળો ન બોલવા માટે સ્ત્રીઓએ ભારપૂર્વક અને ફરી ફરીને-રોજ રોજ ચેતવણી આપ્યા કરવી જોઇએ, અને ઉછરતાં બાળકો એ ગંદવાડ ન શીખે એને માટે ખૂબ કાળજી રાખવી જોઇએ. આવી ગાળો મોટી વયના પુરૂષો જ બોલતા હોય છે એવું નથી, નાનાં બાળકો, આઠ દશ વર્ષનાં કૂમળાં બાળકો પણ આવી ગાળોનો ઉપયોગ કરે છે. લડવામાં કે ગુસ્સામાં જ ફક્ત નહીં, બે ત્રણ બાળકો હસતા હસતા વાતો કરતા હોય તેમાં યે આ ગાળોનો ને આ અશ્લિલતાનો છૂટથી ઉપયોગ કરે છે, બીડીનાં ઠૂંઠાં ફૂંકતા જાય ને ગાળોની ગંધ ફેલાવતા જાય! બાળકોને આ શિક્ષણ કોણ આપે છે? બાળક રામ નામ પણ શીખી શકે છે, સુંદર મધુરા શબ્દો પણ શીખી શકે છે અને આ ગંદવાડ પણ શીખી શકે છે, એમને એ ગંદવાડ પણ પેલા મોટી વયના ગુનેગારો શીખવે છે અને બાળકો એ ગંદવાડ કરતા જોઇને એમાંથી આનંદ મેળવે છે.

જીવનમાં ચાલી રહેલા આ ગંદવાડ સામે, વાતાવરણને અસહ્ય બનાવનાર આ રીતભાત સામે સ્ત્રીઓએ મક્કમતાથી વિરોધ ઉઠાવવો જોઇએ. દરેક સ્ત્રી એવો નિશ્ચય કરે કે પોતાના ઘરમાં અને પોતાની હાજરીમા આવી ગાળો એ કોઇને નહી બોલવા દે અને પોતાનાં બાળકોને એવા ગંદવાડમાંથી ઉગારી લેશે તો સૂરત જિલ્લાનુ આ કલંક બહુ ટૂંક મુદતમાં આપણે ટાળી શકીએ

આવતા અંકમાં ગામસુધારણાની બીજી વાતો કરીશું. (અપૂર્ણ)

જ્યોત્સ્ના શુકલ

---

# ભૂખ્યાંને પોષનારી

ભૂખ્યાંને પોષનારી ખાદી રે
મારી ભૂખ્યાંને પોષનારી ખાદી:
પહેરો મારી ભૂખ્યાંને પોષનારી ખાદી.

રાત બધી જાગું ને રેંટીઓ કાંતું,
તો દિન ઉગ્યે શેર જાર પામું,
સુંવાળાં લોક બધાં ખાદી પહેરે તો
પેટ ભરી રોટલો પામું.
પહેરો મારી ભૂખ્યાંને પોષનારી ખાદી.

મારા સુતરની ખાદી તમોને
જાડી ખડબચડી લાગે
કાંતનારી બેનના ભૂખ્યાં આ પેટનું
દુઃખ કોઇ કેમ કરી જાણે!
પહેરો મારી ભૂખ્યાંને પોષનારી ખાદી.

ઝીણાં સુંવાળાં વિદેશી વસ્ત્રો
વ્હાલાં સૌને કેમ લાગે?
મારાં બાળકની ભૂખના પોકારે
હૈયાં હજી ન કેમ જાગે?
પહેરો મારી ભૂખ્યાંને પોષનારી ખાદી.

સાડીના ભપકા ને બારીક પોલકાં
જોઇ જોઇ બેન મારાં રોયે:
મારા બાળક પૂરો રોટલો ન પામે,
ઓઢવાના ચીર કયાંથી દેખે?
પહેરો મારી ભૂખ્યાંને પોષનારી ખાદી.

હૈયા ખોલીને હવે ભૂખ્યાંનાં પેટની
વેદનાને જરા વિચારજો,
ખાદી ખરીદીને કાંતનારી બેનને
પેટપૂર રોટલો દેજો
પહેરો મારી ભૂખ્યાંને પોષનારી ખાદી.

['મુક્તિના રાસ' માંથી] જ્યોત્સ્ના શુક્લ

# સૂરત જિલ્લા સ્કૂલ બોર્ડની કાર્યવાહી

સુરત જિલ્લા સ્કૂલબોર્ડની સભા તા ૨૩-૪-૪૦ ને મંગળવારે શ્રી કલ્યાણજીભાઈને પ્રમુખપદે મળી હતી જેમા થયેલા કામનો અગત્યનો ભાગ નીચે આપવામા આવ્યો છે —

(૧) અંગ્રેજી શીખવતી બીન સરકારી માધ્યમિક શાળાઓના પ્રાથમિક ધો બને ગ્રાંટ આપવાના ડી પી આઇ ના પત્ર સબંધમા ઠરાવ કરવામા આવ્યો કે —(અ) બોર્ડની સમંતિ વગર વાદવામા આવેલી બોજાપણ આર્થિક જવાબદારી પોતાને શિર લેવા આ બોર્ડ તૈયાર નથી (બ) પ્રાંતિક બજેટમા આવી જાતની ગ્રાંટ માટે ખાસ બજેટ હેડ હોવાથી આ ગ્રાંટ અંગેનો પૂરેપૂરો ખર્ચ સરકાર પ્રાંતિક અંદાજમાથી ભોગવતી આવી છે અને જો સ્થાનિક સંસ્થાઓને આવી ગ્રાંટ વહેંચવાની ફરજ સોંપવામા આવે તો તેને અંગેનો પૂરેપૂરો ખર્ચ સરકારે બોર્ડને આપવો જોઇએ (ક) હવે પછી આવી શાળાઓ અંગે વધુ જવાબદારી ઉભી થાય તેને પહોચી વળવાની ખાસ બાહેધરી સાથે બોર્ડને પૂરતા નાણા આપવામા આવે નહીં ત્યા સુધી બોર્ડની હાલની તંગ નાણાકીય સ્થિતિમા આ બોર્ડ આવી જવાબદારી વહોરવા ગમે તેટલી આતુર અને રાજી હોય છતા તે તેમ કરી શકે એમ નથી

(૨) સાયણ કન્યા શાળાને સ્વતંત્ર કન્યાશાળામા ફેરવવી

(૩) કાગદઇ ગામે ગુજરાતી શાળા ખોલવાને ઠરાવ કરવામા આવે છે

(૪) અરેઠ તાલુકે માડવી, વાડ તાલુકે ચીખલી, અને મેનવાચ તાલુકે નવસારીના ગામોની લોકશાળાને ડી પી આઇ ના પત્ર પ્રમાણે ચાર્જમા લેવાની હોવાથી તા ૧-૬-૪૦ થી બોર્ડના ચાર્જમા લો. બો શાળા તરીકે લેવા મંજુરી આપવા તે ઓ ને ભલામણ કરવામા આવે છે

(૫) મે ડી પી આઇ ના પત્રમા તા ૧-૪ ૩૫ પછીથી ટ્રેઇન્ડ થયેલા શિક્ષકોનો પગાર ફરીથી મુકરર કરી લેણા થતા પગારનો તફાવત તા ૧-૪ ૧૮ થી આપવા ઠરાવ્યુ છે તેને બદલે તા ૧ ૪-૩૫ થી આપવા ભલામણ કરવી

(૬) નીચે જણાવેલા શિક્ષકોને તથા શિક્ષિકાઓને તેમના નામ સામે જણાવેલી તારીખે પેન્શન ઉપર રીટાયર થવાની મંજુરી આપવામા આવે છે

| | નામ | તારીખ |
|---|---|---|
| ૧ | પાર્વતીબેન ભગવાનજી | ૨૨ ૫ ૪૦ |
| ૨ | દયાળજી નીછાભાઈ | ૧૩ -૬ ૪૦ |
| ૩ | પરસોતમ પરાગજી | ૮-૧૦-૪૦ |
| ૪ | ખંડુભાઈ ડાહ્યાભાઈ | ૧૭-૧૦-૪૦ |
| ૫ | નીછાભાઈ ખુશાલભાઈ | ૯-૧૧-૪૦ |
| ૬ | ભીમભાઈ મોરારજી | ૧૦-૧૧-૪૦ |
| ૭ | રામશંકર નાગજી | ૪-૧૨-૪૦ |

| | | |
|---|---|---|
| ૮ | પરાગજી કુંવરજી | ૬-૧૨-૪૦ |
| ૯ | જમીયતરામ ભદ્રશંકર | ૧૩-૧૨-૪૦ |
| ૧૦ | મકનજી રણછોડજી | ૭-૩-૪૧ |
| ૧૧ | મરઘા લલા | ૮-૪-૪૧ |
| ૧૨ | કુંવરજી ખુશાલભાઈ | ૩-૫-૪૧ |
| ૧૩ | રણછોડજી મોહનભાઈ | ૧૭-૫-૪૧ |
| ૧૪ | હરિભાઈ કસનજી | ૨૬-૨-૪૧ |
| ૧૫ | કાશીબેન ભગવાનજી | ૧૫-૪-૪૧ |

(૭) આ બોર્ડના શિક્ષકોને તા. ૧-૩-૩૯ થી તા. ૩૧-૧-૪૦ સુધી પર્સનલ પે આપવામાં આવ્યો છે અને ફરીથી તા. ૧-૨-૪૦ થી સદરહુ પર્સનલ પે આપવાનું બંધ કરવામાં આવ્યું છે, તો એવા સંજોગેમાં સદરહુ સરકારી ઠરાવથી પ્રા. કેળવણી કાયદાના નિયમ ૫. (૩) પછી નવી દાખલ કરવામાં આવેલી પેટા કલમ (૪) જે શિક્ષકોને પર્સનલ પે બંધ કરવામાં અને જેઓ સ્કૂલબોર્ડના પ્રો. ફંડમાં જોડાયલા નથી તેને લગુ પડે છે કે નહીં તે બાબતમાં ડી પી. આઈ. ને પૂછાવવા અને જો એવા શિક્ષકોને એ નિયમ લાગુ પાડી શકાતો હોય તો તા. ૧-૨-૪૦ થી તેમને બોર્ડના પ્રો. ફંડમાં જોડાવા પરવાનગી આપવા ડી પી આઇ ને ભલામણ કરવી.

(૮) કામરેજ તાલુકે જલાલપોરની લો. બો. શાળા તા. ૧-૬-૪૦ થી બંધ કરવી અને તેને બદલે બીજા જરૂરી ગામે શાળા ખોલવા ચેરમેન સાહેબને સત્તા આપવી.

(૯) પ્રા શાળાના શિક્ષકોના પગાર દર માસે તા. ૧૦ મી સુધીમાં ગ્રુપ પદ્ધતિથી વ્હેંચવાની યોજના પ્રમાણે પગાર વહેંચણીનું કામ કરવામાં તાલુકાના પટાવાળાને માસિક રૂ. ૨) નું એલાવન્સ તા. ૧-૩-૪૦ થી આપવાની અને તે માટે રૂ. ૩૮૦) નું સપ્લીમેંટરી બજેટ મંજુર કરવાની લો. બો. ને ભલામણ કરવામાં આવે છે.

(૧૦) વટાર તાલુકે પારડીની લો. બો. શાળા માટે પરબનું મકાન બાંધવા શ્રી. નસરવાનજી મંચેરજીને પરવાનગી આપવા ડિ લો. બોર્ડના પ્રમુખ સાહેબે મંજુરી આપેલી હોવાથી નીચેની શરતોએ તે બાંધવા શ્રી. નસરવાનજી મંચેરજીને પરવાનગી આપવી. (અ) પરબનું મકાન ડિ. લો. બોર્ડના ઇજનેર સહેબ અને સ્કૂલબોર્ડના એ. ઓ. સાહેબ જે જગ્યા પસંદ કરે તે જગ્યાએ તા ઓવરસીયરની દેખરેખ અને સૂચના મુજબ બાંધવું. (બ) મકાન બંધાયા બાદ ડોનરે ન દાવા કબુલાત કરી આપવી. (ક) પરબ બેસાડવાની જવાબદારી ડોનર મજકુરને શિરે રહેશે. (ડ) ડોનરને પોતાને ખર્ચે મકાન પર તકતી મૂકવા દેવામાં આવશે અને તકતીનુ લખાણ મંજુર કરાવવું પડશે. (ઇ) પરબનો ઉપયોગ શાળાના વિદ્યાર્થીઓ માટે કરવા દેવામાં આવશે અને પરબ ન બેસતી હોય ત્યારે શાળાના કોઈ પણ કામ માટે પરબનો ઉપયોગ કરવા બોર્ડ માલીક રહેશે.

(૧૧) વેડછી તાલીમ વર્ગમાં જતા શિક્ષકો પાસે ભાડાના રૂ. ૨, લેવામાં આવે છે તે હવેથી બંધ કરવા અને રૂ. ૧, લેખેનું ખર્ચ બોર્ડે ભોગવવું, અને રૂ. ૧, લેખેનો ખર્ચ વિદ્યાલયે જતો કરવો એવી ભલામણ કરવામાં આવે છે.

# ગણોતિયાને સંરક્ષણ આપવા માટેનો કાયદો

## ટૂંક સમજુતી

**આ કાયદાની મર્યાદા:** આ કાયદો મુંબઈ શહેર સિવાય આખા મુંબઈ ઇલાકાને લાગુ પડશે અને મુંબઈ સરકાર જે તારીખ નક્કી કરશે તે તારીખથી અમલમાં આવશે પણ કોઈ પણ કાયદાથી અથવા પ્રચલિત પ્રથાથી અથવા કરાર અથવા બક્ષિસથી અથવા કોર્ટના હુકમનામાથી અથવા બીજી કોઇ પણ રીતે જે હક્ક કોઈ પણ ગણોતિયાને પ્રાપ્ત થયા હશે તેને આ કાયદાથી કોઇ પણ રીતે બાધ આવશે નહિ. અને તે હક્કો કોઈ પણ રીતે આ કાયદાથી મર્યાદિત થશે નહિ જેમ કે વંશપરંપરાના ખેડૂતને જે હક છે તેમાં આ કાયદાથી કંઇ પણ ઘટાડો થશે નહિ. વળી, સરકાર તેમ જ સહકારી મંડળી પાસેથી પટે લીધેલી અથવા ઉદ્યોગ ધંધાના અથવા વેપારના કામના લાભ માટે રાખેલી જમીનને આ કાયદો લાગુ પડશે નહિ.

### કેટલાક શબ્દોની વ્યાખ્યાઓ

આ કાયદામાં કેટલાક શબ્દો વપરાયેલા છે તેના અર્થ સમજવાની જરૂર છે અને જ્યાં જ્યાં કાયદામાં એ શબ્દો વાપરાયા હોય ત્યાં ત્યાં નીચે જણાવ્યા પ્રમાણે તેનો અર્થ સમજવાનો.

**"જમીન"**: જે જમીન ખેતીવાડીના કારણ સારૂ વાપરવામાં આવતી હોય તેવી જમીન તે જમીન સાથે જોડાયેલાં હોય તેવાં ખેતીવાડી અંગેના મકાનોની જમીનને પણ તેમાં સમાવેશ થાય છે

**"જમીનની સુધારણા"**: જમીનની કિંમતમાં વધારે કરે તેવું કોઈ કામ. પણ તે કામ તે જમીનને અનુકૂળ હોવું જોઈએ તેમ જ જે કારણ સારૂ તે જમીન ધારણ કરવામાં આવી હોય તે કારણ સાથે અસંગત પણ ન હોવુ જોઇએ. આવા કામમાં નીચેનાનો સમાવેશ થાય છે.

(અ) ખેતીવાડીનાં કારણ સારૂ પાણીનો સંઘરો કરવા માટે પાણી પુરૂં પાડવા માટે અથવા પાણીની વહેંચણી કરવા માટે તળાવ, કૂવા, પાણીની નીકો, બંધો તથા બીજાં કામો બાંધવા.

(બ) જમીનના પાણીનો નિકાલ કરવા માટે અથવા રેલથી અથવા ધોવાઈ જવાથી અથવા પાણીથી બીજું કંઇ નુકસાન થાય તેનાથી જમીનનું સંરક્ષણ કરવા માટે બાંધકામ.

(ક) જમીન નવસાધ્ય કરવાનું, જમીન સફ કરવાનું જમીનને ફરતી વાડ ભરવાનું, જમીનને એકસરખી કરવાનું અથવા જમીનના (ટેરેસિંગ) ચઢઉતર થર બનવવાનું કામ.

(ડ) ખેતીવાડીનાં કારણ સારૂ એવી જમીનનો સગવડભર્યો અથવા નફાકારક ઉપયોગ કરવા માટે જોઇતાં મકાનો તે જમીન ઉપર બાંધવાં.

(ઇ) આગળ જણાવેલાં કોઈ પણ બાંધકામો નવાં કરવાં અથવા ફરીથી બાંધવાં અથવા તેમાં ફેરફાર અથવા ઉમેરા કરવા. પરંતુ તેમાં સાધારણ મરામત કે સમારકામનો સમાવેશ થતો નથી. (અપૂર્ણ)

# સમાચાર સંગ્રહ

## એપ્રિલ-મેની રોજનીશી

એપ્રિલ તા. ૧૯—સરદાર વલ્લભભાઈ, પં. જવાહર, શ્રી ભૂલાભાઈ દેસાઈ, શ્રી વિજયાલક્ષ્મી પંડિત વર્ધાથી મુંબાઈ ગયાં

તા. ૨૦—નવા કાયદા પ્રમાણે તા. ૧ લી નવેમ્બરથી ૨૦૦૦ થી ઓછી નહિ એવી વસ્તીવાળા ગામોમાં નવેમ્બરથી ગ્રામપંચાયતની રચના થશે. એ તારીખથી હાલ ચાલતી સેનીટરી કમિટીઓ રદ થશે.

તા. ૧૭—મહાસભાની કારોબારીની બેઠક વર્ધામાં મળી

તા. ૧૮—મુંબઈ સરકારે વર્ધા યોજના અંગે નીમેલી સલાહકારોની કમિટીના સભ્યો શ્રી. નરહરિ પરીખ, શ્રી મગનભાઈ દેસાઈ વિ. એ વાલોડ મહાલનાં ગામોની શાળાઓની ખાસ મુલાકાત લીધી હતી

તા. ૨૦—વર્ધાની રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ તરફથી 'ધી સેન્ટ્રલ બોર્ડિંગ હાઈસ્કૂલ (ખાસ્પા) ને પરીક્ષાઓના કેન્દ્ર તરીકે માન્ય કરવામાં આવી છે. સ્વા જુન ૧૯૪૦ થી પ્રાથમિક અને પ્રવેશ 'ના વર્ગો ચાલુ થશે

તા. ૨૧—અમદાવાદ મ્યુ એ ૧ લાખને ખર્ચે જમીન ખરીદી અરમપુરના મજુર રેમાગમાં ક્ષયનિવારણ હરિપતાપ ખોલવા ઠરાવ્યું"

તા. ૨૭—દિલ્હીમાં સ્વતંત્ર મુસ્લીમ પરિષદ મળી, પરિષદના પ્રમુખ ખા. બા. (અલ્લાબક્ષનું દિલ્હીમાં ભવ્ય સ્વાગત થયું

મે તા. ૧—હિંદી સરકારે પાતળીના નવા મિલ શરૂ કર્યા.

તા. ૩-૪—મુંબઈ સરકારના માજી વડા પ્રધાન શ્રી ખેર સાહેબ ને માજી મહેસુલી પ્રધાન શ્રી મોરારજી દેસાઈ સુરત જિલ્લાના પ્રવાસે આવ્યા. તેમણે કરાડી, બોરી ફળિયા ગામોની મુલાકાત લીધી હતી

તા. ૫—ગઢવીગામ (તા. મહુવા)માં શ્રી ખેર સાહેબના પ્રમુખપદે ગ્રામરાજ પરિષદ મળી

તા. ૧૧-૧૨—ગુજરાતની સ્થાનિક સંસ્થાઓની પરિષદ અમદાવાદ મ્યુ. ના પ્રમુખ શ્રી મણિલાલ શાહના પ્રમુખપદે સુરત મ્યુ. ના ગાંધી હૉલમાં મળી

# અનુક્રમ



## ગ્રાહકોને

જેમના લવાજમના પૈસા બાકી હોય તેમને તે તાકીદે મોકલી આપવા વિનતિ છે.




• વ્યવસ્થાપક •
શ્રી હાકોરભાઈ મણિભાઈ દેસાઈ
ચિફ ઓફિસર
સુરત જિલ્લા લો બોર્ડ

• મુદ્રક •
ઈશ્વરલાલ ઇચ્છારામ દેસાઈ
'લોકવાણી' મુદ્રણમંદિર
ચૌટાપુલ, સુરત

આ માસિક દર મહિનાની ૧૫ મી તારીખે પ્રગટ થશે.

વાર્ષિક લવાજમ રૂ. ૧–૦–૦

(અ) જમીનના પાણીનો નિકાલ કરવા માટે અથવા રેલથી અથવા ધોવાઈ જવાથી અથવા પાણીથી બીજું કંઇ નુકસાન થાય તેનાથી જમીનનું સંરક્ષણ કરવા માટે બાંધકામ.

(ક) જમીન નવસાધ્ય કરવાનું, જમીન સાફ કરવાનું, જમીનને ફરતી વાડ બાંધવાનું, જમીનને એક સરખી કરવાનું અથવા જમીનના (ટેરેસિંગ) ચઢઊતર થર બનાવવાનું કામ.

(ડ) ખેતીવાડીનાં કારણુ સાર્ એવી જમીનનો મગવડભર્યો અથવા નફાકારક ઉપયોગ કરવા માટે જોઈતા મકાનો તે જમીન ઉપર બાંધવાં અને

(ઇ) આગળ જણાવેલાં કોઇ પણ બાંધકામો નવાં કરવાં અથવા ફરીથી બાંધવા અથવા તેમાં ફેરફાર અથવા ઉમેરા કરવા. પરંતુ તેમાં સાધારણ મરામત કે સમારકામનો સમાવેશ થતો નથી.

ખેતીવાડીના સાધારણ કામમા ગણોતિયાઓ, સામાન્ય રીતે જે સાફસફી કરે, બંધ બાંધે, જમીન એકસરખી કરે, વાડ કરે, કામચલાઉ કૂવા ખોદે, પાણીની નીકો બનાવે અને બીજા કામો કરે તેનો સમાવેશ થતો નથી.

"**ગણોત**" : ગણોતિયો ધારણ કરતો હોય તે જમીન તે વાપરે અથવા તેનો ભોગવટો કરે તે બદલ રોકડ અથવા ભાગ અથવા બંનેનો જે કંઈ પણ અવેજ તે માલિકને આપે અથવા તેણે આપવાનો હોય તે અવેજ, પરંતુ તેમા તેની પાસેથી જે કંઈ પણ અંગત ચાકરી લેવામાં આવે તેનો સમાવેશ થતો નથી.

"**વર્ષ**" : તા. ૩૧મી માર્ચને દિને પુરું થતું વર્ષ. પણ જો પ્રાંતિક સરકાર જાહેરનામું કાઢીને કોઈ પણ વિસ્તાર માટે બીજી તારીખ ઠરાવે તો તે તારીખે પૂરું થતું વર્ષ.

"**જાતે ખેડવી**" : સાધારણ રીતે ખેડૂતો પોતે અથવા પોતાના કુટુંબના માણસની જાતમહેનતથી ખેતી કરે છે. તેવા ખેડૂતે તે જમીન જાતે ખેડેલી ગણાય. પણ જો કોઈ ખેડૂતે જાતે ખેડવાને બદલે પોતાની અથવા પોતાના કુટુંબના કોઈ પણ માણસની **જાત દેખરેખ નીચે** નોકર અથવા મજૂર મારફતે તે જમીન ખેડાવી હશે તો પણ તેણે તે જમીન જાતે ખેડી છે એમ ગણાશે

જો તે ખેડૂત વિધવા અગર સગીર હશે અથવા તે શારીરિક અથવા માનસિક ખોડખાંપણવાળો હશે તો તે નોકર અથવા મજૂર મારફતે ખેતી કરાવશે તો પણ તેણે જાતે ખેતી કરેલી ગણાશે.

અવિભક્ત હિંદુ કુટુંબની બાબતમા તેવા કુટુંબનો કોઈ પણ માણસ તે જમીન ખેડતો હોય તો તે જમીન જાતે ખેડવામાં આવે છે એમ ગણાશે.

"**ખેતી**" : જમીનમા પાક ઉગાડવા ઉપરાંત નીચેના કોઈ પણ કામ માટે તે જમીનનો ઉપયોગ થયો હોય તો પણ તે ખેતી માટે ઉપયોગ થયો છે એમ ગણાશે. બાગબાની (ફુલઝાડ) માટે, ફળફળાદિના ઉછેર માટે, ગોરસશાળાનો ધંધો કરવા માટે, મરઘાંબતકાંના ઉછેર માટે, ઢોરની ઓલાદ સુધારવા માટે.તથા ગોચર તૈયાર કરવા માટે.

આ કાયદાનો લાભ જે ગણોતિયા "સંરક્ષિત" ગણાય તેમને મળશે. માટે સંરક્ષિત ગણોતિયો કોણ કહેવાય તે જાણવાની જરૂર છે.

## સંરક્ષિત ગણોતિયો કોણ કહેવાય

જે ગણોતિયાએ તા. ૧લી જાન્યુઆરી સને ૧૯૩૮ ની તરતજ અગાઉના ઓછામાં ઓછા ૭ વરસની મુદત સુધી તેની જમીન સતત ધારણ કરી હોય અને ઉપર જણાવેલી મુદત દરમિયાન તેણે તે જમીન જાતે ખેડી હશે તે તે જમીનનો સંરક્ષિત ગણોતિયો ગણાશે.

## ૭ વરસની મુદત શી રીતે ગણવી

(અ) એક ગણોતિયો થોડો વખત એક જમીન ખેડીને ગુજરી ગયો હોય અને ત્યાર પછી તે જમીન તેનો વારસ ખેડતો હશે તો પણ આગલા ગણોતિયાએ જેટલો વખત તે જમીન ખેડી હશે તે મુદત ૭ વરસ ગણવામા ગણતરીમા લેવામા આવશે. દાખલા તરીકે એક માણસે એક જમીન ચાર વરસ ખેડી અને તેના ગુજરી ગયા પછી તે જમીન તેના વારસના કબજામાં આવી અને તેણે બે વરસ ખેડી, તો તે બેની મુદત ભેગી ગણી તે વારસે તે જમીન ૭ વરસ ખેડી છે એમ ગણવામાં આવશે.

(બ) જો કોઈ ગામમાં એક ગણોતિયાએ એક જમીનદારની અમુક જમીન થોડો વખત ખેડી હશે અને ત્યાર પછી તેજ ગામમાં તેજ જમીનદારની બીજી જમીન થોડો વખત ખેડી હશે તો ૭ વરસ ગણવા માટે તે બે જમીનો જુદે જુદે વખતે જેટલો વખત ખેડી હશે તે મુદત ભેગી ગણવામાં આવશે. દાખલા તરીકે એક ગણોતિયાએ એક ગામમાં એક જમીન ચાર વરસ ખેડી હોય અને ત્યાર પછી એજ માલિકની એજ ગામની બીજી જમીન બે વરસ તેણે ખેડી હોય તો તે બે મુદતો ભેગી ગણી ૭ વરસની મુદત ગણવામાં આવશે.

(ક) જો બે અથવા વધારે ગણોતિયાઓએ ભાગીદારી કરી હશે અને તેમાંના કોઈ એક તે જમીન ૭ વરસ લાગલાગટ ખેડી હશે તો પણ તે બધા ગણોતિયાઓએ તે જમીન ૭ વરસ ખેડી છે એમ ગણી તે બધાને સંરક્ષિત ગણોતિયા ગણવામાં આવશે

## કાયદા થતાં પહેલાં કાઢી મૂકેલા સંરક્ષિત ગણોતિયાના હક઼:

જો કોઈ પણ ગણોતિયાએ તા. ૧લી એપ્રિલ સને ૧૯૩૭ પહેલાં તુરત કોઈ પણ જમીન લાગલાગટ ૭ વરસ જાતે ખેડી હશે અને ત્યાર પછી તેની પાસેથી તે જમીનનો કબજો લઈ લેવામાં આવ્યો હશે તો પણ તેને સંરક્ષિત ગણોતિયાના તમામ હક પ્રાપ્ત થશે અને તે જમીન તેને પાછી મળશે તે બાબતમાં નીચેની હકીકત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે.

(અ) જો કોઈ ગણોતિયાએ ગણોત (સાથ) નહીં આપવાને કારણે તેની પાસેથી કબજો લઈ લેવામા આવ્યો હશે તો આ **કાયદો અમલમાં આવ્યાની તારીખથી ચાર માસની અંદર તે** ગણોત અથવા તે ગણોતની રકમ તેણે જમીનદારને આપી દેવી.

(બ) જે જમીનનો કબજો તેની પાસેથી લઈ લેવામા આવ્યો હોય તે જમીન પોતે જે શરતે પહેલા ખેડતો હશે તે શરતે પાછી લેવાને ખુશી છે એવી તેણે તુરત જમીનદારને નોટિસ આપવી.

(ક) જો જમીનદારે તે જમીન બીજાને અમુક મુદત માટે સાથી (ગણોતે આપી) હશે અને તે મુદત તા. ૩૧મી મે સને ૧૯૪૦ પહેલા પૂરી થતી હશે તો તા ૧લી જૂન સને ૧૯૪૦થી તેનો કબજો મૂળ ગણોતિયાને મળશે, પણ જો તે મુદત તા ૩૧મી મે સને ૧૯૪૦ પછી પૂરી થતી હશે તો તે મુદત પૂરી થયે તે જમીન મૂળ ગણોતિયાને મળશે.

(ડ) જો જમીનદાર તે જમીન પોતે જાતે ખેતી કરવા વાપરતો હશે તો તેનો કબજો ગણોતિયાને આપવામા આવશે નહિ

(ઇ) જમીનનો કબજો પાછો લેવા ગણોતિયાએ તાલુકાના મામલતદારને લેખિત અરજી કરવી પડશે

(બ) કોઈ પણ જમીનદારે કરેલી અરજી ઉપરથી તેમની ખાતરી થાય કે તે જમીનદારે અથવા તે જમીનદારના ખર્ચે તે જમીનમાં કરવામાં આવેલી સુધારણાને લઈને તે જમીનની ઉત્પન્નમાં વધારો થયો છે તો તે જમીનનું ગણોત વધારવાનો અખત્યાર છે.

## ગણોતની મર્યાદા નક્કી કરવાનો સરકારનો અધિકાર

અમુક વિસ્તારમાં આવેલી જમીન માટે ગણોતિયા પાસે વધારેમાં વધારે કેટલુ ગણોત લેવાય તેની હદ પ્રાંતિક સરકાર ઠરાવવાને મુખત્યાર છે, અને આવી ગણોત–હદ જ્યાં ઠરાવી હશે તેની જાહેરાત સરકારી ગૅઝેટમાં કરવામા આવશે.

કોઈ પણ કબૂલત, રિવાજ, કોર્ટનું હુકમનામુ અથવા હુકમ હશે તોપણ કોઈ પણ જમીનદાર આવા વિસ્તારમાંની કોઈ પણ જમીન માટે ગણોતિયા પાસેથી, આવા વિસ્તાર માટે ઠરાવેલા દરથી વધુ દરે ગણોત લઈ શકાશે નહિ.

## વાજબી ગણોત શી રીતે નક્કી કરવું

વાજબી ગણોત નક્કી કરતી વખતે મામલતદાર ઉપર જણાવ્યા પ્રમાણેની સરકારે નક્કી કરેલી ગણોતની હદમાં રહી નીચેની બાબત ધ્યાનમા લેશે.

(અ) એ વિસ્તારમાં એવાજ કામ માટે વાપરવામાં આવતી જમીનોના ગણોતનો કિંમત

(બ) તે વિસ્તારમાંની એવી જ બીજી જમીનોની ખેતીમાથી થતા ફાયદા નફા.

(ક) તે વિસ્તારમાં થતા પાક અને પેદાશના ભાવ.

(ડ) તે જમીનમાં જમીનદારે કરેલા સુધારા.

(ઇ) તે જમીનનો જે સરકારી આકાર ઠરાવ્યો હેય તે અને સરકાર બીજી જે જે બાબતો આ સંબધમાં ઠરાવે તે.

મામલતદાર અથવા પહેલા વર્ગના સબજજ વાજબી ગણોત ઠરાવવા અન્વયેના કોઇ પણ કામમાં પક્ષકારોનો ખર્ચ આપવાનો હુકમ કરી શકશે અને તેવો હુકમ દીવાની કોર્ટના હુકમનામા તરીકે ગણાશે અને તેવા હુકમનામા તરીકે તેની બજાવણી કરી શકાશે.

આવા કામમાં પક્ષકાર તરફથી જેને કામ કરવાનો લેખિત અધિકાર મળ્યો હશે તે શખસ કોર્ટમાં હાજર રહી શકશે

## સંરક્ષિત ગણોતિયાના એક હકની મુદત

(અ) કોઇ પણ કબુલત, રિવાજ, કાયદાની કોર્ટનું હુકમનામું અથવા હુકમ હોય તે છતાં જે ગણોતિયો આ કાયદા પ્રમાણે સંરક્ષિત ગણોતિયો હશે તેની પાસેથી જમીનદાર જમીનનો કબજો લઈ શકશે નહિ પણ તે ગણોતિયાએ નીચેની બાબતો ધ્યાનમાં રાખવાની છે.

(અ) તા. ૩૧ મી માર્ચ સને ૧૯૩૯ના રોજ પુરા થતા વરસ માટે લેણી થતી ગણોતની રકમ જે ગણોતિયાએ આપવાની બાકી હોય તેણે આ કાયદો અમલમાં આવ્યાની તારીખથી ચાર માસમાં જમીનદારને આપી દેવી.

(ग) સરકારે સરકારી ગહેસુલના છેલ્લા હપ્તાની જે તારીખ નક્કી કરી હોય ત્યારથી પંદર દિવસમાં દરેક સાલ ચાલુ સાલનું ગણોત ગણોતિયાએ જમીનદારને આપી દેવું.

જો વાજબી ગણોત સંબંધી અરજી મામલતદારની કચેરીમાં કે સબજજની કોર્ટમાં તપાસ ચાલતી હોય તો તે ગણોતની રકમ ઉપર જણાવેલા છેલ્લા હપ્તાની તારીખથી પંદર દિવસમાં તેણે મામલતદારની કચેરીમાં અથવા સબજજની કોર્ટમાં અનામત મૂકવી.

વાજબી ગણોત મામલતદાર અથવા પહેલા વર્ગના સબજજ નક્કી કરે તે રકમ ગણોતિયાએ અનામત મૂકેલી રકમ કરતા વધારે હોય તો મામલતદાર અથવા પહેલા વર્ગના સબોર્ડિનેટ જજના નિર્ણયની તારીખથી બેમાસની અંદર તે વધારાની રકમ તે ગણોતિયાએ જમીનદારને આપી દેવી.

(क) ગણોતિયાએ જમીનને જાણીબુજીને નુકસાન થાય એવું કોઇ પણ કૃત્ય કરવું નહિ.

(ड) જમીન બીજાને ગણોતે આપવી નહિ અને ઉપર જણાવેલી વ્યાખ્યા પ્રમાણે તે જમીન તેણે જાતે ખેડવી પણ જો ગણોતિયો સગીર હશે તો તે જમીન બીજા પાસે ગણોતે ખેડાવી શકશે.

(ध) જમીનને ખેતી સિવાય બીજા કોઇ કામમાં વાપરવી નહિ. **ઉપરની કોઇ પણ શરતોનો ગણોતિયો ભંગ કરશે તો તેની જમીન તેની પાસેથી લઇ લેવા જમીનદાર હકદાર થશે.**

**(च) પોતાના ઉપયોગ માટે જમીનદાર જમીન લઇ શકશે:** વળી જો જમીનદારને (अ) તે જમીન જાતે ખેડવા માટે અથવા ખેતીવાડીના કોઈ પણ કારણ સારૂ તેનો જાતે ઉપયોગ કરવા માટે, અથવા (ब) ખેતીવાડી સિવાયના બીજા કોઇ પણ કારણ માટે પ્રમાણિકપણે જોઇતી હશે તો જમીનદાર એક વરસની આગળથી નોટીસ આપીને ગણોતિયા પાસેથી એ જમીનનો કબજો લઇ શકશે. નોટિસમાં તે જમીનનો જમીનદાર શો ઉપયોગ કરવા માગે છે તે જણાવવું જોઇશે.

આ કાયદો અમલમાં આવ્યા પહેલા જમીનદારે ગણોતિયાને આવી નોટિસ આપી હશે તો તે કાયદેસર ગણાશે નહિ.

*ગણોતિયાએ કરેલા સુધારાવધારાનો બદલો તેને મળશે.* જમીનદારે નોટિસ આપ્યા પહેલા ગણોતિયાએ તે જમીનમાં જે સુધારાવધારા કર્યા હશે તેને માટે જમીન છોડાવતાં પહેલા જમીનદારે ગણોતિયાને યોગ્ય બદલો આપવો પડશે. તાલુકાના મામલતદાર તેમને અરજી કર્યાથી તે જમીનમાં ગણોતિયાએ એવા કરેલા સુધારાની જે કિંમત થાય તેટલી રકમ બદલા તરીકે નક્કી કરી અપાવશે એવો બદલો નક્કી કરતી વખતે મામલતદાર નીચેની બાબતો પર ધ્યાન આપશે:

(૧) સુધારણાથી જમીનની કિંમતમાં જેટલો વધારો થયો હોય તે,

(૨) સુધારણાની અસર કેટલો વખત ચાલુ રહેવાનો સંભવ છે તે,

(૩) સુધારણા કરવા માટે ગણોતિયાએ રોકેલી અથવા ખર્ચેલી મહેનત અને મૂડી.

(૪) સુધારણાના બદલા તરીકે જમીનદારે ગણોતિયાએ ગણોતમાં કરેલા કોઈ ઘટાડા અથવા આપેલા બીજા કોઈ લાભ

મામલતદારના ફેંસલા ઉપર ફેંસલાની તારીખથી બે માસની અંદર કલેકટરને અપીલ કરી શકાશે કલેકટરનો ફેંસલો છેવટનો ગણાશે

મામલતદારે તથા કલેકટરે જે ફેંસલો આપ્યો હશે તે દિવાની કોર્ટનું હુકમનામું ગણાશે અને તે રીતે તેની બજવણી કરી શકાશે.

## ખોટી રીતે છોડવેલો કબજો પાછો મળશે:

જો ઉપરના કોઈ પણ કારણસર ગણોતિયા પાસેથી જમીનનો કબજો જમીનદાર લે પણ ત્યારથી એક વરસની અંદર તે જમીનનો ઉપર જણાવેલા કોઈ પણ કામ માટે ઉપયોગ કરે નહિ અથવા તો કબજો લીધા પછી બાર વરસની અંદર તે પ્રમાણે તે જમીનનો ઉપયોગ કરતો બંધ થઈ જાય, અને જે ગણોતિયા પાસેથી તે જમીન લીધી હોય તે ગણોતિયાને તે જમીન પછી જોઈતી હોય તો તેણે તે માસની જમીનદારને નોટીસ આપવી અને પોતે પહેલા જે શરતે તે જમીન ધારણ કરતો હતો તે શરતે તે જમીન રાખવા ખુશી છે એમ જણાવવું.

ઉપર જણાવ્યા પ્રમાણે જમીનદાર તે જમીનનો ઉપયોગ એક વરસની અંદર ન કરે તો તે વરસ પૂરું થાય ત્યારથી અથવા તેવો ઉપયોગ કરતો બંધ થાય ત્યારથી બે વરસની અંદર આવી નોટિસ આપવી જોઈશે એવી નોટીસ જે વરસમાં આપી હોય ત્યાર પછીના વરસની શરૂઆતથી તે જમીનનો કબજો મેળવવા તે ગણોતિયો હકદાર થશે.

પરંતુ જે શરતો અને બોલીથી ગણોતિયો તે જમીન પહેલા ધારણ કરતો હોય તેજ શરતો અને બોલીથી તે જમીન પછી લેવા જમીનદાર તરફથી તે ગણોતિયાને જણાવવા છતાં તે ગણોતિયાએ ના પાડી હોય અથવા તે પ્રમાણે જમીન પછી લેવા લેખી ખબર આપ્યા છતાં તે લેખી ખબર મળ્યાથી ત્રણ માસની અંદર તેનો જવાબ ગણોતિયાએ નહિ આપ્યો હશે તો તે ગણોતિયો તે જમીન પછી મેળવવા હકદાર થશે નહિ

**મામલતદારને કબજા માટે અરજી** · ઉપર પ્રમાણે જમીનદાર ગણોતિયાને જમીનનો કબજો ન આપે તો તાલુકાના મામલતદારને તેણે તે બાબતની અરજી કરવી

આવી જમીનનો કબજો ગણોતિયાને પાછો મળ્યેથી તેને સંરક્ષિત ગણોતિયાના તમામ હક પ્રાપ્ત થશે અને તેની પાસેથી તે જમીનનો કબજો લેવામાં આવ્યો ત્યારે જે શરતો અને બોલીથી તે જમીન તે ગણોતિયો ધારણ કરતો હતો તેજ શરતો અને બોલીથી તે જમીન ધારણ કરશે.

**મામલતદારને નુકસાની મેળવવા અરજી**. મામલતદાર તરફથી તે જમીનનો કબજો મળ્યા પછી જો ગણોતિયો અરજી કરી મામલતદારને ખાતરી કરી આપશે કે જમીનદારે તેની પાસેથી જમીનનો કબજો છોડાવ્યો હતો તે ઉપર જણાવેલા કોઈ પણ

ઉપયોગને માટે શુદ્ધ બુદ્ધિથી ફેલાવો ન હતો, તો મામલતદાર યોગ્ય તજવીજ કરી જમીનદાર પાસેથી ગણોતિયાને નુકસાની અપાવશે

પરંતુ જો તે ગણોતિયાની જમીનનો કબજો કોઈ પણ લાયકાત ધરાવનારી કોર્ટના હુકમનામાથી અથવા હુકમ અન્વયે લેવામાં આવ્યો હશે અને તે કોર્ટે તે હુકમનામા કે હુકમમાં એવું ઠરાવ્યું હશે કે તે જમીનદારને ઉપર લખેલા કારણસર પ્રમાણિકપણે તે જમીન જોઈતી હતી, તો ગણોતિયાની આવી અરજી મામલતદારને ત્યાં ચાલશે નહિ

મામલતદારના હુકમ ઉપર કલેક્ટરને અપીલ કરી શકાશે

અપીલ મામલતદારના હુકમની તારીખથી બે માસમાં કરવી જોઈશે કલેક્ટરનો હુકમ છેવટનો ગણાશે

મામલતદારે અથવા કલેક્ટરે કરેલો ઠરાવ દીવાની હુકમનામા તરીકે ગણાશે અને તેવા હુકમનામા પ્રમાણે તેની બજવણી કરી શકાશે

ઉપર જ્યાં "ગણોતિયો" એમ લખ્યું છે તે શબ્દમાં તે ગણોતિયાના વારસોનો પણ સમાવેશ થાય છે, એટલે કે તેમને પણ ઉપર લખેલા હકો પ્રાપ્ત થાય છે. તે વારસો ક્યા તે નીચે જણાવ્યું છે

### સ૦ ગ૦ ગુજરી જાય તોપણ તેનો ખેડહક ચાલુ રહેશે

સરક્ષિત ગણોતિયાના ગુજરી ગયા પછી ચાર માસની અંદર તેનો વારસ જમીનદારને નોટિસ આપશે કે તે જમીન મરનાર ગણોતિયાના કબજામાં જે શરતોએ હતી તે શરતોએ રાખવા ખુશી છે તો જમીનદાર તે વારસના કબજામાં તે જમીન ચાલુ રાખશે

જો મરનાર ગણોતિયાને એક કરતા વધારે વારસ હશે તો તે વારસોએ એકમત થઈ કોઈ પણ એક વારસને પસંદ કરવો અને તે બાબતની લેખિત ખબર જમીનદારને આપવી. જમીનદાર તે પસંદ કરેલા વારસના કબજામાં તે જમીન ચાલુ રાખવા બંધાયેલો છે, પણ આવી ખબર જમીનદારને મરનાર ગણોતિયાના મરણની તારીખથી ચાર માસની અંદર આપવી જોઈએ

જો વારસો આ પ્રમાણે અંદર અંદર સમજી એકની પસંદગી ન કરે તો કલેક્ટર જમીનદારની સલાહ લઈ જે યોગ્ય લાગશે તે વારસના કબજામાં જમીન ચાલુ રાખશે

આ કાયદાને માટે મરનાર સરક્ષિત ગણોતિયાના વારસોમાં ફક્ત નીચેના શખસોનો જ સમાવેશ થાય છે

મરનાર ગણોતિયાથી ઊતરી આવેલા સીધી લીટીના પુરુષ૨ શખ્સો અથવા તેનો દત્તક દીકરો અથવા આ બધાના અભાવે તેની વિધવા

જ્યારે એક કરતા વધારે સરક્ષિત ગણોતિયાઓ કોઈ જમીન ભાગીદારીમાં ધારણ કરતા હોય અને એવા સરક્ષિત ગણોતિયામાંનો કોઈ પણ એક ગણોતિયો મરણ પામે ત્યારે એવી જમીનદાર, હયાત સરક્ષિત ગણોતિયાને અથવા ગણોતિયાઓને અને મરણ પામેલા ગણોતિયાના ઉપર જણાવેલી રીતે નક્કી કરેલા વારસોના કબજામાં ગણોતે ચાલુ રાખવામાં આવશે

### સં. ગ.ના હક વેચી શકાશે નહિ

સરક્ષિત ગણોતિયો પોતાનો ખેડહક વેચી અગર ગીરો મૂકી શકશે નહિ તેમજ તેની ઉપર કોઈ પણ પ્રકારનો બોજો કરી શકશે નહિ આ ખેડહક કોઈ પણ કોર્ટના હુકમ અન્વયે લિલામમાં લઈ શકાશે નહિ અગર વેચી શકાશે નહિ

## સંરક્ષિત ગણોતિયાની કેટલીક ફરજો.

(અ) જમીનના હદનિશાન સારી સ્થિતિમા રાખવાની તથા તેને દુરસ્ત કરવાની ફરજ સરક્ષિત ગણોતિયાની છે. અને આ સબધી જે કંઈ ખર્ચ સરકારને સેવાનું હશે તે ખર્ચ તે સંરક્ષિત ગણોતિયાએ આપવુ પડશે

(બ) જમીનદારની લેખિત પરવાનગી સિવાય ગણોતિયાએ જમીનના ભાગના પાડવા નહિ અને આવા ભાગલા પાડયા હશે તો તે રદ ગણાશે

### ૩. સામાન્ય ગણોતિયાના હક

નીચે જણાવેલા હકો તમામ પ્રકારના ગણોતિયાઓને આ કાયદાથી આપવામા આવ્યા છે, એટલે તે હકો ફક્ત સરક્ષિત ગણોતિયાને જ આપવામા આવ્યા છે એમ સમજવુ નહિ

**(૧) ગણવતપટાની મુદત** આ કાયદો અમલમા આવ્યા પછી કોઈ પણ જમીન દશ વરસથી ઓછી મુદતના પટાથી બીજાને ખેડવા આપી શકશે નહિ, અને જો તે પ્રમાણે ઓછી મુદત માટે કરાર કરીને આપી હશે તોપણ તે ખેડહકની મુદત દશ વરસની ગણાશે.

**(૨) સરકાર ગણોતની મર્યાદા નકકી કરશે:** આગળ જણાવ્યુ છે તેમ, મુબઈ સરકાર વખતોવખત ઇલાકાના જુદા જુદા ભાગોમા વધારેમા વધારે કેટલું ગણોત લેવાય તે નકી કરશે અને તેની જાહેરાત સરકારી ગૅઝેટમા કરશે. તે ભાગમા આવેલ જમીનને માટે ગણોતિયા પાસેથી, કોઈ પણ કબુલત, કરાર, રિવાજ, કોર્ટનું હુકમનામુ અથવા હુકમ હશે તો પણ તે ભાગ માટે ઠરાવેલા દરથી વધુ દરે જમીનદાર ગણોત લઈ શકશે નહિ

**(૩) જમીનદાર ગણોત ઉપરાંત કંઈ પણ લાગો કે વેઠ લઈ શકશે નહિ:** કોઇ પણ કબુલત અથવા રિવાજ અથવા કાયદો હશે તોપણ જમીનદાર ગણોતિયા પાસેથી કાયદેસર જે ગણોત લેણુ થતુ હશે તે ઉપરાત કોઈપણ જાતનો લાગો, કર અથવા કોઇ પણ પ્રકારની સેવા લઇ શકશે નહિ

જો કોઇ પણ શખસ કાયદાની આ કલમનો ભગ કરશે તો તે રૂ ૧૦૦૦ સુધીની દંડની સજાને પાત્ર થશે

**(૪) ગણોત કયારે મુલતવી રહેશે અથવા માફ થશે:** જે વરસમા કોઈ પણ કારણસર જમીનદારે (જમીનના માલિકે) કોઈ પણ જમીનની, સરકારને આપવાની જમીનમહેસુલની આખી રકમ મુલતવી રહી હશે અથવા માફ થઇ હશે, તે વરસમા ગણોતિયા પાસેથી જમીનનુ રોકડ ગણોત લેવામા આવતુ હશે, તે ગણોતિયા પાસેથી જમીનદારે તે જમીનનું ગણોત લેવાનું મોકૂફ રાખવુ અથવા માફ કરવુ પડશે

જો કોઈ પણ જમીનનું જમીનમહેસૂલ થોડુ મુલતવી રાખવમા આવ્યુ હશે અથવા થોડુ માફ કરવામા આવ્યુ હશે તો જમીનદારે તે જમીનનું ગણોતિયાએ આપવાનું રોકડ ગણોત તેજ પ્રમાણમા મુલતવી રાખવુ અથવા માફ કરવુ પડશે.

કોઈ પણ જમીનનું જમીનદારે સરકારને જમીન મહેસૂલ ભરવાનુ નહિ હોય એ કારણથી ખેડૂતને મળતી આ રાહત ખૂચવી લેવાશે નહિ પણ એવી જમીનની પડોશમાની જમીનનું જમીન-

મહેસૂલ આખું અથવા થોડું મુલતવી રાખવામાં આવ્યું હશે અથવા માફ કરવામાં આવ્યું હશે તો જમીનદારે તેના ગણોતિયાને કેટલા પ્રમાણમાં રાહત આપવી તે કલેકટર નક્કી કરશે. અને તે પ્રમાણેની રાહત જમીનદારે ગણોતિયાને ગણોતમાં આપવી પડશે.

જે રાહત ઉપર પ્રમાણે ગણોતમાં આપવાની છે તે નહિ આપવામાં આવે તો મામલતદારની કોર્ટમાં કે દીવાની કોર્ટમાં જમીનદારનો તે સબંધી દાવો ચાલી શકશે નહિ, તેમ જ તે ગણોત સંબંધી દીવાની કોર્ટનું કોઈ પણ હુકમનામું બજાવી શકશે નહિ.

ઉપર પ્રમાણે ગણોતિયાને ગણોતમાં જે રાહત આપવાની થાય તે ન આપતાં જમીનદાર પૂરેપૂરું ગણોત લેશે તો ત્યારથી ત્રણ વરસની અંદર તે જમીનદાર તે ગણોતિયા ઉપર ગણોતનો દાવો કરશે, તો જમીનદારે ગણોતિયા પાસેથી જે ઉપર જણાવેલું નહિ લેવાનું ગણોત લીધું હશે તે રકમ કલેકટર ગજરે અપાવશે.

**(૫) ગણોત નહિ આપવા માટે જમીનનો કબજો લેવા સંબંધમાં રાહત:**
કોઈ પણ ગણોતિયા સામે જમીનનું ગણોત ન આપવાના કારણે તે જમીનનો કબજો લેવાનો જમીનદારે દાવો કર્યો હશે તો તે દાવામાં ગણોતિયો ગણોતની રકમ તથા દાવાનું ખર્ચ રજૂ કરશે અથવા પંદર દિવસમાં તે રકમ આપવાના કોર્ટને યોગ્ય લાગે તેવા જામીન આપશે તો તે જમીનના કબજાનું હુકમનામું કરવાને બદલે તે શખસને તે જમીનના ગણોતિયા તરીકે ચાલુ રાખવાનો કોર્ટને અધિકાર છે.

જમીનને તારાજ કરે અથવા હમેશ માટે નુકસાન કરે તેવું કોઈ પણ કૃત્ય ગણોતિયાએ કર્યું છે એવા કારણસર જમીનદાર તે જમીનનો કબજો લેવા દાવો કરે તે પહેલાં તેણે ગણોતિયાને લેખિત નોટિસ આપવી પડશે અને ગણોતિયાએ એવું શું કૃત્ય કર્યું છે તે નોટિસમાં જણાવવું પડશે, અને જો એક વરસની અંદર ગણોતિયો તે જમીન સુધારી અસલ સ્થિતિમાં મૂકશે તો જમીનદાર તે જમીનના કબજો લેવાનો દાવો લાવી શકશે નહિ.

**(૬) ગણોતની લેખિત પહોંચ આપવી પડશે:**

(અ) જ્યાં સુધી ગણોતિયાની લેખિત કબૂલાત નહિ હોય ત્યાં સુધી ગણોતિયો જમીનદારને જે કંઈ ગણોત આપે તે ચાલુ વરસના લેણા પેટે આપ્યું છે એમ ગણવામાં આવશે.

(બ) દરેક જમીનદારે કોઈ પણ જમીનની મળેલી ગણોતની રકમની લેખિત પહોંચ ગણોતિયાને આપવી પડશે. આ પહોંચનો નમૂનો તથા પહોંચ શી રીતે આપવી તે સરકાર નક્કી કરશે જો કોઈ પણ શખ્સ તેને મળેલી ગણોતની રકમની લેખિત પહોંચ આપવામાં કસર કરશે તો તે રૂપિયા સો સુધીના દંડને પાત્ર થશે.

**(૭) ઘર ઉપર ગણોતિયાના હક :**

(અ) તાલુકદારી, ઇનામદારી કે ખોટી ગામમાં જમીનદારની ઘરથારની જમીન (ગભાણ) ઉપર જે કોઈ ગણોતિયાએ અથવા તેના પૂર્વજોએ, પોતાના ખર્ચથી ઘર બાંધ્યું હશે અને તે પર તે ગણોતિયાના કબજામાં હશે, તો જમીનદાર તે ગણોતિયાને તે ઘરમાંથી તથા તે અંગેની વપરાશ માટેની જરૂરી જમીનમાંથી કાઢી શકશે નહિ.

મામલતદારના ઠરાવ ઉપર બે માસની અંદર કલેકટરને અપીલ કરી શકાશે અને કલેક્ટરનો ઠરાવ છેવટનો ગણાશે

મામલતદાર તથા કલેકટરના ઠરાવ દીવાની કોર્ટના હુકમનામા જેવા ગણાશે અને તેની તે રીતે બજાવણી કરી શકાશે.

### ૪. પરચૂરણ

**(૧) મામલતદારનો અધિકાર** : આ કાયદા પ્રમાણે જમીન અથવા ગમાણનો કબજો લેવાનો જે શખસનો અધિકાર થશે તેણે તે કબજો મેળવવા મામલતદારને અરજી કરવી પડશે મામલતદાર જરૂરી તજવીજ કરી તે બાબતમા યોગ્ય હુકમ કરશે મામલતદારના હુકમની તારીખથી બે માસમા તે હુકમ ઉપર કલેકટરને અપીલ કરી શકાશે. કલેકટરનો ઠરાવ છેવટનો ગણાશે મામલતદાર તથા કલેકટરનો હુકમ દીવાની કોર્ટના હુકમનામા પ્રમાણે તેની બજાવણી થઈ શકશે

**(૨) પ્રાંતિક સરકારની સત્તા** પ્રાંતિક સરકાર સામાન્ય અને મુનકી વહીવટની બાબતોમા, મામલતદાર અને કલેકટર ઉપર જે અધિકાર અને સત્તા ધરાવે છે તે અધિકાર અને સત્તા આ કાયદા અંગેના વાજબી ગણોત નક્કી કરવા સિવાયના બીજા કામોમા પણ તે મામલતદાર અને કલેકટર ઉપર ધરાવશે, એટલે કે મામલતદાર અને કલેકટરના હુકમ ઉપર પ્રાંતિક સરકારને અરજી કરી શકાશે

**(૩) નિયમો** : આ કાયદાને અંગે જરૂરી નિયમો કરવા પ્રાંતિક સરકારને અધિકાર છે.

### ૫. ટૂંકસાર

(૧) ગણોત નહિ આપવાને કારણે જે સ. ગ પાસેથી કબજો લઈ લેવામા આવ્યો હોય તેણે આ કાયદો અમલમા આવ્યાની તારીખથી ચાર માસની અંદર તે ગણોત જમીનદારને આપી દેવુ અને જમીન પાછી લેવા માટે જમીનદારને નોટિસ આપવી (૨) સ. ગ. એ સરકારી મહેસુલના હેલ્વા હપ્તાની તારીખથી પદર દિવસમા ચાલુ સાલનું ગણોત જમીનદારને આપી દેવુ સ ગ એ જમીનને જાથુનુ નુકસાન થાય એવુ કૃત્ય કરવુ નહિ તેમજ જમીન બીજાને પેટા ગણોતે આપવી નહિ અને જમીનને ખેતી સિવાય બીજા કોઈ કામમા વાપરવી નહિ આમાની કોઈ પણ શરતનો ભગ થશે તો જમીનદાર જમીનનો કબજો છોડાવી શકશે (૩) પોતાના ઉપયોગ માટે જમીનદાર સ ગ. પાસેથી એક વરસની નોટિસ આપી જમીન લઈ શકશે, પણ તેણે ગણોતિયાએ કરેલી સુધારણાનો બદલો આપવો પડશે જો જમીનદારે ખોટી રીતે કબજો છોડાવ્યો હશે તો તે કબજો મામલતદારને અરજી કર્યાથી તેને પાછો મળશે અને તેને થયેલી નુકસાની પણ મળશે (૪) સ. ગ ગુજરી જાય તોપણ તેનો ખેડહક ચાલુ રહેશે પણ સ. ગ. નો ખેડહક વેચી કે ગીરો મૂકી શકાશે નહિ તેમજ જમીનના ભાગના પાડી શકાશે નહિ. (૫) જમીનદાર કાયદેસર ગણોત ઉપરાત કંઈ પણ લાગો કે વેરો લેશે તો તે શિક્ષાને પાત્ર થશે (૬) જમીનદારે આપવાની જમીન મહેસુલ મુલતવી રહી હશે અથવા માફ થઈ હશે તો તે પ્રમાણમા ગણોત મુલતવી રાખવુ જો અથવા માફ કરવુ પડશે (૭) સરકારે ઠરાવ્યા પ્રમાણે ગણોતની લેખિત પહોંચ દારે આપવી જોઈશે, નહિ આપનાર શિક્ષાને પાત્ર થશે.

ઉદાર હાથે મદદ કરી છે. એ વખત હવે આવી પહોંચ્યો છે કે જ્યારે ગુજરાતે પોત
એકત્ર અવાજે એમ જણાવી દેવું જોઇએ કે મુંબઇ સરકારે ગુજરાતની સ્થાનિક સ્વરાજ
સંસ્થાઓના વિકાસને માટે સદરહુ સંસ્થાઓની જનતા પ્રત્યેની જવાબદારીઓ ઉઠાવવાને યે
ફાળો ફરજીઆત આપવો જોઇએ.

સને ૧૯૨૭ થી ૧૯૩૫ સુધી જે ત્રણ પરિષદો ભરાઈ અને તેમાં જે ઠરાવો
તે ઠરાવો પૈકી ભાગ્યે જ કોઈ ઠરાવને તે વખતની સરકાર તરફથી ન્યાય મળ્યો હોય. પ
મારે એ કહેવું જોઇએ કે જ્યારે પ્રાંતિક તત્ર બદલાયું અને જનતાએ ચુંટી કાઢેલા ધ
સભ્યોમાંથી ઇલાકાનું સુકાન મહાસભાવાદી પ્રધાનોના હાથમાં આવ્યું ત્યારે એ મહત
ઠરાવો પૈકીના કોઇક-કોઇક ઠરાવોનો સ્વીકાર કરવામાં આવ્યો છે અને આ બધી સંસ્થાએ
તપાસ કરી વિસ્તૃત રીપોર્ટ કરવા એક કમીટી આપણી મહાસભાવાદી સરકારે નીમેલી
આપને સુવિદિત છે. એ કમિટીએ કરેલી ભલામણો આપની વિચારણા સારૂ મુખ્યત્વે ક
આ પરિષદમા આવવાની છે એટલે રીપોર્ટમાંના બહુજ થોડા અને ખાસ અગત્યના પ્ર
સિવાય હુ એ રીપોર્ટ સબંધી વિશેષ હાલ કંઇ કહીશ નહિ.

આ સાથે સાથે મારે અત્રે એ પણ કહી દેવું જોઇએ કે કાળે કમિટીના રીપોર
મેં ઘણીજ કાળજીપૂર્વક અભ્યાસ કર્યો છે અને તેમના કેટલાક નિર્ણયો સાથે હુ સંમત
શકતો નથી પરંતુ તેની વિગતે માં મારા આ નિવેદનમાં ઉતરવાની હુ જરૂર જોતો ન
અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રશ્નો અને ગુજરાતની બીજી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાએ
પ્રશ્નોમાં કેટલીક ભિન્નતા રહેલી છે. અમદાવાદ શહેર ઉદ્યોગનું શહેર હોઇ અને તેનો ઝ
વિકાસ થએલો હોઇ તેના પ્રશ્નો જુદી જ વિચારણા માંગી લે છે અને તેથી મેં તો અમ
વાદની મ્યુનિસિપલિટી માટે જુદા સ્વતંત્ર એકટની જરૂરીઆત જણાવેલી છે અને મહાસ
વાદી સરકારે નીમેલી રેન્ટ ઇન્કવાયરી કમિટીએ પણ અમાવદ માટે સ્વતંત્ર એકટ હે
જોઇએ એવી ભલામણ પણ કરેલી છે. અમે તો અમારા જુદા એકટની માગણી કરવાના
છીએ એ સ્પષ્ટ કરીને મારા અલ્પ અનુભવને અંગે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને લગ
કેટલાક અગત્યના પ્રશ્નો તરફ જ આપનુ ધ્યાન ખેંચીશ

એ મુદ્દાઓ ઉપર આવતાં પ્રથમ હું મહાસભાવાદી સરકારને આ સ્થાન
અભિનંદન પાઠવવા ઇચ્છું છુ કે તેમણે આ પરિષદોએ અનેકવાર જાહેર ક
"નોમીનેશન"ની ઝેરી પ્રથાને નાબુદ કરી છે અને તે નાબુદ કરવામાં જે ઝુંબેશ
સંસ્થાએ ઉઠાવેલી તેને માટે તે સકારણ ગર્વ લઇ શકે. મારો તો એ પણ અભિપ્રાય
કે નોમીનેશનની પદ્ધતિ ઉપરાંત જે અલગ અલગ મતાધિકાર (Separate Electorates)
ધોરણ ૧૯૨૧ થી સ્થાનિક સ્વરાજ્યની સસ્થાઓમાં દાખલ કરવામાં આવ્યું છે,
અનિષ્ટ તત્ત્વ હજી કાઢી શકાયું નથી તે એદની વાત છે. હુ તો એવો ચોકકસ અભિ
ધરાવું છુ કે સ્થાનિક સ્વરાજની સંસ્થાઓમાં વસ્તીના ધોરણે જ બેઠકો અનામત રા
સંયુકત મતાધિકાર દાખલ કરવો જ જોઇએ. મને એ ખબર છે કે આપણા મુસ્લીમ બાધ
અત્યારે આ પદ્ધતિને શંકાની દૃષ્ટિથી નિહાળી રહ્યા છે અને તેથી જ મહાસભા

સરકાર આ અતિઉપયોગી સુધારો કાયદામાં કરી શકી નથી. પણ મારી તો સંપૂર્ણ શ્રદ્ધા છે કે વહેલે મોડે આપણા મુસ્લીમ દેશબંધુઓ વધારે વિચારતા થઇ સંયુકત મતાધિકાર તરફ જ વળશે અને તેને માટે એક જ ઉદાહરણ આપવું અસ્થાને લેખાશે નહિ કે સર ગુલામહુસેન હીદાયતુલ્લા જ્યારે જુના તંત્ર હેઠળ મુંબઈ સરકારના પ્રધાન હતા ત્યારે અલગ મતાધિકારના આગ્રહી હતા અને તેઓ જ હવે બાપોકાર જાહેર કરે છે કે હિન્દુસ્થાનની પ્રગતિ અને શાન્તિ માટે સંયુકત મતાધિકારની જ જરૂર છે. આ બાબતમાં મારો અભિપ્રાય જણાવ્યા ઉપરાંત હાલના તબકકે આ વિવાદગ્રસ્ત થઇ પડેલા પ્રશ્ન ઉપર વધુ વિવેચન કરવા ચાહતો નથી

આ સાથે મારે એ પણ જણાવવું જોઇએ કે હવે વખત આવી પહોંચ્યો છે કે જ્યારે તમામ સ્થાનિક સ્વરાજની સંસ્થાઓની ચૂંટણીમાં પુખ્ત વયના તમામ સ્ત્રી પુરુષોને મતાધિકાર મળવો જોઇએ, એટલે કે Adult Franchiseનો સિદ્ધાંત સ્વીકારી તેને અમલમાં મૂકવો જ જોઇએ આની વિરૂદ્ધ ઘણી દલિલો કરવામાં આવશે પણ તે તમામ દલિલો પોકળ છે. જો આપણે civic consciousness બરાબર જાગૃત કરી હોય અને જનતાને સ્થાનિક સ્વરાજની સંસ્થાઓમાં સંપૂર્ણ રસ લેતી કરવી હોય તો તે Adult Franchise દ્વારા જ થઇ શકશે એવો મારો તો નમ્ર અભિપ્રાય છે હું આ સંબંધી કાઉ કમિટીએ કરેલ ભલામણ સાથે સંપૂર્ણ રીતે મળતો થાઉં છું અને હું તો આ પરિષદને આગ્રહ પણ કરું કે આ પ્રમાણેનો મતાધિકાર સ્વીકારાવવા પ્રજામત કેળવવા વ્યવસ્થિત યોજના કરવી જોઇએ.

આપણા કાર્ય પ્રદેશને નીચે પ્રમાણે વહેંચી શકાય (૧) ગ્રામ પંચાયતો (૨) જીલ્લા લોકલ બોર્ડો અને (૩) ડીસ્ટ્રીકટ મ્યુનિસિપાલિટીઓ, તથા બરો મ્યુનિસિપાલિટીઓ. ગ્રામ પંચાયતો સંબંધી મહાસભાવાદી સરકારે હમણાં જ તેના એકટમાં વિસ્તૃત સુધારાવધારા કર્યા છે અને હવે આપણે એટલું જ ઇચ્છીએ કે મહાસભાવાદી પ્રધાનોએ રાજીનામા આપેલા હોવાથી સુધારેલા કાયદા પ્રમાણેની પંચાયતો જલદીથી અમલમાં લાવવામાં ઢીલ ન થાય. જે સુધારાઓ કરેલા છે તેમાં મતભેદને સ્થાન છે અને હોય એ સ્વાભાવિક છે. પરંતુ આપણને શ્રદ્ધા છે કે વહેલે મોડે સત્તા આપણા હાથમાં આવવાની છે તે વખતે આ કાયદાના અમલમાં જે ત્રુટીઓ માલુમ પડી આવી હશે અગર પડશે તે તમામ ત્રુટીઓ આપણે દૂર કરાવી શકીશું. આપણી ફરજ એ બાબતમાં અત્યારે તો એક જ હોવી જોઇએ કે જ્યાં જ્યાં ગ્રામ પંચાયતો સ્થપાઇ હોય ત્યાં ત્યાં આપણા લોક સેવકો મારફતે જે જે ત્રુટીઓ હોય તે તે ત્રુટીઓનું માહિતી પત્રક તૈયાર થાય, જેથી ઉપર જણાવ્યા પ્રમાણે સુધારાઓ સુચવી શકાય. અને તે સુધારાઓનો અમલ પણ કરાવવાનું આંદોલન પેદા કરી શકીએ

જિલ્લા લોકલબોર્ડો સંબંધી મને કંઇ ખાસ અનુભવ નથી. આપણા સ્વાગતાધ્યક્ષ શ્રી. દુર્લભજીભાઇને સુરત જિલ્લા લોકલબોર્ડના પ્રમુખ તરીકે જિલ્લા બોર્ડના વહીવટ સંબંધી બહોળો અનુભવ છે. તેમની તથા ભાઇશ્રી બરશીવાળા જેઓ પણ ઘણો લાંબો વખત સુધી મુંબઇ પરા જિલ્લા લોકલબોર્ડના પ્રમુખ હતા તે બન્ને પાસેથી પરિષદ દોરવણીની આશા રાખે એ જ ઉચિત છે મારે અત્રે એ દિલગીરી સાથે નોંધ લેવી ઘટે કે મારા મિત્ર સ્વ.

ભાઇલાલભાઇ મારાભાઇ પટેલ જેઓ અમદાવાદ જિલ્લા લોકલ બોર્ડના ઉત્સાહી અને ઉમગી પ્રમુખ હતા તેઓનુ અનિ દુખ આસાન ન થયુ હોત તો જિલ્લા બોર્ડોના વહીવટના કાર્ય-પ્રદેશ સબધી આપણને તેમણે અચ્છો ખ્યાલ આપ્યો હોત સ્વ ભાઇલાલમા આપણે સ્થાનિક સ્વરાજની સસ્થાઓમા કાર્ય કરી રહેના ચુનદા કાર્યકરોમા ા એકને ગુમાવ્યો છે, અને એમના અનુભવ અને દોરવણી ની આપણુ ગહાન ખોટ પડી છે એમની સાથે કેટલીય વાર જિલ્લા બોર્ડોના વહીવટ સબધી ગને ચર્ચાઓ કરવાનો પ્રસગ પ્રાપ્ત થએલો અને તે ઉપરથી હુ કહી શકુ છુ કે લોકલ બોર્ડના હાથ ઘણા ટુકા છે તેમને જવાબદારીઓ ઘણી મોટી સોપવામા આવી છે જ્યારે આવકના સાધનમા મુખ્ય સાધન લોકલ ફ્ડ સેશ છે અને કેટલીક સરકારી ગ્રાન્ટો છે ભાઇ દુર્લભજીભાઇએ "આ તે સ્થાનિક સ્વરાજ કે તેની હાસી ?" એ મથાળા નીચે જે લેખ લખ્યો છે તે મનન કરવા જેવો છે જિલ્લા બોર્ડની પરાધીનતા અમલ છે જ્યારે ત્યારે જિલ્લા બોર્ડોને આવકના સાધનો વધારવાનુ સૂચવવામા આવે છે પરતુ એ હકીકત ધ્યાનમા લેવામા આવતી નથી કે ગામડાના લોકોની નવા કરો આપવાની સ્થિતિ જ નથી સામાન્ય વહીવટ ખર્ચ ઉપરાન મરકી, કોલેરા, શીતળા વીગેરે જે રોગો વારવાર ફાટી નીકળે છે તેની જવાબદારી લોકલ બોર્ડો પાસે કઇ સાધન કે શક્તિ નહિ હોવા છતા અને આવા ઉપદ્રવો અટકાવવાની જવાબદારી પ્રથમ દૃષ્ટિએ સરકારની હોવા છતાં લોકલ બોર્ડો ઉપર ઢોળી પાડવાનો પ્રયાસ કરવામા આવ્યો છે એ યોગ્ય નથી

આપણા ગ્રાતમા બે ચાર શહેરો બાદ કરતા મુખ્ય વસતી તો નાના કસ્બાઓ અને હજારો ગામડાઓમા વસેલી છે અને આ ગામડાઓમા વસતી આમજનતાની આધારણ જરૂરિયાતો amenities જેવી કે પીવાનુ સ્વચ્છ પાણી વૈદકીય મદદ, જાહેર આરોગ્ય-સફાઈ અને સ્વચ્છતા, જવા આવવાના રસ્તાઓના સાધનો village communications, દુષ્કાળ સામે રક્ષણ આપવાના કામો Protective works વિગેરે તમામની સ્થિતિ જુઓ તો દયાજનક જ લાગે છે જિલ્લા બોર્ડોનો આપણે આ સ્થિતિ માટે દોષ કાઢી શકીએ નહિ તેમને માથે જવાબદારીઓ ઘણી છે પણ તેમની આવકના સાધનો કરી આપવામા આવ્યા નથી અને એ મદદ આપવુ અશક્ય નહિ ગણાય કે આ દયાજનક સ્થિતિ માટે સરકારની મુખ્ય જવાબદારી છે સરકારી અહેવાલો જોશો તો એ સ્પષ્ટપણે જણાઈ આવશે કે નવુ પ્રાતિક તત્ર દાખલ કરવામા આવ્યુ તે પહેલાની સરકારે દક્ષિણ વિભાગમા કરોડો રૂપિયા ખર્ચ્યા છે હમણા સુધી સિધ વિભાગ જે મુબઈ ઈલાકામા હતો તેના ઉપર પણ સરકારે કરોડો રૂપિયા ખર્ચ્યા છે જ્યારે ગુજરાત ઉપર ભાગ્યેજ થોડાક લાખ રૂપિયા ખર્ચ્યા છે ગુજરાતમાથી ધરખમ આવક પ્રાતિક સરકાર લઈ જાય છે તેમજ મધ્યસ્થ સરકાર પણ લઇ જાય છે, પરતુ આમજનતાની સ્થિતિ સુધારવામાં ગુજરાતની આમજનતા તરફ તદ્દન દુર્લક્ષ જ સેવવામા આવ્યુ છે તે ઘણુંજ શોચનીય છે અત્યારે અમદાવાદ જીલ્લાના કેટલાક તાલુકાઓમા મુખ્યત્વે વિરમગામ તાલુકામા ધધુકા અને ધોળકા તાલુકાના કેટલાક ભાગોમા દુષ્કાળની વિષમ સ્થિતિ છે આ ભાગોની જનતાને દુષ્કાળ સામે સામનો કરવાનો રક્ષણના સાધનો Protective works જેવા કે પાણી આપવાની નહેરો વિગેરેના અભાવે પોતાના ઢોર

પોતાના કીંમતી ઢોરોના નિર્વાહ માટે મુશ્કેલીઓ છે જ પરંતુ વધારે દયાજનક સ્થિતિ તો પીવાના પાણી માટે ફાંફાં મારવાં પડે છે તે છે. કેટલાંયે ગામોને માઇલોના માઇલો દુરથી પીવાને માટે પાણી લાવવું પડે છે. શું સરકારની એ જ ફરજ નથી કે દરેકે દરેક ગામમાં પીવાના સ્વચ્છ પાણીને માટે કુવા કરાવી દેવા? પીવાના પાણીને માટે આ આખા જીલ્લા, અને આખા પ્રાંત માટે વ્યવસ્થિત યોજના કરી તેને તત્કાલિક અમલમાં મુકી દેવી જ જોઇએ. આ કાર્ય જિલ્લા બોર્ડોદ્વારા સરકારે નાણાંની પુરતી મદદ આપી કરાવી લેવું જોઇએ. મહાસભાવાદી સરકારના અમલ દરમ્યાન અમદાવાદ જિલ્લાના સહાનુભૂતિ ધરાવતા વડા અમલદાર સાથે મંત્રણાઓ કરી આ કાર્ય કંઇક અંશે સ્વર્ગસ્થ શ્રી. ભાઈલાલભાઈ શરૂ કરાવી શકયા હતા અને એ વધુ વખત આપણી સાથે હોત તો મને આશા હતી કે અમદાવાદ જિલ્લામાં આ કાર્ય વધારે વ્યવસ્થિત અને વેગવંત રીતે સંપૂર્ણ કરાવવાની એમની ઉમેદ પુરી પડી શકત. પણ આ પ્રશ્ન તો આખા ગુજરાત પ્રાંતનો છે અને આ પરિષદે આ પ્રશ્ન ઉપાડી લેવો જોઇએ એવો મારો તો નમ્ર અભિપ્રાય છે. રસ્તાઓની બાબત પણ એવી જ છે અને અમદાવાદ જીલ્લાના ગામડાંઓ માટે તો એ બાબત બહુ જ અગત્યની અને તાકીદે વિચારણા માગી લે તેવી જ છે. આમજનતાને સુખી કરવી હોય તો—અને આમજનતા સુખી થશે તો જ આખો દેશ સુખી થવાનો છે—આમજનતાને સારી કેળવણી મળવી જોઇશે, વૈદકીય મદદ પુરતા પ્રમાણમાં મળવી જોઇશે, સ્વચ્છ પીવાનું પાણી પુરતા પ્રમાણમાં મળવું જોઇશે, સારા રસ્તાઓ હોવા જોઇશે; આ વગેરે સઘળી બાબતો જિલ્લા બોર્ડોને સોંપાએલી હોવાથી અને જિલ્લાબોર્ડોને આવકોનાં સાધનો પુરતાં નહિ હોવાથી, આમજનતા જે અત્યારે પણ ભારે કરોથી લદાએલી છે તેને વધારે કરોના બોજામાં નાંખ્યા સિવાય આવકનાં બીજા સાધનો ઉભાં થઇ શકે તેવાં હોય તો તે સાધનો શોધી કાઢવાં જોઇશે, પરંતુ મુખ્ય જવાબદારી તો સરકારે ગ્રાન્ટોના સ્વરૂપમાં લેવી જોઇશે અને ગ્રાન્ટો પણ નિશ્ચિત હોવી જોઇશે અને તેનો કાયદામાં સમાવેશ કરવો જોઇશે. એક એ પ્રશ્ન પણ વિચારવા જેવો છે કે સરકારના પબ્લીક વર્કસ ખાતામાં વહીવટ ખર્ચ ઘણું મોટું આવે છે અને દરેક જિલ્લામાં તે ખાતાના જે ઓફિસરો રાખવામાં આવે છે તેમની પાસે પુરતું કામ હોય એમ મને લાગતું નથી; તેથી કાયમને માટે નહિ તો છેવટે અખતરા તરીકે પણ જિલ્લા બોર્ડોને સરકારે પબ્લીક વર્કસ ખાતાનું કામ સોંપવું જોઇએ, જેથી હાલ જે duplication થાય છે તે અટકે અને ખર્ચમાં સરકારને તેમજ બોર્ડોને બચાવ થાય. આ બધી બાબતોનો આપ સૌ ગંભીરતાપૂર્વક વિચાર કરશો એવી મારી આપને વિનતિ છે. ગુજરાતની તમામ લોકલબોર્ડોએ આ બાબતોમાં એકત્ર અવાજ ઉઠાવવો જોઇએ અને એક નાની કમિટી નીમી લોકલબોર્ડ સંબંધી કાળે કમિટીએ કરેલી ભલામણો સંબંધી વિચારણા કરી કાર્યપ્રદેશ વધારવા તેમજ સ્વાધીનતા સિદ્ધ કરવા યોગ્ય યોજના તૈયાર કરી તેને અમલમાં મુકવા પ્રયત્ન કરવો જોઇશે.

હવે આપણે મ્યુનિસિપાલિટીઓ સંબંધી વિચાર કરીએ. આપણા ગુજરાત પ્રાંતની બે ચાર મોટા શહેરોની મ્યુનિસિપાલિટીઓને બાદ કરતાં બીજી નાની મ્યુનિસિપાલિટીઓની સ્થિતિ લોકલબોર્ડોના જેવી જ છે. ૧૯૧૪-૧૮ ના વિશ્વયુદ્ધ પછી પ્રજામાં એક પ્રકારનું ચેતન આવ્યું છે અને પ્રજા હવે વિશેષ પ્રમાણમાં સેવાઓ અને સગવડો માગે છે,

સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ ચુટાએલા તત્ત્વથી હવે ભરપુર હોવાથી સામાન્ય રીતે જનતાએ ચુટેલા પ્રતિનિધિઓ જનતાને વધારે ને વધારે સગવડો આપી તેમની જરૂરીઆતો પુરી પાડી સેવા કરવા માગે એ સ્વાભાવિક છે વધારે ને વધારે લાયક માણસો આવી સંસ્થાઓમા પ્રવેશે તેને માટે એ સંસ્થાઓનુ કાર્યક્ષેત્ર વિશાળ કરવાની ઘણી આવશ્યકતા છે જો આ પ્રમાણે સ્થાનિક સ્વરાજની સંસ્થાઓનું કાર્યક્ષેત્ર વિસ્તારવામા આવે અને જેમ બને તેમ આવી લોકસંસ્થાઓ ઉપરનો સરકારી અંકુશ ઓછામા ઓછો રાખવામાં આવે તો જ આ સંસ્થાઓની સારી સુંદર ખીલવણી થઈ શકે પહેલાની બીનજવાબદાર પ્રાંતિક સરકારના અમલમાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ ઉપર સરકારી અંકુશ જેમ બને તેમ ઓછો કરવાની આપણી માગણીઓ હતી તે જ માગણીઓ હાલના જવાબદાર તંત્રમાં પણ કાયમ રહેવી જોઇએ સ્વરાજની ઇમારતના પાયારૂપ સ્થાનિક સંસ્થાઓના તંત્રમા બહારની ડખલગીરી ભલે પ્રજાનિયુક્ત સરકારની હોય તો પણ તે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની ખીલવણીને અવરોધક છે અને તેથી જ સિદ્ધાંતની દ્રષ્ટિએ કાળે-કમિટીએ સ્થાનિક સ્વરાજ સંસ્થાના મુખ્ય અધિકારીઓની નિમણુક ઉપર સરકારી કાબુ રાખવા (Vetoing power) ની જે ભલામણ કરે છે તેની સામે મારો સખત વિરોધ છે જે સત્તા મ્યુનિસિપલ બરોઝ એક્ટની રૂઇએ સરકાર અત્યારે ભોગવતી નથી તે સત્તા આપવાની ભલામણ કેમ કરવામા આવી હશે તેની મને તો સમજ પડતી નથી કમિટીએ removal અને punishment સબંધી કરેલી ભલામણોમા પણ મોટા ફેરફાર કરવા જરૂરી જણાય છે સરકાર તરફથી સાધારણ રીતે મ્યુનિસિપાલિટીઓમા આરોગ્ય ખાતામા ગ્રાન્ટો આપવામા આવે છે એ પ્રજાકીય તંદુરસ્તીનો પ્રશ્ન હોઇ ગ્રાન્ટો આપવાની સરકારની ફરજ છે અને તે પ્રમાણે ગ્રાન્ટો આપવાને કારણે સરકારને મ્યુનિસિપાલિટીના નોકરો ઉપર કાબુ રાખવા દેવાથી આ સંસ્થાઓની કાર્યદક્ષતા (efficiency) મા જરૂર ખામી આવશે અને તેથી પ્રગતિ રૂંધાશે એનાથી dual control બેવડો કાબુ થશે અને આવા નોકરો હરહંમેશ બેદરકાર રહેશે એવી મને સકારણ બીક રહે છે ૧૯૩૫મા મળેલી પરિષદે એને માટે વિરોધ દર્શાવતો ઠરાવ કરેલો હતો એ તરફ પણ આપનુ ધ્યાન ખેચુ છુ આ પ્રમાણેની વસ્તુસ્થિતિ હાલમા સ્કુલ બોર્ડમા પણ થએલી છે પ્રાઇમરી એજ્યુકેશન એક્ટમા સુધારો કરી એ સ્થિતિ ઉત્પન્ન કરવામા આવી છે આ સ્થિતિ કદાચ દક્ષિણ વિભાગને માટે જરૂરી હશે પરંતુ ગુજરાતને માટે તો મારા નમ્ર અભિપ્રાય અનુસાર બીનજરૂરી છે તેનાથી સ્કુલ બોર્ડોની સ્થિતિ તદ્દન કફોડી થઈ છે અને હુ તો એમ પણ કહુ કે સ્કુલ બોર્ડોને જો સત્તા આપવી હોય તો બેહુદુ સત્તા નહિ રાખતા સંપૂર્ણ સત્તા આપવી જોઇએ અગર તો સ્કુલ બોર્ડો તદ્દન કાઢી નાખવા જોઇએ અમદાવાદ અને સુરત મ્યુનિસિપાલિટીને તો જો કે આ એક્ટની કલમ ૨૭ અ અનુસાર છુટ આપવામા આવી છે છતાએ સ્કુલ ખાતાના સરકારી અધિકારી તરફથી કાર્યક્ષેત્રમા ડખલ થાય તેવા પ્રકારના સરક્યુલરો અમને પણ મળેલા છે ઉપર મે જણાવ્યુ તેમ સુખસગવડના સાધનો વધારે ને વધારે પુરા પાડવાની મ્યુનિસિપાલિટીઓને ફરજ પડતી જાય છે જ્યારે તેમની નાણાકીય સ્થિતિ વધારે ને વધારે તંગ બનતી જાય છે સરકાર તરફથી પહેલા ઘણા વર્ષો

ઉપર કંઇક કંઇક મદદ ગ્રાન્ટ રૂપે અપાતી હતી તે પણ હવે બંધ કરી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ પાસેથી ઉલટા જુદી જુદી રીતે નાણા કઢાવવાના પ્રયત્નો સરકાર તરફથી શરૂ થયા છે એ ધણીજ દીલગીરીની વાત છે એના થોડાક દૃષ્ટાન્તો હું આપને જણાવીશ આ બધા મહત્વના પ્રશ્નો છે અને આ પ્રશ્નોનો ઢાકપીછોડો ન થવા દેતા તેનો આખરી નિર્ણય આપણે સરકાર પાસેથી તાકીદે કરાવવો ઘટે હું તો સરકાર સમક્ષ એવો દાવો કરતો આવ્યો છુ કે મ્યુ હદમા આવેલી સરકારની માલિકીની ખુલ્લી જગાઓ સરકારને પોતના જાહેર ઉપયોગને માટે જરૂર હોય તે સિવાયની તમામ જગાઓ સરકારે મ્યુનિસિપાલિટીઓને જાહેર ઉપયોગના કાર્યો માટે સોપી દેવી જોઇએ. અમદાવાદ શહેરની ગીચતા જગજાહેર છે આ ગીચતા નામદાર ગવર્નર સાહેબને પણ મે રૂબરૂ બતાવેલી તેમજ શહેરના Aerial Photograph ઉપરથી દેખાડેલી અને મે તો માગણી પણ કરેલી છે કે મ્યુ હદની અંદરના સઘળા સરકારી ખુલ્લા પ્લોટો સરકારે મ્યુનિસિપાલિટીને સોપી દેવા જોઇએ શહેરની અંદરના લગભગ ૮૦૦ ઉપરાતના તદ્દન નાના કકડાઓ તો અમે મેળવી શકયા છીએ પરતુ મોટા પ્લોટો હજી મળી શકયા નથી પરતુ તે મેળવવાના અમારા પ્રયાસો થતુ છે અમે શહેરની ખીલવણી કરી આ જમીનોની કીંમત વધારી હતી આ પ્લોટો પૈકી કેટલાક પ્લોટો સારા ભાવે વેચી પૈસા ઉત્પન્ન કરવાનો સરકારનો ઇરાદો છે. મારે એ જણાવવુ જોઇએ કે સરકારે પૈસાના લોભે આવી નીતિ અખત્યાર કરવી જોઇએ નહિ અને શહેરોની ગીચતાને કારણે જનતાને માટે ફેફસારૂપ થઇ પડે તેવા તમામ ખુલ્લા પ્લોટો જાહેર ઉપયોગ માટે મ્યુનિસિપાલિટીઓને આપી દેવા જોઇએ. આ માગણી આપણી તમામ સંસ્થાઓને માટે હોવી જોઇએ અને જો આપણો એકત્ર અવાજ કાઢી શકીએ તો મને ચોકકસ ખાત્રી છે કે આપણે આ સિદ્ધાન્ત સરકાર પાસે કબુલ કરાવી શકીશુ. સરકાર તરફથી થોડા વખતથી Sub soil ના હક સબધી પ્રશ્ન ઉઠાવવામા આવ્યો છે અને દરેક વેચાણ અને ભાડાપટાની આવકમાથી અડધો અડધ હિસ્સો સરકાર લે છે. આ રીતે સરકારે પોતાને માટે આવકનુ સાધન ઉભુ કર્યું છે જે આખી આવક કુદરતી રીતે મ્યુનિસિપાલિટીઓને જ મળવી જોઇએ અમદાવાદ તથા સુરત મ્યુનિસિપાલિટીએ આ સબધી સરકારમા સયુક્ત નિવેદન representation કરેલુ છે પરતુ હજી સુધી તેનો પુરેપુરો સંતોષકારક નિવેડો આવ્યો નથી જાહેર સંસ્થાઓની થતી અગવડોના પ્રમાણમા સરકારને જુજ રકમ મળે છે તે જોતા પણ આવી ઝીણી ઝીણી પજવણી કરવાનું કામ સરકારે છાજતુ નહિ હોવાથી તે છોડી દેવુ જોઇએ.

કેટલાક વર્ષો ઉપર મ્યુનિસિપાલિટીઓને ડ્રેનેજ વોટર વર્કસ વિગેરે-અગત્યના જાહેર ઉપયોગી કાર્યો માટે સરકાર તરફથી ખર્ચના ૫૦% જેટલી ગ્રાન્ટ મળતી હતી તે ગ્રાન્ટો સરકારે નાણા ભીડના બહાના હેઠળ બંધ કરી તે તો જાણે ઠીક, પણ હવે તો સરકારે મદદ આપવાને બદલે મ્યુ ની આવકમાથી લેવાની નીતિ અખત્યાર કરી છે. આર્થિક વિટંબનાઓ હોવા છતા મ્યુનિસિપાલિટીઓ લોનો લઈ શહેરી જનતાને ચાલુ જમાનાની સગવડો આપવા સારૂ અને આરોગ્ય સપત્તિ વધારવા માટે આવી યોજનાઓ હાથ ધરે ત્યારે સરકારે ઉત્તેજન આપવુ જોઈએ તેને બદલે સરકારી ખાતાના અમલદારો જેટલાજ

નિષ્ણાત મ્યુનિસિપાલિટીના અમલદારોએ તૈયાર કરેલી યોજનાઓના અંદાજો તથા નકશાઓ તપાસવાને માટે કુલ ખર્ચના સવા ટકા જેટલી રકમ (Scrutiny) તપાસણી માટે સરકાર માગે અને કામોના execution વખતે કોઈ કોઈ વાર તપાસણી કરી જાય તેમાં બીજો સવા ટકો સુપરવીઝન ખર્ચ લે. આવી રીતે હજારો રૂપિયા સરકાર મ્યુનિસિપાલિટી પાસેથી લે તે તદ્દન અણઘટતુ છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીએ તો આ સંબંધી પણ નિવેદનો representations કર્યા જ છે. મારો એવો ચોક્કસ અભિપ્રાય છે કે આવા જાહેર હિતના કામોની યોજનાઓ સંબંધી સરકારે તમામ પ્રકારની મદદ મ્યુનિસિપાલિટીઓને વિના મૂલ્યે આપવી જોઈએ. સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓ પ્રત્યેની સરકારની આ એક ફરજ છે

સરકાર તરફથી ખેતી સિવાયના ઉપયોગ માટે જે વિશેષ ધારો લેવામાં આવે છે તે ગેરવ્યાજબી અને અન્યાયી છે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ ગીચના દૂર કરવા માટે પોતાની હદમાં શહેરની ખીલવણી કરી નગરરચનાની યોજનાઓ કરે અને શહેરીઓને બહાર જવા માટે લલચાવે ત્યારે સરકાર આ રીતે વિશેષ ધારો લેવા નીકળે એ શહેરની ખીલવણીમાં અંતરાયરૂપ નીવડે એમાં કંઈ શક નથી એટલે આ વિશેષ ધારો લેવાવો ન જોઇએ એવું આપણે આગ્રહપૂર્વક સરકારને કહેવુ જોઈએ અને છતાએ સરકારનું દીલ જો નજ પીગળે તો આ વિશેષ ધારાની જે આવક આવે તે મ્યુનિસિપાલિટીના પ્રયત્નોને આભારી હોઈ તેના ઉપર મ્યુનિસિપાલિટીનો હક છે અને તેથી તે તમામ આવક મ્યુનિસિપાલિટીને આપી દેવી જોઇએ.

કેળવણીની ગ્રાન્ટનો પ્રશ્ન પણ જુઓ તો જણાશે કે સરકાર તેમાં પણ પોતાનો પૂરો હિસ્સો આપતી નથી. અમદાવાદ મ્યુનિસિપાલિટીનો જ જો દાખલો આપું તો તા. ૧-૪-૨૫ પહેલાના સ્કૂલ બોર્ડના નોકરો ઉપર જ મ્યુનિસિપાલિટીને કેળવણીની ગ્રાન્ટ આપવામાં આવે છે મ્યુનિસિપાલિટીએ સરકારને સરકારી ઓડીટરોની જ સૂચના મુજબ તા. ૧-૪-૨૫ પછીથી રોકાયેલા શિક્ષકોની મંજુરી માટે અરજ કરેલી પણ સરકારે નાણાભીડનુ કારણ બતાવી આ મંજુરી આપી નથી. અમદાવાદ મ્યુનિસિપાલિટીએ પ્રાથમિક શિક્ષણ માટે ૧૯૩૯-૪૦ માં લગભગ રૂ ૮,૭૮,૦૦૦ ખર્ચેલા જ્યારે ગ્રાન્ટ તરીકે લગભગ રૂ ૨,૨૦,૦૦૦ મળ્યા છે એટલે પ્રાયમરી એજ્યુકેશન રૂલ ૧૦૯ પ્રમાણે ખર્ચનો અડધો ભાગ ગ્રાન્ટ તરીકે મળવો જોઈએ, પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે મંજુરી નહિ મળવાના સબબે ફક્ત ચોથા ભાગની રકમ જ ગ્રાન્ટ તરીકે મળે છે. આવી રીતે સરકાર કેળવણી માટેની પણ પોતાની ફરજ અદા કરતી નથી ફરજીઆત કેળવણી માટે પણ અમદાવાદ મ્યુનિસિપાલિટીએ છેક ૧૯૨૫ ની સાલથી ફરજીયાત કેળવણીની યોજના સરકાર સમક્ષ રજુ કરેલી છે અને તે સરકારના સેક્રેટરીયટના કોઈ ભાગની અભરાઈ ઉપર પડી પડી પંદર વરસ થયાં સડી રહી છે. આ પ્રમાણે કેળવણીની બાબતમાં પણ સરકાર પોતાને કાયદેસર આપવા પડતા ફાળા માટે પણ આવી રીતની નીતિ અખત્યાર કરે છે તે ખરેખર શોચનીય ગણાય. ફરજીયાત મફત કેળવણી આપવાની યોજના મ્યુનિસિપાલિટીઓએ દાખલ કરીજ જોઇએ પરંતુ તેને માટે નાણાની મુશ્કેલીઓનો સામનો પણ કરવોજ પડશે કાજે-કમિટી "પ્રાયમરી એજ્યુકેશન રૂ. ૫." નાંખવા સંબંધી ભલામણ કરે છે એ વિચારવા જેવો પ્રશ્ન છે પરંતુ એ સાથે મારે સ્પષ્ટ કહી દેવું જોઇએ કે પ્રથમ

સરકારે પ્રાયમરી એજ્યુકેશન એક્ટ પ્રમાણે જે ફાળો તેને આપવાનો થાય છે તે ફાળો આપવા તેઓ તૈયાર છે કે કેમ તેની ચોખવટ કરી દેવી જોઇએ એટલે મ્યુનિસિપાલિટીઓએ આ બાબતમા શુ કરવુ તેની તેઓને સમજ પડે, તે સાથે કયા નામા પણ આ ફાળો સરકારે આપવાની ફરજ સબધી પણ વધારે સ્પષ્ટતા અગાઉથી કરાવવી જોઇએ

એ જાણીતી વાત છે કે મ્યુનિસિપાલિટીઓની આવકના સાધનો ઘણા સકુચિત છે અને તેમા પણ કેટલીક વખતે એવુ પણ બન્યુ છે કે સ્થાનિક સસ્થાઓ જે કર નાખી શકે તેવાજ કર સરકાર પોતે નાખે છે અને તેમ કરી પોતાની ઉપજ વધારે છે અને મ્યુનિસિપાલિટીઓની સ્થિતિ કફોડી બનાવી દેવામા આવે છે અમદાવાદ મ્યુનિસિપાલિટીએ પ્રથમ એન્ટરટેઇનમેન્ટ ટેક્ષ નાખવાની સરકાર પાસે મજુરી માગી હતી તે નહિ આપતા સરકારે પોતે તે કર નાખ્યો અને તે નાખતી વખતે આપેલુ વચન પણ પાળવામા આવ્યુ નથી અને આખી આવક સરકાર પોતે જ લઇ જાય છે. આ ટેક્ષ મ્યુનિસિપાલિટીઓના કરના ક્ષેત્ર ઉપર એક આક્રમણ છે અને તે જેમ બને તેમ વહેલામા વહેલી તકે મ્યુનિસિપાલિટીઓને કેળવણીના ઉપયોગ માટે સ્વાધીન કરી દેવો જોઇએ અને તે કરવાની સરકારની સ્પષ્ટ ફરજ છે વીજળીના વપરાશ ઉપર સરકાર જે કર લે છે તેમાનો મોટો ભાગ પણ સરકારે સ્થાનિક સ્વરાજની સસ્થાઓને આપી દેવો જ જોઇએ એ તો સૌ કોઇને કબુલ કરવુ પડશે કે આ વીજળીના વપરાશ ઉપરનો કર તેમજ મોજ શોખના સાધનો ઉપરનો કર મ્યુનિસિપલ કરોના ક્ષેત્રમા આવતો હોવાથી પ્રાતિક સરકારનું તે ક્ષેત્ર ઉપર ચોખ્ખે ચોખ્ખુ આક્રમણ છે મુબાઇની મહાસભાવાદી સરકારે ત્રણ વરસમાં દારૂબધીની સ્તુત્ય, આવકારદાયક અને જન હિતકારી આખી યોજના પૂર્ણ કરવાનો નિર્ધાર કરી અમદાવાદ, મુબાઇ અને બીજા કેટલેક સ્થળે દારૂબધીની યોજના અમલમા મુકી એને માટે મહાસભાવાદી સરકારને અભિનદન ઘટે છે અને લઇને ખમવી પડતી મોટી ખોટ પુરવા તેમને મુબાઇ અને અમદાવાદ શહેરની સ્થાવર મિલ્કતો ઉપર કર નાખવાનુ પગલુ લેવુ પડ્યુ, એ તો કહેવુ જ પડે કે આ પણ મ્યુનિસિપાલિટીઓના આવકના સાધનોના ક્ષેત્રને કેટલેક અશે સકુચિત કરે છે દારૂબધી તો થવી જ જોઇએ અને એ કાર્યક્રમ પુરો કરવો જ જોઇએ આ સજોગોમા તત્કાળિક જરૂરીઆતને પહોચી વળવાને માટે આ પગલુ અનિવાર્ય ગણાયુ હશે પરતુ આ કામચલાઉ પગલુ જ હશે અને સ્થિરતા પામતા આપણે જરૂર આશા રાખીએ કે આ ખોટને પહોચી વળવા માટે બીજા સાધનો શોધી કાઢી, મધ્યસ્થ સરકારને આપવો ત્યાથી જ લઇ જતા ઇન્કમટેક્ષમાથી મોટો હિસ્સો આપવાની ફરજ પાડીને મ્યુનિસિપાલિટીઓના આવકના ક્ષેત્રને મોકળુ કરવામા આવશે

મ્યુનિસિપાલિટીઓને લોનો કાઢવામા પણ ઘણી મુશ્કેલીઓ પડે છે ઇન્ડીયન ટ્રસ્ટ એક્ટની રૂએ મુબાઇ શહેર સિવાયની બીજી કોઇ પણ સ્થાનિક સસ્થાની લોનમા ટ્રસ્ટ એક્ટ નીચેના ફડોના નાણા રોકી શકાતા નથી આ બાબતમા કાયદો સુધારવાની ખાસ જરૂરીઆત છે અને જ્યા સુધી આ પ્રમાણે સુધારો કરવામા આવશે નહિ ત્યા સુધી મ્યુનિસિપાલિટીઓને લોનો ઉઘરાવવામા મુશ્કેલીઓ પડવાની જ અને વધુ વ્યાજ આપવાની ફરજ પણ પડવાની આ સબધમા હુ તો એમ પણ જણાવુ કે સરકાર જ્યા જ્યા જરૂર લાગે ત્યા પોતે જ સસ્તા દરે લોન ઉઘરાવી મ્યુનિસિપાલિટીઓને યોગ્ય વ્યાજના દરે લોનો આપવી જોઇએ

આ પ્રમાણે જો સરકાર સગવડના કરી આપે તો મ્યુનિસિપાલિટીઓને પોતાના લોકોપયોગી અગત્યનાં કામો જલદીથી હાથ ધરવામાં સુગમતા પડે. આપણે આશા રાખીએ કે સરકાર આ સૂચના ઉપર ગંભીરતાપૂર્વક અને સહાનુભૂતિપૂર્વક વિચાર કરે. એક બીજી બાબત પણ આને અંગે મારે જણાવવી જોઇએ કે જેવી રીતે મુંબાઈ શહેરના મ્યુનિસિપલ એકટ પ્રમાણે મુંબાઈ કોર્પોરેશનને નાણાં ટુંક સમયને માટે વ્યાજે લેવાની સત્તા આપેલી છે તેવા જ પ્રકારની સત્તા મ્યુનિસિપલ બરોઝ એકટમાં જે મ્યુનિસિપાલિટીનાં નામો ખાસ નોટીફીકેશનથી ગેઝેટમાં પ્રસિદ્ધ કરવામાં આવે તે મ્યુ.ઓને આપતો સુધારો સત્વર કરવો જોઇએ. આ બાબતની માંગણી આપણી પરિષદે ૧૯૩૧ ની બેઠકમાં અમદાવાદ મુકામે કરી હતી પરંતુ હજુ સુધી તે સબંધી કંઇ હીલચાલ થઈ જણાતી નથી. આ સુધારો મ્યુનિસિપાલિટીઓ માટે ખાસ આવશ્યક છે અને તે સત્વરે થવો જોઇએ. એવો મારો ચોક્કસ અભિપ્રાય છે.

મ્યુનિસિપાલિટીઓ પોતાના નોકરોના પ્રોવીડન્ટ ફંડનાં નાણાં તેમજ સીંકીંગ ફંડ વિગેરેના નાણાં પોતાની સીકયુરીટીઓમાં રાખી શકે નહિ એવો સરકાર જે આગ્રહ પકડી રહી છે તે પણ વાસ્તવિક નથી અમદાવાદ મ્યુનિસિપાલિટીને તેના બાહોશ ધારાશાસ્ત્રી સલ્લાહ્ગારોએ સરકારનું આ પગલું કાયદેસરનું નથી એમ જણાવેલ છે અને તમામ વસ્તુસ્થિતિ નિવેદનો (representations)થી સરકારમાં સ્પષ્ટ કરવામાં આવી છે છતાં પણ હજી સરકાર આગ્રહ છોડતી નથી.

આવી રીતે સરકાર તરફથી મ્યુનિસિપાલિટીઓને મદદ મળવાને બદલે અંતરાય થાય છે. તેના ઘણા દાખલાઓ હુ આપી શકું તેમ છુ પરંતુ આપનો વધુ વખત ન લેવો જોઇએ એટલે અહીં જ અટકુ છુ.

નગરરચનાની યોજનાઓ સંબંધી પણ મારે કહેવું જોઇએ કે સરકારી ખાતાંઓમાં ઘણી ઢીલ થાય છે સરકાર ભારે ખર્ચાળ ખાતુ નભાવે છે અને ભારે પગારના અમલદાર રાખે છે જો કે ખાતાના ઘણાંખરા ખર્ચનો બોજો તો સ્થાનિક સંસ્થાઓ જ ભોગવે છે અને અમદાવાદ મ્યુનિસિપાલિટીને તો ઘણો મોટો ફાળો આપવો પડે છે પણ નગરરચનાની યોજનાઓને વરસો સુધી છેવટની મંજુરી મળી નથી. દાખલા તરીકે ફક્ત બેજ સ્કીમોનો ઉલ્લેખ બસ થશે. એલીસબ્રીજ ટાઉન પ્લેનીંગ સ્કીમ કરવાનો ઠરાવ સને ૧૯૨૪ માં અમદાવાદ મ્યુનિસિપાલિટીએ જાહેર કર્યો અને સ્કીમ તૈયાર થઇ. તે સ્કીમ વર્ષો સુધી તે સ્કીમની અંદર રાખવામાં આવેલ શાહપુર બ્રીજના ખર્ચનો સરકારને ફાળો આપવાના પ્રશ્ન ઉપર પડી રહી. અને છેલ્લે ફાળો આપવાની ના પાડવાથી સ્કીમમાંથી પુલ કાઢી નાંખવાની ફરજ પડી આ પણ સને ૧૯૩૩ મા બન્યું તેને પણ આજે સાત વરસ થયાં. ટ્રીબ્યુનલે ઘણી જહેમત ઉઠાવી સને ૧૯૩૯ માં મહીનાની અંદર કામ પુરું કરી ગઈ સાલના મે મહીનામાં ચુકાદો પણ આપી દીધો તેને લગભગ વરસ થવા આવ્યું પરંતુ હજી તે સ્કીમને છેવટની મંજુરી કયારે મળશે તે ચોકકસ કહી શકાતુ નથી અને જનતાને આ સ્કીમનો લાભ લઇ બ્હાર જવા લલચાવવામાં આવી તેમની હાડમારીઓનો ખ્યાલ આપને સ્હેજે આવી શકશે.

અમારી સીટીવોલ સ્કીમ જે શહેરની સુધારણામાં અને ગીચવસ્તીને ખુલ્લી હવા મળવામાં ઘણી જ મહત્વની છે, તે સ્કીમમાં તો વરસો થયા હજી draft સ્કીમની પણ

ના પાડી નહિ શકે. કેટલી લાયકાત હોવી જોઇએ તે નક્કી કરવાનું કાર્ય મુશ્કેલ તો છે જ. આ સવાલ ચર્ચા માગી લે છે.

સ્થાનિક સંસ્થાઓને દોરવણી આપવા તેમજ જો બની શકે તો મોટા અધિકારીઓની નીમણુંકો વિગેરે કરવામાં સલાહ આપવા જો ચૂંટાયલા પ્રતિનિધિઓનું બનેલું એક લોકલ-શીયલ બોર્ડ કે જેનો exofficio પ્રમુખ આ ખાતાના દફતરનો હવાલો ધરાવનાર પ્રધાન હોય તેવું બોર્ડ બનાવવામાં આવે અને તેનો કાર્યપ્રદેશ ચર્ચા કરી નક્કી કરવામાં આવે તો સ્થાનિક સંસ્થાઓની ખીલવણીમાં અને વહીવટી કાર્યમાં મદદરૂપ નીવડે એવું મારું માનવું છે.

મ્યુનિસિપલ બરોઝ એકટ અને ડીસ્ટ્રીકટ મ્યુ. એકટ સદંતર ફેરવી overhaul કરી નાખી યોગ્ય સુધારા વધારા કરવાની ખાસ આવશ્યકતા છે. બરોઝ એકટમાં slum clearance તેમજ મનુષ્યના વસવાટને માટે નાલાયક મકાનો તોડી પાડવા માટે જરૂરી સત્તાઓ મ્યુનિસિપાલિટીઓને આપવામાં આવેલી નથી અને તેને લઇને મ્યુનિસિપાલિટીના ગમે તેવા પ્રયત્નો હોય તો પણ આવા મકાનોના માલીકો આવા મકાનોને કાઢી નંખાવવા જતાં ઘણા અંતરાયો ઉભા કરી શકે છે અને કરે છે. મ્યુનિસિપાલિટી આ કાર્ય વધારે ઝડપથી કરી શકે તે માટે તેને જરૂરી સત્તાઓ આપવાનું આવશ્યક છે. ગરીબ વર્ગોને માટે રહેઠાણો કરવાની યોજનાઓની પણ અત્યંત આવશ્યકતા છે. તેમાં પણ જમીનો મેળવવાની તેમજ નાણાં ઉભાં કરવાની ઘણી મુશ્કેલીઓ છે અને સાધન સંપન્ન મ્યુનિસિપાલિટી સિવાયની બીજી મ્યુનિસિપાલિટીઓ માટે આ ઘણી ભારે વસ્તુ થઇ પડે તેમ છે. આને માટે પણ કંઇક એવા ઉપાયો યોજવા જોઇએ કે જેથી મ્યુનિસિપાલિટીઓને આ કાર્ય કરી બતાવવાની વધુ સગવડતા મળે. હરિજન નોકરો માટે તો દરેક મ્યુનિસિપાલિટીઓને રહેઠાણો બનાવવાનું ફરજીયાત હોવું જોઇએ. આ બને માર્ગ માટે જોઇતી જમીનો સરકારે મ્યુનિસિપાલિટીઓને રેવન્યુ ફ્રી ગ્રાન્ટ તરીકે આપવી જોઇએ તેમજ તેઓને સસ્તા દરે નાણાંની લોનો પણ આપવી જોઇએ. જો સરકાર તરફથી આટલી મદદ મળશે તો મને ખાત્રી છે કે ઘણી ખરી મ્યુનિસિપાલિટીઓ આ પ્રદેશમાં પોતાની ફરજો સારી રીતે અદા કરશે.

મેં આપણી લોક સંસ્થાઓની કેટલીક મુશ્કેલીઓ જણાવી, તે ઉપરાંત બીજી અનેક નાનીમોટી મુશ્કેલીઓ હશે. પરંતુ આપણે નાસીપાસ થવાની જરૂર નથી. જેવી રીતે સરકાર તરફથી નડતા અંતરાયો દુર કરવાના આપણે પ્રયત્ન કરવા જોઇએ તેવીજ રીતે આપણે આપણી સંસ્થાઓનો વહીવટ આપણા નબળા પાતળા સાધનો વડે પણ કરકસર અને પ્રમાણિકતાથી કરી આપણી સંસ્થાઓને આદર્શ બનાવવી જોઇએ. આપણે સેવાવ્રત ધારણ કરીને આવી સંસ્થાઓમાં દાખલ થઇ શકીએ છીએ અને આપણે ઉચ્ચ આદર્શો રાખી શુદ્ધ નિષ્ઠાથી આપણી તમામ શક્તિઓ જનસેવા માટે ખર્ચી આપણી સંસ્થાઓ નમુનેદાર બનાવવી દેવી જોઇએ. એ વખત ચાલ્યો ગયો છે કે જ્યારે આ સંસ્થાઓના સભ્યપદો મોટાઇ માટે જ લેવામાં આવતાં હતાં અને નવરાશનો વખત સંસ્થાઓને આપવામાં આવતો હતો. હવે તો એવો વખત છે કે જ્યારે પોતાનો આખો વખત અને પોતાની તમામ શકિતઓ આ સંસ્થાઓના સચાલકોએ આપવી પડે છે. અને આ દિશામાં આપણા નેતા સરદાર વલ્લભભાઇ સાહેબે અમદાવાદ મ્યુનિસિપાલિટીનું સુકાન સંભાળી પોતાની અજબ કાર્યશક્તિથી જન-સેવાના



હિંદુસ્તાનના ગામડાંઓમાં એક છેડેથી બીજે છેડે ફરતાં, માનવીઓની ભયંકર ગરીબી અને ભૂખમરાના જે દૃશ્યો જોવામાં આવે છે તે હૈયું વલોવી નાંખે એવાં હોય છે. આજે આપણી આગળનો પહેલો પ્રશ્ન ખેડૂતોની આ દરિદ્રતા ટાળવાનો અને તે જલદી કઈ રીતે ટાળવી એ છે. બીજા બધા પ્રશ્નો ગૌણ છે. અને ભારતની સ્વાધિનતા જો આ ભૂખમરાનો અંત ન લાવી શકે તો એ સ્વાધિનતાનો મારા મને કંઈ અર્થ નથી.

પંડિત જવાહરલાલ નહેરૂ

# ગામ સુધારણા અને સ્ત્રીઓ

## (૩)

આપણે શરીરની, ઘરની, રસ્તાની, કૂવા તળાવની એમ વિવિધ પ્રકારની અસ્વચ્છતાની વાતો કરી, આપણા જીવનમાં પ્રસરી રહેલા બાષાના ગંદવાડ વિષે પણ ગયા અંકમાં આપણે વાતો કરી. વિચાર એ થાય છે કે અસ્વચ્છતા અને ગંદવાડની બાબતો પૂરી થઇ ગઇ કે હજી બાકી હશે? ગંદવાડમાં કઇ બાબતનો સમાવેશ થાય અને કઇ બાબતનો ન થાય?

આ પ્રશ્નનો ઉકેલ હું મારી રીત પ્રમાણે કરું છું. માનવીઓની જીંદગી જે જે કોઇ બાબતથી ખરાબ થાય એ તમામ બાબતને ગંદવાડમાં સમાવી શકાય એમ મને લાગે છે. અને આવો નિર્ણય કરીએ તો પછી સામાજિક રીત રિવાજોમાંથી આપણને ઘણી બાબતો એવી જડશે કે જેને ગંદવાડ સિવાય બીજું કંઇજ નામ આપી શકાય નહીં!

આ લખું છું ત્યારે સૌથી પહેલો પ્રશ્ન મારી આંખ આગળ લગ્નનો આવે છે, લગ્નને આપણે આનંદનો પ્રસંગ ગણીએ છીએ માંગલિક પ્રસંગ ગણીએ છીએ. જીંદગીની અનિવાર્ય જરૂરીઆતની બાબત લગ્નને ગણીએ છીએ, પણ ખરેખર રીતે વિચાર કરીએ તો લગ્નને આવું આનંદજનક, માંગલિક, અને સુખદાયક આપણે રાખ્યું છે ખરું? વસ્તુ મૂળે ગમે એવી સુંદર હોય, પણ એની સુંદરતા જાળવીએ નહીં તો એ કદરૂપી બને એટલું જ નહીં પણ બિહામણી પણ બની જાય છે. ફળફૂલોથી શોભી રહેલો બાગ આનંદ દાયક અને સુખદાયક લાગે છે અને એનાં ફળફૂલો ઉપયોગી પણ બને છે. પણ બાગની રચના ગંભીર વિચારણા પૂર્વક કરવામાં ન આવે તો સુશોભિત ફૂલ છોડો અને ઉપયોગી ફળો આપતાં વૃક્ષોને બદલે જંગલી ઝાડ ઝાંખરાંથી બાગની જમિન ભરાઇ જાય અને સુંદરતા કે ઉપયોગીતા કશુંજ ત્યા જોવામાં ન આવે એ સહેજે સમજાય એવી વાત છે

લગ્નની બાબતમાં પણ આવુ જ છે. દુઃખની વાત તો એ છે કે બાગ કે વાડી અને ફળફૂલનાં ઝાડો વિષે કાળજી રાખીએ છીએ એટલી કાળજી ને એટલી સાવચેતી પણ લગ્નની બાબતમા આપણે રાખતા નથી ફૂલ કે ફળના છોડવાને કે વૃક્ષને કયું ખાતર ઉપયોગી થશે અને કયું એને નુકશાન કરશે એ વિષે આપણે ચિંતા રાખીએ છીએ. અમુક ફૂલ છોડો અમુક જગ્યાએ જ સારા ઉગશે અને અમુક સ્થળે જ વધારે શોભી ઉઠશે, અમુક વૃક્ષો જોડે અમુક વૃક્ષો જ રોપવા લાભકારક છે, અમુક ફૂલવેલીઓ અમુક વૃક્ષો પર જ સરળતાથી ચઢી શકે છે, વગેરે વગેરે વિવિધ પ્રકારની કાળજી, ચિંતા, વ્યવસ્થા આપણે રાખીએ છીએ, પણ લગ્નની બાબતમા? એમા કાળજીને, વિચારણાને, ચિંતાને સ્થાન જ નથી, એકનો છોકરો ને બીજાની છોકરી–ગમે એવા હોય, લગ્નને લાયક જ ગણાય છે. છોકરો ને છોકરી એકબીજા માટે લાયક છે કે નહીં, એ લગ્નથી બેઉને સુખ થશે કે નહીં, બેઉના સ્વભાવ, બેઉની શરીરસંપત્તિ, બેઉની બુદ્ધિશક્તિ વગેરે વગેરે એકબીજાને અનુકૂળ થાય એમ છે કે નહીં એ બધું લગ્નો ગોઠવતી વખતે કોણ વિચારે છે? મોટા મોટા શહેરોમાં અને ભણેલા ને સુધરેલા ગણાતા વર્ગોમાં, જ્યાં આજે વિવિધ પ્રકારનાં લગ્નો થય છે ત્યાં પણ મોટા ભાગના જન-સમુદાયમાં લગ્નની બાબતમા હજી આવી જ બેદરકારી રાખવામાં આવે છે, આ સંજોગોમાં ગામડાંઓમાં તો કેવીક આશા રાખી શકાય? જે કંઇ અનેક પેઢીઓથી ચાલતું આવ્યું હોય ચાલ્યા કરે છે; અને તેથી દુઃખ ઉપજે, કલેશ થાય, અને જીંદગી ત્રાસરૂપ ને બિહામણી જાય તો યે એને સ્વાભાવિક અને અનિવાર્ય સ્થિતિ ગણીને નિભાવી લેવામાં આવે છે,

જીંદગીની અત્યંત જરૂરી અને જેના પર સુખદુઃખનો મોટો આધાર રહે છે એવી આ બાબત તરફનું આપણું આ વલણ હવે આપણે બદલવું પડશે, કોઇ કદાચ પૂછશે કે 'ગામ સુધારણા'માં લગ્નની બાબત ક્યાં આવી? પણ ખરી રીતે તો ગામ સુધારણાનો પ્રશ્ન વિશાળ છે અને એમાં જીવનનાં બધાં અંગોનો સમાવેશ થાય છે. એ પ્રત્યેક અંગમાં જેટલા પ્રમાણમાં સુધારો થાય એટલા પ્રમાણમાં માનવીનું જીવન સુખી નિવડે અને એટલા પ્રમાણમાં ગામ સુધારણા સાધી શકાય

ત્યારે આજનાં આપણાં લગ્નોમાં મુખ્ય મુખ્ય ખામીઓ કઈ છે તે હવે જોઈએ.

**(૧) બાળલગ્નો**

નિશાળે જવા લાયક છોકરા છોકરીઓને નિશાળે મોકલવાની, ભણાવવાની, સારા સંસ્કાર આપવાની, તેમનાં શરીર ને મન કેળવવાની કે એવી કોઈ પણ સારી જીંદગી જીવવા માટેની જરૂરી બાબતો તરફ ધ્યાન આપવાને બદલે ધૂળમાં રમતાં એ નિર્દોષ ને અણસમજુ બાળકોને ભારે લાડપૂર્વક પરણાવી દેવામાં આવે છે, અને એ ખીલતાં બાળકોને ત્યારથી જ રૂંધી નાખવામાં આવે છે. શારદા બીલ પસાર થયા પછી આ ત્રાસજનક રૂઢીમાં થોડો ઘણો સુધારો જરૂર થયો છે, પણ હજીયે ઉમ્મર છૂપાવીને, મોટી ઉમ્મર બનાવીને અથવા જેમતેમ ત્યાં સુધી ખેંચે તો ૧૪ ને ૧૮ વર્ષ પૂરાં થાય કે તરત ભણતા ન ભણતાં, માંદાં, સાજા, અશક્ત બાળકોને પણ પરણાવી દેવામાં આવે છે. પરણ્યા પછી એ બેઉના શા હાલ થશે એની કોઇ ચિંતા કરતું નથી, પરિણામ એ આવે છે કે છોકરો ભણીને કે કોઈ ધંધો રોજગાર શીખીને પોતાનું ને કુટુમ્બનું ગુજરાન ચલાવવાની શક્તિ મેળવે ત્યાર પહેલાં એ કુટુંબવાળો થઇ જાય છે. જીંદગીની શરૂઆતમાં જ બાળબચ્ચાંનું ગુજરાન કેમ કરવું એ પ્રશ્ન એને ગુગળાવી નાખે છે, વર્ષો પહેલાં કવિ નવલરામે લખ્યું હતું :—

> " ભટ્ટ ભણ્યા? તો કહેઃ પરણ્યા છીએ,
> ધનમાં?—આ ઉભી ધાડો રે—
> નામ બાળલગનનું તો બાળો. "

આ લીટીઓ ખોટી પાડીએ એવી સ્થિતિ હજી આપણે ત્યાં આવી છે? નથી આવી, હજીએ ભણ્યા વિનાનાં, જ્ઞાન વિનાનાં, સંસ્કાર વિનાનાં; જીંદગી અને સંસાર એટલે શું એના જરાયે અનુભવ કે ખ્યાલ વિનાના બાળકોને આપણે પરણાવી દઇએ છીએ અને તેમને માટે તથા તેમનાં બાળકોને માટે ત્રાસજનક અને બિહામણું જગત નિર્માણ કરીને સમાજને બેડોળ બનાવવાનું પાપ કરીએ છીએ.

આવાં જ લગ્નોને પરિણામે ખીલતી કળી જેવી બાળાઓને આપણે વૈધવ્યની ધીકતી ભઠ્ઠીમાં જીંદગી સુધીને માટે હોમી દઇએ છીએ. આવાં જ લગ્નોને પરિણામે રમતી કૂદતી અને શાળામાં જવા લાયક બાળાઓને આપણે માતા બનાવી મૂકીએ છીએ, અને તેનો પોતાનો વિકાસ રૂંધી નાખીને બાળક ઉછેરવાની ભારે જવાબદારી તેને માથે નાખી દઇએ છીએ. બાળલગ્નનાં અનિષ્ટ પરિણામોના આવા તો અનેક દૃષ્ટાંતો આપી શકાય ખીલતા જીવનોને આમ કચડી નાખવાના પાપમાંથી જેમ બને એમ જલ્દી હવે આપણે ઉગરી જવું જોઇએ.

( અપૂર્ણ ) જ્યોત્સ્ના શુક્લ

# અ મૃ ત કું ભ

અમૃતકુંભ ભરી નીસરી સખીરી !
અમૃતકુંભ લઈ નીસરી સખી !

દાઝયાંને સ્નેહજલ છાંટવા સખીરી !
અમૃતકુંભ લઈ નીસરી સખી !

પ્રાણુ પ્રાણુ શોષતી, વિષ જ્વાલ કારમી,
અમીભરી અંજલિથી ઠારવી સખીરી !
અમૃતકુંભ લઈ નીસરી સખી !
અમૃતકુંભ ભરી .... .... ....

કુંજ કુંજ સીંચવાં, ફૂલ ફૂલ પોષવાં,
ઉર ઉર અમૃતે સુહાવવાં સખીરી !
અમૃતકુંભ લઈ નીસરી સખી !
અમૃતકુંભ ભરી .... .... ....

દીનહીન તારવાં, ભેદ સર્વ ટાળવા,
આત્મભાન ભારતે જગાવવાં સખીરી !
અમૃતકુંભ લઈ નીસરી સખી !
અમૃતકુંભ ભરી .... .... ....

જ્યોત્સ્ના શુકલ

# સૂરત જિલ્લા સ્કૂલબોર્ડની કાર્યવાહી

સુરત જિ. સ્કૂલબોર્ડની તા. ૩૦-૫-૪૦ ને રોજ શ્રી. કેશવલાલજી વિ. મહેતાના પ્રમુખપદે મળેલી સભામાં થયેલા અગત્યના ઠરાવો અહીં આપવામાં આવે છે.

(૧) ગોડસંબા કન્યા મંદિરના કંપાઉન્ડમાં કુવો બાંધવા (રેંટ સાથે) માટે રૂ. ૧૨૦૦નો ખર્ચ કરવો તથા એ રકમનું ચોથું સપ્લીમેન્ટરી બજેટ મંજુર કરવા લો. બો. ને ભલામણ કરવી. (૨) નીચેની શાળાઓ માટે રમત ગમતના ઉપયોગ માટે રેવન્યુ ફ્રી જમીન મેળવવા લો. બો. ને ભલામણ કરવી, કમરોલી (ઓરપાડ), ખજોદ (ચોર્યાસી), મ્હોણી (ચોર્યાસી). (૩) કાંધા તળાવ (જલાલપોર) ની શાળા ૬૦ વર્ષથી ચાલતી આવી છે અને તેમાં વિદ્યાર્થીઓ હાલમાં ભણે છે અને વર્ગના આઠ માસ લોકો વાડીમા રહેતા હોવાથી નાનાબાળકોને આઠ મહિના એકથી દોઢ માઇલ ચાલીને અમલસાડ જવું પડશે એવી લોકોની દલીલમાં વજુદ હોવાથી ઉન (જલાલપોર) ગામનો બંધ થયેલો વર્ગ આ ગામે અમલસાડ વર્ગ તરીકે આપવાનું ને તેમાં બાળવર્ગથી બીજા ધોરણ સુધીનાજ વર્ગો રાખવાનું ગામના પ્રતિનિધિઓ, જિ. બોર્ડના પ્રમુખ અને સ્કૂલબોર્ડના પ્રમુખે મળીને ઠરાવ્યુ તેને બહાલી આપવી, (૪) ગોથાણ (ઓરપાડ) ની કન્યાશાળાને મુખ્ય શાળા સાથે જોડી દેવા વિષે જિ. બોર્ડના પ્રમુખે કરેલી વીઝીટ અંગે ઠરાવવામાં આવ્યું કે એ અને એના જેવીજ આખા જિલ્લાની બીજી કન્યાશાળામાં તેમજ ફર્સ્ટ અને સેકન્ડ ગ્રેડ શાળાઓ અને વર્ગોની પુનર્ઘટના કરવા માટે નીચેના સભ્યોની સમિતિ નીમવી; અને આ સમિતિએ કેળવણી ખાતાના અમલદારો પાસેથી વિગતો મેળવી પોતાનો રિપોર્ટ ત્રણ માસમાં બોર્ડ સમક્ષ મૂકવો. સમિતિઃ—ચેરમેન સાહેબ, વાઇસ ચેરમેન સાહેબ, શ્રી. ઇશ્વરલાલ નાગરજી, શ્રી. બાબુભાઈ કાળીદાસ, શ્રી. નૂરમિયાં હુસેનમીયાં, ડૉ. ઉત્તમરામ મહેતા, શ્રી. લલ્લુભાઇ હરિભાઇ, (૫) ભાઠા (ચોર્યાસી) અંગ્રેજી વર્ગને રેકગ્નાઇઝ થવા માટે ધોરણ પ્રમાણે જોઇતી ઓછામાં ઓછી વીસની સંખ્યા નહિ રહેતી હોવાથી એ વર્ગના શિક્ષકને બોર્ડની મંજુરીની અપેક્ષાએ ચેરમેન સાહેબે વર્ગના શિક્ષક છુટા કરવાનો હુકમ આપ્યો છે તેને બહાલી આપવામાં આવે છે. પરંતુ જો હજુ પણ લોકો વીસથી પચ્ચીસ વિદ્યાર્થીની સંખ્યા કરી આપવાની ખાત્રી આપતા હોય તો સદરહુ વર્ગને એક વધુ અજમાયશ આપવા ચેરમેન સાહેબને સત્તા આપવામાં આવે છે. (૬) નીઝર અંગ્રેજી વર્ગના મકાનને ફંડમાંથી ચાલુ મરામત કરાવવા માટે રૂ. ૯-૪-૬ આપવા. (૭) અંગ્રેજી વર્ગોના સુપરવાઇઝર શ્રી. એ. બી. સોલંકીનું રાજીનામું તા. ૯-૬-૪૦થી મંજુર કરવું અને તેમની જગ્યાએ બીજા સુપરવાઇઝરની નીમણુંક કરવાની સત્તા ચેરમેન સાહેબને આપવી. (૮) પારડી કન્યાશાળાનું મકાન બંધાવી આપનાર સ્વ. શેઠ રૂસ્તમજી સોરાબજીની માત્ર પહેલી સંવત્સરીની રજા, તહેવારોની રજાની યાદીમાંથી એક રજા કમી કરી, પાળવા મંજુરી આપવી. (૯) મલેકપોર (બારડોલી)ની લો. બો. શાળામાં મુસ્લીમ વિદ્યાર્થીઓની સંખ્યા ૬૦ છે તે જોતાં ગામલોકોની ઉર્દુશાળા માટેની માગણી યોગ્ય લાગે છે તેથી ત્યાં ઉર્દુશાળા ખોલવા ડી. પી. આઇ.ની મંજુરી માગવા લો. બો.ને ભલામણ કરવી. (૧૦) પારનેરા (વલસાડ)ની સ્કૂલની સંખ્યા જોતાં તેમજ એ શાળાના વિદ્યાર્થીઓ વલસાડ કસ્બાની શાળામાં જતા હોવાથી એ શાળામાં ૬ઠ્ઠુ

ધોરણ ઉઘાડવા પરવાનગી આપવી. (૧૧) પ્રાથમિક-કેળવણી કાયદાના નિયમ ૩૪ (૬)માં સુધારો વધારો કરવાના સરકારી ઠરાવ અંગે ચેરમેન સાહેબે લખેલા પત્રને બહાલી આપવી પરંતુ આ સંબંધમાં સરકારને નીચેના મુદ્દાઓ ભારપૂર્વક સ્પષ્ટ કરવા અને તે કારણે ચાલુ વર્ષે પસંદ કરેલી ટેકસ્ટ બુકોને ત્રણ વર્ષ માટે કાયમ કરવામાં ન આવે એવી વિનંતિ કરવી. અ. ચાલુ વર્ષે કેળવણીની દૃષ્ટિએ ઉત્તમ એવાં પાઠ્ય પુસ્તકો ઘણાખરા વિષયો માટે મળી શક્યાં નથી. બ. પસંદ કરેલાં પુસ્તકોમાંના ઘણાંખરાં કામચલાઉ આ વર્ષ પૂરતાં જ પસંદ કરવામાં આવ્યાં છે ક. નવી દૃષ્ટિએ પાઠ્યપુસ્તકો લખવાની પ્રવૃત્તિ ચાલી રહી છે. આ બોર્ડ તેની રાહ જોવા માગે છે અને અત્યારે કોઈપણ પુસ્તકોને ત્રણ વર્ષ માટે કાયમ કરવાને આ બોર્ડ તૈયાર નથી. (૧૨) શહી હિંદી નૌકાદળમાં નોકરી કરતા હિંદી ખલાસીઓનાં છોકરાંઓને પ્રા. કેળવણી કાયદાના નિયમ ૭૮ (ઇ) મુજબ ફીમાંથી મુક્ત કરવા અંગેના સરકારના અભિપ્રાય સાથે આ બોર્ડ સંમત થાય છે એમ જિ. બોર્ડના પ્રમુખશ્રીને જણાવવું. (૧૩) ગોડસંબા કન્યા મંદિરના કંપાઉન્ડમાં સેપ્ટીક ટેન્કવાળા બે જાજરૂનો બ્લોક બાંધવા રૂા. ૮૦૦ મંજુર કરવા લો. બો.ને ભલામણ કરવી. (૧૪) ઉમરસાડી પટેલ ફળિયાની શાળાના પાંચ, ૭ અને સાત ધોરણોને ઉમરસાડી મુખ્ય શાળા સાથે તા. ૧-૬-૪૦થી જોડી દેવાનું મંજુર કરવું. (૧૫) સોરાબજી જે. જે. ટ્રેઈનીંગ કોલેજમાં ખોલવામાં આવનાર વર્ગમાં હાજરી આપનાર શિક્ષિકાઓને આવવા જવાનો ખર્ચ આપવા માટે રૂા ૧૦૦) મંજુર કરવા ને તેનું પુરવણી બજેટ મંજૂર કરવા લો. બો.ને ભલામણ કરવી. (૧૬) કહેર (વાલોડ)ની લો. બો. શાળાના કમ્પાઉન્ડમાં શેઠ શ્રી. બમનશા મહેરવાનજી કાસદ પોતાના ખર્ચે કુવો ખોદાવી બંધાવી આપવા માગે છે તેમને ચેરમેન સાહેબે આપેલી પરવાનગી બહાલ રાખવી. (૧૭) ગોડસંબા રાનીપરજ કન્યા વિદ્યાલયનું મકાન તૈયાર થઈ ગયેલું હોવાથી સદર્હુ કન્યા વિદ્યાલય તા. ૧-૬-૪૦ થી એ મકાનમાં શરૂ કરવું અને પુના આશ્રમનું મકાન, આશ્રમ ફળીઆમાં ચોમાસા પૂરતા ખોલવામા આવનાર કલાસ માટે (ચાર માસ માટે) વગર ભાડે આપવા આશ્રમના સંચાલકોને વિનંતિ કરવા ચેરમેન સાહેબને સત્તા આપવી. (૧૮) કરંજ (ઓરપાડ)ની શાળાના મકાનને ખાસ મરામત કરવા ઇજનેર સાહેબ તરફથી જેટલી રકમનું એસ્ટીમેટ આવે તે મંજુર કરવું. (૧૯) ગોડસંબા રાનીપરજ મુખ્ય વિદ્યાલયના કુવા સાથે રેંટ મૂકવા તથા ટાંકી અને ન્હાવા ધોવા માટે ચોતરો બાંધવા માટે રૂા. ૬૦૦ નો ખર્ચ મંજુર કરવા લો. બો. ભલામણ કરવી. (૨૦) લો. બો શાળાઓમાં શિક્ષકો તથા બહારના સેવાભાવી ગૃહસ્થો તરફથી હિંદુસ્તાનીનું શિક્ષણ આપવા માટે વર્ગો ચલાવવામાં આવે છે, તેવા વર્ગોમાં તથા હવે પછી શરૂ થનાર વર્ગોમાં 'સબકી બોલી' ભાગ ૧-૨ ચલાવવાનું મંજુર કરવું: (૨૧) માસમા (ઓરપાડ)ના વિદ્યાર્થી નરોત્તમ લક્ષ્મણભાઈ તથા સરસ (ઓરપાડ) ના વિદ્યાર્થી ગાંડાભાઈ ઉર્ફે પરભુભાઈ રામુભાઈને ગોડસંબા રાનીપરજ વિદ્યાલયમાં પોતાને ખર્ચે વણાટનું કામ શીખવા માટે રહેવાની પરવાનગી આપવામાં આવે છે અને એવા બીજા વિદ્યાર્થીઓની અરજી આવે તો તેને આવી જાતની પરવાનગી આપવા એ. ઓ. ને સત્તા આપવી. (૨૨) લો બો. શાળાઓ તાબેના અંગ્રેજી પત્રોના ગ્રેજ્યુએટ શિક્ષકોને શરૂઆતનો પગાર રૂા. ૪૦ આપવા અને એસ. ટી. સી. પરીક્ષા પાસ કર્યા પછી રૂા. ૪૦-૨/૫-૭૫નો સ્કેલ લાગુ

પાડવાનું મંજુર કરવા ને લે. ઓ. ને ભલામણ કરવી (૨૩) મોગ ભાગા (ઓરપાડ) માં બીજુ ભાડાનું કે મફત મકાન નહિ મળતું હોવાથી છાપરૂં બાંધવા માટે રૂા. ૧૦૦ મંજુર કરવા લો. ઓ. ને ભલામણ કરવી. (૨૪) રાંદેરની જનતાની અરજી પર કાળજીપૂર્વક વિચાર કરતાં આ બોર્ડની ધ્યાન પર આવ્યું છે કે મી સેમ્યુઅલ ગોવિંદજી, તા. મા. ઓરપાડ, રાંદેરમા પોતાની બદલી ફરીથી કરાવવા ખટપટ કરે છે. આ બોર્ડનો ચોક્કસ અભિપ્રાય છે કે રાંદેર મુખ્ય તથા કન્યાશાળાના છોકરીઓની કેળવણીના હિતમા સદરહુ શિક્ષક તથા તેમના ધણિઆણીને સદરહું શાળાઓમાં શિક્ષક તરીકે મૂકવા એ ઘણુંજ અનીચ્છનીય છે.

ગુજરાતી મુખ્ય તથા કન્યાશાળામાં હિત ધરાવતી રાંદેરની જનતા સામાન્ય રીતે એવો એકમત ધરાવે છે કે હાલની વ્યવસ્થામા ફેરફાર થવો નહિ જોઇએ અને કોઈ પણ સંજોગમાં મી. સેમ્યુઅલ અને તેમનાં ધણીઆણીને રાંદેર ફરીથી બદલવા નહિ જોઇએ. વાલીઓ અને બીજાઓના આવા મત સાથે આ બોર્ડ સહમત થાય છે અને આ બદલી નહિ થાય તેમ કરવા કેળવણી ખાતાના અધિકારીઓને ભારપૂર્વક જણાવે છે. વળી શિક્ષક તરીકેની મી. સેમ્યુઅલની કારકિર્દી ને વર્તણુંક જોતા આ બોર્ડ એવા અભિપ્રાયની છે કે તેઓ મોટી [illegible]ળામાં મૂકાવાને લાયક નથી અને તેથી તેમને ઓછી જવાબદારીવાળી જગ્યા સોંપવાને [illegible]લના કરવામાં આવે છે. (૨૫) ગોડસભા ગનીપરજ કન્યા વિદ્યાલયના છાત્રાલય માટે નીચે [illegible]ણાવેલા નિયમો મંજુર કરવામાં આવે છે:— ૧. નજીકના સગાવ્હાલાં અને માબાપ સિવાય [illegible]જા કોઇને મુલાકાત આપી શકાય નહિ ૨. વાલી કે સગાવ્હાલાં મુલાકાતે આવ્યા હોય [illegible]ને રાત રહેવાની જરૂર પડે ત્યારે ફક્ત સ્ત્રીવર્ગ કન્યા વિદ્યાલયમાં રહી શકે અને પુરૂષ [illegible]ને મુખ્ય વિદ્યાલયમાં રહેવું પડશે ૩. પત્રવ્યવહાર હેડમીસ્ટ્રેસની મારફતેજ કરી [illegible]કશે. જતી આવતી ટપાલ હેડમિસ્ટ્રેસ મારફતજ રવાના કરવી. વાંધાભર્યા પત્રો છોકરીને [illegible]આપવામાં આવશે નહિ. ૪. હેડમિસ્ટ્રેસની રજા સિવાય કમ્પાઉન્ડની બહાર કદી પણ જવું [illegible]દે. તેમજ કોઇને મુલાકાત આપવી નહિ. ૫. વેકેશન સિવાય વચમાં ઘેર જવા માટે રજા [illegible]મી શકશે નહિ. કન્યાની માંગણી કે કોઇ ખાસ સંજોગમા હેડમિસ્ટ્રેસ રજા આપી શકશે, [illegible]ણ રજાની મુદત પુરી થયે વેળાસર હાજર રહેવુ પડશે. ૬. વનનમાં જવા માટે એકલાને [illegible]ે પણ રજા આપવામાં આવશે નહિ. વાલી અગર ખાસ માણસ આવ્યેથી તેની સાથેજ [illegible]વા દેવામાં આવશે

## છાત્રાલયનું કામકાજ

૧ છાત્રાલયનું બધુ કામકાજ વિદ્યાર્થીને હાથેજ કરવાનું રહેશે એ કામ માટે ટુકડી [illegible]ડી કામ સોંપવામાં આવશે તે કરવુ પડશે, જેવાં કે રસોઈકામ, સફાઈકામ, પાણી ભરવું, [illegible]વું, બાગકામ વિ.

૨. દાતણ, છાશ અને દુધ લાવવાનુ કામ મુખ્ય વિદ્યાલય કરી આપશે.

૧ ચાલુ સાલે કન્યાની સંખ્યા દશજ હોઈ એકજ વર્ગ હોવાથી મુખ્ય વિદ્યાલયના [illegible] ૫ ના છોકરા કન્યાવિદ્યાલયમા અભ્યાસના વખતમાં જશે. હેડ માસ્તરે જરૂર પડે તો [illegible] વર્ગના વિષય લેવા અને દેખરેખ રાખવી.

૨ ઉદ્યોગના સમયે છોકરા છોકરી જુદા રહેશે. એટલે કે પોતપોતાના વિદ્યાલયમાં રહી કામ કરશે

### કપડાં

**નાની છોકરી માટે :** બે બલુ ચડ્ડી, બે પહેરણ, એક ટુવાલ, એક રૂમાલ અને એક ચાદર રિવાજ મુજબ અપાશે

**મોટી છોકરી માટે :** બે ચણીઆ, બે ચોળી, બે સાડી, એક ટુવાલ, એક રૂમાલ, એક ચાદર અપાશે.

### પુસ્તકો

સરકારે માન્ય કરેલા પુસ્તકો નોટ, પેન્સિલ વિગેરે આપવામાં આવશે. વાચવા માટે વિદ્યાલયની સગવડ રહેશે.

### આપેલી વસ્તુની સંભાળ

દરેકને આપેલી વસ્તુ કાળજીપૂર્વક અને વ્યવસ્થિત રાખવી પડશે તથા વર્ષ પુરૂ થયે કાયમની વસ્તુઓ પાછી સોંપી દેવી પડશે.

### સામાન્ય નિયમો

(૧) શાળાના સમય બહાર વિદ્યાલયનું કામકાજ જરૂર પડે તો કરવું પડશે. (૨) સ્વચ્છતા રાખવી જોઈએ અને વખતપત્રક પ્રમાણે નિયમિત કામકાજ કરવુ પડશે (૩) કન્યાના વાલીએ દાખલ થતી વખતે કરારનામુ લખી આપવુ પડશે.

---

કેળવણીની જે પદ્ધતિઓથી માત્ર વંધ્ય જ્ઞાન જ નીપજે છે; અર્થાત એવું જ્ઞાન કે જેને વિદ્યાર્થી સામાજિક દૃષ્ટિએ ઉપયોગી તથા અંગત દૃષ્ટિએ આનંદદાયક એવા કોઈ કામમાં લઈ શકતો ન હોવાથી જલ્દી ભૂલી જાય છે, અથવા જલ્દી તુચ્છકારતાં શીખે છે. તેવું જ્ઞાન આપતી પદ્ધતિઓનો અંત લાવવો જોઈએ, તેને બદલે માણસમાં રહેલી શક્તિઓને પ્રયત્નપૂર્વક શોધી કાઢીને તેમને શરીર અને મનને લગતી એવી બધી કળાઓ અને હુન્નરો દ્વારા ખીલવવાનો પ્રયત્ન કરવો જોઈએ.

મિ. એલ. પી. જેક્સ

# સૂરત જિ. લો. બોર્ડનું કામકાજ

સુરત જિ. બોર્ડની સભા તા. ૨૭-૫-૪૦ ને રોજ શ્રી. દુર્લભજી દેસાઈના પ્રમુખપદે મળી હતી તે વખતે થયેલા કામકાજનો અગત્યનો ભાગ આપવામાં આવે છે.

(૧) અશ્વામા (જલાલપોર) અને આલીપોર (ચીખલી) ગામે ખાસ કેસ તરીકે જુદી ઉર્દુ કન્યાશાળા ખોલવાની સ્કૂલબોર્ડની ભલામણ મંજુર. (૨) જિલ્લામાં ધંધાદારી વેરો નાખવા અંગે નીચેના સભ્યોની કમિટી નીમવી: પ્રમુખશ્રી, શ્રી લલ્લુભાઈ પટેલ, શ્રી. કલ્યાણજી વિ. મહેતા. (૩) જિલ્લામાં નાણાભીડને લીધે હવે વધારે નહિ પણ પાંચજ દવાખાના સરકાર ખોલવા માગે છે તે માટે નીચે પ્રમાણે ભલામણ કરવી.

(૧) કપલેથા (ચોર્યાસી) યુનાની, (૨) રોલાપેલ (વલસાડ) એલોપથીક, (૩) મડવાવ (માંડવી) એલોપથીક (૪) દેગામ, કરાયા (પારડી) આયુર્વેદીક, (૫) ગોરીફળીયા (જલાલપુર) આયુર્વેદિક (૪) બેજપરડી (બારડોલી)ની શાળાના મકાનમાં શ્રી. ગોવનભાઈ નારણભાઈએ પોતાના ખર્ચે પથરો બેસાડી આપવા કરેલી અરજીને પ્રમુખશ્રીએ આપેલી બહાલીને મંજુર કરવી. (૫) બારડોલી તાલુકા લો. બોર્ડ કમિટીના ચેરમેન શ્રી. કપીલરામ વ્યાસે ચેરમેન તરીકેનું રાજીનામું આપ્યુ છે તે સ્વીકારી તેમની જગ્યાએ ચેરમેન તરીકે શ્રી. મકનજી પુરુષોત્તમ પટેલની નીમણુંક જિ. બોર્ડની મંજુરીની અપેક્ષાએ પ્રમુખશ્રીએ કરી છે તેને બહાલી આપવામાં આવે છે. વધુમાં શ્રી કપીલરામે ચેરમેન તરીકે કરેલા સારા કામની આ બોર્ડ નોંધ લે છે. (૬) ખેરગામ (ચીખલી)ની લો. બોર્ડ ધર્મશાળા ત્યાંની ગામ પંચાયતને સોંપવી. ને તેના મરામત ખર્ચ માટે રૂા ૧૦૦ પંચાયતને આપવા. (૭) સરભોણ પૂર્ણા નદી રસ્તા પર પૂર્ણા નદીમાં જાહેર હોડી ન હોવાથી લોકોને અડચણ પડે છે તેથી જાહેર હોડીઘાટ સ્થાપવા સરકારને વિનંતિ કરવી.



## નોંધ રાખો

આ માસિકનો હવે પછી ચાલુ વરસનો છેલ્લો અંક જુલાઈ માસનો નીકળશે. તે પછી નવું વરસ શરૂ થશે. નવા વરસમાં પણ ચાલુ વરસના બધા જ ગ્રાહકો ચાલુ રહેશે એવી આશા સાથે અંક રવાના થશે. નવું વર્ષ શરૂ થયે લવાજમના પૈસા વેળાસર મોકલી આપવા વિનંતિ છે.

વ્યવસ્થાપક

સુ. જિ. સ્થાનિક સ્વરાજ્ય

## સમાચાર-સંગ્રહ

### મે-જુનની રોજનીશી

મે તા. ૧૬—જિ. બોર્ડની જલાલપુર તાલુકાની એક ખાલી બેઠક માટે મહાસભાના ઉમેદવાર શ્રી. નાનાભાઈ વલ્લભભાઈ બીનહરીફ ચૂંટાયા.

તા. ૨૦—બારા કરવા તથા આજુબાજુ વિજળીક શક્તિ પૂરી પાડવા માટે બારા તથા કાનપુરા સહકારી મંડળીને ત્રીસ વરસ માટે પરવાનો આપવામાં આવ્યો.

તા. ૨૧—સુરત જિ. સમિતિના પ્રમુખ શ્રી. કનૈયાલાલ દેસાઈએ સ્વરાજ્ય આશ્રમ (સુરત)માં સેવાદળ તાલીમવર્ગની ઉદ્‌ઘાટનક્રિયા કરી.

તા. ૨૩—બનારસ ગવર્નમેન્ટ સંસ્કૃત કૉલેજની પરીક્ષામાં સૂર્યપુર સંસ્કૃત પાઠશાળામાંથી વ્યાકરણ સંપૂર્ણ મધ્યમામાં વાસુદેવ છગનરામ વ્યાસ અને વ્યાકરણ મધ્યમા પ્ર. ખંડ ગોમની પ્રહ્‌લાદ કેશવજી ત્રિવેદી ને રામશંકર કેશવરામ દવે પાસ થયા છે.

તા. ૩૦—સ્વ. દીનબંધુ એન્ડ્રુઝના સ્મારક માટે રૂ. ૫ લાખનું ફંડ ઉભું કરવાની મહાત્માજી, પં. જવાહરલાલ નહેરૂ ને મૌ. આઝાદ વિગેરે અપીલ કરી છે.

તા. ૩૧—બગ્યાણુ તા, ચોર્યાસીમાં જિ. બોર્ડના પ્રમુખ શ્રી. દુર્લભજી દેસાઈએ શાળાનું મકાન ખુલ્લું મૂક્યુ.

જુન : તા. ૧—જલાલપુર તાલુકા ખેડૂત મંડળ લી. જલાલપુર તરફથી ખાત્રી લાયક કલમો આંબા તેમજ બીજા ફળાઉ ઝાડના છોડ સસ્તા દરે મળશે. પડતર કિંમતે જલાલપોર તાલુકાના ખેડુતોને આપવામા આવશે રેલ્વે નૂર કે બીજો ખર્ચ લેવામા આવતો નથી.

તા. ૧—બુહારીમા સર પરસોતમદાસે શાળાનું મકાન ખુલ્લું મૂક્યુ

તા. ૨—સર પરસોતમદાસ ઠાકોરદાસે ભીમરાડ તા. ચોર્યાસીમાં શાળાનું મકાન ખુલ્લું મૂક્યું

તા. ૩-૪-૫—ગાંધી સેવા સંઘના પ્રમુખ કૃષ્ણદાસ જાજુજી સુરત જિલ્લાની મુલાકાતે પધાર્યા તેમણે કરાડી. ગોડમંબા, વાલોડ, બાજીપુરા વિ. સ્થળોએ ચાલતી વર્ધા યોજનાવાળી શાળાઓની મુલાકાત લીધી. અને ગોડમંબા કન્યા વિદ્યાલય ખુલ્લું મૂક્યુ

તા. ૬—થી જાજુજીએ વેડછીમાં નવા શિક્ષક તાલીમવર્ગની ઉદ્‌ઘાટનક્રિયા કરી હતી.

# અનુક્રમ



## ગ્રાહકોને

જેમના લવાજમના પૈસા બાકી હોય તેમને તે તાકીદે મોકલી આપવા વિનંતિ છે.


### તંત્રીમંડળ

શ્રી દુર્લભજી પરાગજી દેસાઈ
શ્રી કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા
શ્રી. જ્યોત્સ્નાબ્હેન શુક્લ
શ્રી મકનજી પુરુષોત્તમ પટેલ
શ્રી લલ્લુભાઈ હરિભાઈ પટેલ

• વ્યવસ્થાપક •
શ્રી ઠાકોરભાઈ મણિભાઈ દેસાઈ
ચિફ ઑફિસર
જિલ્લા લોકલ બોર્ડ

• મુદ્રક •
કાલિદાસ કૃપાશંકર શેલત,
'પ્રતાપ' પ્રીં. પ્રેસ
કણપીઠ, સુરત

મહિનાની ૧૫ મી તારીખે પ્રગટ થશે.

લવાજમ રૂા. ૧-૦-૦

આજે હવે એવો સુયોગ આવ્યો છે કે સરકારનો અંકુશ કંઇક ઓછો થયો છે અને આપણી શાળાઓ લોકલબોર્ડના એટલે કે પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં આવી છે અને તેમને કંઇક વધારે અધિકાર મળ્યા છે.

પણ સરકારને સાચી કેળવણી આપવાની ઇચ્છા ન થાય તેનું બીજું પણ કારણ છે. તેને આ વિશાળ દેશનું રાજ્ય થોડા માણસોથી કરવાનું રહ્યું. તે તો તે ભયથીજ કરી શકે. સાચું જોતાં રાજ્ય પ્રજાની સેવા માટે જ હોવું ઘટે; અને જ્યાં રાજ્યને પ્રજાની સેવાજ કરવી છે ત્યાં લશ્કર અને દારૂગોળાનું શું કામ હોય? પણ અહીં તો જો સરકાર હિંદીઓની સેવા કરે તો તે અંગ્રેજોની સેવા કેમ કરી શકે? એટલે તેણે અંગ્રેજની સેવા કરી તેણે આ દેશમાં પોલીસ મૂકી રેલ્વે ગાડીઓ બાંધી, દવાખાનાંઓ ખોલ્યાં, શાળાઓ કરી. કોઇ પણ રાજ્ય પ્રજાની સેવા માટે જે કરે છે તે બધું તેણે કર્યું છે, પણ તે બધું ઇંગ્લંડની સેવા માટે જરૂરી હતું તેટલું તેણે કર્યું છે. આ બધાં તંત્રો ચલાવનાર માણસોને તેણે શીખવી દીધું છે કે તમે સેવકો નથી પણ સત્તાધીશો છો. તમે તમારા ખાતાંઓ એ રીતે ચલાવો કે જેથી પ્રજા સદા ભયમાં જ રહે. એ શીખવણીને લીધે આ દેશમાં પોલીસવાળા અને બીજા સરકારી અમલદારો જ નહિ પણ સામાન્ય પોર્ટર અને રેલ ખાતાના નોકરો પણ હમેશાં લોકોને ડરાવતા ધમકાવતા જ રહે છે. ગામડાંમાં ટપાલ વહેંચવા ટપાલી જાય તો તે પણ અમલદાર બનીને લોકોને ધમકાવતો જાય છે. કેળવણી ખાતામાં પણ એ જ ન્યાયે કામ ચાલે છે. ઇન્સ્પેક્ટર સદા સુપરવાઇઝરોને ભયમાં રાખે છે, અને સુપરવાઇઝરો શિક્ષકોને ભયમાં રાખે છે. તે શિક્ષકો પાસેથી બાળકોને સ્વતંત્રતાનું અને સેવાનુ વાતાવરણ ક્યાંથી મળી શકે! ધાકથી, ભયથી અને મારપીટથી બાળકોને પાઠ ગોખાવી પરીક્ષામાં વધારેમાં વધારે પાસ કરાવવા એજ જ્યાં લક્ષ્ય હોય ત્યાં સ્વતંત્ર શિક્ષણની આશા કેમ રખાય?

અંગ્રેજોએ જે તંત્ર આપણા દેશમાં ગોઠવ્યું તેમાં સેવાભાવને સ્થાન રાખવામાં આવ્યું નથી, પણ પૈસાનું જ પ્રભુત્વ રહેલું છે. જેને મોટા પગાર મળે તે મોટો અધિકારી એ ન્યાય ત્યાં પ્રવર્તે છે. સરકારી કે બીજી નોકરીઓમાં આજે સેવાનો ખ્યાલ જ નથી. દરેક નોકરને એક જ લક્ષ્ય હોય છે. પોતાનો પગાર કેમ વધે. પોતે ઊંચી પાયરીએ કેમ ચઢે સરકારી શાળાના શિક્ષકો પોતાના ઘરમાં બે પાંચ મળીને બેઠા હોય ત્યાં તેઓ વિદ્યાર્થીઓના શિક્ષણની ચર્ચા નહિ કરે, પણ પગાર વધ્યા ઘટ્યાની, અને પાયરીની જ વાતો તેઓ કરશે. પેટ ભરવા માટે પગાર જોઇએ એ તો બરાબર છે, અને આજના કરતાં તેનું ધોરણ કંઇક વધારવું જોઇએ એ પણ ખરૂં છે. હિંદુસ્તાનના તાલિમી સંઘે પણ શિક્ષકને રૂા ૨૦ થી ઓછું વેતન ન મળવું જોઇએ, એવી ભલામણ કરી છે. પણ તે જુદી વાત છે. પૈસા લેવાના તે પણ છેવટે તે લોકોની સેવા માટે જ છે ને? તે લીધા પછી તો શિક્ષકે સેવાભાવથી જ કામ કરવું જોઇએ. વિદ્યાર્થીઓમાં તેજસ્વિતા આવવી જોઇએ, તેમનામાં દેશસેવાની ભાવના જગાડવી જોઇએ. પહેલા તો રાષ્ટ્રીય વૃત્તિ વિદ્યાર્થીઓમાં આવે નહિ તેવો જ પ્રયત્ન થતો શિક્ષકને વિદ્યાર્થી ઉપર છૂપી પોલીસ બની નજર રાખવાની ફરજ સોંપવામાં આવતી લોકમાન્ય કે ગાંધીજી જેવાની સભાઓમાં વિદ્યાર્થીઓ જાય તેની નોંધ રાખવાની ફરજ તેમને સોંપવામાં આવતી. જે વિદ્યાર્થીને ગુરૂ છે તેને જ આવું છૂપી પોલીસનું નીચમાં નીચ કામ કરવું પડતું.

આમ તમારી જવાબદારી ઘણી મોટી છે. તેની તૈયારી માટે તમે આશ્રમમાં આવ્યા છો. હું કહીશ કે તે માટે આ વર્ગ યોગ્ય સ્થાનમાં રાખેલો છે. અહીં તમને અનેક વિષયો શીખવવામાં આવશે. તેમાં એક વિષયનો તમારી મેળે ઉમેરો કરી લેવાની મારી તમને ખાસ વિનંતિ છે. તે વિષય એ છે કે અહીંના તમારા અધ્યાપકોનાં જીવનનોનો તમે અભ્યાસ કરજો. તેમણે નાનપણથી આજ સુધી પોતાનું જીવન કેમ ઘડયું, તેમણે કઈ વસ્તુને લક્ષ્યમાં રાખી પોતાનું જીવન ઘડયું એનો અભ્યાસ કરજો. જીવનચરિત્રોનો અભ્યાસ એ શિક્ષણનું એક મહત્ત્વનું સાધન છે, પરંતુ ચારિત્રોનાં પુસ્તકો વાંચવા કરતાં સારા પુરૂષોના સંગથી જ તે અભ્યાસ વધારે ઉત્તમ પ્રકારે થઈ શકે.

વર્ધા શિક્ષણ યોજનાના મૂળ દૃષ્ટા ગાંધીજીએ શિક્ષક ઉપર મોટી આશા રાખી છે. તેના જીવનમાં સેવાભાવની જ્વાલા જલવી જોઈએ. તે તમારામાં અહીંના સેવકોના જીવનનો અભ્યાસ કરતાં સિદ્ધ થઈ જશે.

હું આશા રાખું છું કે તે પ્રકારનું શુદ્ધ જીવન, લોકસેવા અને આઝાદીની સ્ફુર્તિ લઈને તમે અહીંથી જશો અને સાચા શિક્ષકો થશો. હું ઈશ્વરને પ્રાર્થના કરૂં છું કે જે હેતુથી આ વર્ગ શરૂ કરવામાં આવ્યો છે તે હેતુ સફળ થાઓ.

———:૦:———

## પારડી મહાલના પરીઆ ગામે સૂરત જીલ્લા લોકલ બોર્ડનું કામ ચલાઉ દવાખાનું.

સૂરત જીલ્લા લોકલ બોર્ડનું જીલ્લા પારડી તાલુકામાં પશુ દવાખાનું નથી. એ તાલુકાની પાસેના વલસાડ તાલુકામાં એક પશુ દવાખાનું છે પરંતુ એ દવાખાનું વલસાડ કસ્બામાં હોવાથી પારડી તાલુકાના ગામો એનો લાભ લઈ શકતાં નથી. સબબ એ ગામોની એ અંગેની અગવડ બનતી કમી કરવા બોર્ડ તરફથી પારડી તાલુકાના પરીઆ ગામે એક કામ ચલાઉ પશુ દવાખાનું ખોલવાની ગોઠવણ કરવામાં આવી છે અને ત્યાં વલસાડ પશુ દવાખાનાના ડાક્ટર દર અઠવાડીએ નીયમીત ગુરૂવારે સવારે ૯ થી બપોરે ૨-૧૫ સુધી ઢોરોની સારવાર માટે હાજર રહે છે. તો આ ગોઠવણનો લાભ લેવા લોકોને વિનતિ છે.

જિલ્લા લોકલબોર્ડ કચેરી,<br>
સૂરત<br>
તા. ૧ : ૭ : ૪૦

Durlabhji<br>
પ્રમુખ<br>
જિ. લો. બોર્ડ, સૂરત

# ખેડૂતના દેવાની રાહતનો કાયદો

ખેડૂતની સ્થિતિ દિવસે દિવસે નબળી થતી જાય છે. વરસાદ તથા ખેતીના ઉત્પન્નના ભાવની અનિયમિતતાને લીધે ખેડૂતોની સ્થિતિ દેવાદાર થઈ ગઈ છે. ખેડૂતની સ્થિતિ સુધારવા મહાસભાવાદી સરકારે ત્રણ જાતના પગલાં લેવાનો નિશ્ચય કર્યો.

૧. ખેતીનું ઉત્પન્ન વધે તે માટે સારી જાતનાં ઓજારો, સારું બી તથા ખાતર ખેડૂતને મળે તેની જોગવાઈ કરવી. તે માટે તેમણે ગ્રામોદ્ધાર ખાતું કાઢ્યું

૨. ખેતીના ઉત્પન્નની કિંમત સારી આવે તે માટે તેમણે વેચાણ કમિટીઓની વ્યવસ્થા કરવા જોગવાઈ કરી.

૩. જ્યાં જ્યાં મહેસૂલનો ભાર વધારે હોય ત્યાં ત્યાં ઓછો કરવા કાયદામાં સુધારો કર્યો, અને ખેડૂતોને જોઈતું નાણું મળે તે માટે સહકારી બેંકોની સ્થાપના કરવા પ્રબંધ કર્યો. પણ આટલેથી ખેડૂતની સ્થિતિ સુધરે નહિ. કારણ તે દેવામાં ડૂબી ગયો છે. દેવાનું વ્યાજ આપતાં તેનો પાર આવે તેમ નથી. તેથી ખેડૂતોના દેવાનો ભાર હલકો કરવા મહાસભાવાદી સરકારે ઋણમુક્તિનો કાયદો કર્યો. **સરકાર નક્કી કરે તે તારીખથી આ કાયદો અમલમાં આવશે.** પણ તે કાયદો ખેડૂતને દેવામાં શી રાહત આપે છે તે દરેક ખેડૂતે જાણવું જરૂરી છે. આ કાયદામાં ૮૬ કલમો છે અને તેમાંની કેટલીક કલમો ઘણી અટપટી છે, તેથી આ કાયદાનો લાભ લેનારે, જરૂર પડ્યે, આ કાયદાના અભ્યાસીની સલાહ લેવી પડશે. તો પણ આ કાયદાની માહિતિ દરેક ખેડૂતને હોવી જોઈએ તે જરૂરનું છે તેથી તે માહિતી અહીં આપવામાં આવી છે.

### આ કાયદાનો લાભ કોને મળે?

દરેક ખેડૂત જે તા. ૧લી એપ્રિલ ૧૯૩૭ પહેલાંથી જાતે ખેતી કરતો હશે અને જેનું દેવું તા. ૧ જાન્યુઆરી ૧૯૩૯ના રોજ રૂ. ૧૫૦૦૦થી વધારે નહિ હોય તેને આ કાયદાનો લાભ મળશે.

ખેડૂત ખાતેદાર હશે કે ભાગે કે સાથે ખેતી કરતો હશે તેને આ કાયદાનો લાભ મળશે.

જો તે ખેડૂત ખેતીવાડી સાથે બીજો કંઈ ધંધો રોજગાર કરતો હશે તો ખેતીવાડી અને જાતમહેનત સિવાયના બીજા ધંધામાંથી થતી આવક. સાધારણ રીતે તેની કુલ આવકનો પાંચમો ભાગ અથવા રૂ. ૩૦૦ (બેમાંથી જે રકમ વધારે હોય તે)થી વધારે નહિ હોય તો તેને ખેડૂત ગણવામાં આવશે

જાતે ખેતી કરનાર સંયુક્ત કુટુંબ પણ આ કાયદા અંગે ખેડૂત ગણાશે. પણ તે કુટુંબ ખેતીવાડી સિવાય બીજો ધંધો કરતું હશે તો ખેતીવાડી અને જાતમહેનત સિવાયનાં બીજાં સાધનોમાંથી તેની આવક સાધારણ રીતે તેની કુલ વાર્ષિક આવકનો પાંચમો ભાગ અથવા રૂ ૫૦૦ (બેમાંથી જે રકમ વધારે હોય તે)થી વધારે નહિ હોય તો તે કુટુંબને ખેડૂત ગણવામાં આવશે.

ઉપર જણાવ્યું તેમ તે ખેડૂત જાતે **ખેતી** કરતો હોવો જોઈએ. આ કાયદામાં જાતે ખેતી કરવી અથવા પોતાના કુટુંબના કોઇ પણ શખસની દેખરેખ નીચે નોકરો અથવા મજૂરો મારફતે ખેતી કરવી તે. અવિભક્ત કુટુંબનો કોઈ પણ એક શખસ જમીન ખેડનો હશે તો પણ તે જમીન આખા કુટુંબે જાતે ખેડી છે એમ ગણાશે. જાતે ખેતી કરનારો કોઈ પણ શખસ પોતાના વારસ તરીકે વિધવા અથવા સગીર બાળક અથવા કોઈ પણ શારીરિક અથવા માનસિક ખોડખાંપણવાળા શખસને મૂકીને મરણ પામે તો તે વારસ નોકર મારફત અથવા મજૂર મારફત અથવા બીજા ગણોતિયા મારફત તે જમીન ખેડાવશે તો પણ તેણે જાતે ખેતી કરેલી ગણાશે. અવિભક્ત કુટુંબમાં કોઈ પુખ્ત ઉંમરનો શખસ જાતે ખેતી કરી શકે તેવો નહિ હોય તો તે કુટુંબના તરફથી નોકરો મારફતે અથવા મજૂર મારફતે અથવા ગણોતિયા મારફતે તે જમીન ખેડાતી હશે તો પણ તે જમીન અવિભક્ત કુટુંબે જાતે ખેડી છે એમ ગણવામાં આવશે.

આ કાયદામાં **ખેતી** શબ્દમાં જમીનમાં પાક ઉપજાવવા ઉપરાંત બાગબાગાયત કરવા, ફૂલઝાડનો ઉછેર કરવા, ગોરસ શાળાનો ધંધો કરવા, મરઘાં-બતકાંનો ઉછેર કરવા, ઢોરોની ઓલાદ સુધારવા તથા ગોચર તૈયાર કરવા જમીનનો ઉપયોગ થતો હશે તો પણ તે જમીન ખેતીના કામમાં વપરાય છે એમ ગણવામાં આવશે

આ કાયદામાં દેવું એ શબ્દમાં દેણદારની કોઈ પણ જવાબદારી જે આપવા જેમ હોય તેનો સમાવેશ થાય છે. આ જવાબદારીને માટે તારણ આપ્યું હશે કે ન આપ્યું હશે, એ જવાબદારી દીવાની કોર્ટના હુકમનામા અથવા હુકમ અન્વયે હશે, એ જવાબદારી રોકડ પૈસાની અથવા કોઇ પણ વસ્તુની આપવેની હશે તો પણ તે દેવામાં ગણાશે. પણ ખેતી અંગેની જાતમજૂરી તથા બીજી જાતમહેનત અંગેની મજૂરીનું જે દેવું હશે તેને આ કાયદો લાગુ પડશે નહિ.

ખેડૂતના તમામ જાતના દેવામાં છુટછાટ મૂકવાનો આ કાયદાનો ઈરાદો નહિ હોવાથી **નીચેનાં દેવાં બાતલ રાખવામાં આવ્યાં છે,** અને તેથી ખેડૂતના દેવાના તેડજોડમાં તે દેવાનો સમાવેશ થશે નહિ.

૧; સરકારની મહેસૂલ અથવા સરકારનો કર અથવા લોન તરીકે ધીરેલી બીજી સરકારની જે રકમ આપવાની હોય તે

૨. લોકલ બોર્ડ તથા મ્યુનિસિપાલિટી તથા એવી બીજી સ્થાનિક સંસ્થાઓના જે કર આપવાના હોય તે. અથવા તો તેમણે લોન તરીકે જે રકમ ધીરી હોય ને તે આપવાની હોય તે;

૩. સહકારી મંડળીઓનું જે દેવું આપવાનું હશે તે;

૪. કોર્ટે કરેલા ખોરાકીના હુકમનામાં અન્વયે જે આપવાનું હશે તે;

૫. તા. ૧લી જાન્યુઆરી ૧૯૩૯ પછી ખેતીને માટે જે રકમ ધીરવામાં આવી હશે તે.

દેણદારના ઉપર લખેલા દેવાને આ કાયદો લાગુ પડતો નથી, તો પણ કમિટી આગળ દેવાની તોડજોડની અરજી થયા પછી કમિટી કલેકટરને તેમ જ કોઓપરેટીવ સોસાયટીને

તેમ જ લોકલ બોર્ડ કે એવી સ્થાનિક સંસ્થાને તથા બોરાખીનું હુકમનામું જેના લાભમાં થયું હશે તેને નોટિસ આપી તેમનું તે દેણદાર પાસે કેટલું લેણું છે તેની હકીકત માગશે. અને કલેક્ટર તેમ જ કોઓપરેટીવ સોસાયટી તે દેવામાં કેટલી છૂટછાટ મૂકવા માગે છે તે મંગાવશે.

## દેવાના ફડચાની કમિટી

**કમિટીનું બંધારણ :** ખેડૂતનાં દેવાની તપાસ કરી તેનો તોડજોડ કરવા સરકાર જુદા જુદા સ્થાનિક વિસ્તારો માટે જુદી જુદી કમિટીઓ અથવા કોઇ પણ વિસ્તારમાંના અમુક વર્ગના દેણદારો માટે ખાસ કમિટી સ્થાપશે અને તેની જાહેરાત સરકારી ગેઝેટમાં કરશે. આ કમિટીમાં જેણે હિંદુસ્તાનમાં સરકારી નોકરી કરી હોય અથવા તો નોકરી કરતો હોય તેવા એક અધિકારી એકલાને જ નીમવામાં આવશે, અથવા તો ત્રણથી ઓછા નહિ અને પાંચથી વધારે નહિ તેટલા સભ્યો નીમવામાં આવશે. આ સભ્યો સરકાર ઠરાવે તેવી લાયકાતવાળા હોવા જોઈએ

આ કમિટીના સભ્યો પૈકી એકને પ્રમુખ નીમવામાં આવશે અને બીજા એકને ઉપપ્રમુખ નિમવામાં આવશે. કમિટીના પ્રમુખ અને સભ્યો કોઇ પણ બાબતમાં એકમત થઈ શકે નહિ તો બહુમતીના અભિપ્રાય મુજબ કામ લેવામાં આવશે, અને જો કોઈ પણ બાબત ઉપર બે બાજુ સરખા મત થશે તો પ્રમુખને એક વધુ મત આપવાનો અધિકાર રહેશે, જ્યાં કમિટી પાંચ સભ્યોની હશે ત્યાં કામ ચલાવવાને માટે ઓછામાં ઓછા ત્રણ સભ્યોની હાજરીની જરૂર પડશે, અને કમિટી જ્યાં ચાર અથવા ત્રણ સભ્યોની બનેલી હશે ત્યાં ઓછામાં ઓછા બે સભ્યોની જરૂર પડશે.

જો આ કમિટી એક જ અધિકારીની બનેલી હશે તો તે અધિકારીને મદદ કરવા, સરકારને ઠીક લાગે તો, વધારેમાં વધારે ચાર એસેસરો નીમશે.

કમિટી સમક્ષના કોઈ પણ કામમાંના લેનદેનમાં કમિટીના કોઈ પણ સભ્યનો પોતાનો અથવા પોતાના ભાગીદાર મારફત સીધી યા આડકતરી રીતે કંઇ હિસ્સો અથવા હિતસંબંધ હશે, તો તે સભ્ય એવા કામના સંબંધમાં કમિટીના સભ્ય તરીકે કામ કરી શકશે નહિ.

કોઈ પણ કમિટીને બરખાસ્ત કરવા અને તેની જગ્યાએ નવી કમિટી નીમવાને તેમ જ કમિટીના સઘળા અથવા કોઇ પણ સભ્યને દૂર કરવાને અને તેની જગ્યાએ બીજા સભ્યોને નીમવાને સરકારને કુલ સત્તા છે.

**કમીટીના અધીકાર :** આ કમિટી આગળ આવતા તમામ કેસોમાં લેણદારોના હક તથા લેણદારો પૈકી પહેલી પસંદગી આપવાનો પ્રશ્ન અથવા બીજા કોઈ પણ પ્રકારના પ્રશ્નો ઉત્પન્ન થતા હશે અને તેમાં કાયદા અથવા પુરાવાના સવાલ હશે તો પણ તેવા તમામ પ્રશ્નોનો નિકાલ કરવાની સત્તા આ કમિટીને છે. તેમ જ દેવાની સંપૂર્ણ તોડજોડ કરવા સારૂં, તેમ જ કોઈ પણ કેસમાં સંપૂર્ણ ન્યાય આપવા સારૂ, જે જે પ્રશ્નોનો નિર્ણય કરવાનું કમિટીને જરૂરનું જણાય તેવા સઘળા પ્રશ્નોનો નિર્ણય કરવાની સત્તા આ કમિટીને છે.

આ કાયદાની રૂએ કમિટી સમક્ષ ચાલતા કોઇ પણ કામમાં કોઇ પણ પ્લીડર, વકીલ અથવા મુખત્યાર કોઇ પણ પ્રક્ષકારની વતી હાજર રહી શકશે નહિ, પરંતુ પક્ષકારોને તપાસ્યા પછી કમિટીને એમ લાગે કે પક્ષકારો પૈકી કોઈ પોતાની હકીકત કમિટી આગળ બરાબર રીતે મૂકવાને શક્તિમાન નથી અને ઇન્સાફની ખાતર તે પક્ષકારને વકીલની મદદ લેવા દેવાની જરૂર છે, તો તે પક્ષકારને વકીલ મારફત હાજર થવાની કમિટી રજા આપશે. વળી જે સ્ત્રીને કોર્ટમાં જાતે હાજરી આપવામાથી મુક્ત કરવામાં આવી હશે તેની તરફથી રીતસર નિમાયેલ કમિટી સમક્ષ હાજર રહી શકશે.

કમિટીના ચેરમેન અથવા કોઈ પણ મેમ્બરે અથવા કોઈ પણ સરકારી નોકરે આ કાયદાની રૂએ શુદ્ધબુદ્ધિથી જે કંઇ કર્યું હશે તેના સંબંધમાં તેમની સામે દાવો કે ફરિયાદ ચાલી શકશે નહિ તેમ જ કોઇ પણ જાતનાં કાયદેસર પગલાં લઇ શકાશે નહિ.

**કમિટી ઉપર કોર્ટની દેખરેખ:** જે ફર્સ્ટ કલાસ સબજજની હકૂમત નીચેના વિસ્તારમાં આ કમિટી હશે તે ફર્સ્ટ કલાસ સબજજના તાબામાં આ કમિટી રહેશે અને તે ફર્સ્ટ કલાસ સબજજને અથવા તેણે નીમેલા બીજા કોઇ અધિકારીને આ કમિટીના કામકાજના કાગળો તપાસવાનો તથા કમિટી પાસે વખતો વખત જોઇતી હકીકત અથવા માહિતી માગવાનો અધિકાર છે.

કોઇ પણ ફર્સ્ટ કલાસ સબજજ પોતાની મરજીથી અથવા કોઇ પણ શખસની અરજી ઉપરથી પોતાની સ્થાનિક હદમાં સ્થપાયેલી કોઇ પણ કમિટી આગળ ચાલુ હોય તેવી દેવાના તેડજોડની કોઇ પણ અરજી કોઇ પણ અરજી કોઇ પણ તબક્કે તે કમિટી આગળથી પોતાની હદમા આવેલી બીજી કમિટી આગળ ફેરફાર કરી શકશે.

## દેવાની તોડજોડની અરજી

જ્યારથી કોઇ સ્થાનિક વિસ્તારમા આવી કમિટી સ્થાપવામાં આવે ત્યારથી **અઢાર માસની અંદર** તે વિસ્તારમાં રહેતો કોઈ પણ દેણદાર સદરહુ કમિટીને પોતાના દેવાની તોડજોડ કરવા અરજી કરી શકશે જે દેણદારનુ દેવું તા. ૧ જાન્યુઆરી ૧૯૩૯ના રોજ રૂા. ૧૫૦૦૦) પંદર હજારથી વધારે હશે તેના સંબંધી આવી તોડજોડની અરજી થઇ શકશે નહિ. આવી અરજી સાથે કાયદામાં ઠરાવ્યા પ્રમાણે કોર્ટફી રજૂ કરવી જોઇશે તેમ જ કાયદામાં જણાવેલી તમામ હકીકતો અરજીમાં બતાવવી પડશે.

જો દેણદારે એ પ્રમાણે અરજી ન કરી હોય તો તેનો લેણદાર (ઉપર લખ્યા પ્રમાણેના) અઢાર માસની મુદ્દતમા તે દેણદારના દેવાની તોડજોડ કરવા અરજી કરી શકશે.

જે સ્થાનિક વિસ્તારમાં દેણદાર અથવા દેણદાર પૈકી ગમે તે એક રહેતો હશે તે વિસ્તારમાં સ્થપાયેલી કમિટીને અરજી કરવાની છે. પણ જો કોઇ વિસ્તારમાં કોઈ અમુક વર્ગના દેણદારો માટે ખાસ કમિટીની સ્થાપના કરવામાં આવી હશે અને દેણદાર અથવા દેણદારો પૈકી કોઇ પણ, તે વર્ગના હશે તો, તે વર્ગને માટે નીમેલી ખાસ કમિટી આગળ આવી અરજી કરવી પડશે.

જો એક જ કમિટી આગળ કોઇ દેણદાર વિરુદ્ધ અથવા સદરદેણદારો વિરુદ્ધ એક કરતાં વધારે આવી જુદી અરજીઓ કરવામાં આવી હશે તો તે બધી અરજીઓ એકત્રિત કરવામાં આવશે. જો કોઇ પણ દેણદારના સંબંધમાં, અથવા સદરદેણદારો પૈકી એક અથવા વધારે દેણદારોના સંબંધમાં જુદી જુદી કમિટીઓ આગળ એક કરતાં વધારે તોડજોડની અરજીઓ કરવામાં આવી હશે તો તે અરજીઓ એક જ ઠેકાણે ચલાવવાનો પ્રબંધ કાયદામાં કરવામાં આવેલો છે.

દેવાની તોડજોડની અરજી કમિટી આગળ કરવામાં નહિ આવી હોય તો પણ દેણદાર પોતાના લેણદારને લેખિત નોટીસ આપીને લેણાની પ્રમાણિક અને ખરી કેફિયતની માંગણી કરી શકશે. એવી નોટિસ મળ્યેથી **એક માસની અંદર** લેણદારે કમિટી સમક્ષ તે કેફિયત રજૂ કરવી અને તેની એક નકલ દેણદારને મોકલવી. એજ પ્રમાણે લેણદારની નોટીસ મળ્યેથી દેણદારે **બે માસની અંદર** પોતાના તમામ દેવા સંબંધી નીચેની હકીકત મોકલવી:

૧. પોતે ખેતી માટે કેટલી જમીન ધારણ કરે છે.

૨. તે પોતે જાતે ખેતી કરે છે કે કેમ.

૩. નોટીસ મળ્યે તેના આગલા વરસની ખેતીની તથા બીનખેતીની આવક કેટલી હતી.

આ બાબતની પ્રમાણિક અને ખરી કેફિયત તેણે કમિટી આગળ રજૂ કરવી અને તેની એક નકલ લેણદારને મોકલવી. ઉપર પ્રમાણે લેણદાર અથવા દેણદાર જે નોટીસ આપે તેની એક નકલ તેણે કમિટીને મોકલવાની છે

## દેવાની ખાનગી પતાવટ

જો કોઈ પણ દેણદાર અને તેના લેણદારોમાંના કોઇ પણ અથવા બધા લેણદારો તે દેણદાર પાસેથી લેણા નીકળતા કોઈ પણ દેવા સબંધી ખાનગી પતાવટ ઉપર આવે તો તે દેણદાર અથવા તે લેણદારોમાંનો કોઈ પણ લેણદાર પોતાના વિસ્તારમાં આવેલી કમિટીને તે પતાવટ નોંધવા અરજી કરી શકશે. પણ આવી અરજી તે પતાવટ થયાની તારીખથી ત્રીસ દિવસની અંદર કરવી જોઇએ. આવી અરજી સાથે રૂપિયો એક કોર્ટ ફી તરીકે રજૂ કરવો પડશે. એવી અરજી મળ્યેથી કમિટીને પોતાને યોગ્ય લાગે તેવી તપાસ કર્યા પછી ખાતરી થાય કે:

અ. તે પતાવટ શુદ્ધબુદ્ધિથી કરવામાં આવેલી છે.

બ. તે પતાવટ તે દેણદારના લેણદારોમાંના કોઈ પણ લેણદારનાં નાણાં ડુબાવવા અથવા તે આપવાના ઢીલ કરવાના ઇરાદાથી કરવામાં આવી નથી.

ક. તે પતાવટ તે દેણદારના હિતમાં છે.

ડ. જે દેણદારોને આ કાયદાનો લાભ મળી શકે તેવો દેણદાર તે છે, તો તે પતાવટ કમિટી નોંધશે અને તેનો દાખલો આપશે. તે પતાવટ નોંધ્યા પછી, આ સિવાય બીજું કંઈ દેવું દેણદારને છે કે કેમ, તે સંબંધી કમિટી દેણદારની પાસેથી હકીકત પૂછી રજૂ કરાવશે. જો પતાવટમાં નહિ આવ્યું હોય તેવું બીજું દેવું દેણદારને નહિ હોય તો કમિટી તે પતાવટ

પ્રમાણે પોતાનો ફેંસલો આપશે, પણ જો કમિટીને એમ લાગશે કે દેણદારને પતાવટમાં નહિ સમાયેલું એવુ બીજું દેવું છે તો તે પતાવટની અરજીને તોડજોડની ગણી, કમિટી દેવાના તોડજોડનું કામ આગળ ચલાવશે.

કમિટી આગળ દેવાની તોડજોડનું કામ ચાલતું હશે તે દરમિયાન દેણદાર અને તેના બધા લેણદારોની વચ્ચે જો સમાધાનથી પતાવટ થશે, અને કમિટીને એમ જણાશે કે દેણદારે રાજીખુશીથી એ પતાવટ કરી છે અને તે પતાવટ દેણદારના હિતમાં છે તો કમિટી તે પતાવટ પ્રમાણે પોતાનો ફેંસલો આપશે.

જે વિભાગમાં દેણદાર રહેતો હશે તે વિભાગમાં કમિટી સ્થપાયા પછી અથવા જે વર્ગનો દેણદાર હશે તે વર્ગ માટે ખાસ કમિટીની સ્થાપના થયા પછી, ઉપર જણાવ્યા સિવાય કોઈ પણ રીતે દેણદારના કોઈ પણ દેવાની પતાવટ કરવામાં આવી હશે તો તે પતાવટ રદ ગણવામાં આવશે.

દેવાની તોડજોડ માટે અથવા દેવાની ખાનગી પતાવટ નોંધવાને માટે કમિટી આગળ જે અરજી કરવામાં આવી હશે તે પાછી ખેંચી શકાશે નહિ.

### અરજીના અભાવે દેવું રદ ગણાશે

(૧) જે દેવાના સબંધમાં ઉપર જણાવ્યા પ્રમાણે મુદત અંદર તોડજોડની અરજી નહિ કરવામાં આવી હોય અથવા (૨) દેવાની ખાનગી પતાવટ નોંધવા મુદત અંદર અરજી નહિ કરવામાં આવી હોય અથવા (૩) તે અરજીઓ કર્યા પછી પાછી ખેંચી લેવામાં આવી હશે અથવા (૪) કોર્ટે આગળ તોડજોડની અરજી થયા પછી કોર્ટે લેણદાર પાસે લેણાની તપસીલ માગ્યા છતા તે તપસીલ નહિ આપી હોય તો તે દેવું ભરપાઈ થઈ ગયેલું ગણાશે.

પણ જો કોર્ટને એમ લાગે કે દેણદારે મુદતસર અરજી નહિ કરી અથવા કોર્ટે માગેલી દેવાની તપસીલ નહિ આપી તેને માટે ખાસ કારણો હતાં, તો તે લેણદારને કોર્ટ ઉપલા નિયમમાંથી મુક્ત કરશે. વળી જો કોઈ દેણદાર પોતાના લેણદારને એવું માનવાનું કારણ આપશે કે તે દેણદારને આ કાયદો લાગુ પડતો નથી અને તેથી આ કાયદા પ્રમાણે તેની સામે અરજી થઈ શકતી નથી તો તે કેસમાં પણ આ નિયમ લાગુ પડશે નહિ.

### ચાલુ દાવા તથા હુકમનામા કમિટીને સોંપશે

જે શખસ આ કાયદામાં જણાવેલી વ્યાખ્યા પ્રમાણે દેણદાર હશે અને તેની સામે લેણું વસુલ કરવા માટે દીવાની કોર્ટમાં દાવો ચાલતો હશે અથવા તો હુકમનામાની બજવણી ચાલતી હશે અને જે વિભાગમાં દેણદાર રહેતો હશે તે વિભાગ માટે કમિટીની સ્થાપના થઈ હશે તો, અને તે દેણદારનું કુલ દેવું રૂપિયા પંદર હજારથી વધારે નહિ હોય તો તે ચાલતો દાવો અથવા હુકમનામાની બજવણીનું કામ બંધ રાખી તે કામ કમિટી આગળ મોકલવામાં આવશે.

### દેવામાં જુદી જુદી રાહત

આ કાયદામાં બતાવેલી રીત તથા સૂચના પ્રમાણે કમિટી દેવાની તોડજોડ કરશે. હુકમનામા અંગેના દેવાને પણ તે નિયમો લાગુ પડે છે. આ સૂચનાઓ પૈકી મુખ્ય નીચે પ્રમાણે છે:

૧. વ્યાજમુદ્દલનો જુદો હિસાબ પાડેવેથી લેવાશે પક્ષકારો વચ્ચે લેણદેણનો હિસાબ અમુક રીતે નક્કી કરવો એવો ઠરાવ થયો હશે અથવા તો પક્ષકારો વચ્ચે ચક્રવૃદ્ધિ વ્યાજ ગણવું એવો ઠરાવ થયો હશે અથવા તો પક્ષકારો વચ્ચે આગનું લેણદેણ બંધ કરી નવું લેણદેણ શરૂ કરવાના કરાર અથવા લખાણ થયા હશે તો પણ બંધનકારક ગણાશે નહિ.

લેણદેણ શરૂ થઇ ત્યારથી લેણદેણની વિગત આ ગુણદોષ કમિટી તપાસશે પણ આ કાયદો અમલમાં આવ્યાની તારીખથી વીસ વરસ ઉપરાંતનું લેણદેણ હશે અને તે વીસ વરસ પહેલાં છ નામા છેવટ પક્ષકારો વચ્ચે લેણદેણનો હિસાબ થઇ લેખિત બાકી કાઢવામાં આવી હશે અને તે ઉપર દેણદાર અથવા જેની મારફત દેણદારને દેવું પ્રાપ્ત થયું હોય તે શખ્સની સહી હશે તો તે કાઢેલી બાકી બન્ને પક્ષકારોને બંધનકારક ગણાશે અને તે પહેલાંનો હિસાબ તપાસવામાં આવશે નહિ

જો દેણદાર પોતાનું દેવું કબૂલ કરતો હશે અને કમિટીને એમ લાગશે કે તે કબૂલાત સાચી છે અને દેણદાર રાજીખુશીથી કબુલ કરે છે તો લેણદેણનો હિસાબ તપાસવો કે નહિ તે કમિટીની મુનસફીની વાત છે

૨. મુદ્દલ કરતા વધારે વ્યાજ નહી મળે. વધારે લીધું હશે તો મજરે આપવું પડશે દેણદાર પાસે કમિટી આગળ અરજી થયાની તારીખ સુધીમાં મુદ્દલ પેટે અને વ્યાજ પેટે કેટલું લેણું નીકળે છે તે જુદું જુદું નક્કી કરવામાં આવશે દેણદારે જે રોકડ અથવા માલ આપ્યો હશે તેની કિંમત મુદ્દલ પેટે ઉધારવામાં આવશે તે પ્રમાણે નક્કી કરતા જો વ્યાજની રકમ મુદ્દલની રકમ કરતા વધારે હશે તો મુદ્દલ જેટલી જ વ્યાજની રકમ આપાવવામાં આવશે

આવશે. આ પ્રમાણે ગણતાં મુદ્દલ અને વ્યાજની જે જુદી જુદી રકમ થશે તે દેણદાર પાસે લેણી છે એમ ગણાશે.

પક્ષકારો વચ્ચે થયેલા હુકમનામા પ્રમાણે ઉપર લખેલા વ્યાજના દર કરતાં કોર્ટે ઓછો વ્યાજનો દર અપાવ્યો હશે તો કોર્ટે જે દર પ્રમાણે વ્યાજ અપાવ્યું હશે તે દર પ્રમાણેનું વ્યાજ ગણવામાં આવશે.

લેણદેણનો ઉપર પ્રમાણે હિસાબ કરવામાં સાદું વ્યાજ ગણવામાં આવશે.

ગીરોની મિલકતની ઊપજ વ્યાજના બદલામાં લેવાનો કરાર હશે તો પણ તે કરાર બંધનકર્તા ગણાશે નહિ.

**૪ કમિટી વેચાણખત ગીરોખત ઠરાવી શકશે:** કમિટી આગળના દાવાની સુનાવણી દરમિયાન એવી તકરાર કરવામાં આવે કે દેણદારની જમીનનું વેચાણખત ખરું વેચાણ નથી પણ **ગીરોખત** છે, તો તેખત વેચવાનું નથી પણ ગીરોનું છે એવું ઠરાવવાની કમિટીને સત્તા છે. પણ નીચે લખેલી બાબતમાં આ નિયમ લાગુ પડશે નહિ.

क, તા. ૧લી જાન્યુઆરી ૧૯૨૭ પહેલાનું તે વેચાણખત હશે તેને,

ख કોર્ટના હુકમનામાથી જે ખત વેચાણખત છે, એવું ઠરાવવામાં આવ્યું હશે તેને,

क. આ મિલકત લેનારે એ મિલકત તા. ૧૫મી ફેબ્રુઆરી ૧૯૩૯ પહેલાં કોઈ ત્રીજા શખસને વેચાણ આપી દીધી હશે તો.

**૫. દેવું આપવાની શક્તિ પ્રમાણે દેવામાં કાપ:** દેણદારનું દેવું ઉપર જણાવ્યા પ્રમાણે નક્કી કરી તે ઉપર ત્રીસથી ચાળીસ ટકાનો કાપ મૂક્યા પછી ખેડૂતની દેવું આપવાની શક્તિ કેટલી છે તે નક્કી કરવાનું છે. કારણ કે, ખેડૂતનું દેવું ગમે તેટલું હોય તો તે પ્રમાણે તેને મદદ આપવાનું આ કાયદામાં ઠરાવ્યું છે. દેણદારની તે શક્તિ નક્કી કરવા સારુ દેણદારની મિલકતની કિંમત નક્કી કરવામાં આવશે અને તે કિંમતના સાધારણ રીતે એંસી ટકા જેટલી શક્તિ છે એમ ઠરાવવામાં આવશે અને તે ઉપરાંતનું દેવું રદ કરવામાં આવશે. કમિટી દેણદારની સ્થાવર તથા જંગમ મિલકત તથા તેની કિંમત નક્કી કરશે. દીવાની કાયદાથી રૂએ જે મિલકત હુકમનામાની બજવણીમાં લઈ શકાય નહિ એમ કાયદામાં ઠરાવ્યું હશે તે મિલકત બાતલ રાખવામા આવશે ગીરોવાળી મિલકતની કિંમત નક્કી કરતાં સરકારી મહેસૂલની કે લોકલ બોર્ડની લહેણી રકમો, આ મિલકતની કિંમતમાંથી બાદ કરવામાં આવશે ગીરો ન હોય તેવી મિલકતની કિંમતમાંથી સહકારી મંડળીઓ વગેરેનાં નીકળતાં નાણાંની રકમ બાદ કરવામાં આવશે.

દેણદારની મિલકતની કિંમત નક્કી શી રીતે કરવી તે સંબંધી આ કાયદામાં નિયમો આપવામાં આવેલા છે. કમિટીએ તે પ્રમાણે તે કિંમત નક્કી કરવાની છે.

દેણદારે પોતાના કોઇ પણ લેણદારોનાં નાણાં ડુબાવવા અથવા તે આપવામાં ઢીલ ના ઇરાદાથી તેની મિલકત કોઇ પણ બીજાને નામે ચડાવી હોય અથવા તે મિલકત 'ર બોજો ઊભો કર્યો હોય તો તે રદ બાતલ ગણાશે અને કમિટી તે રદ બાતલ છે ોમ જાહેર કરશે.

દેણુદારની મિલકતની કિંમત નક્કી કર્યા પછી દેણદારની દેવું આપવાની શક્તિ કેટલી છે તે કમિટી નીચે પ્રમાણે નક્કી કરશે.

અ. ગીરો મિલકત કિંમતના એંશી ટકા ગણતાં જે રકમ આવે તેના કરતાં ગીરોનું દેવું ઓછું હશે તો ઉપર જણાવેલી એંશી ટકાની રકમમાંથી ગીરોનું દેવું બાદ કરતાં જે રકમ રહે તે;

બ. ગીરો ન હોય તેવી સ્થાવર મિલકત એંશી ટકા.

ક. જંગમ મિલકતની કિંમતના એંશી ટકા.

આ ત્રણેનો સરવાળો કરતાં જે રકમ આવે તે દેણુદારની દેવુ આપવાની શક્તિ ગણાશે.

દેણુદારનુ દેવું તથા દેવું આપવાની શક્તિ નક્કી કર્યા પછી કમિટી દેણુદારનુ દેવું આપવાની શક્તિ ઉપરાંતનું દેવુ કમી કરી નાખશે.

અ. જો ખેડુતનું દેવુ ગીરોખતના રૂએ હશે અને તે ગીરોનું દેવુ જે નક્કી કરવામાં આવે તે ખેડુતની ગીરો મિલકતની કિંમતના એંશી ટકાથી વધારે હશે તો તે દેવને તે મિલકતની કિંમતના એંશી ટકા ઉપર લાવી મૂકવામા આવશે.

બ. જો ખેડૂતનું દેવું ગીરો દસ્તાવેજની રૂએ નહિ હોય તો કુલ દેવું કાપીને ખેડૂતની દેવું આપવાની શક્તિની ઠરાવેલી રકમ ઉપર લાવી મુકવામા આવશે (એટલે કે, મિલકતના એંશી ટકા ઉપર લાવી મૂકવામાં આવશે.)

ક. જો કેટલાંક દેવા ગીરોના હશે અને કેટલાક દેવા સાદા હશે તો ગીરોવાળાં દેવા કાપીને ગીરોવાળી મિલકતના ૮૦ ટકા ઉપર લાવવામાં આવશે અને પછી બાકીનું દેવું કાપીને બાકીની મિલકતના ૮૦ ટકા ઉપર લાવવામાં આવશે.

ઉપરનાથી જણાશે કે, સાધારણ રીતે દેણુદારની મિલકતની કિંમત કમિટીએ નક્કી કરી હશે તેના એંશી ટકા ઉપરાનતુ દેવું કમી કરી નાખવામા આવશે

**૬. દેવું આપવા હલકા હપતા :** કમિટી ઉપર પ્રમાણે દેવું કમી કર્યા પછી બાકી રહેલા દેવાની રકમનો ચુકાદો આપશે અને કેટલા હપતામાં તે દેવુ આપી દેવાનું છે તે નક્કી કરશે, પણ પચીસથી વધારે હપતા આપવામા આવશે નહિ દેણુદારની કુલ ચોખ્ખી આવકથી વધારે રકમનો હપતો નક્કી કરવામા આવશે નહિ.

જો કોઇ પણ કારણસર અડધું અથવા તેથી વધારે જમીનમહેસુલ મુલતવી રાખવામા આવશે તો કમિટીના ઠરાવ અન્વયે જે હપતો તે વરસ માટે આપવાનો હશે તે તથા ત્યાર પછીના દરેક વરસે આપવાનો હપતો એકેક વરસ મુલતવી રાખવામા આવશે. પણ જો જમીનમહેસુલ અડધા કરતાં ઓછું મુલતવી રાખવામાં આવ્યું હશે અથવા માફ કરવામાં આવ્યું હશે તો તે વરસનો અડધો હપતો અને ત્યાર પછીના દરેક વરસનો આખો હપતો એક વરસ માટે મુલતવી રાખવામાં આવશે.

આ હપતાની રકમ નક્કી કરતી વખતે કમિટી તે દેણુદારની વાર્ષિક ચોખ્ખી આવક ધ્યાનમાં લેશે અને તેની આવકથી વધારે રકમના હપતા આપશે નહિ.

આ કલમ માટે દેણુદારની વાર્ષિક ચોખ્ખી આવક નક્કી કરવા માટે દેણુદાર અને તેના આશ્રિતોના ભરણપોષણ માટે જરૂરની લાગે તેટલી રકમ તથા સરકારના તથા લોકલ બોર્ડ જેવી સ્થાનિક સંસ્થાઓના તથા પાક ઉપર કરેલા દેવાની રકમ બાદ કરતાં જે રકમ બાકી રહેશે તે તેની વાર્ષિક આવક ગણાશે.

**૭. ગીરો મૂકેલી મીલકત પાછી મળશે:** કોઈ પણ મિલકત લેણુદારના કબજામાં હોય તો તે મિલકત કઇ શરતોને અવલંબીને દેણુદારને પાછી આપાવવી તે કમિટી નક્કી કરશે. ગીરોની મુદત પૂરી નહિ થઇ હોય અથવા ગીરોનું દેવું પૂરું અદા થયું હોય તો પણ કમિટી તે મિલકત દેણુદારને પાછી આપવાનો હુકમ કરી શકશે.

**૮. તમામ દેવાની એકદમ પતાવટ:** પ્રોવિન્શિયલ બેંક મારફત દેણુદારના તમામ દેવાની એકદમ પતાવટ કરવાની સત્તા કમિટીને રહેશે. દેણુદારના બધા લેણુદારો કબુલ કરશે તો કમિટી દેણુદારની સ્થાવર મિલકતની કિંમતના પચાસ ટકા જેટલું દેણુદારનું દેવું કમી કરી નાખશે અને તે પ્રમાણે કમી કરેલા દેવા પેટે લેણુદારોને પ્રોવિન્શિયલ લેન્ડ મૉર્ટગેજ બૅન્કના બૉન્ડ આપશે. સદરહુ બૉન્ડની રકમ માટે પ્રાંતિક સરકારની હામી રહેશે.

આ કાયદામાં ગમે તે મજકુર હોય તે છતાં કોઈ પણ દેણુદારના દેવાની તોડજોડ કરવા માટેની અરજી જે કમિટીને કરી હોય તે કમિટીને અથવા ચુકાદાની ઉપર જે કોર્ટને અપીલ કરી હોય તે કોર્ટને કોઈ પણ વખત ખાતરી થાય કે તે દેણુદારના હિતની ખાતર તેનાં દેવા અગર તે દેવાનો ભાગ અદા કરવાના કારણુ સારૂ તેની મિલકત અથવા તે મિલકતનો કોઇ પણ ભાગ વેચી નાખવો જોઇએ તો તે કમિટી અથવા કોર્ટ તે કારણુ સારૂ તે મિલકત વેચી નાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે. અને ઉપર પ્રમાણે વેચી નાખવાનો હુકમ કરવામાં આવ્યો હોય તે મિલકત ઠરાવેલી રીતે કલેકટરે વેચવી.

**૯. પૂરતી મિલકતને અભાવે નાદાર ઠરાવશે.** કમિટી આગળ ચાલતા કામમાં કોઈ પણ તબક્કે કમિટીને એમ માલુમ પડે કે દેણુદારનું દેવુ કાયદામાં ફરમાવ્યા પ્રમાણે કમી કરવામાં આવે તોપણ તે દેવું આપવાની તેની શકિત નથી અથવા કમિટીને કોઇ પણ કારણુસર એમ માલુમ પડે કે પચીમથી વધારે નહિ એવા હપતાથી દેણુદારનું દેવું પતી શકે તેમ નથી તો કમિટી તે દેણુદારને નાદાર જાહેર કરવા મુખત્યાર છે.

જે કોર્ટને કમિટીના ફેંસલો બજવણી માટે મોકલવામાં આવ્યો હશે તે કોર્ટને એમ માલુમ પડે કે દેણુદારની જંગમ મિલકતના વેચાણમાંથી લાગલગાટ બે હપતા અથવા બધા મળીને ત્રણ હપતા વસુલ થઇ શકે તેમ નથી તો કોર્ટ તે દેણુદારને નાદાર જાહેર કરવા મુખત્યાર છે.

કમિટીએ અથવા કોર્ટે ઉપર પ્રમાણે દેણુદારને નાદાર ઠરાવ્યા પછી, કમિટી અથવા કોર્ટ તે દેણુદાર સામેનું જે દેવું હશે તેની ભરપાઇને માટે, તે દેણુદારની જે મિલકત કાયજપ્તીમાં લઇ શકાય એવી હશે તે મિલકતનો અડધો ભાગ, તમામ પ્રકારના બોજાથી મુક્ત કરી વેચવાનો હુકમ કરી શકશે.

જો ઉપર પ્રમાણે તે દેવુદારની અરધી મિલકત વેચ્યા પછી છ એકર બાગાયત જમીન અથવા અઢાર એકર જરાયત જમીન અથવા જેનું ત્રીસ રૂપિયા વાર્ષિક એસેસમેન્ટ હોય તેટલી જમીનમાંથી વધારે જમીન દેવુદાર પાસે રહી હશે તો તે વધારાની જમીન પણ તમામ પ્રકારના બોજાઓમાંથી મુક્ત કરી દેવું આપવા વેચી નાંખવામાં આવશે.

દેવુદારની નાદારીના સંબંધમાં બીજી કોઇ પણ કોર્ટમાં કોઇ પણ અરજી કરી શકશે નહિ અથવા તેવી નાદારીના સંબંધમાં કોઇ પણ કામનો બીજી કોઇ પણ કોર્ટ નિકાલ કરી શકશે નહિ.

તે નાદારે પોતાનાં દેવાં તથા મિલકત સંબંધી તમામ જરૂરી હકીકત કમિટીને જણાવી નથી, એ જ કારણસર ફક્ત આ કામમાં નાદારીનો જે ઠરાવ કમિટીએ કર્યો હશે તે ઉપર અપીલ થઇ શકશે.

**નક્કી કરેલા દેવા ઉપરાંતનું દેવું રદ.** દેવામાં ઉપર લખેલી જુદી જુદી શરતો આપ્યા પછી દેવુદારે આપવાની દેવાની જે છેવટની રકમ કમિટી નક્કી કરશે તે ઉપરાંતનું દેવું રદ થઇ ગયેલું ગણાશે અને તે રદ થયેલું દેવું દેવુદાર પાસેથી અથવા તેની કોઇ પણ મિલકતમાંથી વસુલ લઇ શકાશે નહિ વળી દેવુદાર સામે જો કોર્ટનું હુકમનામું થયું હશે તો એટલા રદ થયેલા દેવા પૂરતું તે દેવુદારને હુકમનામાની બજવણીમાં કેદ પકડી શકાશે નહિ તથા તેની મિલકત રાંચમાં લઇ વેચી શકાશે નહિ

## કમિટીનો ફેંસલો

આ કમિટીનો નિર્ણય (આ કાયદામાં રહીને જે કર્યો હશે તે) છેવટનો ગણાશે અને જે કેસમાં નિર્ણય કર્યો હશે તે કેસના તમામ પક્ષકારોને તેમ જ તે પક્ષકારોની મારફતે અથવા અન્વયે જે બીજા હક ધરાવતા હશે તે બધાને આ કમિટીનો નિર્ણય બંધનકારક ગણાશે.

**ફેંસલા ઉપર અપીલ :** આ કમિટી જે ફેસલો આપશે તે છેવટનો ગણાશે પણ નીચેનાં કારણોસર ફક્ત એક જ અપીલ થઇ શકશે.

૧. કમિટીનો નિર્ણય અથવા ચુકાદો ગેરવાજબી રીતે મેળવવામાં આવ્યો હોય તો.

૨. કમિટીના નિર્ણય અથવા ચુકાદાને લગતુ કામ ચલાવતી વખતે કમિટી અથવા તેના કોઇ પણ સભ્યે લાંચ રૂશ્વત લીધી હોય અથવા ગેરવર્તણુંક ચલાવી હોય તો.

૩. કમિટીના નિર્ણય અથવા ચુકાદાને લગતા કામકાજમાં અનિયમિતતા અથવા કાયદાના ઉલ્લંઘનને લીધે અન્યાય થયો હોય તો.

૪. કાયદાની કંઇ ભૂલથી અથવા પુરાવાની ભૂલભરેલી તુલનાથી અન્યાય થયો હોય તો.

ઉપરનાં કારણો સિવાય બીજા કોઈ પણ કારણસર કમિટીએ આપેલો ફેસલો અપીલમાં રદ કરી શકશે નહિ કે તેમાં ફેરફાર કરી શકશે નહિ.

જો દેવાદારને કમિટીના ફેસલા પ્રમાણે કુલ આપવાનું દેવુ રૂા. ૫૦૦૦)ની અંદર હશે તો ફર્સ્ટ કલાસ સબજજને કોર્ટમાં અને રૂા. ૫૦૦૦) થી વધારે હશે તો ડિસ્ટ્રિક્ટ

જજની કોર્ટમાં એક જ અપીલ થઇ શકશે. આ અપીલ કમિટીના ફેંસલાની તારીખથી ૬૦ દિવસની અંદર કરવાની છે. અપીલની યાદી સાથે કોર્ટ ફી કાયદામાં જણાવ્યા પ્રમાણે રજૂ કરવાની છે.

## ફેંસલા ઉકરથી હુકમનામું

કમિટી પોતાનો ફેંસલો ફર્સ્ટ ક્લાસ સબજજને મોકલશે. જે તે ફેંસલો નોંધશે. વળી જે તારીખથી તે નોંધાશે તે તારીખથી તે પક્ષકારો વચ્ચેની સઘળી લેવડદેવડ રદ કરશે. અને તેમાં જણાવેલાં દેવાંની બાબતમાં દીવાની કોર્ટનાં આગળનાં હુકમનામાં તથા નિર્ણયો રદ કરશે, અને એવા દેણદારને અને તેના લેણદારોને તથા તેમના હિતસંબંધવાળા વારસોને તે ફેંસલો બંધનકારક ગણાશે.

એવી રીતે નોંધેલો ચુકાદો જે કોર્ટમાં નોંધવામાં આવ્યો હોય તે કોર્ટના હુકમનામાની જેમ તે ચુકાદાની બજવણી થઇ શકશે.

કમિટી અથવા આ કાયદામાં જણાવેલી કોર્ટ આગળ જે કંઇ કામ ચાલતું હશે તે સંબંધમાં અથવા તેમની કામ ચલાવવાની રીતના સંબંધમાં અથવા તેમના ફેંસલા, હુકમ કે નિર્ણય કાયદેસર છે કે કેમ તે સંબંધમાં અથવા તે ફેંસલામાં જે દેવું આપવાનું ઠરાવ્યું હોય તે સંબંધમાં દીવાની કોર્ટમાં દાવો ચાલી શકશે નહિ.

## અપ્રામાણીક દેણદાર

જો પોતાના લેણદારોના કોઇ કાયદેસર હકને ડુબાવવા દેણદારે કોઇ પણ લેણદાર સાથે મળી જઇ ખોટો દાવો નોંધાવડાવ્યો છે એવું કમિટીને માલુમ પડશે તો કમિટી તે દેણદાર પાસેનું દેવું ઉપર લખ્યા પ્રમાણે ઓછું કરશે નહિ પણ તેની પાસેથી પૂરું દેવું અપાવશે.

જો કમિટીએ ચુકાદો આપ્યા પછી કોઈ પણ પક્ષકારે તેને કરેલી અરજી ઉપરથી અથવા કોઇ પણ બીજી રીતે કમિટીને એમ જણાય કે ચુકાદો આપવામાં આવ્યો તે વખતે દેણદાર પાસે જે બીજી મિલકત હતી તે મિલકત બાબત કમિટીને જાણ કરવામાં આવી ન હતી અથવા ચુકાદામાં જે કોઇ પણ મિલકતનો સમાવેશ કર્યો હોય તે મિલકત દેણદારની માલીકીની ન હતી, તો કમિટી આ કાયદામાં ગમે તે મજકુર હોય તે છતાં તે ચુકાદો ફરીથી ઉખેળવા તથા દેવાંની ફરીથી તોડજોડ કરવા મુખત્યાર છે.

આ કાયદા નીચે ચાલતા કોઇ પણ કામમાં જે કોઇ શખસ જાણીબુજીને ખોટી હકીકત રજુ કરશે, જાણીજોઇને કમિટી આગળ ખોટો દસ્તાવેજ રજુ કરશે, જે કેફિયત ખોટી છે તેવુ જાણ્યા છતાં રજુ કરશે, અથવા ઉપરના કોઈ પણ કામમાં મદદગારી કરશે તો તે શખસ ૭ માસ સુધીની કેદની સજા અથવા દંડની સજા અથવા એ બન્ને સજાને પાત્ર થશે.

કોઇપણ કાયદો અથવા કરાર હોય તે છતાં આ કાયદાની રૂએ કરેલા કોઇ પણ ચુકાદામાં પક્ષકાર હોય તેનો દેણદાર તે ચુકાદામાં દાખલ કરેલી કોઇ પણ મિલકત, મુંબઇ સરકારની અગાઉથી પરવાનગી લીધા સિવાય, બીજાને નામે ચડાવી આપે તો તે કાયદેસર ગણાશે નહિ.

જે દેણુદારની સામે આ કાયદા પ્રમાણે ફેંસલો આપવામાં આવ્યો હશે અને જેની પાસે સહકારી મંડળીના કાયદા નીચે સ્થપાયેલી રિસોર્સ સોસાયટીનું અથવા જેની પાસે આ કાયદાથી માન્ય કરેલા એવા શખસનું લેણું હશે તેવો દેણદાર તે સોસાયટી અથવા તે શખસની પહેલી મંજૂરી લીધા સિવાય પોતાનો જીગો પાક અથવા પોતાની જમીનનું ઉત્પન્ન વેચશે અથવા બોજો કરશે તો તે ગેરકાયદે ગણાશે.

જે દેણદાર ઉપર પ્રમાણે વેચાણ અથવા બોજો કરશે અને જે શખસ જાણીજોઈને પોતાને માટે આવું વેચાણ અથવા બોજો કરાવશે તે ૭ માસ સુધીની કેદની અથવા રૂ. ૫૦૦ સુધીના દંડની સજાને પાત્ર થશે.

### આ કાયદાનો ટૂંક સાર

૧. જે ખેડૂત તા. ૧લી એપ્રિલ ૧૯૩૧ પહેલાથી જાતે ખેતી કરતો હશે અને જેનું દેવું તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૯ના રોજ રૂપિયા ૫૦૨ હજારથી વધારે નહિ હોય, તેને આ કાયદાનો લાભ મળશે.

૨. ખેતી અંગેની જાતમજુરી તથા બીજી જાતમહેનત અંગેની મજુરીનું દેવું હોય તેને આ કાયદો લાગુ પડશે નહિ.

૩. ફડચા કમિટી નિમાયાની તારીખથી ૧૮ માસની અંદર દેણદારે અથવા તેના દેવાના તોડજોડની અરજી કમિટીને કરવી પડશે.

૪. દેવાની ખાનગી પતાવટ કરવામાં આવી હશે તો પતાવટ નોંધવાની અરજી કમિટીને કરવી પડશે.

૫. ઉપર લખ્યા પ્રમાણે અરજી કમિટીને મુદતસર નહિ કરવામાં આવે તો તે દેવું ભરપાઈ થઈ ગએલું છે એમ ગણાશે.

૬. કોર્ટ આગળ ચાલતા દાવા તથા હુકમનામાં આ કમિટીઓને સોંપાશે.

૭. કમિટી નીચે પ્રમાણે દેણદારને રાહત આપશે.

(૧) લેણદેણની શરૂઆતથી વ્યાજ મુદ્દલનો જુદો હિસાબ તૈયાર કરશે. (૨) મુદ્દલ કરતાં વધારે વ્યાજ નહિ અપાવે. (૩) સને ૧૯૩૧ પહેલાના દેવા ઉપર વધારેમાં વધારે ૧૨ ટકા લેખે અને ત્યાર પછીના દેવા ઉપર વધારેમા વધારે ૯ ટકાનુ સાદુ વ્યાજ ગણવામાં આવશે. (૪) સને ૧૯૩૧ પહેલાના દેવામાથી ૪૦ ટકાનો કાપ મુકી તેટલુ દેવું ઓછુ કરવામાં આવશે. (૫) સને ૧૯૨૭ પછીના વેચાણખતો ખરા વેચાણખતો નથી પણ ગીરોખત છે એવું ઠરાવવાની કમિટીને સત્તા છે. (૬) ગીરોની મિલકતની ઊપજ વ્યાજના બદલામાં લેવાનો કરાર હશે તો પણ તે ઊપજ મજરે અપાવશે. (૭) દેણદાર વધારે રાહત આપવા સારૂ દેણદારની મિલકતની કિંમતના ૮૦ ટકાથી વધારાનું દેવું રદ કરવામાં આવશે અને ખેડૂત તે દેવું આપવાને શક્તિમાન ન હોય તો તેને પચીસથી વધારે નહિ તે પ્રમાણેના હપતા કરી આપવામાં આવશે. (૮) જો લેણદારો કબુલ થશે તો દેણદારની મિલકતની કિંમતના ૫૦ ટકા જેટલું દેણદારનું દેવું કમી કરી દે॥ પેટે લેણદારોને લેન્ડમોર્ટગેજ બેંકના બોન્ડ આપશે. (૯) જો કમિટીને એમ માલુમ પડશે કે હપતાથી પણ દેણદારનું દેવું ચૂકવાય તેમ નથી તો તેની અડધી મિલકત વેચીને તમામ દેવું ભરપાઈ કરવામાં આવશે.

# બા ળ

બાળક તો ફૂલ,
ખીલતું પ્રફુલ્લ.
હાં હાં રે હાં એને ચૂંથવાની કરશો ના ભૂલ

સૂરજમુખીનું ફૂલ વાડીમાં શોભતું,
સૂરજના તાપમાં એ દાઝે ના, ખીલતું:
જો શીળા ઓરડા ત્યાં પૂરો તો ઝૂરતું
હાં હાં રે હાં એને પૂરવાની કરશો ના ભૂલ.–બા.

વનમાં હરણાનું બાળ વા સાથે ખેલતું,
વગડે વગડે રે એ તો વા વેગે દોડતું;
મેવું ખવડાવો તોય બાંધ્યે એ રૂસતું.
હાં હાં રે હાં એને બાંધવાની કરશો ના ભૂલ–બા.

આંબલિયું આંગણામાં કોયલ ત્યાં બોલતી,
આનંદે આપ મોજે મીઠું કલ્લોલતી;
પત્થર મારો તો ઊડી જાતી ના બોલતી.
હાં હાં રે હાં એને મારવાની કરશો ના ભૂલ–બા.

નદીઓનાં નીર ઉરે માછલીઓ કૂદતી,
નવરંગી પાંખ, આંખ ઉઘાડી ઊડતી;
છેડ જો કોઈ એને તો એ ડૂબી જતી,
હાં હાં રે હાં એને છેડવાની કરશો ના ભૂલ–બા.

એ નાનાં શ્વાનશિશુ બાથાબાથી કરે,
માને ઉમંગ એમાં છોને લોહી ઝરે;
એને જો રોકશો તો સામે ઘૂ ઘૂ કરે.
હાં હા રે હાં એને રોકવાની કરશો ના ભૂલ–બા.

બાળક તો ફૂલ
ખીલતું પ્રફુલ્લ
હાં હાં રે હાં એને ચૂંથવાની કરશો ના ભૂલ.

પ્ર.

# ગામસુધારણા અને સ્ત્રીઓ

[૮]

## (૨) અયોગ્ય લગ્નો–કજોડાં

અયોગ્ય લગ્નના, કજોડાના પણ અનેક પ્રકાર છે વયનું કજોડું, ગભાનું કજોડું વગેરે એના પણ જુદા જુદા પ્રકાર છે

વયના કજોડા આપણા સમાજને અજાણ્યા નથી ઉગતી કુમળી બાળાને સાઠ વર્ષનો પુરુષ પરણવા નીકળે અને કન્યાને સાપનો ભારો માનનારા વડીલો મૃત્યુને કાંઠે ઉભેલા એ વૃદ્ધ પુરુષને ત્યાં 'સાપનો ભારો' નાખી આવીને 'કન્યાદાન'નું પુણ્ય હાંસલ કરે એવા લોહી ઉકળાવનારા પ્રસંગો હજી આજે પણ આપણા સમાજમાં બને છે. બાર ચૌદ વર્ષની એ કન્યા જ્યારે યુવાન સ્ત્રી બને છે ત્યારે એને પરણનાર પુરુષ કયા તો પથારીવશ હોય છે અથવા આ પરણેલી છતાં કુમારી સ્ત્રીને વૈધવ્યની કાળી પીછોડી ઓઢાડીને આગલી સ્ત્રીઓના દીકરા દીકરીઓના અને પૌત્રપૌત્રીઓના ટોળા વચ્ચે એને રઝળતી મૂકી પોતે યમસદને પહોંચી જાય છે! જાણી બુઝીને, દેખતી આંખે અક્ષન હોશિયારીથી કરેલા ભયંકર કર્મના આવા પરિણામથી પણ આપણી કમકમાં નથી આવતા! એવા બનાવથી આપણી શરમ નથી ઉપજતી! એવા કૃત્યો કરનારને પોતાની જાત પ્રત્યે તીરસ્કાર નથી આવતો! પણ "નશિબમાં હોય તે થાય" એવા ડહાપણના વચનો કહીને આપણી જાતને છેતરવાનો પ્રયત્ન આપણે કરીએ છીએ આનાથી વધારે નામોશીભર્યું બીજું શું હોઈ શકે?

દુઃખની વાત તો એ છે કે આવા લગ્નોમાં વધારેમાં વધારે કોઈને પણ ખમવું પડતું હોય તો તે સ્ત્રીઓને ખમવું પડે છે, અને છતાં સ્ત્રીઓ એવા લગ્નો માટે વિરોધ ઉઠાવવાને બદલે તેને ચલાવી લે છે, એટલું જ નહિ પણ માતાઓ પોતાની કુમળી કન્યાઓને એ ધીકતા જ્વાળામુખીમાં પોતાને હાથે પધરાવી દે છે આ વસ્તુ હવે એકદમ અટકવી જોઈએ અને જ્યાં જ્યાં આવું કંઈ બનતું હોય ત્યાં ત્યાં તે બનતું અટકાવવા માટે પ્રત્યેક સ્ત્રીએ પ્રયત્ન કરવા જોઈએ.

સ્વભાવનું કજોડું, ગુણ બુદ્ધિનું કજોડું વગેરે પણ ઓછાં ગંભીર કે ઓછાં દુઃખદાયક નથી. આ બધું બને છે તેનું કારણ કે લગ્નને આપણે પૂરતી ગંભીરતાથી જોતા શીખ્યા જ નથી લગ્ન કરવા માટે, છોકરાની કે છોકરીની પસંદગી કરવા માટે, કુળનો વિચાર થાય છે પૈસાનું કે પહેરામણી કે વાંકડાનો વિચાર થાય છે, બાપદાદાઓની આબરૂનો વિચાર થાય છે, પણ છોકરાને અને છોકરીને એકબીજા સાથે ફાવે એમ છે કે નહીં, એમનો સુમેળ થાય એમ છે કે નહીં એનો વિચાર કરવાની કોઈ તસ્દી લેતું નથી. પરણ્યા પછીની જીંદગી તો પરણનાર જોડાએ જીવવાની હોય છે, વડીલોના કર્મના સારા માઠા પરિણામ એમને જ ભોગવવા પડે છે, સુમેળ ન સાધી શકાય તો બેઉને માટે જીંદગી સુધી ઝઘડા કરવાનું જ રહે છે અને છતાં પણ એ જીંદગી જાણે પોતે જીવવાના હોય એમ વડીલો મરજીપ્રમાણે છોકરા છોકરીઓની પસંદગી કરે છે અને લાકડે માકડા વળગાડી દે છે

જીવનમા સગવડો બદલે અગવડ ઉભી કરે અને જીદગી કલેશ દુ ખ અને વિવિધ પ્રકારની ચિતાઓથી સદા વ્યાપ્ત રહે એવી રૂઢીઓને અને એવા કુળરિવાજોને વળગી રહેવુ એમા નથી શાણપણ નથી વ્યવહાર કુશળતા અને નથી કુળગૌરવ એમાથી છૂટા થવામા આર્ય સસ્કૃતિને કે ધર્મને અથવા કુળની લાજ મર્યાદાને ઉની આચ પણ આવે એમ નથી આર્યસસ્કૃતિ ધર્મ, સસ્કાર અને કુળની લાજમર્યાદા સાચવવાના બીજા ઘણા માર્ગો છે

આપણે ગામ સુધારણાની વાતો કરીએ છીએ અને એ સુધારણામા સ્ત્રીઓ શુ કરી શકે તેમજ કેવો ફાળો આપી શકે એનો વિચાર કરીએ છીએ ત્યારે ઉપર દર્શાવ્યા પ્રમાણેના આપણા રોજના સામાજિક જીવનને લગતા પ્રશ્નો તરફ દુર્લક્ષ કરવુ પાલવે એમ નથી કારણ કે રસ્તાની સફાઈ સીધા રસ્તા જળાશયોની સ્વચ્છતા અને પૂરતુ પાણી વગેરે બધી બાબતોમા પૂરતો સુધારો થયા છતા ઘરઆગણે શાતિ અને સતોષ ભર્યું જીવન ગાળી શકાય એવી કાળજી આપણે નહીં રાખીએ તો જીદગીનો કશો અર્થ નથી

એટલે જ હુ કહુ છુ કે લગ્નનો પ્રશ્ન એ ગામસુધારણા અને સ્ત્રીઓના વિષયમા અતિ મહત્વનુ અગ મનાવુ જોઈએ અને સ્ત્રીઓએ એ પ્રશ્નો પોતનો બનાવીને એમા અત્યારે પ્રવર્તી રહેલા બધા અનિષ્ટોને જડમૂળથી ઉખેડી ફેકી દેવા જોઈએ એમ થશે ત્યારેજ માનવીના જીવનમા સાચો આનદ, સાચી શાતિ અને સતોષના અનુભવ થશે

નિરક્ષરના

અને પોતે જ-તેના ઉત્તર લખે. પત્રોમાંની વિગત કોઇને જણાવવી હોય તો જણાવે, નહીં તો નહીં. આ વસ્તુ આ બ્હેનને ખૂંચવા લાગી, એમના પત્રોની તો બધીજ વાત બધાં જ જાણી જતાં હતાં! એમના આ અજંપાનો અમે લાભ લીધો. એમનામાં શ્રદ્ધા ઉત્પન્ન કરી અને 'તમે પણ ખંતથી અભ્યાસ કરો તો એમજ વાંચી ને લખી શકશો' એમ સમજાવ્યું અને અક્ષરજ્ઞાન આપવાનું શરૂ કર્યું. એક મહિના પછી અમે લખી આપ્યા પ્રમાણે આખો કાગળ એમણે પોતાના હસ્તાક્ષરમાં ઉતારીને પેલી જેલમાં મોકલ્યો, અને ત્રીજે મહિને પોતે પોતાની મેળે નાનો સરખો કાગળ કોઈની પણ મદદ વિના લખીને મોકલ્યો.

આ ઉદાહરણ એ માટે આપું છું કે સાધારણ વાંચવા લખવા પૂરતું થોડુંક જ્ઞાન તો દરેક બ્હેને મેળવી લેવું જોઇએ, અને અભ્યાસનો સમય વીતિ ગયો હોય તો પણ થોડો પ્રયત્ન કરવાથી એટલું સામાન્ય અક્ષરજ્ઞાન મેળવવું મુશ્કેલ નથી. આટલા પણ અક્ષરજ્ઞાનના અભાવે બ્હેનો ઘણીવાર ભારે મુશ્કેલીમાં મૂકાઇ જાય છે. ખોટાં કાગળીઆંઓ બનાવીને ગમે તેવા લખાણ પર ઉંધું સમજાવી અંગુઠાની છાપ લઇ ભોળી સ્ત્રીઓને છેતરવામાં આવ્યાના દાખલા ઓછા નથી મળતા. અને આવાં કારણોને લીધે અક્ષરજ્ઞાન વિનાની બ્હેનો આવા પ્રસંગોએ ઘણીવાર કારણવિના પણ ગભરાયલાં ને મૂંઝાયલાં રહે છે. કાગળમાં શું લખેલું છે એની ચોક્કસ ખાત્રી જાતે વાંચીને કરી લેવાનું તો અશક્યજ હોય અને પોતાનું અંગત વિશ્વાસુ માણસ કોઇ હોય નહીં તો એવા પ્રસંગે રખેને કોઇ પોતાને છેતરીને ઠગી જાય એવી ધાસ્તી એમને લાગ્યા કરે છે, અને એ કેવળ સ્વાભાવિક છે. અક્ષરજ્ઞાનના અભાવે આવા આવા અનેક પ્રસંગો ઉત્પન્ન થાય છે. એ બધામાંથી બચવાનો સીધો સાદો અને થોડી મહેનતે એ મુશ્કેલીમાંથી ઉગરી જવાય એવો રસ્તો કામ ચલાઉ અક્ષરજ્ઞાન મેળવી લેવું એ છે.

ભણાવે કે કોઈ કહે એની રાહ જોઇ બેસી ન રહેતાં બ્હેનોએ પોતે જ ગામના શાળાના ઉપલા વર્ગોમા ભણતા છોકરાઓ અને છોકરીઓ પાસે જઈને તેમની મદદ માંગવી. કોઈ વિદ્યાર્થી કે વિદ્યાર્થિની પોતાના વડિલોને અને વડિલોનાં જેવાં ગામના બીજાં બ્હેનોને આ મદદ આપવાની ના નહીં પાડી શકે. પોતે અક્ષરજ્ઞાન મેળવવુ અને બીજાને એ મેળવવાની પ્રેરણા કરવી એ પણ એક ગામસુધારણાનું જ કામ છે અને બ્હેનો એ કામ જલદી હાથમાં લે એવી આશા રાખવામાં આવે છે.

અને જો આ વાત બ્હેનોના હૃદયમા ઉતરે તો એનું બીજું સીધું પરિણામ બહુ સરસ આવશે. જે બ્હેનો મોટી વયે પોતે ભણવા તૈયાર થશે તે બ્હેનો પોતાની કન્યાઓને ભણાવવા માટે આનાકાની નહીં કરે અને એમને શાળાઓમાં મોકલીને યોગ્ય કેળવણી લેવાની સરળતા જરૂર કરી આપશે. આમ થશે તો નિરક્ષરતાનો ભવિષ્યનો પ્રશ્ન આપમેળે જ ઉકલી જશે.

આવતા અંકમાં ગામસુધારણાની બીજી વાતો કરીશું

જ્યોત્સ્ના શુક્લ

---

# પશુમાં થતા ચેપી રોગો અને તેમની સારવાર

ગૂજરાતમાં નીચે જણાવેલા ચેપી રોગો ખાસ જોવામાં આવે છે.

**ઢોરમાં**—મોવાસો, ખરવા, શીળી અથવા બળીયા, ને ગળસુડાનો રોગ.

**ઘોડામાં**—ઝહેરબાજનો રોગ, કુતગગા હડકાયાનો રોગ, બકરા ઘેટામાં હુકારીયું નામનો રોગ, અને મરઘામાં કોલેરા તથા શીતળાનો રોગ.

હાલમાં મોવાસાની ઋતુ આવે છે તાલુકાના ઘણા ગામે આ રોગ પ્રચલિત હોવાનો સંભવ હોવાથી પ્રથમ એનું વર્ણન કરવામાં આવે છે. આશા છે કે ગામડાની જનતા એનો પૂરો લાભ લેશે.

### મોવાસો, ખરમંદા, ખરવા

આ એક પ્રકારનો ચેપી રોગ છે. તાવની સાથે મોમાં ને ખરીની ફાટ વચ્ચે ફોલ્લા પડે છે ગાય ભેસનાં સ્તન ઉપર પણ ફોલ્લા જણાય છે.

### કયા કયા પ્રાણીઓને આ રોગ લાગુ પડે છે?

આ રોગ મુખ્યત્વે કરીને ગાય, ભેંસ બળદને લાગુ પડે છે. કોઈવાર ઘેટાં બકરાં, ઉંટ, ડુક્કર, મરઘાં કે ઘોડામા પણ એનો ચેપ પ્રસરે છે. રોગી ગાય ભેસનું દૂધ પીનાર બાળકના મોંમાં પણ ફોલ્લા પડે છે.

રોગનું કારણ–માંદા ઢોરનો ચેપ, ખાસ કરી તેના મોઢામાંથી પડતી લાળ મારફત પ્રસરે છે. એકથી ત્રણ દિવસ સુધીમાં માંદા ઢોરનો ચેપ સાજાને લાગી જાય છે. માંદા ઢોરના માલીક પોતાના માંદા ઢોરના મોંની લાળ ગામના હવાડામાં ધોઇને રોગ ફેલાવે છે. બળદ વેચનાર સીંધી લોકો, વણજારાઓ, તથા બકરા ઘેટાના ટોળાં લઇ ગામે ગામ ફરતા ભરવાડો માંદાં પ્રાણીને સાર્વજનિક હવાડામાં પાણી પાઇને અથવા ગોચરમાં ચારીને રોગ ફેલાવે છે.

રોગ પારખવાના નિશાનો–જે પ્રાણીને ચેપ લાગ્યો હોય તેને પ્રથમ તાવ આવે છે. ટાઢથી ધ્રુજે છે તાવ ૧૦૭ ડીગ્રી સુધી ચઢે છે. સામાન્ય રીતે ૧૦૩ થી ૧૦૬ ડીગ્રી તાવ રહે છે. દરદીના મોંમાં, શીંગડાના મૂળમાં કે પગના છેડા પર હાથ મુકતાં તે ભાગ ગરમ જણાય છે મોંમાંથી પુષ્કળ ચીકણી લાળ પડે છે. મોંઢામાં, પગપર, ને ગાય ભેંસના આંચળ ને સ્તન પર વસાણા જેવડી ફોલ્લી જણાય છે જે ૧૮ થી ૨૪ કલાકમાં ફૂટી તે જગ્યાએ રાતાં ચાંદાં કે ધારાં પડી ગયેલાં જણાય છે. ઢોર વાગોળતું બંધ થઇ જાય, ફોલ્લા જણાવા માંડે કે તાવ ઓછો થવા માંડે. કોઈ કોઈ ઢોરની જીભ ફોલ્લા તથા ગરમીને લીધે આખી થઇ જાય છે ને જીભ પર આંગળી દબાવતાં ઉપલી ચામડી ઢીલી પડી નીકળી જતી જણાય છે ને તેની નીચે જીભનો લાલ ભાગ દેખાય છે. દરદી પ્રાણીનું દૂધ કરેઠા જેવું પીળાસ પડતા રંગનું ને ખરાબ સ્વાદવાળું હોય છે તેનું દહીં બાઝતું નથી દુઝણા ઢોરનું દૂધ ઓછું થઇ જાય છે.

રોગની અસર પગે હોય એટલે કે ખરવા હોય તો પગ ગરમ લાગે ખરીની ઉપરની ચામડી પર સોજો આવી તેના પર ફોલ્લા જણાય. દરદથી લૂલું ચાલે રોગ જોરમાં હોય, માલીકની બેદરકારી હોય ને પગ બરાબર સાફ નહીં રાખે તો ખરીમાં જીવડા પડે ને ખરીનું ખોરું છુટું પડી જાય.

દૂઝણાં ઢોરનું દૂધ ઓછું થાય અને રોગ ગયા પછી પણ એ સ્થિતિ ચાલુ રહે. અસહ્ય ગરમીથી ગાભણી ગાય બેસ તરવાઈ જાય.

બકરા ઘેટામાં આ રોગની અસર ઘણે ભાગે પગ ઉપર જણાય છે ને ખરીના ઉપલા ભાગમાંથી સોજો શરૂ થય. પગે લૂલાં ચાલે અને ટોળામાં સૌથી પછવાડે રહે.

ઘોડાને આ રોગનો ચેપ માંદા ઢોર, ઘેટાં કે બકરાના રોગમાંથી લાગે છે. મોંમાં હોઠ પર, નસકોરામાં કે શરીરની ચામડીપર ફોલ્લા જણાય છે. ઘોડાને ખરીના ભાગ પર આ રોગની અસર જણાતી નથી કુતરાને આ રોગ બહુજ ઓછા પ્રમાણમાં થાય છે.

માંદી ગાય ભેંસના દૂધમાંથી થયેલા માખણદ્વારા, તથા રોગી ગાય ભેંસનું દૂધ ઉકાળ્યા વગર પાવામાં આવે તો તે દ્વારા બાળકને આ રોગની અસરથી મોં આવે છે.

ઉપચાર, મોંમાં પડેલાં ચાંદાં રૂઝવવા માટે ૧ ભાગ ફટકડીને ૪૦ ભાગ પાણીમાં ઓગાળી તેનાથી દિવસના ત્રણ ચાર વખત મોં ધોવું અથવા ૧ ભાગ ટંકણ ખારને ૪૦ ભાગ પાણીમાં મેળવી તેનાથી મોં સાફ કર્યા કરવું. એવીજ રીતે ૧ ભાગ પોટાસ પરમેન્ગેનેટને

૨૦૦ ભાગ પાણીમાં ઓગાળી અથવા ૧ ભાગ મોરથુથુને ૨૦૦ ભાગ પાણીમાં ઓગાળી તે પાણીથી પણ મોં તથા જીભ સાફ કરવામા આવે છે.

પગના ચાંદાં રૂઝવવા ૧ ભાગ કપુર ને ૪ ભાગ દીવેલમાં મેળવી પગના ચાંદા પર ચોપડયા કરવું. જીવડાં પડયા હોય તો તે કાઢી નાંખી ૧ ભાગ ફીનાઈલને ૨૦ ભાગ તેલ કે દીવેલમાં મેળવીને અથવા ૧ ભાગ ટરપેટાઇનને ૧૦ ભાગ દીવેલ કે તેલમા મેળવી ચોપડયા કરવું

પગના ચાંદાં સુકવી નાંખવા નીચે પ્રમાણે દવા બનાવી ચાંદા પર ચોપડયા કરવી.

ખડી અથવા સફેતો તોલા ૪, કોલસા તોલો ૧, ફટકડી તોલો ના, મોરથુથુ તોલો ૦ા બારીક વાટી લુગડે ગાળીને એ ભુકી પગના ચાંદા પર લગાડવી.

આંચળ અથવા રતનના ચાંદા પર ઉપર જણાવેલી ભૂકી તોલો ૧ લઈ ધોયેલું ઘી તોલા ૫ માં મેળવી મલમ બનાવી તે મલમ ચોપડવો.

તાવ મટાડવા કપુર તોલા ૦ાા, સુરોખાર તોલા ૦ાા, દારૂ નવટાંક ને રાા રતલ ઠંડા પાણીમાં મેળવી પાવું અથવા મીઠુ તોલા રાા, સુરો ખાર તોલા ૧, કરીયાતું તોલા રાા, ગોળ શેર ૦ા ને રાા શેર પાણીમા નાંખી પાવુ.

**વિશેષ સૂચના :** દરદીના મોમાં ચાંદા હોવાથી કઠણુ ખોરાક, કે કડબ, સુકું ઘાસ ખાઈ શકે નહિ માટે લીલું ઘાસ અથવા ચોખાની કાંજી આપવાં માંદા ઢોરનું દૂધ કે માખણુ ખાસ કરીને બાળકોને આપવું નહિ. દૂધને ખુબ ઉકાળી વાપરવાથી ચેપ લાગતો નથી. ઢોરની સારવાર કરનાર માણસે જંતુનાશક પ્રવાહીથી સારવાર કર્યા પછી હાથ ધોઈ નાંખવા. રોગ વધુ ફેલાતા અટકાવવા માંદા ઢોરને સાજા ઢોરથી અલગ રાખવા. માંદા ઢોરની એંઠી ચાર કે એંઠું પાણી સાજાં ઢોરના ઉપયોગમા લેવા નહિ. ગામને હવાડે અથવા તળાવે જ્યાં ગામના ઢોર પાણી પીતાં હોય ત્યાં માંદા ઢોરના મોની લાળ ધોવી નહિ તેમજ માંદા ઢોરને સાર્વજનિક ગૌચરમાં ચરવા છોડવાં નહીં. ગામને પાદરે મુકામ નાખી પડેલા સાંધી લોકો, વણજારા કે ભરવાડના ઢોરમા મોવામાનો રોગ હોય તો તેવાં માંદા ઢોરને અલગ પાણી પાવાનો બંદોબસ્ત કરવો.

જે ગામે આ રોગ ચાલુ હોય તે ગામના પટેલ અથવા ઢોરના માલીકે તાલુકાના પશુદવાખાનાના ડાકટરને એકદમ ખબર આપવી કે જેથી તે ગામ પર આવી રોગ મટાડવાને તથા રોગ વધુ ફેલાતો અટકાવવા ઘટતુ કરી શકે.

**મોતીરામ હરીશંકર ભટ્ટ**
વેટેરનરી સરજન, સુરત

# સને ૧૯૩૯–૪૦ નો ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડ સૂરતનો વાર્ષિક હિસાબ

## જમા

**૧. જમીન મહેસુલ**

| | | |
|---|---|---|
| રેતી કાંકરીની ઉપજ | રૂ. | ૧૫૯૧૦ |

**૨. જમીનપરનો કર**

| | | |
|---|---|---|
| લોકલ ફંડ સેસ | રૂ. | ૧૫૯૭૩૦ |

**૩. વ્યાજ**

| | | |
|---|---|---|
| કેળવણી અંગેનું | રૂ. | ૭૧૯ |
| દવાખાના અંગેનું | રૂ. | ૩૦૭૬ |
| બીજા કામો અંગેનું | રૂ. | ૨૮૧૦ |
| | રૂ. | ૬૬૦૫ |

**૪. પોલીસ**

| | | |
|---|---|---|
| ઢોર ડબ્બાનો દંડ | રૂ. | ૧૧૨૮૭ |
| પબ્લીક ક્નવેયન્સ ફંડની આવક | રૂ. | ૧૬૮ |
| પરચુરણ | રૂ | ૪૭ |
| | રૂ. | ૧૧૫૦૨ |

**૫. કેળવણી**

| | | |
|---|---|---|
| પ્રાથમિક કેળવણી | રૂ. | ૬૧૧૦૮૦ |
| બીજી કેળવણી | રૂ. | ૨૭૫૭૭ |
| | રૂ. | ૬૩૮૬૫૭ |

**૬. આરોગ્ય**

| | | |
|---|---|---|
| દવાખાનાની ફી | રૂ. | ૫૬૭૫ |
| સરકારની ગ્રાંટ | રૂ. | ૧૨૪૪૮ |
| બીજા ફાળા | રૂ. | ૨૧૦૦ |
| પરચુરણ | રૂ. | ૯૪ |
| | રૂ. | ૨૦૩૧૭ |

**૭. ઢોરનાં દવાખાનાં**

| | | |
|---|---|---|
| ફી | રૂ. | ૫૪૧ |
| પરચુરણ | રૂ. | ૧૧૦ |
| સરકારની ગ્રાંટ | રૂ. | ૧૨૪૦ |
| બીજાફાળા | રૂ. | ૪૦૦ |
| | રૂ. | ૨૨૯૧ |

## ખર્ચ

**૧. રીફંડ**

| | | |
|---|---|---|
| રોયલટી રીફંડ | રૂ. | ૧૧૦૨ |

**૨. એડમીનીસ્ટ્રેશન**

| | | |
|---|---|---|
| ઓફીસ એસ્ટાબ્લીશમેન્ટ | રૂ. | ૧૬૬૨૭ |
| કનટીનજન્ટ | રૂ. | ૩૯૧૪ |
| નોકરોનું ભથ્થું | રૂ. | ૧૯૪ |
| સભાસદોનું ભથ્થું | રૂ. | ૬૪૫ |
| | રૂ. | ૨૧૩૮૦ |

**૩. પોલીસ**

| | | |
|---|---|---|
| ડબ્બાવાળાનો પગાર | રૂ. | ૧૧૯૬ |
| ડબ્બા રીપેર | રૂ. | ૧૨૪૩ |
| | રૂ. | ૨૪૩૯ |

**૪. કેળવણી**

| | | |
|---|---|---|
| પ્રાથમિક કેળવણી | રૂ. | ૬૬૬૦૧૪ |
| બીજી કેળવણી | રૂ. | ૨૯૬૩૭ |
| | રૂ. | ૬૯૫૬૫૧ |

**૫. આરોગ્ય**

| | | |
|---|---|---|
| દવાખાનાં | રૂ. | ૩૫૫૫૫ |
| આયુર્વેદીક ને યુનાની દવાખાના | રૂ. | ૫૫૮ |
| શીતળા ખાતું | રૂ. | ૧૩૨૧૮ |
| સેનીટેશન ચાર્જીસ | રૂ. | ૨૫૩૬ |
| એપીડેમીક ચાર્જીસ | રૂ. | ૫૯૩ |
| બીજા ફાળા | રૂ. | ૨૮૦૦ |
| | રૂ. | ૫૫૨૭૦ |

**૬. ઢોરનાં દવાખાનાં**

| | | |
|---|---|---|
| વેટરનરી દવાખાનાં | રૂ. | ૬૯૯૪ |

**૭. તોલ માપનો કાયદો**

| | | |
|---|---|---|
| પગાર | રૂ. | ૧૮૩૫ |
| વાહન ભાડું | રૂ. | ૨૦૬ |
| ભથ્થું | રૂ. | ૬૮૦ |
| કંટીનજન્ટ | રૂ. | ૧૩૮ |

**૮. તોલ માપનો કાયદો**

| | | |
|---|---|---|
| વરીફીકેશનની ફી | રૂ. | ૮ |
| ફરી વેરીફીકેશનની ફી | રૂ. | ૧૨૭૬ |
| સુધારણાની ફી | રૂ | ૨૧ |
| | રૂ. | ૧૩૦૫ |

**૯. પરચુરણ**

| | | |
|---|---|---|
| સરકારની ગ્રાંટ | રૂ. | ૨૪૮૦ |
| પરચુરણ | રૂ. | ૬૬૫ |
| રોકડ વસુલ | રૂ. | ૩૨૬૭ |
| રોકેલી રકમનું વ્યાજ | રૂ. | ૯૯ |
| | રૂ. | ૬૫૧૧ |

**૧૦. બાંધ કામ ખાતુ**

| | | |
|---|---|---|
| ફેરીની ઉપજ | રૂ. | ૬૩૫૩ |
| જમીન ને મકાનનું ભાડું | રૂ. | ૩૫૫૬ |
| સામાન વેચાણ | રૂ. | ૪૪ |
| મુસાફરી બંગલાની ફી | રૂ. | ૧૦૧૯ |
| ધર્મ શાળાની ફી | રૂ. | ૬૫૯ |
| ઘાસ, ફળ વીગેરેની ઉપજ | રૂ. | ૨૮૫૨ |
| પરચુરણ | રૂ. | ૨૬૧ |
| સરકારની ગ્રાંટ | રૂ. | ૭૬૩૮૯ |
| બીજા ફાળા | રૂ. | ૫૨૪૨ |
| | રૂ. | ૯૫૩૭૫ |
| કુલ આવક | રૂ. | ૯૫૮૨૦૩ |

**૧૧. ઉપલક ખાતા**

| | | |
|---|---|---|
| અનામત | રૂ. | ૬૩૯૭૨ |
| ઇનવેસ્ટમેન્ટ | રૂ. | ૧૧૧૫ |
| પ્રોવીડન્ટ ફંડ | રૂ. | ૯૯૨૧ |
| સરકારી ગ્રાંટ | રૂ. | ૫૨૦૦ |
| | રૂ. | ૮૦૨૦૮ |
| કુલ આવક | રૂ. | ૧૦૩૮૪૧૧ |
| પાછલા સાલની સીલક | રૂ. | ૩૪૧૪૬૮ |
| કુલ એકંદર | રૂ. | ૧૩૭૯૮૭૯ |

| | | |
|---|---|---|
| ભાડું | રૂ. | ૪૦ |
| પ્રોવીડન્ટ ફંડ | રૂ. | ૧૩૬ |
| | રૂ. | ૩૧૦૫ |

**૮. સુરત એન્યુ એશન**

| | | |
|---|---|---|
| સરકારને ફાળો | રૂ. | ૨૩૫ |
| પ્રોવીડન્ટ ફંડનો ફાળો | રૂ. | ૩૫૫૩ |
| | રૂ. | ૩૭૮૮ |

**૯. પરચુરણ**

| | | |
|---|---|---|
| પરચુરણ | રૂ. | ૩૬૩ |

**૧૦. બાંધ કામ ખાતું**

| | | |
|---|---|---|
| મકાનો | | |
| કેળવણી | રૂ. | ૨૮૦૨ |
| દવાખાનાં | રૂ. | ૧૬૪૯ |
| બીજાં | રૂ. | ૧૯૩૫ |
| નવા રસ્તા | રૂ. | ૫૯૪૪૭ |
| રસ્તા મરામત | રૂ. | ૪૮૭૧૩ |
| કુવા નવા | રૂ. | ૨૯૪૯૫ |
| કુવા મરામત | રૂ. | ૧૮૩૩ |
| એસ્ટાબ્લીશમેન્ટ | રૂ. | ૨૨૯૩૮ |
| ટપીઆરો | રૂ. | ૪૨૯ |
| મુસાફરી બંગલો | રૂ. | ૨૦૩૫ |
| પરચુરણ | રૂ | ૨૩૧૧ |
| | રૂ. | ૧૭૩૫૮૭ |
| કુલ ખર્ચ | રૂ. | ૯૬૩૬૭૯ |

**૧૨. ઉપલક ખાતાં**

| | | |
|---|---|---|
| ઇનવેસ્ટમેન્ટ | રૂ. | ૪૭૮૧ |
| પ્રોવીડન્ટ ફંડ | રૂ. | ૩૧૮૭ |
| અનામત ફંડ | રૂ. | ૩૨૬૭૫ |
| એડવાન્સ | રૂ. | ૧૨૦૦ |
| | રૂ. | ૪૧૮૪૩ |
| કુલ ખર્ચ | રૂ. | ૧૦૦૫૫૨૨ |

**સીલકની વીગત**

| | | |
|---|---|---|
| રેવન્યુ | રૂ. | ૬૭૯૧૪ |
| ઉપલક ખાતાં | રૂ. | ૩૦૬૪૪૩ |
| | રૂ. | ૩૭૪૩૫૭ |
| કુલ એકંદર | રૂ. | ૧૩૭૯૮૭૯ |

દુર્લભજી પરાગજી દેસાઇ
પ્રેસીડન્ટ
ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ સુરત

# હાથ કાગળ ઉદ્યોગ—એક ઉત્તમ ગ્રામદ્યોગ

હિંદ એ ખેતી પ્રધાન દેશ છે એટલે હિંદને 'ગામડાનો દેશ' કહેવો એ જરાયે અયોગ્ય ન કહેવાય. હિંદની ઉન્નતિ ગામડાંઓની ઉન્નતિ સાથે સંકળાએલી છે. ગામડાંની ઉન્નતિ વિના હિંદની ઉન્નતિ કદી શકય નથી કારણ હિંદનો લગભગ ૮૦ ટકા જેટલો ભાગ ગામડાંઓથી ભરેલો છે.

દિવસે દિવસે ખેડુતો વધુ ને વધુ ગરિબ બનતા જાય છે. એનાં ઘણાં કારણોમાંનું એક અને મુખ્ય કારણ એ છે કે આપણા ખેડુતો પાસે ખેતી સાથે નવરાશના વખતમાં થઇ શકે તેવા ઉદ્યોગોની માહિતી નથી અને એને લઇને કોઇ ઉદ્યોગ કરી શકતા નથી. પરિણામ એ આવ્યું છે કે દિન પર દિન ખેતીની ઘટતી જતી આવક સાથે કોઈ ઉદ્યોગ નહિ હોવાથી આમદાનીમા વધારો થઇ શકતો નથી.

હવે બીજો પ્રશ્ન એ છે કે ગામડાંના ગરિબ માણુસો પાસે ઉદ્યોગમાં રોકવા જેટલી મુડી ન હોય તો ઉદ્યોગ શી રીતે કરી શકે?

એ વાત બીલકુલ સ્પષ્ટ છે કે આજના ગામડાંના ગરિબ માણુસો પાસે ઉદ્યોગ કરવા પુરતો સમય છે, શરીરમા તાકાત પણ છે, પણ ઉદ્યોગમાં રોકવા માટે જોઇતી મુડી નથી. આવી સ્થિતિમાં ગામડાંના માણુસોને માટે નહીં જેવી મુડીમાં થઇ શકે તેવા ઉદ્યોગોની જરૂર છે; અને એવા ઉદ્યોગો તે ફક્ત હાથ ઉદ્યોગજ હોઇ શકે કે જેમાં જરૂરી સઘળી વસ્તુઓ પોતાને ત્યાંથીજ ખેડુત મેળવી શકે અને પોતાની ખેતીના નવરાસના સમયમાં સહાયક ઉદ્યોગ તરીકે શરૂ કરી પોતાની આવકમાં વધારો કરી શકે.

આ બધી બાબતો ધ્યાનમાં લઇ અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘ, વર્ધાએ યંત્રની મદદ વિના હાથે અને નજીવે ખરચે થઇ શકે તેવા ઉદ્યોગોના પુનરુદ્ધારનું કામ હાથ ધર્યું. અને હાલના જમાનાને જરૂરી માલ ઉત્પન્ન કરી શકાય તેવી શોધ ખોળ કરી અને એવા લક્ષ્યથી રચના કરી કે એ ઉદ્યોગો ગ્રામોદ્યોગ તરિકે થઇ શકે. ગ્રામોદ્યોગનો ટૂંકમાં અર્થ એકે પોતાનાં જ ગામડામાંથી મળતી વસ્તુમાંથી સહેલાઇથી હાથે થઇ શકે તે ઉદ્યોગ.

આવા ઉદ્યોગોમાં મુખ્ય ઉદ્યોગો નીચે પ્રમાણેના ગણાવી શકાય.

(૧) હાથ કાગળ ઉદ્યોગ (૨) ખાદી ઉત્પાદન (૩) તેલ ઘાણી (૪) અહિંસક રીતે મધ મેળવવા મધમાખનું પાલન (૪) રેશમના કીડા ઉછેર (૫) તાડ ગોળ બનાવવો (૬) ચામડું કમાવવું વગેરે વગેરે.

વર્ધામાં આ ઉદ્યોગો શીખવવાના વર્ગો ચાલે છે. એમાં એક શોધખોળ ખાતું પણ રાખ્યું છે જે ઉદ્યોગથી સારો અને સુંદર માલ કેમ પેદા થાય એ માટે રોજ અખતરાઓ કર્યે જાય છે.

આ સ્થાને બધા ઉદ્યોગોના વિવરણમાં ઉતરવું અસ્થાને ગણાય. અહિં તો હાથકાગળ ઉદ્યોગ એક ઉત્તમ ગ્રામોદ્યોગ તરિકે થઇ શકે છે એ વિષે ટૂંકમાં વિવરણ કરીશું.

હાથ કાગળ ઉદ્યોગ વર્ષો થયાં હિંદમાં જાણીતો હતો અને જ્યારે હિંદમાં હાથ-ઉદ્યોગોની ઉન્નતિ હતી ત્યારે એની એ ચડતી કળા હતી. હિંદને કમનશીબે હિંદમાં યંત્રની

આયાત થઈ, એણે હાથ ઉદ્યોગોનો મૃત્યુઘંટ વગાડયો, અને લોકોની બેકારી વધી. માલના ટકાઉપણા તરફ નહીં પણ ફક્ત સસ્તા પણા તરફ જ લોકોનું ધ્યાન દોરાયું,

તે વખતના તૈયાર કરેલા વાતાવરણને લઇને હિંદની નષ્ટ થઇ જતી કળાઓ તરફ, બીજા અન્ય દેશોને આકર્ષતી હિંદની જાહોજલાલી ને અહિંની અઢળક સમૃદ્ધિ બ્હાર ઘમડાઇ જતી હતી તે તરફ લોકોનું ધ્યાન ન દોરાયું, અને પરિણામે આજનું બેકાર થતું જતું ગુલામ હિંદ સાંપડયું. આ હાથ ઉદ્યોગોની પડતીનું પરિણામ.

બીજા હાથ ઉદ્યોગોની પડતીના પ્રવાહમાં હાથ કાગળ ઉદ્યોગ પણ ઘસડાયો; જો કે હજુ તદ્દન મરી ગયો નથી, અને મરશે નહિ એ વાત પણ સત્ય છે કારણકે વર્ષો સુધી રાખવાના મજબુત કાગળો આજની કાગળોની મીલ આપી શકતી નથી. એને માટે તો હાથના જ કાગળો હોવા જોઇએ.

આજે પણ દસ્તાવેજો જેવા વધારે લાંબો સમય સુધી રાખવાના ઉત્તમ કાગળો હાથ ઉદ્યોગ જ આપી શકે છે. હાથ કાગળ, મીલના કાગળો કરતાં વધારે મજબુત છે એ વાત નિર્વિવાદ છે.

સાધારણ રીતે માનવામાં આવે છે કે હાથ કાગળ એટલે જાડા જાડા ખરબચડા કાગળ, એ માન્યતા ભૂલભરેલી છે. પહેલાંના સમયમાં ગમે તેમ હોય પણ આજે અ. ભા. ગ્રા. સંઘ, વર્ષોની શોધખોળ પછી **હાથ કાગળ સુંદર અને જોઇએ તેટલા પાતળા અગર જાડા બનાવી શકાય છે;** અને બનાવવામાં પણ આવ્યા છે.

**આ ઉદ્યોગ બીલકુલ નહિ જેવી મુડીથી શરૂ કરી શકાય છે** એટલુંજ નહિ પણ એ ઉદ્યોગ આપણા રોજના વપરાશની નકામી પડતી વસ્તુમાંથી સુંદર કાગળ આપે છે. જેથી કાચા માલ માટે પણ નજીવો અગર બીલકુલ નહિ જેવો ખરચ થાય છે.

જેમાંથી હાથ કાગળ બને છે એમાંની થોડી ચીજો નીચે મુજબ છે:—

(૧) નકામી પડતી કાગળની કાપલીઓ (જુના કાગળો)
(૨) ચીંથરા (દરજીને ત્યાંની નકામી પડતી કતરણ પણ ચાલે)
(૩) શણ (જુના કોથળા, કંતાન વિગેરે)
(૪) કેળના થડની છાલ (નકામી પડતી છાલ, પાપડ માટે પાણી કાઢી લીધા પછી કુચામાંથી અમે કાગળ બનાવ્યા છે.)
(૫) વાંસ (તુટેલી નકામી ટોપલી, સાદડી વગેરે)
(૬) ખજુરીનાં પાદડાં, કરાંઠી, પરાળ, ઘાસ વગેરે
(૭) શેરડીના કુચા.

જો કે દરેક વનસ્પતિ વસ્તુમાંથી કાગળ બની શકે છે, છતાં ૩૫ % થી વધારે રેષાવાળી ચીજ લેવી વધુ સારી છે.

આ ઉદ્યોગમાં જોઈતાં સાધનો પણ પોતાના ગામડામાંથીજ મેળવી શકાય છે. એ રીતે આ હાથ કાગળ ઉદ્યોગ આ ઉદ્યોગ કરનાર સિવાય બીજાને પણ રોજી આપે છે. સુથારને, લુહારને, કુંભારને, ખેડુત વિગેરેને આ ઉદ્યોગ રોજી આપે છે.

આ ઉદ્યોગ એક બીજા ઉદ્યોગ સાથે સહઉદ્યોગ તરિકે પણ થઇ શકે છે અને જ્યારે પડતો મુકવો હોય ત્યારે ખાસ મુડીનું રોકાણ નહિ હોવાથી નુકશાન થતું નથી.

આ ઉદ્યોગ કરવા માટે ફક્ત એકજ માણસ જાણકાર હોય તોયે ચાલે કારણ એમાં થતી ક્રિયાઓ એટલી સહેલી છે કે પોતાનાં ઘરનાં છોકરાંઓ અને સ્ત્રીઓને પણ એમાં કામે લગાડી શકાય છે. એટલે એકજ કુટુંબનાં માણસો પણ એ ઉદ્યોગ કરી શકે છે.

આ ઉદ્યોગ સાથે પરણીડીઓં બનાવવાં, કાર્ડ બોક્ષ બનાવવાં વિ. ઉદ્યોગ થઈ શકે છે. એક દિવસમાં એક માણસ ૪૦૦ પરણીડીઆં રહેજે બનાવી શકે છે અને ૬ થી ૮ આના ફક્ત એમાંથી જ કમાઈ શકે છે.

હાથ કાગળ ઉદ્યોગ ગ્રામોદ્યોગ તરિકે કરી ખૂબ પૈસાદાર થઇ જવાની આશા ન રાખી શકાય. આજે તો રોટીનો સવાલ છે. હાથ કાગળ ઉદ્યોગ મોજમજાહમાં ઉડાવવાનો પૈસો ન આપે તોયે **સારી રીતે પોષણ થાય એટલું જરૂર કમાવી આપી શકે છે;** અને બીજા કોઈ ચાલુ ધંધા સાથે ખાસ કરીને ખેડૂત વર્ગ જ્યારે વર્ષના ત્રણ ચાર માસ નવરો હોય ત્યારે આ ઉદ્યોગ કરી પોતાની આવકનીમાં જરૂર વધારો કરી શકે છે.

આ સ્થળે ઉદ્યોગ સંબંધી વિગતો આપતાં થોડીક વધુ નીચેની વિગત આપીશ તો અયોગ્ય નહિ લેખાય.

કાગળ બનાવવાનો ઉદ્યોગ હાથ ઉદ્યોગ અને ગ્રામોદ્યોગ તરીકે બહોળા પ્રમાણમાં શહેરમાં તેમજ જીલ્લામાં ચાલુ થાય એ નેમથી એને લગતું શિક્ષણ આપવાનું કામ સુરત શહેર સુધરાઈ તરફથી ચાલતા પારેખ ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ (સોનીફળીઆ) સુરતમાં ગયા વરસથી શરૂ થયું છે; જ્યાં દરેક જાતની ઉપર જણાવવામાં આવેલી વસ્તુમાંથી દરેક જાતના સુંદર કાગળો બનાવતાં શિખવાય છે.

અહિં ચાલતા વર્ગ ગુજરાતી ભાષામાં ચાલે છે અને **ફી પણ બીલકુલ નજીવી જ રાખી** છે જેથી ગામડાના ઓછું ભણેલા તથા ગરિબ માણસો પણ એનો લાભ લઈ શકે.

ખાસ કરીને ખેતી કરતા માણસો આનો લાભ લે તો આ ઉદ્યોગનો ફેલાવો થાય અને જે હેતુથી વર્ગ ચાલે છે એ હેતુ બર આવે અને આ રીતે ઉદ્યોગની ઉન્નતિના કાર્યમાં મદદ કરે.

**નોંધ:** પારેખ ટેકનીકલ ઈન્સ્ટીટ્યુટના વર્ગનો અભ્યાસક્રમ દશ થી ૧૨ માસનો છે. એ વિષે વધુ વિગત સંસ્થાના મુખ્ય સંચાલકને રૂબરૂ મળવાથી મળી શકશે.

નટવરલાલ આચાર્ય
શિક્ષક, પારેખ ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ
(કાગળ વિભાગ) સૂરત

## હજુ ચેતીએ

"૧૯૧૮ માં આપણા રાષ્ટ્રનો વિજય થયો, ત્યાર પછી ત્યાગ કરતાં સુખચેનની વૃત્તિને આપણા લોકો વધારે માન આપતા આવ્યા છે. લોકોએ ત્યાગ થોડો કર્યો, પણ ઇચ્છાઓ વધારે કરી. મહેનત ટાળવા પ્રત્યે વલણ રહ્યું. પરિણામે આજે આપણા દેશ પર દુર્ભાગ્ય ફરી વળ્યું છે."

જર્મનીને શરણે જવા માટે પોતાની પ્રજાને ખુલાસો કરતાં ફ્રાન્સના મુખ્ય વડા પ્રધાન માર્શલ પેનેએ કરેલા ભાષણમાંથી ઉપરનો ફકરો ઉતાર્યો છે. મને આ વાકયમાં જરાયે

અતિશયોક્તિ લાગતી નથી. હું માનું છું કે જે વાત ફ્રાન્સ માટે માર્શલ પેતેંએ જણાવી છે તેજ બીજાં હારેલાં રાજ્યો માટેયે સાચી હોય.

કેટલાંક વર્ષથી હું આ બાબત પર વિચારી માણસોનું ધ્યાન ખેંચવાનો પ્રયત્ન કરી રહ્યો છું. અકસ્માત એ પ્રયત્ન સાહિત્ય, સંગીત અને કળા'ની મર્યાદા અને ધ્યેય આંકવાને નિમિત્ત થયો. સંભવ છે કે એને નિમિત્ત બનાવવાને લીધે મારે વિષે ગેરસમજ થઈ, અને મને કાવ્ય-કલા-વિરોધીની કુખ્યાતિ મળી. જો તેમ થતાં છતાંયે રાષ્ટ્રના જીવનના નાશ કરનાર ભયંકર રોગ પ્રત્યે આપણું ધ્યાન જાય અને તેમાંથી આપણને બચવાનું સૂઝે તો મને તે કુખ્યાતિની ફિકર નથી.

સુખચેન-પ્રિયતા, આરામ-પ્રિયતા કદી કોઈ ઊંચે ચડેલા દેશને પાડયા વિના રહી હોય એવું મેં જગતના ઇતિહાસમાં ક્યાયે વાંચ્યું નથી. મહેનતુ, કસાયેલા, કાબૂ જીવનમાં રસ લેનાર લોકોને હાથે રાજ્યો અને સામ્રાજ્યોની સ્થાપના અને આળસુ, મોજમજા-પરાયણ તથા સુંવાળા વંશજોને હાથે તેમનો નાશ—એ બધાયે દેશોના ઇતિહાસોનો સાર કહી શકાય.

અધ્યાત્મને માર્ગે તેમજ સમૃદ્ધિને માર્ગે ચડવાની સાધના એક જ છે. પડેલા રાષ્ટ્રને ફરીથી ઉઠવાનો માર્ગ પણ તે જ છે. તે માર્ગ સાદાઈનો છે, શોખનો નહિ; આઠ, નવ કે વધારે પણ કલાક પરિશ્રમ કરવાની હોંશ અને શક્તિ ધરાવવાનો છે; બે કલાક કામ કરી બાર કલાક નિરાંત ભોગવવાનો નહિ. વર્ષમાં આઠ દસ વાર નિર્દોષ, સાદાં મનોરંજનો મેળવવાનો છે, અઠવાડિયામાં ત્રણચાર વાર સિનેમાની મોજ તથા રોજ રોજ હોટેલના ભોગ અને રેડીઓના કર્કશ સંગીતથી રીઝવાનો નહિ; પોતાનું જ્ઞાન વધારવા માટે જ્ઞાનવર્ધક સાહિત્ય સેવવાનો છે, રાત આખી ધૂળ જેવી નવલકથા અને જાસૂસી વાતો પાછળ ઉજાગરા કરવાનો નહિ. મોંઢા આગળ આંખને આંજી નાખે તેવો પ્રકાશ અને પાછળ ધુમાડો ને ધૂળનો પ્રસાદ ખવાડનાર મોટરના જેવી ભોગમય સંસ્કૃતિ આપણા ઉપયોગની નથી. સહેલાણીપણું દેશને સ્વરાજ નહિ અપાવી શકે. અહિંસાને માર્ગે પણ નહિ, હિંસાને માર્ગે પણ નહિ.

'ક્રાંતિ' 'જગતની નવી રચના'નું રટણ આપણે બધા કરી રહ્યા હતા એ હવે સામે આવી રહેલી જણાય છે. ઘણાએ માન્યું હશે કે નાટકમાં જેમ પડદો ઊંચો થાય છે અને દેખાવ બદલાઈ જાય છે, તેમ બહુ મનોહર રીતે એ ક્રાંતિ આવી જશે. પણ જગતની રંગભૂમિ પર ધરતીકંપના જેવા આંચકાથી જ એવા ફેરફારો થાય છે અને એ આંચકાની ધાસ્તી સૌને અકળાવી રહી છે. હિંસક અને અહિંસક સેના ઉભી કરવાની કલ્પનાઓ એને જ પરિણામે છે. પણ સેના હિંસક હોય કે અહિંસક હોય, એટલું ચોક્કસ સમજવું કે ખડતલ, શ્રમ સહન કરી શકનાર, ઝટ કપડાં પહેરી બહાર નીકળી શકનાર તરુણ-તરુણીઓ જ કામ લાગી શકવાનાં છે અને જે નવી રચના થશે તેમાં રાજ્ય બંધારણ ગમે તેવું થાય, તેઓનો જ હાથ ઉપર રહેશે. સુખમય અને, કે જુલમી બને, જેમણે સાદાઈ અને શ્રમને જીવનમાં અગ્રસ્થાન આપ્યું હશે તેમને જ રાજ્યમાં સત્તા મળશે. આરામમાં રહેનાર લોકો મોં માગ્યા દામ આપીનેયે કદાચ જ તેમાં પોતાનો નિભાવ કરી શકશે. હજુ ચેતીએ.

'હરિજનબંધુ'માંથી] [કિશોરલાલ ઘ. મશરૂવાળા

આ ઉદ્યોગ કરવા માટે ફક્ત એકજ માણસ જાણકાર હોય તોયે ચાલે કારણ એમાં થતી ક્રિયાઓ એટલી સહેલી છે કે પોતાનાં ઘરનાં છોકરાંઓ અને સ્રીઓને પણ એમાં કામે લગાડી શકાય છે. એટલે એકજ કુટુંબનાં માણસો પણ એ ઉદ્યોગ કરી શકે છે.

આ ઉદ્યોગ સાથે પરબીડીઆં બનાવવાં, કાર્ડ બોક્ષ બનાવવાં વિ. ઉદ્યોગ થઈ શકે છે. એક દિવસમાં એક માણસ ૪૦૦ પરબીડીઆં સ્હેજે બનાવી શકે છે અને ૬ થી ૮ આના ફક્ત એમાંથી જ કમાઇ શકે છે.

હાથ કાગળ ઉદ્યોગ ગ્રામોદ્યોગ તરિકે કરી ખૂબ પૈસાદાર થઇ જવાની આશા ન રાખી શકાય. આજે તો રોટીનો સવાલ છે. હાથ કાગળ ઉદ્યોગ મોજમજાહમાં ઉડાવવાનો પૈસો ન આપે તોયે **સારી રીતે પોષણ થાય એટલું જરૂર કમાવી આપી શકે છે;** અને બીજા કોઇ ચાલુ ધંધા સાથે ખાસ કરીને ખેડૂત વર્ગ જ્યારે વર્ષના ત્રણ ચાર માસ નવરો હોય ત્યારે આ ઉદ્યોગ કરી પોતાની આમદાનીમાં જરૂર વધારો કરી શકે છે.

આ સ્થળે ઉદ્યોગ સંબંધી વિગતો આપતાં થોડીક વધુ નીચેની વિગત આપીશ તો અયોગ્ય નહિ લેખાય.

કાગળ બનાવવાનો ઉદ્યોગ હાથ ઉદ્યોગ અને ગ્રામોદ્યોગ તરીકે બહોળા પ્રમાણમાં શહેરમાં તેમજ જીલ્લામાં ચાલુ થાય એ નેમથી એને લગતું શિક્ષણ આપવાનું કામ સુરત શહેર સુધરાઈ તરફથી ચાલતા પારેખ ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ (સોનીફળીઆ) સુરતમાં ગયા વરસથી શરૂ થયું છે; જ્યાં દરેક જાતની ઉપર જણાવવામાં આવેલી વસ્તુમાંથી દરેક જાતના સુંદર કાગળો બનાવતાં શિખવાય છે.

અહિં ચાલતા વર્ગ ગુજરાતી ભાષામાં ચાલે છે અને **ફી પણ બીલકુલ નજીવી જ રાખી** છે જેથી ગામડાના ઓછું ભણેલા તથા ગરિબ માણસો પણ એનો લાભ લઈ શકે.

ખાસ કરીને ખેતી કરતા માણસો આનો લાભ લે તો આ ઉદ્યોગનો ફેલાવો થાય અને જે હેતુથી વર્ગ ચાલે છે એ હેતુ બર આવે અને આ રીતે ઉદ્યોગની ઉન્નતિના કાર્યમાં મદદ કરે.

**નોંધ:** પારેખ ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટના વર્ગનો અભ્યાસક્રમ દશ થી ૧૨ માસનો છે. એ વિષે વધુ વિગત સંસ્થાના મુખ્ય સંચાલકને રૂબરૂ મળવાથી મળી શકશે.

**નટવરલાલ આચાર્ય**
શિક્ષક, પારેખ ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ
(કાગળ વિભાગ) સુરત

## હજુ ચેતીએ

"૧૯૧૮ માં આપણા રાષ્ટ્રનો વિજય થયો, ત્યાર પછી ત્યાગ કરતાં સુખચેનની વૃત્તિને આપણા લોકો વધારે માન આપતા આવ્યા છે. લોકોએ ત્યાગ થોડો કર્યો, પણ ઇચ્છાઓ વધારે કરી. મહેનત ટાળવા પ્રત્યે વલણ રહ્યું. પરિણામે આજે આપણા દેશ પર દુર્ભાગ્ય ફરી વળ્યું છે."

જર્મનીને શરણે જવા માટે પોતાની પ્રજાને ખુલાસો કરતાં ફ્રાન્સના મુખ્ય વડા પ્રધાન માર્શલ પેતેએ કરેલા ભાષણમાંથી ઉપરનો ફકરો ઉતાર્યો છે. મને આ વાક્યમાં જરાયે

# સ્કૂલબોર્ડની કાર્યવાહી

સૂરત જિ. સ્કૂલબોર્ડની તા. ૨૯-૬-૪૦ ને રોજ શ્રી કલ્યાણજી વિ. મહેતાના પ્રમુખપદે મળેલી સભામાં થયેલા અગત્યના ઠરાવો અહીં આપવામાં આવે છે.

(૧) સરભોણ અંગ્રેજી વર્ગના શિક્ષકે ગયે વર્ષે એસ ટી સી. પરીક્ષામાં બેસવા મંજુરી માંગેલી પણ આગળનાં સેસનો મજરે નહિં ગણવાથી પુરતાં સેસનો આપવાનો સમય ન રહેવાથી તેઓ પરીક્ષા આપી શકેલા નહિ તેમજ એમનું કામ સંતોષકારક હોવાથી એમને એક વધુ તક આપવી અને તા ૭-૭-૪૦ થી છુટા કરવાની નોટીસ પાછી ખેંચી લેવી. (૨) શીકેર (વાલોડ) ની શાળામાં સુથારી શિક્ષણ માટે તમામ ખર્ચ ગામ લોકો આપવા કબુલ થયેલા હોવાથી સદહું શિક્ષણ દાખલ કરવા બોર્ડની મંજૂરીની અપેક્ષાએ ચેરમેન સાહેબે આપેલી મંજૂરીને તથા સુથારી શિક્ષક તરીકે શ્રી. છીતુભાઈ હરિભાઈની રૂા. ૫) ના માસિક પગારથી કરેલી નીમણુંકને બહાલી આપવી. (૩) હિંદુસ્તાની સ્કૂલો પાછળના ખર્ચને વધારાનો ખર્ચ ગણીને તે ઉપર બ્લોક ગ્રાન્ટ આપવા બાબતનો ડી. પી. આઇ. સાહેબનો પત્ર નોંધ લઈ દફતરે કરવો. (૪) જાજરાં અને મુતરડી માટેની ગ્રાન્ટનું પ્રોવીઝન સરકારે બજેટમાં કરેલું હોવાથી તે મળી શકશે એમ ડી પી. આઈ. સાહેબે જણાવ્યું છે પણ બોર્ડે ૨૦૦ મુતરડી અને ૫૦ જાજરાની માગેલી ગ્રાન્ટ મળી શકશે એવી ખાત્રી આપી શકતા નથી જેથી ચાલુ વર્ષમા કન્યાશાળાઓ, બેઝીક શાળાઓ, બોર્ડીંગ સ્કૂલો અને ખાસ જરૂરીઆતની શાળાઓ પુરતી ૧૦૦ મુતરડી અને ૭૫ જાજરાં કરાવવા અને તે માટે રૂા. ૧૨૫૦)નું પુરવણી બજેટ મંજુર કરવા લો. ઓ.ને ભલામણ કરવી. (૫) સ્કૂ. બોર્ડે કલાર્ક મી. આર. એસ. પટેલની નીમણુંકને ડી. પી આઇ. સાહેબે બહાલી આપી છે. અને તેમને ઓનર્સ ગ્રેજ્યુએટ હોવાથી રૂા. ૫૦) આપી શકાય એવી સૂચના તેમણે કરી છે જેથી તા. ૧-૬-૪૦થી તેમને રૂા. ૫૦) આપવા મંજુર છે. વળી કલાર્ક મજકુરની તા. ૧-૯-૩૯થી નીમણુંક કરેલી હોવાથી તેમને તે તારીખથી રૂા. ૫૦) આપવાની મંજુરી આપવા ડી. પી. આઇ. સાહેબને ભલામણ કરવી. (૬) કોમ્પેક્ટ અને આઇસોલેટેડ એરીઆની બેઝીક શાળામાં તા. ૧-૬-૪૦થી બેઝીક ત્રીજું ધોરણ ખોલવામાં આવેલું હોવાથી વધારાના વીસ શિક્ષકોની નવી જગ્યા તે તારીખથી કાઢવાની મંજુરી આપવા લો. ઓ. ને ભલામણ કરવી. (૭) ઉર્દુ આસી. ડે. એ. ઈ. અને શાળા કમિટીના સભ્યોની બારડોલી ઉર્દુ મુખ્ય શાળા સાથે જોડી દેવાની માંગણી બહાલ રાખવી અને તા. ૧-૭-૪૦ થી મહર્દુ કન્યાશાળાને ઉર્દુ મુખ્ય શાળા સાથે જોડી દેવી. (૮) ટેમ્પરરી કલાર્કની જગ્યાની મુદત તા. ૧-૬-૪૦ સુધી વધારવા મંજુરી આપવા અને તે માટે રૂા. ૧૮૦) નું પુરવણી બજેટ મંજુર કરવા લો. ઓ ને ભલામણ કરવી અને તે જગ્યા પર બીન પગારદાર ઉમેદવાર મી. એન. એન. ભાજીવાળાની નીમણુંક કરવા મંજુરી આપવી. (૯) બહુમાન (માંડવી) કન્યાશાળાના આસી. જટાશંકર લક્ષ્મીશંકરને તેમની અરજી પરથી તા ૩૦-૬-૪૦ને રોજ સાંજથી રીટાયર થવાની મંજુરી આપવી. (૧૦) કઠોવી અંગ્રેજી વર્ગના શિક્ષકે વર્ષો થયાં એમ. ટી. સી. પરીક્ષા પાસ કરવા પ્રયાસ કર્યો નથી તેમજ તેમનું કામ પણ સંતોષકારક નથી જેથી તા. ૭-૭-૪૦થી તેમને છુટા કરવા ચેરમેન સાહેબે આપેલી નોટીસને બહાલી આપવી. (૧૧) ઉમરસાડી પટેલ ફળીયાના લોકોની અરજી તથા એ ફળીયાના આજે આવેલા ડેપ્યુટેશનની હકીકત સાંભળી એમની દલીલો પર પુખ્ત વિચાર કરતાં, અગાઉ આ બાબતમાં બોર્ડે કરેલા નિર્ણયમાં ફેરફાર કરવાનું યોગ્ય લાગતું નથી.

# ગામપંચાયતો વિષે

નામદાર સરકારે તેમના નોટીફીકેશન નંબર ૫૧૮/૩૮ (બ) તા. ૧૮-૩-૪૦ થી જાહેર કર્યું છે કે સૂરત જિલ્લામાં ગામ પંચાયતના કાયદા પ્રમાણે નીચે જણાવેલા ગામોમાં તા. ૧-૧૧-૪૦ પછી પંચાયતો સ્થાપન કરવામાં આવશે

**તા. ચોર્યાસી**

(૧) અડાજણ
(૨) કતારગામ
(૩) ભાઠા
(૪) મોટા વરાછા
(૫) અડાજ
(૬) સુવાલી

**તા. માંડવી**

(૭) માંડવી
(૮) તડકેશ્વર
(૯) બોધાણ

**તા. બારડોલી**

(૧૦) બારડોલી
(૧૧) કડોદ
(૧૨) સરભોણ
(૧૩) વાંકાનેર
(૧૪) અંભેટી
(૧૫) વાલોડ
(૧૬) બુહારી

**તા. જલાલપોર**

(૧૭) અબ્રામા
(૧૮) આમનસાડ
(૧૯) સરીબુજરંગ
(૨૦) જલાલપોર
(૨૧) મરોલી
(૨૨) નાગધરા

**તા. ચીખલી**

(૨૩) આલીપોર
(૨૪) ગણદેવા
(૨૫) ધેજ
(૨૬) સાદકપોર

**તા. વલસાડ**

(૨૭) માલવણ
(૨૮) બાદેલી જગાલાલા
(૨૯) બીગરી

**તા. પારડી**

(૩૦) પારડી
(૩૧) ઉદવાડા
(૩૨) વાપી
(૩૩) અંબાચ
(૩૪) પરીઆ
(૩૫) ઉમરસાડી

હાલ નીચે જણાવેલા ગામોમાં પંચાયતો ચાલુ છે

**તા. ચોર્યાસી**

(૧) ઇચ્છાપોર

**તા. ઓલપાડ**

(૨) કરંજ
(૩) સુરત
(૪) ભગવા
(૫) સાંધીએર
(૬) સાયણ
(૭) ગોથાણ
(૮) માધર
(૯) ઓલપાડ

**તા. માંડવી**

(૧૦) ઉન
(૧૧) ઓલવાડી

**તા. બારડોલી**

(૧૨) બાગણીઆ-અદયાપોર
(૧૩) સ્યાદલા-તીત્વા-એ ધા
(૧૪) પેનાલ સુહરી વીરપોર
(૧૫) મોતા
(૧૬) પેરા
(૧૭) માણેકપોર
(૧૮) રૂવા ભરમપુર
(૧૯) અકોટી કનસદ
(૨૦) મઢી
(૨૧) કમાલછોડ

**તા. જલાલપોર**

(૨૨) મુનસાડ
(૨૩) ખરસાડ
(૨૪) અબ્રામા
(૨૫) કઠોલી
(૨૬) આટ

**તા. ચીખલી**

(૨૭) ચીખલી-સમરોલી
(૨૮) દેગામ
(૨૯) ગોધવ
(૩૦) દોણજા
(૩૧) આમધરા
(૩૨) વાઝણા
(૩૩) ખેરગામ

**તા. વલસાડ**

(૩૪) અટગામ

જિલ્લામાં હાલ ૩૪ ગામ પંચાયતો ચાલુ છે એટલે ઉપરની નવી પંચાયતો પછી જિલ્લામાં ગામપંચાયતોની કુલ સંખ્યા તા ૧-૧૧-૪૦ પછી ૬૯ થશે

# સ્કૂલબોર્ડની કાર્યવાહી

સુરત જિ. સ્કૂલબોર્ડની તા. ૨૯-૬-૪૦ ને રોજ શ્રી કલ્યાણજી વિ. મહેતાના પ્રમુખપદે મળેલી સભામાં થયેલા અગત્યના ઠરાવો અહીં આપવામાં આવે છે.

(૧) સરભોણ અંગ્રેજી વર્ગના શિક્ષકે ગયે વર્ષે એમ ટી સી. પરીક્ષામાં બેસવા મંજુરી માંગેલી પણ આગળનાં કેસનો મજરે નહિં મળવાથી પુરતાં ચેમનો આપવાનો સમય ન રહેવાથી તેઓ પરીક્ષા ,આપી શકેલા નહિ તેમજ એમનું કામ સંતોષકારક હોવાથી એમને એક વધુ તક આપવી અને તા ૭-૭-૪૦ થી છુટા કરવાની નોટીસ પાછી ખેંચી લેવી. (૨) શીકેર (વાલોડ) ની શાળામાં સુથારી શિક્ષણ માટે તમામ ખર્ચ ગામ લોકો આપવા કબુલ થયેલા હોવાથી સદહું શિક્ષણ દાખલ કરવા બોર્ડની મંજૂરીની અપેક્ષાએ ચેરમેન સાહેબે આપેલી મજૂરીને તથા સુથારી શિક્ષક તરીકે શ્રી. છીતુભાઈ હરિભાઈની રૂ. ૫) ના માસિક પગારથી કરેલી નીમણુંકને બહાલી આપવી. (૩) હિંદુસ્તાની સ્કૂલો પાછળના ખર્ચને વધારાનો ખર્ચ ગણીને તે ઉપર બ્લોક ગ્રાન્ટ આપવા બાબતનો ડી. પી. આઇ. સાહેબનો પત્ર નોંધ લઈ દફતરે ,કરવો. (૪) જાજરાં અને મુતરડી માટેની ગ્રાન્ટનું પ્રોવીઝન સરકારે બજેટમાં કરેલું હોવાથી તે મળી શકશે એમ ડી પી. આઈ. સાહેબે જણાવ્યું છે પણ બોર્ડે ૨૦૦ મુતરડી અને ૫૦ જાજરાની માગેલી ગ્રાન્ટ મળી શકશે એવી ખાત્રી આપી શકતા નથી જેથી ચાલુ વર્ષમાં કન્યાશાળાઓ, બેઝીક શાળાઓ, બોર્ડીંગ સ્કૂલો અને ખાસ જરૂરીઆતની શાળાઓ પુરતી ૧૦૦ મુતરડી અને ૭૫ જાજરાં ઠરાવવા અને તે માટે રૂ. ૧૨૫૦)નું પુરવણી બજેટ મંજુર કરવા લો. ઓ.ને ભલામણ કરવી. (૫) સ્કૂ. બોર્ડે ક્લાર્ક મી. આર. એસ. પટેલની નીમણુંને ડી. પી આઇ. સાહેબે બહાલી આપી છે. અને તેમને ગ્રેજ્યુએટ હોવાથી રૂ. ૫૦) આપી શકાય એવી સુચના તેમણે કરી છે જેથી તા. ૧-૬-૪૦થી તેમને રૂ. ૫૦) આપવા મંજુર છે. વળી ક્લાર્ક મજકુરની તા. ૧-૯-૩૯થી નીમણુંક કરેલી હોવાથી તેમને તે તારીખથી રૂ. ૫૦) આપવાની મંજુરી આપવા ડી. પી. આઇ. સાહેબને ભલામણ કરવી. (૬) કોમ્પેક્ટ અને આઇસોલેટેડ એરીઆની બેઝીક શાળામા તા. ૬-૬-૪૦થી બેઝીક ત્રીજું ધોરણ ખોલવામાં આવેલું હોવાથી વધારાના બીજા શિક્ષકોની નવી જગ્યા તે તારીખથી કાઢવાની મંજુરી આપવા લો. ઓ. ને ભલામણ કરવી. (૭) ઉર્દૂ આસી. ડે. એ. ઈ. અને શાળા કમિટીના સભ્યોની બારડોલી ઉર્દૂ મુખ્ય શાળા સાથે જોડી દેવાની માંગણી બહાલ રાખવી અને તા. ૧-૭-૪૦ થી સદહું કન્યાશાળાને ઉર્દૂ મુખ્ય શાળા સાથે જોડી દેવી. (૮) ટેમ્પરરી ક્લાર્કની જગ્યાની મુદત તા. ૧-૬-૪૦ સુધી વધારવા મંજુરી આપવા અને તે માટે રૂ. ૧૮૦) નું પુરવણી બજેટ મંજુર કરવા લો. ઓ. ને ભલામણ કરી અને તે જગ્યા પર બીન પગારદાર ઉમેદવાર મી. એન. એન. ભાજીવાળાની નીમણુંક કરવા મંજુરી આપવી. (૯) બહુધાન (ગાંડવી) કન્યાશાળાના આસી. જટાશંકર લક્ષ્મીશંકરને તેમની અરજી પરથી તા ૩૦-૬-૪૦ને રોજ સાંજથી રીટાયર થવાની મંજુરી ,આપવી. (૧૦) કઠોવી અંગ્રેજી વર્ગના શિક્ષકે વર્ષો થયાં એમ. ટી. સી. પરીક્ષા પાસ કરવા પ્રયાસ કર્યો નથી તેમજ તેમનું કામ પણ સંતોષકારક નથી જેથી તા. ૭-૭-૪૦થી તેમને છુટા કરવા ચેરમેન સાહેબે આપેલી નોટીસને બહાલી આપવી. (૧૧) ઉમરસાડી પટેલ ફળીયાના લોકોની અરજી તથા એ ફળીયાના આજે આવેલા ડેપ્યુટેશનની હકીકત સાંભળી એમની દલીલો પર પુખ્ત વિચાર કરતાં, અગાઉ આ બાબતમાં બોર્ડે કરેલા નિર્ણયમાં ફેરફાર કરવાનું યોગ્ય લાગતું નથી

# સમાચાર સંગ્રહ

## જુન-જુલાઈની રોજનીશી

**જુન તા. ૧૮** ઇન્દ્રાપુર (જંલાનપુર) ગામે ગયા માર્ચ માસમા આગથી હરિજનો ઝુંપડા બળી ગયા હતા તે અંગે મુબઇ સરકારે રૂ ૪૮૦ આપ્યા

**તા. ૨૦**—ખાનગી મિલકત કબજે થવાની અફવા ખોટી છે ને એ મિલકતો જ કરવાનો સરકારનો ઇરાદો નથી એમ જણાવતી સરકારી યાદી બ્હાર પાડી

**તા. ૨૧**—રામનગરના રાજાએ ગાંધીજીને ભીગી હરાના નામનુ ગામ ભેટ આપ ચપારણના સત્યાગ્રહ વખતે ગાંધીજીએ ત્યા ખુબ સમય ગાળ્યો હતો એ ગામની આ રૂ ૩૦૦૦૦ની છે

**તા. ૨૪**—વાનોડ મહાલની વર્ધા યોજનાની શાળાઓની મુલાકાતે ગયે વર્ષે વર્ધાવા શ્રી આયનાયકમ્ બેઝીક ઇન્સ્પેકટર શ્રી લાલભાઇ દેસાઇ સાથે આવ્યા હતા તે સમ વાનોડ કન્યાશાળાનુ સુન્દર કામ જોઈ તેમને સતોષ થયો હતો એ કન્યાશાળાની પહેલા બી ધોરણની બાળાઓએ તકલી પર કાતેલા સુતરનો વણાવનો પહેલો તાકો મહાત્મા ગાંધીજ ભેટ આપવાની ઇચ્છા બતાવેલી તે મુજબ એ તાકો તૈયાર થતા રકૂલબોર્ડે તે તાકો ગાંધીજ ભેટ આપવાની સરકારની પરવાનગી માગી હતી અને તે મળતા ગાંધીજીને તે તાકો મોકલાવ હતો તેનો સહર્ષ સ્વીકાર કરી ગાંધીજીએ બાળાઓને આશીર્વાદ મોકલ્યા

**તા. ૨૫**—જે શિક્ષકોએ શિક્ષણની તાલીમ લીધી હોય તેવાઓ એટલે જે ગુજરાતી ટ્રેનીંગ કોલેજમા ટ્રેઈન્ડ એસ સી અને બી ટી થયા હોય તેમને મુ સરકારની હિંદુસ્તાની શિક્ષક સનદ પરિક્ષાના ભાષા શિક્ષણ પદ્ધતિના પેપરમાથી મુ આપવામા આવી

**જુલાઈ તા. ૧**—સુરત જિ ગામ ઉદ્યોગ મડળના આશ્રયે જિલ્લાના ત મડળોની સ્થાપના કરવાનુ ઠર્યું

—અમદાવાદ મ્યુ તરફથી એક અઠવાડિક પત્ર પ્રગટ કરવાનુ ઠર્યું

**તા. ૩**—દિલ્હીમા વર્કીંગ કમિટીની બેઠક શરૂ થઈ

**તા. ૪**—મુબઇ સરકારે ખેડુતોને તગાવી ઉપર બી પુરૂ પાડવા માટે રૂ ૫૦ મજુર કર્યા તેમા ગુજરાત ના સમિતિએ ખેડૂતોને સસ્તા ભાવે બી આપવા દુકાનો ખો છે ને ૪૦ હજાર રૂ નુ બી આપ્યુ

**તા. ૭**—સરહદના ગાંધી ખાન અબદુલ ગફારખાને વર્કીંગ કમિટીમાથી રાજીનામું આ

**તા. ૧૧**—શ્રી ઠક્કરબાપા સુરતની મુલાકાતે આવ્યા સુરત શહેરમા હરિજન પ્રવૃત્તિ અવલોકન કર્યું ત્યારે ડિ લો બોર્ડના મકાનમા જિલ્લાના કાર્યકર્તાઓ સાથે વાર્તાલાપ ક